ડૉ. બાબાસાહેબ

# આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

## ગ્રંથ-૧૬

કોંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું ?



# ડૉ. બાબાસાહેબ આંબેડકર
# સંપૂર્ણ અક્ષરદેહ
# ગ્રંથ : ૧૬

## કૉંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું !

લેખક :
ડૉ. બી. આર. આંબેડકર

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર
૧૯૯૮



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ. એમ.એસ.સી. પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસસી. (લંડન)
એલએલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઉસ્માનીયા)
બાર.એટ.લૉ. (લંડન)

જન્મ : ૧૪ એપ્રીલ, ૧૮૯૧
પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

# શાસકવર્ગ અને દાસવર્ગ

શ્રેષ્ઠ વ્યક્તિને કારણે સર્વ શ્રેષ્ઠ વ્યક્તિને દૂર કરાય, માત્ર સારી વ્યક્તિને કારણે બહેતર વ્યક્તિને દૂર કરાય અને ખરાબ વ્યક્તિને કારણે સારી વ્યક્તિને દૂર કરાય એવું કશું ન થવું જોઈએ અને આ અમૂર્ત સિદ્ધાંત સાથે કોઈને તકરાર હોઈ શકે નહિ.

પણ માનવી યંત્ર નથી. તે કેટલાક પ્રત્યે સહાનુભૂતિની તો અન્યો પ્રત્યે દ્વેષની લાગણી દર્શાવતો માનવી છે. 'શ્રેષ્ઠ' વ્યક્તિ માટેય આ સાચું જ છે. તેનામાં પણ વર્ગભેદ અને વર્ગદ્વેષની લાગણીઓ હોય છે. આ ખ્યાલોનું ધ્યાન રાખીએ તો શાસકવર્ગો અને દાસવર્ગોના એકબીજા માટેના અભિગમોમાં જે ભેદ છે તે એક રાષ્ટ્રની વ્યક્તિના અન્ય રાષ્ટ્રની વ્યક્તિ પ્રત્યેના અભિગમ જેવા જ હોય છે.

— ડૉ. આંબેડકર

પ્રથમ આવૃત્તિ : એપ્રીલ ૧૯૯૮
પ્રત : ૪,૦૦૦ સામાન્ય સંસ્કરણ
૧,૦૦૦ ડીલક્ષ સંસ્કરણ

મૂલ્ય: રૂ. ૪૦/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૧૦૦/- (ડીલક્ષ સંસ્કરણ)

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત રાજય, ગાંધીનગર.

વેચાણ કેન્દ્ર :
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રામ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી ભવન પાસે, એનેક્ષી-જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

મુદ્રક : એવ પ્રિન્ટર્સ, ટે.નં. ૫૩૨૫૩૫૧, અમદાવાદ.
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે એવ પ્રિન્ટર્સ, અમદાવાદ દ્વારા મુદ્રિત.

સલાહકાર :

માનનીય શ્રી ૧. મેનકા ગાંધી
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી કેશુભાઈ પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય

૩. શ્રી મહેન્દ્ર ત્રિવેદી
મંત્રી, રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ

૪. શ્રી ડી. કે. મનાવલન
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૫. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૬. વસંત મૂન
પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૭. શ્રી એસ. કે. નંદા
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૮. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને
સંકલન

સંકલન (મૂળ અંગ્રેજી)
શ્રી વસંત મુન

અનુવાદક :
ડૉ. રવિન્દ્ર ઠાકોર

પરામર્શક :
રતિલાલ સા. નાયક
જોસેફ મેકવાન
ડૉ. રમેશચંદ્ર પરમાર

મુખ્ય સંપાદક અને સંકલન :
એમ. કે. પરમાર
એમ.એ.એમ.ફીલ






## સંદેશ

આર્ષદ્રષ્ટા ડો.બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગના કરુણાપૂર્ણ યુગપુરુષ હતા. તેમની દ્રષ્ટિમાં નારી નવચેતનાની પ્રતિક છે. તેમજ સમાજના નવનિર્માણમાં નારી પાયાનો પથ્થર છે. નારી અને સમાજની ઉન્નતિ અંગે ડો. આંબેડકરે કહ્યું હતું કે, “હું કોઈ પણ સમાજની પ્રગતિનું અનુમાન એ વાતથી કરું છું કે એ સમાજની મહિલાઓની સ્થિતિ કેવી છે ? નારીની ઉન્નતિ વિના પરિવાર, સમાજ તેમજ રાષ્ટ્રની પ્રગતિના સ્વપ્ન જોવાં એતો રણમાં વહાણ ચલાવવા સમાન છે" અને આ વિધાનને સાર્થક કરવા તેમણે હિન્દુ કોડ બીલની રચના કરી તેમાં ઊત્તરાધિકાર, છૂટાછેડા, વિધવા વિવાહ, પિતાની સંપત્તિમાં પૂત્રીનો ભાગ, સ્ત્રીધન સંબંધી અધિનિયમો રજૂ કરી નારી મુક્તિનો માર્ગ મોકળો કર્યો."

બાબાસાહેબના સમગ્ર સાહિત્યમાં નારી ઉત્થાન તેમજ રાષ્ટ્રની સામાજિક, આર્થિક સમસ્યાઓના ઉકેલની દિશાના દર્શન થાય છે. અમેરિકા અને યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમણે ઉચ્ચશિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. અર્થશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર, સમાજશાસ્ત્ર તથા નૃવંશશાસ્ત્રના શોધકર્તાના રૂપમાં તેમની નામના હતી. વર્તમાન યુગમાં બાબાસાહેબના આર્થિક વિચારો રાષ્ટ્રની પ્રગતિમાં સીમાચિહ્ન સમાન છે.

ડો. આંબેડકર ફાઉન્ડેશન બાબા સાહેબના સંપૂર્ણ વાડ્મયને હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરી રહ્યું છે. તેનું ઉમળકાભેર સર્વત્ર સ્વાગત થયેલ છે. આ શૃંખલામાં ડો. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતાં આનંદની લાગણી વ્યક્ત કરું છું.

આ મહાકાર્યમાં જોડાયેલા વિદ્વાન અનુવાદકો, પરામર્શકો, સંકલનકારોનું હું અભિવાદન કરું છું.

મેનકા ગાંધી
કલ્યાણમંત્રી, ભારત
સરકાર






## સંદેશો

ભારતના બંધારણના ઘડવૈયા અને દલિતોના ઉદ્ધારક ડૉ. બાબાસાહેબ આંબેડકર આ સદીની એક વિરલ વ્યક્તિ હતા. ડૉ. બાબાસાહેબ આંબેડકરની દ્રઢ માન્યતા હતી કે શિક્ષણ દ્વારા વ્યક્તિ વિકાસ અને સામાજિક ક્રાંતિ દ્વારા જ સમાનતા, સ્વતંત્રતા અને બંધુતાના પાયા ઉપર રાષ્ટ્રનું નવનિર્માણ થઈ શકશે.

ડૉ. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશન દ્વારા પ્રસિદ્ધ થયેલ બાબાસાહેબના વિધ્વતાપૂર્ણ લખાણનું હિન્દી, ગુજરાતી અને અન્ય ભાષાઓમાં ભાષાંતર કરી, પ્રજા સુધી પહોંચાડવાનું કાર્ય ખૂબ મહત્વનું છે. "ડૉ.બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં. ૧૬ કૉંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું!" ગુજરાતી ભાષામાં પ્રકાશિત થઈ રહ્યો છે ત્યારે હું આનંદની અને ધન્યતાની લાગણી અનુભવું છું. ગુજરાતી ભાષામાં આ પ્રકાશનોનો ઉમેરો થતાં સામાજિક સદ્ભાવના અને સામાજિક ન્યાયની પ્રક્રિયાને અવશ્ય વેગ મળશે.

આ ભગીરથ કાર્યમાં જે વિદ્વાન અનુવાદકો, અને પરામર્શકારોએ તેમની વિદ્વતાનો લાભ આપ્યો છે તે સૌની જહેમત અભિનંદનને પાત્ર છે. આ ગ્રંથના મુખ્ય સંપાદક શ્રી એમ.કે. પરમારે જે નિષ્ઠાથી કાર્ય પાર પાડ્યું છે તેને હું બિરદાવું છું.

હું આશા રાખું છું કે આ પ્રકાશનોને વ્યાપક લોક આવકાર મળશે.

કે.સ. પટેલ<br>
(કેશુભાઈ પટેલ)<br>
મુખ્યમંત્રી<br>
ગુજરાત રાજ્ય






## આવકાર

ડૉ. બાબાસાહેબ આંબેડકર બહુમુખી પ્રતિભા ધરાવતા હતા, તેઓ વિદ્વાન અર્થશાસ્ત્રી, નૃવંશશાસ્ત્રી, ધારાશાસ્ત્રી, વિદ્વાન લેખક, પ્રખર રાષ્ટ્રભક્ત અને સામાજિક નવચેતનાના પ્રહરી હતા.

બ્રિટીશરોએ તેમના શાસન દરમ્યાન ભારતવર્ષના આર્થિક જીવનને બેહાલ કર્યું હતું. તેનો તાદૃશ્ય ચિતાર તેમના શોધ નિબંધોમાં આલેખેલ છે. તેમજ અસ્પૃશ્યતા નિવારણ, સામાજિક ન્યાય, દલિતોધ્ધાર, નારી સન્માન, જાતિપ્રથા વિરોધ, વર્ણ વ્યવસ્થા નાશ, રાષ્ટ્રની આર્થિક, સામાજિક, રાજકીય ઉન્નતિ વગેરે વિષય પર તેમણે ઊંડુ ખેડાણ કરેલ છે.

મૂળ અંગ્રેજી વોલ્યુમ ૯માંથી ગુજરાતી ગ્રંથ નં. ૧૬ "કૉંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું !" ગુજરાતીમાં ભાષાંતર કરી, ગુજરાતની પ્રજાના કરકમળોમાં મૂક્તાં હું હર્ષ અને આનંદની લાગણી અનુભવું છું.

વિદ્વાન અનુવાદકો, પરામર્શકો, સંકલનકારોએ ખૂબજ મહેનત કરી આ ગ્રંથોના પ્રકાશનમાં જે ફાળો આપેલ છે તે સરાહનીય છે. તેમજ આ ગ્રંથોના મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ.કે. પરમારે આ ગ્રંથોના પ્રકાશનમાં ખૂબજ મહેનત કરેલ છે તેને આ તબક્કે બિરદાવું છું.

**મહેન્દ્ર ત્રિવેદી**
**મંત્રી,**
રમતગમત યુવા, અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ વિભાગ

# બે બોલ

ડૉ. બાબાસાહેબ આંબેડકર સ્વપ્નદ્રષ્ટા હતા તેમનું સમગ્રજીવન સદીઓથી શોષિત પીડીત અને દલિતોના સામાજિક, આર્થિક અને શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત હતું. તેમણે સમાજમાં પ્રવર્તમાન રૂઢિગ્રસ્ત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરી, સામાજિક ન્યાય અને દલિતોને અધિકારો અપાવવા માટે આજીવન સંઘર્ષ કર્યો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને આર્થિક વિચારોને સાકાર કરવા માટે ભારત સરકારે ડૉ. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. આ ફાઉન્ડેશન નીચે દર્શાવેલ મુખ્ય યોજનાઓને કાર્યાન્વિત કરવા કૃતસંકલ્પ છે.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુસ્તકાલય

૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુરસ્કાર

૩. ડૉ. આંબેડકર ચેર્સ (યુનિવર્સિટી)ની સ્થાપના.

૪. ડૉ. આંબેડકર વિદેશ સ્કોલરશિપ્સ

૫. ડૉ. આંબેડકર સંપૂર્ણ વાઙ્મયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન

૬. હિંદી અને અંગ્રેજીમાં ત્રિમાસીક **"ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા"**નું પ્રકાશન

૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રીય પુરસ્કાર

૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રીયસ્મારક (૨૬ અલીપુર રોડ, દિલ્હી)ની સ્થાપના.

ગુજરાતી ભાષામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ના પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદના સહભાગી બને છે. અને તેના મુખ્ય સંપાદક અને સંકલનકારશ્રી એમ.કે. પરમાર તથા વિદ્વાન અનુવાદકો પરામર્શકો સન્માનને પાત્ર છે.

ડી.કે. મનાવલન
સચિવ કલ્યાણ મંત્રાલય
ભારત સરકાર






# પ્રકાશકીય

અત્યંત આનંદની વાત છે કે ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયેલ બધાજ ગ્રંથોનું સુજ્ઞ વાંચકોએ સ્વાગત કર્યું છે.

આ શૃંખલામાં "ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં. ૧૧ થી ૧૭ (અંગ્રેજી વૉલ્યુમ ૬,૭,૮,૯,) વાંચકોને સમર્પિત કરતા હું આનંદની લાગણી અનુભવું છું.

આ ગ્રંથોમાં (૧) ઈસ્ટ ઈન્ડીયા કંપનીનો વહીવટ અને નાણાકીય બાબતો (૨) રૂપિયાની સમસ્યા (૩) શૂદ્રો કોણ હતા ? અને ભારતીય આર્યોના સમાજમાં તેઓ ચોથી વર્ણમાં કેવી રીતે સમાયા. (૪) અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્યો કેવી રીતે ગણાયા ? (૫) પાકિસ્તાન અને હિંદના ભાગલા (૬) કોંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું ? (૭) ગાંધીજી અને અસ્પૃશ્યતા નિવારણ વગેરે વિષયો પર ડૉ. બાબાસાહેબ આંબેડકરે પ્રકાશ પાડ્યો છે.

અંતમાં વિદ્વાન અનુવાદકો, પુર્નનિરીક્ષકો તથા અન્ય સહયોગીઓનો આભાર માનું છું.અને તેમાં વિશેષ કરીને મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ.કે. પરમારે સતત મહેનત કરી આ ગ્રંથોનું પ્રકાશન કરાવેલ છે તે ગણનાપાત્ર છે.

મને સંપૂર્ણ વિશ્વાસ છે કે ઉપરોક્ત ગ્રંથોનું પૂર્વવત્ સ્વાગત થશે.

એચ.આર. ભીમાશંકર
ડાયરેકટર
ડૉ. બાબાસાહેબ આંબેડકર
ફાઉન્ડેશન





# સંપાદકીય

ડો. બાબાસાહેબ જાતિપ્રથા, ચાતુવર્ણ તથા અસમાનતાના વિરોધી હતા. તેઓ પ્રખર રાજપુરુષ હતા. તેઓ પોતાના વિચારો નિર્ભયતાથી રજૂ કરતા હતા. પ્રસ્તુત ગ્રથં ૧૬ "કોંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું" માં બાબાસાહેબે અસ્પૃશ્યો, અસ્પૃશ્યયના સામાજિક રાજકીય અને વ્યક્તિગત વિચારોનો નિચોડ તારવ્યો છે." આ ગ્રંથમાં કોંગ્રેસ અને અસ્પૃશ્યોનો મહાત્મા ગાંધી અને અસ્પૃશ્યો, લઘુમતી કરાર, ક્રિપ્સ દરખાસ્તો, લોર્ડ વેવેલ અને મહાત્મા ગાંધીનો જુલાઈ ૧૯૪૯માં પત્ર વ્યવહાર ગાંધીજીના ઉપવાસ ડો. આંબેડકરનું નિવેદન, ત્રાવણકોરમાં મંદિર પ્રવેશ અનુસૂચિત જાતિઓની રાજકિય માગણીઓ, ગુલામો અને સ્વતંત્રતા, અનુસૂચિત જાતિઓ અને અનામત, વેવેલ યોજના વગેરે વિષયોની ડો. બાબાસેહેબ આંબેડકરે છણાવટ કરી છે.

અનુવાદનું કાર્ય મૌલિક લેખનથી પણ વધારે કઠણ હોય છે. અનુવાદક ભાષાનો જાણકાર હોવો જોઈએ. એટલું પુરતું નથી. પરંતુ તેને વિષયનું પુરેપુરું જ્ઞાન હોવું જરૂરી છે. આ ગ્રંથના અનુભવી વિદ્વાન અનુવાદકો, પરામર્શકો, તથા સંકલનકારોએ સમયની પરિધિમાં રહી, કાર્ય પુરું કરેલ છે તે બદલ તેમનો આભારી છું.

એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને સંકલન

## અનુક્રમ

# પરિશિષ્ટો

## પ્રકરણ ૯ (૧૯૪૬ની બીજી આવૃત્તિમાંથી)

### પરિશિષ્ટો

* * *

# કૉંગ્રેસ અને ગાંધીએ અસ્પૃશ્યો માટે શું કર્યું ?

લેખક :
બી. આર. આંબેડકર

અમારા સ્વામી થવામાં તમને રસ હોઈ શકે પણ
તમારા ગુલામો થવામાં અમને કેમ રસ હોય ? - થુસીડાઈડીઝ

(મહારાષ્ટ્ર સરકાર દ્વારા ૧૯૪૫ની આવૃત્તિનું પુનર્મુદ્રણ)

# અર્પણ

(૧૧) અને નાઓમીએ કહ્યું, 'પાછાં જાઓ, મારી દીકરીઓ; તમે શા માટે મારી સાથે આવો ?'... (૧૨) જાઓ, દીકરીઓ, પાછી જાઓ. ...(૧૪) આ સાંભળીને તેઓ ફરી મોટે મોટા સ્વરે રડવા લાગી અને ઓરપા પોતાની સાસુને ચુંબન કરી પોતાને પિયર ચાલી ગઈ પણ રુથ તેને વળગી રહી. (૧૫) પછી નાઓમીએ તેને કહ્યું, 'જો તારી જેઠાણી તેના લોકોમાં પાછી ગઈ છે અને તેના દેવને ફરી ભજશે. તું પણ તેની સાથે પાછી જા.' (૧૬) અને રુથે જવાબ આપ્યો, 'તમને છોડીને જવાનો કે તમને ન અનુસરવાનો આગ્રહ મને ન કરશો. તમે જયાં જશો ત્યાં હું જઈશ. તમે જયાં રહેશો ત્યાં હું રહીશ. તમારા લોકો તે મારા લોકો. તમારો ઈશ્વર તે મારો ઈશ્વર.' (૧૭) તમે જયાં મરશો ત્યાં હું મરીશ અને ત્યાં જ હું દટાઈશ. મૃત્યુ સિવાય બીજા કશાથી હું જો તમારાથી વિખૂટી થાઉં તો પ્રભુ મને પૂછો.

આપણે જયારે બાઈબલ સાથે વાંચતા હતા ત્યારે આ કંડિકાની મધુરતા તથા કરુણતા તમને કેવી સ્પર્શતી હતી તે હું જાણું છું. આજે ફરી વાંચતા તમને જયારે આનંદ થશે ત્યારે મને ખાતરી છે કે તમે પૂછશો કે મેં આ સંદર્ભમાં તેનું સ્મરણ કેમ કર્યું ? 'તમારા લોકો તે મારા લોકો અને તમારો ઈશ્વર તે મારો ઈશ્વર,' એવા રૂથના પેલા કથનની ચર્ચા આપણે કરી હતી તે તમને યાદ છે ? મને તે સંપૂર્ણ યાદ છે અને આપણાં મતાંતરો પણ. તમારો અભિપ્રાય દૃઢ હતો કે પત્નીને અનુરૂપ સાચી લાગણીઓની અભિવ્યક્તિમાં તેનું મૂલ્ય છે. મેં દલીલ કરી હતી કે આ કંડિકાનું સમાજશાસ્ત્રીય મૂલ્ય છે અને તે આધુનિક સમાજથી પુરાણા સમાજને અલગ તારવવામાં સહાય કરે છે તેવા ડૉ. સ્મિથના વિશ્લેષણ સાથે હું સંમત થાઉં છું. રુથનું કથન, 'તમારા લોકો તે મારા લોકો અને તમારો ઈશ્વર તે મારો ઈશ્વર' તે પુરાણા સમાજનું દ્યોતક છે. જેની વર્ચસ્વી લાક્ષણિકતા એ છે કે તે માણસ વત્તા ઈશ્વરનો સમાજ હતો જયારે આધુનિક સમાજ માત્ર માણસોનો (કૃપયા યાદ રાખજો કે માણસોમાં સ્ત્રીઓનો સમાવેશ થાય છે જ) જ સમાજ છે. ત્યારે તમને મારો અભિપ્રાય

સ્વીકાર્ય નહોતો. પણ આ વિષય પર હું પુસ્તક લખું તેવા તમારા આગ્રહમાં તમને રસ હતો. મેં તેમ કરવાનું વચન આપ્યું કારણ કે એક પૌર્વાત્ય તરીકે હું એવા સમાજમાંથી આવું છું જે હજુ પણ પ્રાચીન છે અને જયાં મનુષ્ય કરતાં ઈશ્વર એક મહત્ત્વનો સદસ્ય છે. અત્યારે આ વાર્તાલાપનું મહત્ત્વ મારે માટે એ છે કે જો હું તેવું પુસ્તક લખવા સફળ થાઉં તો તે મારે તમને અર્પણ કરવું તેવું મેં વચન આપ્યું હતું. પ્રો. સ્મિથના વિશ્લેષણે મારી સામે નવી ક્ષિતિજો ખોલી અને મારું વચન પળાશે તેવી મારી આશા હતી જ. પણ હવે તે ખ્યાલને પુસ્તકાકારે વિકસાવવાની તકો ખૂબ દૂરની છે. તમે જાણો જ છો કે, હું રાજકારણના ઝંઝાવાતોમાં ખેંચાઈ ગયો છું જેથી સાહિત્યિક પ્રવૃત્તિ માટે સમય ફાળવવાનું મારે માટે શક્ય નથી. હું ક્યારે તેમાંથી બહાર નીકળીશ તે હું જાણતો નથી. યુધ્દના આરંભ પછી તો વચન પૂરું કરવાની નિષ્ફળતાની લાગણી મને ઘેરી વળી છે અને સાથે સાથે ભયની એક એવી લાગણી પ્રવર્તે છે કે આ યુધ્દ અકસ્માતમાં તમે મૃત્યુ પામો અને જો હું તે પુસ્તક સંપૂર્ણ કરું તો તે સ્વીકારવા ન રહો. પણ અણધાર્યું જ બન્યું. મૃત્યુના સકંજામાંથી તમે મુક્ત છો, જીવો છો. આ પુસ્તક અહીં અર્પણની રાહ જુએ છે. આ બંને ઘટનાના સુખદ સંયોગે મને એવો વિચાર કરવા પ્રેર્યો કે અનિશ્ચિત્તકાળ સુધી મોકૂફ રાખવાને બદલે, હું મારું વચન, આ પુસ્તક, જેને હું પૂરું કરી શક્યો છું તે પુસ્તક તમને જ અર્પું. વિષય જુદો હોવા છતાંય તે નકામો વિકલ્પ તો નથી જ. તમે સ્વીકારશો ને ?

પ્રતિ,

ફાધર. બી.આર.એ.

તમારી ઉપસ્થિતિ એટલે જ આનંદની સભરતા.

તેની સ્મૃતિમાં.

# પ્રસ્તાવના

"૧૮૯૨માં ઈંગ્લેન્ડમાં પાર્લામેન્ટની નવી ચૂંટણીઓ થઈ અને તે ચૂંટણીમાં લૉર્ડ સૉલ્સબરિના નેતૃત્વ નીચેના રૂઢીચુસ્ત પક્ષનો પરાજય થયો અને ગ્લેડસ્ટનના નેતૃત્ત્વ નીચેનો ઉદારમતવાદી પક્ષ વિજયી બન્યો. આ ચૂંટણીની નોંધપાત્ર ઘટના તો એ હતી કે ચૂંટણીમાં પોતાના પક્ષનો પરાજય થયા છતાંય, સંસદની પ્રણાલિકા અનુસાર ઉદારમતવાદી પક્ષના નેતાને પોતાની સત્તા સોંપવાનો લૉર્ડ સૉલ્સબરિએ ઈન્કાર કર્યો. જ્યારે સંસદ મળી ત્યારે ઈંગ્લેંડની મહારાણીએ સિંહાસન પરથી લૉર્ડ સેલ્સબરિની સરકારની વૈધાનિક નીતિને સમાવિષ્ટ કરતું પ્રણાલિકાગત, મનોહર પ્રવચન આપ્યું અને શાસક પક્ષે મહારાણીના આ પ્રણાલિકાગત પ્રવચનને સમર્થન આપતો પ્રસ્તાવ પ્રસ્તુત કર્યો. લૉર્ડ સૉલ્સબરિની સરકાર ગેરકાયદેસર સરકાર હતી. આ બ્રિટિશ બંધારણના મૂળભૂત સિધ્ધાંતને પડકાર હતો. તે બંધારણે તો એ જ માન્ય રાખ્યું હતું કે સરકાર રચવાના પક્ષના અધિકાર માટે સંસદમાં તે પક્ષની બહુમતી તે જ પક્ષનું કાયદેસરનું સત્ય હતું. ઉદારમતવાદી પક્ષના સભ્યોએ આ પડકાર ઝીલી લીધો અને મહારાણીના પ્રવચનમાં સુધારો રજૂ કર્યો. લૉર્ડ સૉલ્સબરિની સરકારને બહુમતીનું સમર્થન નહોતું છતાંય સત્તા પર ટકી રહેવાના તેના આગ્રહને વખોડવાનો પ્રયત્ન તે સુધારો કરતો હતો. આ સુધારાને રજૂ કરવાનું કામ સ્વ. લૉર્ડ (ત્યારે મિસ્ટર) એસક્વિથને સોંપાયું હતું. આ સુધારાને સમર્થન આપતાં પોતાના પ્રવચનમાં મિ. એસક્વિથે હવે તો પ્રસિધ્ધ બની ગયેલું વાક્ય વાપર્યું : 'કોઝા ફિનિશ એસ્ટ : રોમા લોક્યુરા એસ્ટ (રોમ હવે બોલી ઉઠયું છે અને વિવાદનો હવે અંત આવવો જોઈએ.) મૂળ તો આ વાક્ય સેન્ટ ઓગસ્ટાઈને વાપર્યું હતું પણ એક જુદા જ સંદર્ભમાં એક ધાર્મિક વિવાદ દરમ્યાન તેનો ઉપયોગ થયો હતો અને પોપના હોદ્દાના સાર્વભૌમત્વના મૂળભૂત પાયા તરીકે તે પ્રચલિત બન્યું હતું. સસંદીય લોકશાહીના મૂળભૂત સિધ્ધાંતને સમાવિષ્ટ કરવાની રાજકીય આચાર સંહિતા તરીકે મિ. એસક્વિથે તેનો ઉપયોગ કર્યો હતો. પ્રજાકીય સરકાર જેના પર નિર્ભર છે તેવા મૂળભૂત સિધ્ધાંત તરીકે એટલે કે રાજકીય બહુમતીને જ શાસન કરવાનો અધિકાર

છે તેવા મૂળભૂત સિદ્ધાંત તરીકે તેનો આજે સ્વીકાર થઈ ચૂક્યો છે.' ક્ષણના ય વિલંબ વિના તે વાક્યે સૉલ્સબરિની સરકાર વિરુદ્ધ જે કહેવાનું હતું તે કહી દીધું અને જયાં જયાં સાંસદીય લોકશાહી કામ કરે છે. ત્યાં ત્યાં ચૂંટણીઓમાં પરાજિત થતા સઘળા પક્ષોની વિરુદ્ધ તે આ જ કહે છે, તેણે આ જ કહેવું જોઈએ.

હિંદ સરકારના ૧૯૩૫ના કાયદા અનુસાર હિંદમાં ૧૯૩૭માં, પ્રાંતીય ધારાસભાઓની યોજાયેલી ચૂંટણીઓનાં પરિણામ જયારે જાહેર થયાં ત્યારે મને આ સિદ્ધાંતનું સ્મરણ થયું. ત્યારે વાસ્તવમાં કોંગ્રેસે તો નહોતું કહ્યું, 'કોઝા ફિનિશ એસ્ટ : ઈન્ડિયા લોકયુટા એસ્ટ.' પણ ચૂંટણીઓમાં જે પક્ષોએ કોંગ્રેસનો વિરોધ કર્યો હતો તેમને લાગે વળગે છે ત્યાં સુધી ચૂંટણીઓનાં પરિણામો જાણે કે આ જ વાકયની ઘોષણા કરતાં હતાં. ગોળમેજી પરિષદમાં અને સંયુક્ત પાર્લામેન્ટરી સમિતિમાં અસ્પૃશ્યોને પૂરાં પાંચ વર્ષો સુધી કોંગ્રેસ વિરુદ્ધ દોર્યા પછી, ચૂંટણીનાં આ પરિણામોની અસર મારા પર નહોતી પડી તેવો દંભ હું નહોતો કરી શકયો. મારી સામે તો એક જ પ્રશ્ન હતો : શું અસ્પૃશ્યો કોંગ્રેસમાં ભળી ગયા હતા ? આ વાત જ મારે માટે અકલ્પ્ય હતી કારણ કે હું માની જ નહોતો શકતો કે અસ્પૃશ્યો - કોંગ્રેસના ધનથી હંમેશા આકર્ષાઈને દ્રોહીની ભૂમિકા ભજવવા તૈયાર થતા કોંગ્રેસના કેટલાક દલાલોના અપવાદ સિવાય - શ્રી ગાંધી અને કોંગ્રેસે તેમની રાજકીય સંરક્ષણની એક એક માગણીનો છેક છેલ્લી ઘડી સુધી ડગલે ને પગલે વિરોધ કર્યો હતો તે ભૂલી આમ એકી સાથે કોંગ્રેસમાં ભળી જાય. આથી, મેં ૧૯૩૭માં યોજાયેલી ચૂંટણીનાં પરિણામોનો અભ્યાસ કરવાનો નિર્ણય કર્યો.

અસ્પૃશ્યોના દૃષ્ટિકોણથી પણ આવો અભ્યાસ અતિ અનિવાર્ય હતો તેની મને ગળાબૂડ ખાતરી થઈ ગઈ હતી. છતાંય આ કામ ગોકળ ગાયની ગતિએ ચાલ્યું. આને માટે ત્રણ કારણો જવાબદાર હતાં. અન્ય સાહિત્યિક આયોજનાઓને અગ્રતા આપવા માટે થોડોક સમય આ કામ બાજુએ મૂકવું પડયું કારણ કે તે આયોજનાઓ સત્વરે પૂર્ણ કરવાની હોઈ તેને અગ્રતાક્રમ આપવો જ પડે તેવો હતો. તેનો ઈન્કાર થઈ શકે તેમ નહોતો. બીજું, ૧૯૩૭નાં ચૂંટણી પરિણામો

પરનો જે સરકારી અહેવાલ, ચૂંટણીઓ થઈ ગયા પછી તરત જ પાર્લામેન્ટમાં રજૂ થયો હતો અને જે ચૂંટણીઓ સંબંધિત આંકડાઓના પ્રાથમિક પ્રાપ્તિસ્થાન જેવો હતો તે જ મારા હેતુ માટે અપૂર્ણ અને અપૂરતો પુરવાર થયો. અનુસૂચિત જ્ઞાતિના મતદારોએ કેવી રીતે મત આપ્યા હતા અને અનુસૂચિત જ્ઞાતિના ઉમેદવારોને કેટલા મત મળ્યા હતા તેના આંકડાઓ તેમાં અલગ અલગ રીતે દર્શાવ્યા નહોતા. જુદાં જુદાં ચૂંટણી મથકોમાં મતદારોએ કેવી રીતે મત આપ્યા હતા તેના આંકડાઓ તેમાં હતા પણ તેમાં હિંદુ મતદારો અને અનુસૂચિત જ્ઞાતિના મતદારોનો કોઈ ભેદ તારવ્યો નહોતો. આથી અનુસૂચિત જ્ઞાતિના મતદારોએ આપેલા મતોનું વિભાજન દર્શાવતા તથા અનુસૂચિત જ્ઞાતિના પ્રત્યેક ઉમેદવારે મેળવેલા મતોની સંખ્યા દર્શાવતા આંકડાઓ મને મોકલવાની વિનંતી કરતાં પરિપત્રો જુદી જુદી પ્રાંતીય સરકારોને મોકલવા પડયા. આથી અવશ્યપણે કામમાં વિલંબ થયો અને ત્રીજું એ કે ચૂંટણી પરિણામોની ચકાસણીનું કામ અતિ પરિશ્રમભર્યું બની ગયું. આ પુસ્તકમાં આપેલાં પરિશિષ્ટો જોતાં તેની પ્રતીતિ થશે.

આમ, કાર્ય ખોરંભે પડતું ગયું. આ વિલંબનું મને દુઃખ છે. કારણ કે વચગાળાના સમયમાં કૉંગ્રેસે કેટલી બધી દુષ્ટતા આચરી છે તે હું જાણું છું. અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ તે કરે છે તેવા તેના દાવાના સમર્થનમાં કોંગ્રેસે ચૂંટણીનાં આ પરિણામોની જાહેરાત કરી છે. આ જાહેરાતનો મુખ્ય મુદ્દો તો એ છે કે અનુસૂચિત જાતિઓને ફાળવવામાં આવેલી ૧૫૧ બેઠકોમાંથી માત્ર ૧૨ બેઠકો મેં સ્થાપેલી ધ ઈન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટીને મળી હતી અને બાકીની બધી જ બેઠકો કોંગ્રેસે જીતી લીધી હતી. કોંગ્રેસ જ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તેની નિર્ણયાત્મક સાબિતી તરીકે કોંગ્રેસી રસોડામાંથી આ ગંદી વસ્તુ પીરસવામાં આવી છે. કેટલેક સ્થળે તો આ જુઠ્ઠો પ્રચાર ગળે ઊતરી પણ ગયો. અરે, મિ. એચ. એન. બ્રેઈલસ્ફોર્ડ જેવી વ્યક્તિએ પણ તેમના 'સબ્જેક્ટ ઈન્ડિયા'માં ચકાસણીનો લગીરે પ્રયત્ન કર્યા વિના, તેના સત્યનો દેખીતો સ્વીકાર કરી કોંગ્રેસની આ વાહિયાત હકીકત પ્રગટ કરી. મને ખાતરી છે કે આ પુસ્તકમાં દર્શાવેલાં ચૂંટણીઓનાં પરિણામો આ જૂઠા પ્રચારને પર્દાફાશ કરી બરાબર સાચી

હકીકત કહી દેશે કારણ કે ચૂંટણી પરિણામોનું કોંગ્રેસનું અર્થઘટન સાવ વિકૃત છે. હકીકતમાં તો, ૧૯૩૭ની ચૂંટણીના આ પરિણામો, પોતે અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તેવા કોંગ્રેસના દાવાનું ખંડન કરે છે. કોંગ્રેસના અર્થઘટનને સમર્થન કરવા આપવાને બદલે આ ચૂંટણી તો એમ બતાવે છે કે, (૧) ૧૫૧ બેઠકોમાંથી કોંગ્રેસને માત્ર ૭૩ બેઠકો મળી હતી; (૨) લગભગ સઘળા મતદાનમથકોમાં પોતાના ઉમેદવારો ઊભા રાખી અસ્પૃશ્યો કોંગ્રેસ વિરુદ્ધ ચૂંટણી લડયા હતા; (૩) જે ૭૩ બેઠકો કોંગ્રેસે જીતી હતી તેમાની મોટા ભાગની બેઠકો તો હિંદુઓના મતોથી કોંગ્રેસે જીતી હતી અને આથી હકીકતમાં તો તે બેઠકો અનુસૂચિત જ્ઞાતિઓનું પ્રતિનિધિત્વ કરતી નહોતી. (૪) ૧૫૧ બેઠકોમાંથી કોંગ્રેસે ખરેખર જે બેઠકો મેળવી હોય એટલે કે અનુસૂચિત જ્ઞાતિઓના બહુમતી મતોને કારણે મેળવી હોય તે તો માત્ર ૩૮ જ હતી. ઈન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટી તો ૧૯૩૭માં, ચૂંટણીના થોડાક મહિનાઓ પૂર્વે જ સ્થપાઈ હતી. મુંબઈ પ્રાંતને તેણે પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું હતું. બીજા પ્રાંતોમાં તેની શાખાઓ સ્થાપવાનો સમય જ નહોતો. ઈન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટીની ટિકિટ પર ચૂંટણીઓ માત્ર મુંબઈ પ્રાંતમાં જ લડાઈ હતી અને ત્યાં ઈન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટીને નિષ્ફળતા નહિ પણ અણધારી, આશ્ચર્યજનક માત્રામાં સફળતા મળી હતી. મુંબઈ પ્રાંતમાં અનુસૂચિત જ્ઞાતિઓને ફાળવેલી ૧૫ બેઠકોમાંથી તેણે ૧૩ બેઠકો જીતી લીધી હતી, એટલું જ નહિ પણ બે સામાન્ય બેઠકો પર પણ તેણે જીત મેળવી હતી. આથી, અનુસૂચિત જ્ઞાતિઓ માટે આરક્ષિત રખાયેલી બધી જ બેઠકો કોંગ્રેસે જીતી હતી અને ઈન્ડીપેન્ડન્ટ લેબર પાર્ટી નિષ્ફળ નીવડી હતી તે વાતને લગીરે શંકા વિના દુષ્ટ જુઠાણા તરીકે પુરવાર કરતું એક પુસ્તક પૂરું કરવામાં હું સફળ થયો છું. એ વાતનો મને આનંદ છે જેમને આ વિષયમાં રસ છે અને જે સત્ય જાણવા માગે છે તે સહુને માટે આ પુસ્તક રસપ્રદ અને બોધપ્રદ નીવડશે.

પ્રસ્તાવના પૂરી કરું તે પહેલાં જેમના તરફથી મને એક યા બીજા પ્રકારે સહાય પ્રાપ્ત થઈ છે તેમના પ્રત્યે હું મારી કૃતજ્ઞતા દર્શાવવા ઈચ્છું છું. મારા પરિપત્રનો ઉત્તર આપવામાં અને મેં માગેલાં વિશેષ આંકડાઓ તથા હકીકતો પૂરી પાડવામાં તેમણે જે જહેમત ઉઠાવી છે તે બદલ હું પ્રાંતીય સરકારોનો

ઋણી છું. ઉત્તર પ્રદેશની કોંગ્રેસ સરકારમાં એકવાર સંસદીય સચિવ રહી ચૂકેલા મિ. કરણસિંઘ કાણે, બી.એ., એમ.એલ.એ.નો પણ, કોઠાઓ તૈયાર કરવાના પરિશ્રમભર્યા કાર્યમાં તેમણે મને કરેલી સહાય બદલ, હું આભાર માનું છું.

જે વાચક આ પ્રસ્તાવના વાંચી તેની અનુક્રમણિકા સાથે તુલના કરે છે તે સત્વરે પામી જશે કે આ પુસ્તક તેની સીમામર્યાદા બહારનાય વિષયોને આવરી લે છે. જિજ્ઞાસુને તો તેય જાણવાનું મન થશે કે પ્રસ્તાવનાના આગળના ખંડને અનુક્રમણિકા સાથે કઈ રીતનો સંબંધ છે. આ પુસ્તક તેના મૂળ સ્વરૂપમાં હતું તેના કરતાં તેના આ અંતિમ સ્વરૂપમાં સાવ જૂદું છે તે જ હકીકત તેની સ્પષ્ટતા માટે પર્યાપ્ત છે. ૪, ૫, ૬, ૭ અને ૯માં પ્રકરણોમાં તથા આંકડાકીય પરિશિષ્ટોમાં જે વિગતો અત્યારે વિશાળ મોટા પાયા પર ચર્ચાઈ છે તે વિગતોનું અતિ સંક્ષિપ્ત ક્ષેત્ર મૂળ સ્વરૂપમાં સમાવિષ્ટ થયું હતું. પ્રસ્તાવનાનો આગળનો ખંડ તે મૂળ કૃતિનો ખંડ છે. એટલે જ મેં તેને અવતરણચિહ્નોમાં મૂક્યો છે. જિજ્ઞાસુને કદાચ એય જાણવાનું મન થશે કે કૃતિનું આ અંતિમ સ્વરૂપ તેના મૂળ સ્વરૂપ કરતાં એટલું તે જૂદું કેમ પડી ગયું ! આની સ્પષ્ટતા સાવ સરળ છે. મૂળ કૃતિના પ્રુફસ એક મિત્ર અને સહકાર્યકરે જોયાં હતાં. કૃતિના વ્યાપથી તેને સંતોષ નહોતો થયો. તેનો આગ્રહ હતો કે અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાના કોંગ્રેસના દાવાને પર્દાફાશ કરવા માટે જ આ ચૂંટણી પરિણામોનો ઉપયોગ કરવો તે પૂરતું નથી, મારે કૈંક સવિશેષ કરવું જોઈએ. કોંગ્રેસે અને શ્રી ગાંધીએ અસ્પૃશ્યોની પરિસ્થિતિને સુધારવા માટે જે પ્રયત્ન કર્યો તે અસ્પૃશ્યોની જાણ માટે અને હકીકતોની વિકૃત રજૂઆત કરીને પોતાને પક્ષે લેવા માટે જે વિદેશીઓને કોંગ્રેસે ભોળવ્યા છે તેમની ય જાણ માટે મારે તે પ્રયત્નો ખુલ્લા પાડવા જોઈએ. પુસ્તક પ્રુફસ સુધી પહોંચ્યું હતું તે પરિસ્થિતિને કારણે ઉદ્‌ભવતી મુશ્કેલી ઉપરાંત મારે અન્ય કામો માટે પણ સમય ફાળવવાનો હતો. પણ પેલો મિત્ર જરીકે ટસનો મસ થાય તેમ નહોતો અને તેથી મારે તેની યોજના સ્વીકારવી પડી. મૂળ કૃતિ છપાઈને લગભગ ૭૫ પાનામાં પૂરી થઈ ગઈ હોત તેને નવેસરથી આકાર આપવો પડયો અને તેને સંવર્ધિત કરી. પુસ્તકનું આ સ્વરૂપ તે મૂળનું સંપૂર્ણ રૂપાંતર છે. ૧૯૧૭થી તે અત્યાર સુધીનાં કોંગ્રેસ અને

શ્રી ગાંધીનાં કાર્યો - અસ્પૃશ્યોનાં પ્રશ્નોને સ્પર્શતાં કાર્યોને આમાં સમાવિષ્ટ કર્યાં છે. કોંગ્રેસ વિશે ઘણું બધું લખાયું છે અને શ્રી ગાંધી વિશે તેનાથી ય વધુ પણ કોઈએ પણ તેમણે અસ્પૃશ્યો વિશે શું કર્યું તેની વાત હજી સુધી કરી નથી. પ્રત્યેક વ્યક્તિ જાણે છે કે સ્વરાજયના હિમાયતી તરીકેની કે અહિંસાના પુરસ્કર્તા તરીકેની પ્રતિષ્ઠા કરતાં અસ્પૃશ્યોના તારણહાર તરીકેની પોતાની પ્રતિષ્ઠાનું શ્રી ગાંધીને મન સવિશેષ મૂલ્ય છે. ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યોના એક માત્ર હિમાયતી હોવાનો દાવો તેમણે કર્યો હતો અને અન્ય કોઈનીય સાથે તે સન્માનની તે ભાગબટાઈ કરવા તૈયાર નહોતા. જયારે તેમના દાવા સામે વાંધો ઉઠાવવામાં આવ્યો ત્યારે તેમણે કેવી સ્થિતિ ઊભી કરી હતી તે મને યાદ છે. અસ્પૃશ્યોના હિમાયતી હોવાનો દાવો શ્રી ગાંધી પોતાના એકલાને માટે કરતા નથી. કોંગ્રેસ માટે પણ તે તેવો જ દાવો કરે છે. તેમનું કહેવું છે કે અસ્પૃશ્યોને થયેલા અન્યાયોનું નિવારણ કરવા કોંગ્રેસ સંપૂર્ણતયા વચનબધ્ધ છે અને તેમની એવી દલીલ છે કે અસ્પૃશ્યોને રાજકીય સંરક્ષણ આપવાનો કોઈ પણ પ્રયત્ન બિનજરૂરી અને હાનિકારક છે. આથી, શ્રી ગાંધીના અને કોંગ્રેસના આ દાવાઓનો વિગતવાર - ઊંડો અભ્યાસ અત્યાર સુધી હાથ ધરાયો નથી. તે એક મહાન કરુણ ઘટના છે.

જે હિંદુઓ શ્રી ગાંધીના આંધળા અનુયાયીઓ છે તેમને આ અભ્યાસ, આવા પ્રકારનો સૌ પ્રથમ અભ્યાસ ગમશે જ નહિ. અલબત્ત તે તેમનો કોપ પ્રજવલિત કરશે. જયારે 'શ્રી ગાંધીથી સાવધ રહો !' એવો નિષ્કર્ષ આવ્યો છે ત્યારે બીજું થાય પણ શું ? વ્યાપક દષ્ટિકોણથી જોતાં હિંદુઓએ આ અંગે રોષે ભરાવાનું કોઈ કારણ નથી. - અસ્પૃશ્યો જ એક માત્ર એવી કોમ નથી કે જે શ્રી ગાંધી વિશે આવું વિચારે છે. મુસ્લિમો, શીખો અને ભારતીય ઈસાઈઓ પણ શ્રી ગાંધી વિશે આવો જ અભિપ્રાય ધરાવે છે. હકીકતમાં તો આ પ્રશ્ન અંગે હિંદુઓએ ચિંતન કરવું જોઈએ અને પ્રશ્ન પૂછવો જોઈએ કે જયારે શ્રી ગાંધી એવું કહે છે કે તે મુસ્લિમોના, શીખોના અને અનુસૂચિત જ્ઞાતિઓના મિત્ર છે તોય કોઈ પણ કોમ તેમના પર કેમ વિશ્વાસ મૂકતી નથી ? અને આ અવિશ્વાસનું કારણ શું ? આજે પ્રત્યેક વ્યક્તિનો અવિશ્વાસ શ્રી ગાંધીને

મળ્યો છે. મારે મતે તો, પ્રત્યેક વ્યક્તિનો આવો તિરસ્કાર પામવો તેનાથી સવિશેષ મોટી બીજી કરુણતા કોઈ પણ નેતાની ન હોઈ શકે. પણ મને ચોક્કસ ખાતરી છે કે હિંદુઓ આ પ્રમાણેનો પ્રત્યાઘાત નહિ આપે. હંમેશની જેમ તેઓ આ પુસ્તકની નિંદા કરશે અને મને ગાળો દેશે. પણ પેલી કહેતી કહે છે તેમ : કૂતરાઓ ભલે ભસે, કારવાંએ આગળ વધવું જ રહ્યું. એ જ રીતે મારે પણ મારા કર્તવ્યનું પાલન કરવું જ રહ્યું - ભલે મારા વિરોધીઓને જે કૈં કહેવું હોય તે કહે. વોલ્ટરે કહ્યું છે તેમ : 'જે કોઈ પોતાના સમયના ઈતિહાસનું આલેખન કરે છે તેણે પોતે જ કંઈ કહ્યું છે અને પોતે જે કૈં નથી કહ્યું તે બધા જ માટે ચારે બાજુથી આક્રમણની અપેક્ષા રાખવી જ રહી. પણ જે વ્યક્તિ સત્ય તથા સ્વાતંત્ર્યને ચાહે છે, જેને કશાની અપેક્ષા નથી, કશાનો ભય નથી, જે કશું માગતો નથી અને પોતાની મહત્ત્વાકાંક્ષાને લેખન પૂરતી જ સીમિત કરે છે. તેણે આવી નાની ક્ષતિઓથી નિરુત્સાહી ન બનવું જોઈએ.'

આ પુસ્તકનું કદ મોટું થયું છે. એમ પણ કહી શકાય કે વિગત પ્રચુરતા ને કારણે તથા પુનરાવર્તનોનેય કારણે તેને સહન કરવું પડયું છે. આ અંગે હું સભાન છું. પણ મેં આ પુસ્તક ખાસ કરીને તો અસ્પૃશ્યો તથા વિદેશીઓ માટે લખ્યું છે. બંને પાસે પ્રસ્તુત હકીકતોનું જ્ઞાન છે તેવું હું ધારી ન શકું. મારી સામે મારો જે વિશિષ્ટ વાચક વર્ગ છે તેમને માટે તો સંસ્કારી અને સુજ્ઞ વાચક વર્ગની કલાત્મક સૂઝ અથવા અતિ ચોક્કસ રુચિનો અનાદર કરીનેય હકીકતો તથા દલીલોનું આલેખન કરવું મારે માટે અનિવાર્ય છે.

આ પુસ્તક, રાજકીય સંરક્ષણ માટે અસ્પૃશ્યોના આંદોલનની માહિતીનો સંક્ષિપ્ત સંગ્રહ બને તેવો મારો હેતુ હોવાથી મેં આંકડાકીય પરિશિષ્ટો ઉપરાંત અન્ય કેટલાંક પરિશિષ્ટો પણ ઉમેર્યાં છે. તેમાં આ આંદોલન સાથે સંબંધ ધરાવનારા અનેક સરકારી તથા બિનસરકારી પ્રસ્તુત દસ્તાવેજોનો સમાવેશ થાય છે. જેમને અસ્પૃશ્યોના પ્રશ્નમાં રસ છે. તે સહુ આ માહિતી હાથવગી થતાં પ્રસન્ન થશે તેવું હું માનું છું. પરિશિષ્ટોમાં આપેલી સામગ્રી વધુ પડતી છે તેમ સામાન્ય વાચકને લાગશે. અહીં પણ મારે એ જ કહેવું છે કે સામાન્ય વાચકને જે માહિતી સહજ ઉપલબ્ધ છે તે માહિતી અસ્પૃશ્યને પ્રાપ્ય કરવી

અશક્ય છે. સામાન્ય વાચકોની જ નહિ પણ અસ્પૃશ્યોની જ જરૂરિયાત જ માપદંડ તરીકે અપનાવવામાં આવ્યો છે.

અને એક આખરી શબ્દ વાચક જોશે કે આ પુસ્તક લખતાં-લખતાં અસ્પૃશ્યોની ઓળખ આપવા મેં દલિતવર્ગો, અનૂસૂચિત જ્ઞાતિઓ, હરિજનો, દાસ વર્ગો તેવી વિવિધ, સંમિશ્ર, પારિભાષિક સંજ્ઞાઓનો ઉપયોગ કર્યો છે. આથી ગુંચવાડો ઊભો થશે અને જેઓ ભારતની પરિસ્થિતિથી પરિચિત નથી તેમના મનમાં તો ખાસ ગૂંચવાડો ઊભો થશે તેનાથી હું સભાન છું. એક જ પારિભાષિક સંજ્ઞા વાપરી શકાઈ હોત તો તેનાથી બહેતર આનંદ બીજા કશાયે મને ન આપ્યો હતો. પણ મારો એકલાનો તેમાં દોષ નથી. આ બધી જ સંજ્ઞાઓ એક યા બીજા સમયે, સરકારી કે બિનસરકારી રાહે અસ્પૃશ્યો માટે વપરાતી જ આવી છે. હિંદ સરકારના કાયદા નીચે 'અનુસૂચિત જ્ઞાતિઓ' તેવી સંજ્ઞા છે. પણ તે તો ૧૯૩૫ પછી પ્રચલિત બની. તે પહેલાં શ્રી ગાંધી તેમને 'હરિજનો' તરીકે ઓળખતા અને સરકાર તેમને 'દલિતવર્ગો' તરીકે ઓળખતી. આવી પ્રવાહી પરિસ્થિતિમાં, એક તબક્કે જે સાચી ઓળખ આપતું હોય અને બીજે તબક્કે ખોટી ઓળખ આપતું હોય તેવું એક ચોક્કસ નામ નક્કી કરવું શક્ય નથી. જો વાચક સ્મરણમાં રાખશે કે આ બધી સમાનાર્થી સંજ્ઞાઓ છે અને એક જ વર્ગનું પ્રતિનિધિત્વ કરે છે તો તે આ બધી મુશ્કેલીઓ પાર કરી શકશે.

અનુક્રમણિકા તૈયાર કરવા માટે પ્રોફેસર મનોહર ચિટનીસનો તથા પ્રુફસ સુધારવામાં સહાય કરવા માટે શ્રી એસ. સી. જોશીનો હું આભારી છું.

૨૪, જૂન, ૧૯૪૫
૨૨, પૃથ્વીરાજ રોડ,
ન્યૂ દિલ્હી.

- બી. આર. આંબેડકર

## પ્રકરણ-૧

# અસામાન્ય ઘટના
# કૉંગ્રેસ અસ્પૃશ્યોની નોંધ લે છે

૧૯૧૭માં, કલકત્તામાં મળેલા અખિલ ભારતીય રાષ્ટ્રીય કૉંગ્રેસના વાર્ષિક અધિવેશનમાં એક વિચિત્ર ઘટના બની તે અધિવેશનમાં કૉંગ્રેસે નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો :

કૉંગ્રેસ દલિતવર્ગો પર સામાજિક રૂઢિ દ્વારા લદાયેલી, તેમને ગણનાપાત્ર તકલીફ અને મુશ્કેલીમાં મુકનારી, અત્યંત સંતાપજનક તેમજ દમનકારી ચરિત્ર ધરાવતી તમામ અસમર્થતા દૂર કરવાની અનિવાર્યતા, ન્યાય તથા ન્યાયીપણા માટેનો આગ્રહ હિંદના લોકો પાસે રાખે છે.

આ અધિવેશનના પ્રમુખ હતા શ્રીમતી એની બિસેન્ટ. આ પ્રસ્તાવ મદ્રાસના શ્રી જી.એ.નટસને રજૂ કર્યો હતો અને તેને મુંબાઈના શ્રી ભુલાભાઈ દેસાઈ, મલબારના શ્રી રામ નાયર અને દિલ્હીના શ્રી અસફઅલિએ તેને સમર્થન આપ્યું હતું. પ્રસ્તાવ મૂકતાં શ્રી નટસને કહ્યું :-

"સન્નારીઓ અને સજ્જનો, વર્ષોથી આ પ્રશ્ને અન્ય મંચો પર ખૂબ ધ્યાન ખેંચ્યું છે. પણ આ કૉંગ્રેસની એક અનન્ય પ્રતિષ્ઠા હોવાને કારણે, હિંદમાં સ્વરાજ્યની રૂપરેખા આંક્યા પછી વિષય વિચારિણી સમિતિને તે અનિવાર્ય લાગ્યું કે આપણી જાતને સ્વરાજ્યની જવાબદારી માટે તૈયાર કર્યા પછી આપણે તે પૂરી કરવી જોઈએ. આપણું સૌથી પ્રથમ મહાન કર્તવ્ય તો એ છે કે સર્વ પ્રકારની અસમાનતા તથા સર્વ પ્રકારના અન્યાય આપણે દૂર કરીએ. તમે જોઈ શકશો કે આ પ્રસ્તાવ અતિશય સંતાપજનક અને દમનકારી અસમાનતા દૂર કરવાની તમને ખાસ વિનંતી કરે છે. મને લાગે છે કે તમારી ધાર્મિક લાગીણોને દુભવ્યા વિના, તમારી ધાર્મિક પરંપરામાં જે કૈં શ્રેષ્ઠ છે તે બધાનો ત્યાગ કર્યા સિવાય, કૉંગ્રેસને તમારી અને મારી પાસે અને અન્યત્ર વસતા બીજાઓ પાસે પણ આ લોકોને શાળામાં પ્રવેશ ન આપવાના પ્રતિબંધ જેવા અન્ય વાહિયાત પ્રતિબંધો દૂર કરવાની માંગ કરવાનો અધિકાર છે. કૉંગ્રેસનો બધા જ માનવીઓને

કહેવાનો અધિકાર છે કે દેશના કેટલાક ભાગોમાં જ્યાં આ લોકોને સામાન્ય કૂવાના પાણીનો ઉપયોગં કરવા દેવામાં આવતો નથી તો ત્યાં તેવા પ્રતિબંધો પણ દૂર કરાય. આપણી જાતને ઊંચે લઈ જવાના અને આ દુભવતા પ્રતિબંધો દૂર કરવાના આપણા પ્રયત્નમાં આપણે હિંદના માનવ્યને ઊંચુ લઈ જઈએ છીએ; અને જ્યારે આપણને જવાબદારી ભર્યું સ્વરાજ્ય સોંપાશે ત્યારે આપણે એમ કહેવા સમર્થ હઈશું કે બધા જ વર્ગોના, બધા જ ધર્મોના હિંદીઓને સંપૂર્ણ અધિકારો છે, સર્વસમાન સામાજિક અધિકારો છે, બધી જ શાળાઓમાં, બધી જ સંસ્થાઓમાં તેઓ મુક્તતાથી પ્રવેશી શકે કે જેથી હિંદી માનવ્ય તેની સાચામાં સાચી, શ્રેષ્ઠ અને ઉદ્દાત્તમાં ઉદ્દાત્ત પરંપરામાં વિકસે."

આ પ્રસ્તાવને સમર્થન આપતાં શ્રી ભુલાભાઈ દેસાઈએ નિર્દેશ કર્યો કે :

"જે કેટલીક અક્ષમતાઓ નીચે આપણા કેટલાક ભાઈઓ પીડાઈ રહ્યા છે તે, આપણે જ બોધીએ છીએ તે માણસની સમાનતા અને બંધુત્વ પર એક મહાન કુઠારાઘાત છે. જો આપણે આપણા બંધુઓનો ઉદ્ધાર નહીં કરી શકીએ તો આજ સવારે તમે પસાર કરેલા પ્રસ્તાવની અતિ ઊંચી ટોચ પરથી તમે બ્રિટિશ લોકશાહી કે અન્ય કોઈ સત્તા પાસે કયે મોંએ જઈ શકશો ? તેઓ તો કહેશે : 'તમારી પોતાની સત્તામાં છે શું ?' તમારા પોતાના જ લોકોના એક વિભાગની સામાજિક અવનતિ દૂર કરવા માટે તો તમે અસમર્થ નીવડયા છો." આપણે આપણી જાતે જ અને માત્ર આપણી જાતે જ તે દૂર કરી શકીએ. તે માટે આપણે આપણા સિવાયની અન્ય કોઈ સત્તા પાસે જવાની જરૂર નથી. તે જ પુરવાર કરે છે કે તમારી સમક્ષ આ પ્રસ્તાવ મૂકવાની રજા આપીને કોંગ્રેસે જે એક મહાન ડગલું આગળ ભર્યું છે અને તેની અનિવાર્યતા કેટલી છે... આ મહાન વિષનું અસ્તિત્વ તે હિંદુ ધર્મનું અપમાન છે. આથી, અનિવાર્યતા અને ન્યાય બંનેની ભૂમિકા પર અને સાથેસાથે વાજબીપણાની ભૂમિકા પર, જે સત્ય તમે અંતરમાં સંઘરી રાખ્યું છે તેને ખાતર પણ, આ પ્રસ્તાવની જે કૈં માગણીઓ છે તેને તમે કેમ ઠુકરાવી શકો અને જ્યારે ન્યાય તમારા હાથમાં હોય ત્યારે? અને જો તમે તેમ કરવામાં નિષ્ફળ જાવ તો પછી કયા ન્યાયે, કયા ચહેરે તમે સ્વરાજ્ય માંગી શકશો ? શ્રી રામ આયરે કહ્યું :-

'આ પ્રસ્તાવ સામાજિક સ્વાતંત્ર્યની માગણી કરે છે. તેના વડે આપણે નીચલા વર્ગોને બાંધતી બેડીઓ આપણે તોડી નાંખીશું. તેઓ આ રાષ્ટ્રના પગ છે અને જો તમે કે હું હોમરુલનો ડુંગર ચઢવા ઈચ્છતા હોઈશું તો આપણે આપણા પગની એ બેડીઓ તોડવી પડશે અને તો જ આપણે હોમરુલ મેળવી શકીશું. તમે એકી સાથે એક બાજુ રાજકીય લોકશાહીના પુરસ્કર્તા તથા બીજી બાજુ સામાજિક આપખુદ સત્તાધીશ ન બની શકો. યાદ રાખો, જે માણસ સામાજિકપણે ગુલામ હોય તો તે રાજકીયપણે સ્વતંત્ર નથી બની શકતો. આપણે સહુ અહીં અખંડ ભારતનું, માત્ર રાજકીય રીતે જ અખંડ નહિ પણ સર્વ પ્રકારે અખંડ ભારતનું સ્વપ્ન જોવા આવ્યા છીએ. આથી, આપણામાંના જે કોઈ બ્રાહ્મણો છે, જે ઉચ્ચ જ્ઞાતિઓના છે તે આપણા ગામડાઓમાં જાય અને નિમ્ન જ્ઞાતિઓના લોકોની આપણા પોતાના જ માણસો આપણા પોતાના જ દેશના સામાજિક તાનાશાહો સાથે સંઘર્ષતા લોકોની બેડીઓ તોડી નાંખે.'

શ્રી અસફઅલિનું નિરીક્ષણ આ પ્રમાણે હતું :-

'દલિતવર્ગોનો પ્રશ્ન સૌથી વધુ કઠિન પ્રશ્ન હતો. અત્યાર સુધી ગૂંચવાડો ઊભા કરતા કુવડ તાનાશાહોના આપખુદ અને જુલ્મી કામોની શરમ ઓઢીને તે ફરતા હતા પણ હવે તેમને, હિંદીઓને શરમથી ઢાંકી દેવાનો આ દલિતવર્ગોનો - અસ્પૃશ્યોનો વારો આવ્યો છે. કમનસીબનો ભોગ બનેલા લાખો લોકો એવા હતા જે હજારો વર્ષો સુધી સાવ મૂંગે મોંએ તેમનાં હલકાં કામોનાં ઢસરબોળાં કરતાં હતાં, અને દેશની ક્રૂર અને સાવ અન્યાયી રૂઢિઓએ તેમને ફેંકી દીધેલા અવનતિને તળિયેથી ક્યારેય ઉપર આવ્યા નહોતા. કોઈ માટે તે આશાની વસંતઋતુ હોય કે કોઈને માટે સાક્ષાત્કારનો તે ઉનાળો હોય. પણ આ કમભાગી જીવો માટે તો તે શ્યામ હતાશાનો શિયાળો જ હતો. વિધિની વક્રતા તો જુઓ કે જે લોકો પોતાના માનવ અધિકારોની પ્રાપ્તિ કે રક્ષણ માટે જોરશોરથી બૂમાબૂમ કરતાં હતા તે જ લોકો તેમના હાથ નીચે કામ કરનારા લોકોના કાયદેસરના અધિકારોની લગીરે ચિંતા કરતા નહોતા. જે અન્યાયો માટે બીજાઓ યુદ્ધક્ષેત્રમાં પોતાના લોહી રેડે છે. તેના તે જ અન્યાયો માનવજાતના એક મૂક સમૂહે વેઠયા જ કરવાના તે શું ન્યાય્ છે ? યોગ્ય છે ? અરે, આ બધી જ ક્રૂર

રૂઢિઓએ તેમને પરવશ બનાવ્યા છતાંય આ 'અસ્પૃશ્યો' માનવીઓ છે, ધરતીના છોરું છે, તેમની રગમાં પણ, તેમના પર શ્રેષ્ઠતાનો દાવો કરતાં લોકોની રગમાં વહે છે તેવું જ લાલ લોહી વહે છે. દલિતવર્ગોને તેમનાથી સુખી એવા લોકો જેટલા જ સમાન અધિકારો ભૌતિક પરિસ્થિતિઓમાં માગવાનો અધિકાર છે અને તેમને માનવીના જન્મજાત અધિકારથી વંચિત ન કરી શકાય. પોતાની વચ્ચે આવા દલિત વર્ગો હરહંમેશ હતા એ બાબત હિંદીઓ માટે એક સ્થાયી કલંક સમાન હતી અને આ કલંકને લુપ્ત કરવા માટે જ તેમણે પ્રાર્થના કરી.'

અનેક લોકોને આશ્ચર્ય થશે કે આવી છટાદાર ભાષામાં પ્રસ્તુત્ થયેલા અને સમર્થન પામેલા તથા કોંગ્રેસે પસાર કરેલા આ પ્રસ્તાવને હું એક વિચિત્ર ઘટના તરીકે કેમ વર્ણવું છું પણ જેઓ પૂર્વઘટનાઓ જાણે છે તેઓ કબૂલ કરશે કે આ અયોગ્ય વર્ણન નથી. તે ઘટના અનેક કારણોસર વિચિત્ર હતી.

પ્રથમ તો, આ અધિવેશન પ્રમુખ હતાં સ્વ. શ્રીમતી એની બિસન્ટ તે એક સુપ્રસિધ્ધ જાહેર કાર્યકર હતાં અને તેમણે એવાં અનેક કાર્યો કર્યાં છે કે જેને કારણે ભવિષ્યનો ઈતિહાસકાર તેમને યાદ રાખશે. તેઓ થિઓસોફિકલ સોસાયટીનાં આદ્યસ્થાપક હતાં અને તેનું કેન્દ્ર હતું આદ્યાર. નિવૃત્ત બ્રાહ્મણ મહામાત્રના પુત્ર શ્રી કૃષ્ણમૂર્તિનો ભાવિ તારણહાર તરીકે ઉછેર કરવા માટે શ્રીમતી એની બિસન્ટ સુખ્યાત છે. હોમરુલ લીગના સ્થાપક તરીકે પણ શ્રીમતી એની બિસન્ટ જાણીતા હતા. બીજી પણ એવી અનેક વસ્તુઓ હશે જેને માટે શ્રીમતી એની બિસન્ટના મિત્રો તેમના ગૌરવભર્યા પ્રદાનનો દાવો કરી શકે. પણ મને ખબર નથી કે તે ક્યારેય પણ અસ્પૃશ્યોનાં મિત્ર હતા કે નહિ. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી તો તેમને અસ્પૃશ્યો પ્રત્યે ભારે ઘૃણા હતી. અસ્પૃશ્યોનાં સંતાનોને જાહેર શાળામાં પ્રવેશ આપવો કે ન આપવો તે પ્રશ્ન અંગે પોતાનો અભિપ્રાય 'ધ અપલિફ્ટ ઑફ ધ ડીપ્રેસ્ડ ક્લાસીઝ' નામના લેખમાં તે નીચે પ્રમાણે જણાવે છે. આ લેખ ફેબ્રુઆરી, ૧૯૦૯ના 'ઈન્ડિઅન રીવ્યૂ'માં પ્રગટ થયો હતો. તે કહે છે :

"આપણે જોઈએ છીએ કે પ્રત્યેક રાષ્ટ્રમાં સમાજ ઘડતરના પિરામિડના પાયા તરીકે લોકોનો એક વિશાળ વર્ગ હોય છે જે અજ્ઞાન, અવનત, ભાષા

તથા આદતોમાં અસ્વચ્છ હોય છે અને જે સમાજ માટે અનિવાર્ય તેવાં અનેક કામો કરે છે. છતાંય જે સમાજની જરૂરિયાત તે સંતોષે છે તે જ સમાજ દ્વારા તે તિરસ્કૃત અને ઉપેક્ષિત થાય છે. ઈંગ્લેન્ડમાં આવા લોકોને 'સબમર્જડ ટેન્ટથ' (સપાટી નીચેનો દસક) કહેવામાં આવે છે. કારણ કે કુલ વસતિના દસમાં ભાગ જેટલું અસ્તિત્વ તે ધરાવે છે. આ વર્ગ હંમેશાં ભૂખમરાની સરહદે જ હોય છે .અને સહેજ વધુ દબાણ આવતાં તે તેની સીમાએ પહોંચી જાય છે. લાંબા સમયથી તે અપોષણની યાતના વેઠતો હોય છે અને.તેને કારણે ઉત્પન્ન થતાં રોગોનો તે શિકાર બને છે. જેમની બુદ્ધિકક્ષા નિમ્નસ્તરની હોય છે તેવાં પ્રાણીઓની જેમ તેનો પણ વસ્તાર ઝાઝો હોય છે પણ તેના સંતાનો ક્યાં તો સત્વરે મૃત્યુ પામે છે ક્યાં તો અપૂરતું પોષણ પામેલાં, ખખડી ગયેલાં, મોટે ભાગે કદરૂપાં હોય છે. તેના સારા પ્રકારમાં આવડત વિનાના શ્રમિકોનો સમાવેશ થાય છે. તે ઝાડુવાળાનું, ગંદકી ઊંચકનારાનું, ખોદકામ કરનાર મજૂરોનું, કામચલાઉ ગોદી મજૂરનું, ફેરિયા તરીકેનું કઠોરમાં કઠોર કામ કરે છે અને તેમાં હલકટ માણસોનોય વર્ગ હોય છે. જેમાં સમાજનો સઘળો કચરો, દારૂડિયાઓ, રખડુ અસભ્ય, દુરાચરણીઓ, ભિખારીઓ, ઘરબાર વિનાના રખડેલો, આવડત વિનાના ગુનેગારો અને મવાલીઓનો કચરો તણાઈ આવ્યો હોય છે. પ્રથમ પ્રકારમાંના લોકો હંમેશા પ્રામાણિક અને ઉદ્યમી હોય છે જ્યારે બીજા પ્રકારના લોકોને સતતને સતત નિયંત્રણમાં રાખવાં પડે છે અને તેમને પોતાનું પેટિયું રળી ખાવા પૂરતી મહેનત કરાવવી પડે છે. હિંદમાં, આ વર્ગનું પ્રમાણ કુલ વસ્તીના છઠ્ઠા ભાગ જેટલું છે અને તેને 'દલિતવર્ગો'ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. આ દેશના આદિવાસી વતનીઓમાંથી તે આવે છે. આર્ય આક્રમકોએ તેમના પર વિજય મેળવ્યો હતો અને તેમને ગુલામ બનાવ્યા હતા. દારૂડિયાઓનો આ વર્ગ ખોરાક, વ્યક્તિ કે વસવાટ ગમે તેની સ્વચ્છતા પ્રત્યે ઉદાસીન રહેતા લોકોનો વર્ગ છે. પણ તેમાં લગ્ન થોડી ઘણી ઔપચારિક વિધિથી થાય છે, સંતાનો પ્રત્યે માયાળુ વ્યવહાર રખાય છે અને ક્રૂરતા, હિંસા કે ગુનાનું પ્રમાણ બહું ઓછું હોય છે. વંશપરંપરાગત ચોરો જેવી ગુનેગાર કોમો અલગ વસે છે અને તેઓ આ ઝાડુવાળનારાઓ, ગંદકી ઉંચકનારાઓ, ખેડૂતો અને અન્ય સાદી

કારીગરી કરનારાઓ સહિતના દલિતોના આ મોટા સમૂહ સાથે ભળતા નથી. આ લોકો નમ્ર, અધીન, હંમેશા ઉદ્યમી, દયા આવે તેટલા આજ્ઞાંકિત, ખરેખર જરૂર ન હોય તેવી પરિસ્થિતિમાં પૂરા પ્રસન્ન, તેજસ્વી છતાંય સામાન્યપણે અતિ સીમિત બુદ્ધિવાન, સત્ય અને નાગરિક ગુણોથી મોટે ભાગે તો સાવ વંચિત - આ સિવાય બીજું કશું તે હોઈ શું શકે ? છતાંય થોડા ઘણા ઉપકાર પ્રત્યેય સ્નેહાળ અને આભારવશ હોય છે. તે 'સ્વાભાવિક ધર્મ' પાળે છે. હકીકતમાં તો તેઓ સરળ અને નમ્ર છતાંય ઉપયોગી નાગરિક જીવન માટે સારી સામગ્રી પૂરી પાડે છે..."

"તેમના પ્રત્યે દાખવાતા વર્તનની ક્રૂરતા મહેસુસ કરતા લોકોએ, સ્વરાજય માગતા હિંદીઓએ અન્યનો આદર પણ જાળવવો જોઈએ અને પોતે પોતાને માટે જે સદ્ભાવનો દાવો કરે છે તે બીજાઓનેય વહેંચવો જોઈએ તેવું માનતા લોકોએ તેમને માટે શું કરવું જોઈએ ?'

"અન્યત્ર તેમ અહીં પણ શિક્ષણ એ જ એક એવું ઉચ્ચાલક છે જે તેમનો ઉત્કર્ષ સાધશે તેવી આશા આપણે રાખી શકીએ. પણ પ્રારંભમાં જ મુશ્કેલી ઊભી થાય છે કારણ કે દયા તથા પરોપકારિતાની ઉદાત્ત લાગણીથી પ્રેરાયેલો સમાજનો એક વર્ગ પરિસ્થિતિઓની કાળજીભરી, વિગતપૂર્ણ, ગંભીર વિચારણા કર્યા વિના જ અત્યંજોના સંતાનો માટે તે શાળાઓમાં જયાં ઉચ્ચવર્ગનાં સંતાનો સતત જતાં હોય છે તે શાળાઓમાં પ્રવેશની માગણી કરે છે અને જેઓ આ નીતિના સમર્થક નથી તેમના પર બંધુત્વના અભાવનો આક્ષેપ મૂકે છે. આથી, એમ પણ પૂછવું અનિવાર્ય બને છે કે બંધુત્વનો અર્થ એ તો થતો નથી કે પોતાના ધોરણોની સપાટીથી નીચે ઉતરી જવું ? અને કુટુંબમાં મોટાં સંતાનો અને નાનાં બાળકો સાથે સમાન વર્તન કરવામાં આવે છે તેવું સમાન વર્તન તે અર્થ બંધુત્વનો તો થતો નથી ને ? બંધુત્વની અવેજીમાં સમાનતાને મૂલવીએ તો એક ઉત્સાહ છે, જ્ઞાનોચિત, સ્વભાવોચિત નહિ તેવો ઉત્સાહ અને તે ઉત્સાહની માંગ એવી છે કે જે સુધરેલા અને સંસ્કારસંપન્ન લોકોએ, પેઢીઓનાં શિક્ષણ ફળો મહાપરિશ્રમે મેળવ્યાં છે તે ફળો આ કૃત્રિમ સમાનતા, વર્તમાનને સુધારવા માટે જેટલી નિરુપયોગી તેટલી જ ભવિષ્યની પ્રગતિ માટે અનર્થકારક

તેની સમાનતા ઊભી કરવા ગુમાવી દેવાં. દલિતવર્ગના સંતાનોને સૌ પ્રથમ સ્વચ્છતાના, બાહ્ય સદ્‌વર્તન, અને શિક્ષણ, ધર્મ તથા નીતિના પ્રાથમિક પાઠ શીખવવા અનિવાર્ય છે. અત્યારે તો તેમનાં શરીર દુર્ગંધભર્યાં છે, તીવ્ર વાસવાળા ખોરાક તથા દારૂથી તે પેઢીઓથી ઘડાયાં છે અને તેથી તેની દુર્ગંધ તેમાંથી ઊઠે છે." ઉમદા અંગત સ્વચ્છતાની બાપદાદા દીધી ટેવોની તાલીમ પામેલાં અને વિશુદ્ધ ખોરાકથી પોષાયેલાં બાળકોની સાથે શાળાના એક જ વર્ગમાં સાવ નિકટ બેસવા યોગ્ય થવા વિશુદ્ધ ખોરાક અને ગુજરાન વડે જીવન કેળવતાં તેમને હજી વર્ષો લાગશે. આપણે દલિત વર્ગોને દૈહિક વિશુદ્ધતાનાં તેવાં જ ધોરણ સુધી ઊંચે લઈ જવા પડશે, સ્વચ્છ સમાજને આપણે આ ગંદા સમાજ પાસે નીચે ઢસડી લાવવાનો નથી અને જ્યાં સુધી આ નહિ થાય ત્યાં સુધી ગાઢ સંગત અનિચ્છનીય છે. તેમની અત્યારની પરિસ્થિતિ અંગે અમે આ બાળકોનો કે તેમનાં માત-પિતાનો દોષ કાઢતા નથી. અમે તો માત્ર સ્પષ્ટ, દેખીતી હકીકત જ કહીએ છીએ. શાળામાં, રોજ, સૌ પ્રથમ તો આ બાળકોને નહાવાનું શિક્ષણ આપવું જોઈએ અને પછી સ્વચ્છ કપડાં પહેરવાનું અને બીજો પાઠ શીખવવો જોઈએ સ્વચ્છ, આરોગ્યપ્રદ ખોરાક યુક્ત ભોજનનો. જે બાળકો પ્રતિદિન વહેલી સવારે સ્નાન કરે છે અને પોષક ભોજન જમીને આવે છે તે બાળકો માટેની શાળામાં આ પ્રાથમિક જરૂરિયાત પૂરી પાડી ન શકાય.

"આ બાળકોને કેળવણી આપતા શિક્ષકોને એક બીજી મુશ્કેલીનો સામનો કરવો પડે છે અને તે છે આ બાળકોમાં પહેલેથી જ ઘર ઘાલી ગયેલો ચેપી રોગ. ઉદાહરણ તરીકે, માત્ર નિષ્કાળજીને કારણે થતો આંખનો રોગ મોટે ભાગે સામાન્ય હોય છે અને તેમને તેનો 'ચેપ લાગવાની' ફરિયાદો ઊઠે છે. મદ્રાસમાં અમારી 'પંચમ (અંત્યજોની) શાળામાં શિક્ષકો આ રોગ પકડી પાડવામાં અને તેને અંકુશમાં લાવવામાં સાબદા હોય છે.' ત્યાં બાળકોની આંખો રોજ સ્વચ્છ કરવામાં આવે છે અને આમ રોગને પ્રસરતો અટકાવવામાં આવે છે. પણ શું એવી અપેક્ષા રાખવામાં આવે છે કે જે મા-બાપોની રોજની કાળજી તેમનાં બાળકોનું આ ગંદા-ચેપી રોગથી રક્ષણ કરે છે તે મા-બાપોએ જાણી જોઈને તેમને આ ચેપનો ભોગ બનવા મોકલવા જોઈએ ?"

"વળી, આ દયનીય બાળકોનાં વર્તન તથા ટેવોનું અનુકરણ સુપેરે ઉછરેલાં બાળકો કરે તે પણ ઈચ્છનીય નથી. ઉદાહરણ તરીકે, સદ્‌વર્તનો તે સતત, ચુસ્ત આત્મનિયંત્રણનું તથા અન્યો માટેની સુખ સગવડોની લાગણીનું પરિણામ છે. બાળકો મુખ્યત્વે તો સંસ્કારી માત-પિતાઓ તથા શિક્ષકોનાં અનુકરણ પરથી વર્તતાં શીખે છે અને પછી તેમના ઉપદેશ અને ઉપાલંભથી. જો શાળામાં તેમને આવી કેળવણી નહિ પામેલાં બાળકોની સંગતમાં મૂકવામાં આવે તો તેઓ તેમની આસપાસ જે જૂએ છે તેનું જ સત્વરે અનુકરણ કરતાં થઈ જશે કારણ કે તેમને શીખવાડેલી સારી ટેવો લાંબા કાળના અભ્યાસ પછી દૃઢ ન થાય ત્યાં સુધી ચોક્કસ રહેવા કરતાં બેદરકાર બનવું. સજાગ રહેવા કરતાં નફિકરા બનવું સાવ સહેલું છે. જે કુટુંબોમાં સદ્‌વર્તન અને સભ્યતા વંશપરંપરાગત છે તે કુટુંબોનાં બાળકો પાસેથી શું તે વારસો લૂંટી લેવો ? અને આ લૂંટ કોઈને પણ સમૃધ્ધ બનાવતી નથી પણ સમગ્ર રાષ્ટ્રને નીચે ઢસડી જાય છે. નમ્રવાણી, સમારોહી સ્વર, સુંદર વર્તન - આ બધા દીર્ઘકાલીન સંસ્કારનાં મૂલ્યવાન પરિણામ છે અને તેમને આમ ડુબાડી દેવાં તે સાચું બંધુત્વ નથી.

"ઈંગ્લેન્ડમાં બધા જ વર્ગનાં છોકરા-છોકરીઓને એક સાથે શિક્ષણ આપવાનું ઈચ્છનીય લેખાયું નથી અને ત્યાં અસમાનોની આવી વિકૃત સમાનતાને ધુત્કારી જ કઢાય. એટન અને હેરોની શાળાઓ તે ઉચ્ચ વર્ગો માટેની જ શાળાઓ તરીકે સ્વીકારાઈ ચૂકી છે, રગ્બી અને વિન્ચેસ્ટરની શાળાઓ તેમના કરતાં કૈંક ઓછા અંશે અમીરશાહી હોવા છતાંય તેઓ ભદ્ર મનુષ્યોનાં દીકરાઓ માટેની જ શાળાઓ છે અને ત્યાર પછી એવી અસંખ્ય શાળાઓ છે. જયાં પ્રાદેશિક મધ્યમ વર્ગના દીકરાઓ ભણવા જાય છે. ત્યાર પછી આવે છે બોર્ડ શાળાઓ. ત્યાં કસબીઓના, સામાન્ય શ્રમિકોના વર્ગોના દીકરાઓને શિક્ષણ અપાય છે. અને તે સૌની નીચે અનાથ અને રખડેલ બાળકો માટેની 'રેગેડ સ્કૂલ્સ' (શીર્ણવિશીર્ણ શાળાઓ). તેમના નામ પરથી જ તેમાં ભણતા વિદ્યાર્થીઓનો ખ્યાલ આવી જશે. અને અંતે આવે છે અનેક ધર્માદા સંસ્થાઓ. ઈંગ્લેન્ડમાં જો કોઈ વ્યક્તિ સૂચવે કે, અનાથ કે રખડેલ વિદ્યાર્થીઓને એટન તથા હેરોમાં પ્રવેશ આપવો જોઈએ ત્યારે તેની સાથે કોઈ વિવાદમાં નહિ ઊતરે પણ તેને

હસી કાઢશે. પણ અહીં જો બંધુત્વને નામે તેવો જ પ્રસ્તાવ મુકાય, તો તેવા પ્રસ્તાવનું બેહૂદાપણું નિખાલસપણે નિર્દેશતાં લોકો શરમાશે. લોકોને એટલુંય નહિ સમજાય કે આ પ્રસ્તાવ માત્ર દલિત વર્ગોને અત્યાર સુધી થયેલા ક્રૂર અન્યાયો સામેનો પ્રત્યાઘાત છે, જાગૃત થયેલી વિવેકબુદ્ધિની બુમરાણ છે, તેમની લાગણીઓને દોરવા માંટે સાચા વિવેકને આવકારવાનો સમય હજી સુધી તેમને મળ્યો જ નથી. ક્યારેક એવું કહેવામાં આવે છે કે સરકારી શાળાઓ સામાજિક ભેદભાવોને લક્ષ્યમાં નથી લેતી, ત્યાં તો તેઓ એવું જ બતાવે છે કે તેમના સ્વભાવને આવા ભેદભાવો પરાયા લાગે છે. પોતાના દેશવાસીઓનાં બાળકો માટે તેઓ આવો વ્યવહાર નહિ કરતા હોય. જો કે, હિંદવાસીના બાળકો માટે તેઓ બેદરકાર હશે અને ગંદા તથા સ્વચ્છ બાળકોને તે એક સરખાં જ ગણીને ચાલે છે. જ્યારે સંસ્કારી વર્ગોનાં બાળકોને શાળામાં પ્રવેશ આપવામાં આવે છે ત્યારે આ યુવાનોનાં 'બોલવા પરથી' જ આ ભેદભાવો પારખવાનું કામ સરળ બને છે અને એ હિંદીઓના હિતમાં છે કે જ્યાં તેમનાં સંતાનોનું અણઘડ પ્રભાવથી રક્ષણ થતું હોય ત્યાં જ તેમને મોકલવા - જેમ ઈંગ્લેન્ડમાં અંગ્રેજો તેમનાં સંતાનોનું રક્ષણ કરે છે તેમ."

આ પસાર થયેલા પ્રસ્તાવને એક વિચિત્ર ઘટના તરીકે વર્ણવવો ન્યાય્ય છે તેનું બીજું કારણ એ છે કે તે કોંગ્રેસની જાહેર કરાયેલી નીતિથી સાવ વિરુદ્ધ છે. અત્યારે જ્યારે કોંગ્રેસનો 'રચનાત્મક કાર્યક્રમ' પ્રત્યેક શેરીઓથી જાહેર થઈ રહ્યો છે અને બધો જ સમય કોંગ્રેસ જ્યારે અસહકાર અને સત્યાગ્રહના સક્રિય આંદોલનમાં ગળાબૂડ છે ત્યારે આ નિવેદન આજના કોંગ્રેસીઓ અને તેમના મિત્રોને કદાચ આશ્ચર્યમાં મૂકે. કોંગ્રેસના વાર્ષિક અધિવેશનોમાં અધ્યક્ષપદે રહી ચૂકેલા અધ્યક્ષોનાં પ્રવચનોમાંથી નીચેના અવતરણો ટાંક્યાં છે. કોંગ્રેસના ઉદ્દેશ તથા ધ્યેય તરીકે સામાજિક સુધારણાના પ્રશ્નને કોંગ્રેસની નીતિમાં સ્થાન જ નહોતું તે હકીકતનો ખ્યાલ તેના પરથી આવી જશે.

શ્રી દાદાભાઈ નવરોજીથી પ્રારંભ કરીએ. ૧૮૮૬માં, કલકત્તામાં મળેલા અખિલ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના બીજા અધિવેશનના તે પ્રમુખ હતા. પોતાના

અધ્યક્ષીય પ્રવચનમાં સામાજિક સુધારણા પ્રત્યે કોંગ્રેસનું વલણ સ્પષ્ટ કરતાં તેમણે જણાવ્યું:

"એવું પ્રતિપાદન થયું છે કે આ કોંગ્રેસે સામાજિક સુધારણાના પ્રશ્નો ઉપાડી લેવા જોઈએ. ('હા, હા,'ના તથા આનંદના પોકારો) અને આપણી આમ કરવાની નિષ્ફળતા તે આપણી સામેનો એક ઉપાલંભ લેખાયો છે. સામાજિક સુધારણાની અનિવાર્યતા અંગે રાષ્ટ્રીય કોંગ્રેસનો મારા સિવાયનો બીજો કોઈ સભ્ય વધુ જાગૃત નહીં જ હોય. પણ સજ્જનો, પ્રત્યેક વસ્તુ માટે પણ યોગ્ય સમય, યોગ્ય પરિસ્થિતિ, યોગ્ય પક્ષો અને યોગ્ય સ્થળો હોય છે. (હર્ષોદ્‌ગારો); આપણા શાસકો સામે આપણી રાજકીય આકાંક્ષાઓનું પ્રતિનિધિત્વ કરવા એક રાજકીય સંસ્થા તરીકે આપણે એકત્રિત થયાં છીએ અને આ પ્રશ્નોની ઉપેક્ષા કરવા બદલ આપણે આપણી જાતને ઉપાલંભ આપતા હોઈએ તો તમારે હાઉસ ઓફ કોમન્સને ગણિતશાસ્ત્ર કે અધ્યાત્મવિદ્યાના દુર્બોધતર પ્રશ્નો નહિ ચર્ચવા બદલ તેવો જ ઉપાલંભ આપવો જોઈએ. તદુપરાંત, અહીં સઘળી જ્ઞાતિના હિંદુઓ છે અને તેમનામાં, અરે તેમના એક જ પ્રાંતમાં રૂઢિઓ અને સામાજિક વ્યવસ્થાઓ વ્યાપક રીતે જુદી પડે છે. અહીં વિવિધ સંપ્રદાયના મુસ્લિમો છે, ખ્રિસ્તીઓ, પારસીઓ છે, શીખો છે, બ્રાહ્મોસમાજીઓ છે - શું નથી ? - તે તેમાંની પ્રત્યેક વ્યક્તિ અને તે બધા જ અસંખ્ય વર્ગો સમુદાય સ્વરૂપે ભારતીય જનતા બને છે. (ઊંચા સ્વરે હર્ષોદ્‌ગાર). પ્રત્યેક સ્વતંત્ર વર્ગને જોઈતા સામાજિક સુધારાઓ આ સહુ વર્ગોનો સમૂહ કેવી રીતે ચર્ચી શકે ? માત્ર તે જ વર્ગના સભ્યો તે વર્ગમાં કરવા અનિવાર્ય તેવા સુધારાઓની પ્રભાવક રજૂઆત કરી શકે. રાષ્ટ્રીય કોંગ્રેસે તો સમગ્ર રાષ્ટ્રને પ્રત્યક્ષપણે સ્પર્શતા પ્રશ્નો પૂરતું જ સીમિત રહેવું જોઈએ અને તેણે સમાજિક સુધારણાઓ અને અન્ય વર્ગપ્રશ્નોનું સમતુલન તે જ વર્ગના કોંગ્રેસીને સોંપી દેવું જોઈએ."

આ પ્રશ્નને ફરીવાર માન. શ્રી બદરુદ્દીન તૈયબજીએ છેડયો હતો. તે ૧૮૮૭માં મળેલા કોંગ્રેસના ત્રીજા વાર્ષિક અધિવેશનના પ્રમુખ હતા. શ્રી તૈયબજીએ અભિપ્રાય વ્યક્ત કર્યો :-

"આપણી કાર્યવાહીના વિરોધ તરીકે તેવો આગ્રહ, ગંભીરતાપૂર્વક રખાયો છે

કે આ કોંગ્રેસ સામાજિક સુધારણાના પ્રશ્નની ચર્ચા કરતી જ નથી... મારે કબૂલવું જોઈએ કે મને આ વિરોધ વિચિત્ર લાગે છે કારણ કે હું જોઉં છું કે આ કોંગ્રેસ કોઈ એક વર્ગ કે કોઈ એક કોમના, હિંદના કોઈ એક વિભાગના પ્રતિનિધિઓની બનેલી નથી પણ તે હિંદના ભિન્ન-ભિન્ન વિભાગોની અને બધા જ ભિન્ન ભિન્ન વર્ગોની તેમજ ભિન્ન ભિન્ન કોમોની બનેલી છે. જ્યારે સામાજિક સુધારણાનો પ્રશ્ન ભારતના કોઈ વિશિષ્ટ પ્રદેશ કે ભારતની કોઈ વિશિષ્ટ કોમ માત્રને જ અનિવાર્યપણે સ્પર્શતો હોય. એટલે, સજ્જનો ! મને તો લાગે છે કે અમારે મુસલમાનોએ પણ અમારા પોતાના સામાજિક પ્રશ્નો ઉકેલવાના છે અને મારા હિંદુ તથા પારસી મિત્રોને પણ તેમના સામાજિક પ્રશ્નો હશે. પરંતુ આ પ્રશ્નોનો ઉકેલ તો જે કોમોના તે પ્રશ્નો હોય તે કોમોના નેતાઓ જ લાવી શકે. (તાળીઓ) સજ્જનો ! એટલે હું તો એમ વિચારું છું કે આપણે એકમાત્ર શાણો અને શક્ય માર્ગ એ અપનાવી શકીએ કે સમગ્ર હિંદને વ્યાપકપણે સ્પર્શતા જે કંઈ પ્રશ્નો હોય તે પૂરતી જ આપણી ચર્ચા સીમિત રાખીએ અને જે પ્રશ્નો માત્ર કોઈ વિશિષ્ટ વિભાગ અથવા વિશિષ્ટ કોમને સ્પર્શતા હોય તે પ્રશ્નોની ચર્ચાથી દૂર રહીએ."

ત્રીજી વાર આ વિષયનો નિર્દેશ ૧૮૯૨માં થયો હતો. ત્યારે કોંગ્રેસના આઠમા અધિવેશનના પ્રમુખ શ્રી ડબલ્યુ. સી. બેનર્જીએ તેમના અધ્યક્ષીય પ્રવચનમાં તેની લાગણીઓ નીચે પ્રમાણે અભિવ્યક્ત કરી હતી :

"આપણે આપણાં કામકાજ સમજીએ છીએ તેના કરતાં તેઓ વધુ સારી રીતે સમજે છે તેમ માનીને આપણા કેટલાક ટીકાકારો આપણને વારંવાર કહેવા મથ્યા જ કરે છે કે આપણે રાજકીય બાબતોમાં માથું ન મારવું જોઈએ પણ રાજકારણને બાજુએ મૂકી સામાજિક બાબતોમાં આપણે ખૂંપી જવું જોઈએ અને આ રીતે આપણા દેશની સામાજિક વ્યવસ્થા સુધારવી જોઈએ. સામાજિક બાબતોની જાહેર ચર્ચા થાય તેમાં ઓછી શ્રદ્ધા ધરાવતી વ્યક્તિઓમાંનો હું એક છું. હું તો માનું છું કે સમાજ વ્યવસ્થા સાથે સંબંધ ધરાવતી જે તે કોમની વ્યક્તિઓને તેની સુધારણા માટે તેઓ જે કરી શકે તેમ હોય તે કરવાનું સોંપી દેવું જોઈ. સામાજિક વિષયોની જ્યારે જાહેરમાં ચર્ચા થાય છે ત્યારે લોકો કેવા

ઉશ્કેરાઈ જાય છે. તે આપણે જાણીએ છીએ. થોડા સમય પહેલાં જ, જ્યારે વાઈસરોયની લેજિસ્લેટિવ કાઉન્સિલમાં 'એઈજ ઓફ કન્સેન્ટ બીલ' (સંમતિ વય ખરડો) રજૂ થયું ત્યારે આપણને આવા પ્રસંગનો અનુભવ થયો હતો. આ પગલાં અંગે જે વાદવિવાદ જાગ્યો તેની ગુણવત્તા વિશે હું એક હરફ પણ ઉચ્ચારવા નથી માગતો. પણ જો સામાજિક પ્રશ્નોની જાહેરમાં ઉગ્ર તથા અમૈત્રી ભાવે ચર્ચા થાય છે ત્યારે જનતાનું માનસ આ સામાજિક પ્રશ્નો સંદર્ભે ઉશ્કેરાઈ જવાની કેવી વૃત્તિવાળું હોય છે તેના ઉદાહરણ તરીકે તેનો ઉલ્લેખ કરું છું. હું એક વાત પ્રત્યે ધ્યાન ખેંચુ. સામાજિક સુધારણાનો શો અર્થ થાય છે તે તે જ અર્થમાં આપણે સહુ સમજતા નથી. આપણી દીકરીઓને આપણા દીકરાઓ જેવું જ શિક્ષણ મળવું જોઈએ, દીકરીઓ યુનિવર્સિટીઓમાં જતી હોવી જોઈએ, તેમણે વિદ્વતાભર્યો વ્યવસાય સ્વીકારવો જ જોઈએ તેવું જોવા આપણામાંના કેટલાક આતુર છે. બીજા કેટલાક થોડાક ભીરુ લોકો પણ હોય છે કે જે તેમની દીકરીઓ જયારે બાલ્યાવસ્થામાં હોય ત્યારે તેમનાં લગ્ન ન થાય, અને બાળ વિધવાઓને જિંદગીભર વિધવા ન રહેવું પડે તેવી પરિસ્થિતિથી સંતોષ માને છે. તેમનાથી હજી સવિશેષ ભીરુ લોકો પણ છે જેઓ સામાજિક પ્રશ્નોને આપમેળે ઉકેલવા દે છે કોંગ્રેસનો પ્રારંભ થયો માત્ર રાજકીય સંસ્થા તરીકે અને ત્યારથી તે રાજકીય સંસ્થા જ રહી છે અને મને સન્નિષ્ઠાપૂર્વકનો વિશ્વાસ છે કે હંમેશા કેવળ રાજકીય સંસ્થા રહીને તેની શક્તિઓ રાજકીય બાબતો અને માત્ર રાજકીય બાબતો પાછળ જ ખર્ચશે. મને ભય છે કે તે લોકો, પછી તે આપણા પોતાના દેશના હોય કે અન્ય કોઈ દેશના હોય, જે આપણા કાર્યના એક અંશ તરીકે સામાજિક વિષયોને ન અપનાવવા માટે આપણો દોષ કાઢયા કરે છે. તેઓ એક છાની ઈચ્છા સેવે છે કે, 'એઈજ ઓફ કન્સેટ બીલ' (સંમતિ વય ખરડો) રજૂ થયો ત્યારે આપણે ઝડપાઈ ગયા હતા તેમ આપણે બધા ઝડપાઈ જઈએ અને તે રીતે આપણો લજ્જાસ્પદ અંત આવે." તેઓ આપણું હિત ચિંતતા નથી અને કોંગ્રેસ જ માત્ર સામાજિક પ્રશ્નો ચર્ચવા માટે યોગ્ય છે તેવું કોંગ્રેસ વિશે કહેતા આવા ટીકાકારો આપણને મળી આવે છે ત્યારે આપણે જેટલું તેમનાથી વેગળા રહીએ તેટલું બહેતર...

"જે લોકો એમ કહે છે કે જ્યાં સુધી આપણે સામાજિક વ્યવસ્થા નહિ સુધારીએ ત્યાં સુધી આપણે રાજકીય સુધારાને યોગ્ય બની શકવાના નથી. તે લોકો પ્રત્યે હું તો સહિષ્ણુ નથી જ. આ બંને વચ્ચે કોઈ સંબંધ હોય તેવું હું માનતો નથી. હું અહીં એક ઉદાહરણ આપું. વર્ષે વર્ષે આપણે એક રાજકીય સુધારાનું સૂચન કરતા આવ્યા છીએ અને તે એ કે એક જ અધિકારીના હાથમાં રહેલા વહીવટીતંત્રથી ન્યાયતંત્રને અલગ પાડવું જોઈએ. આ સૂચન માત્ર રાજકીય સુધારો છે. તેને અને સામાજિક સુધારાને શો સંબંધ હોઈ શકે ? તે જ રીતે આપણે જેના હિમાયતી છીએ તે 'પર્મેનન્ટ સેટલમેન્ટ' (સ્થાયી પતાવટ)નો દાખલો લો. આપણે જંગલો અને તેવી અન્ય બાબતો અંગેના કાયદામાં સુધારાના હિમાયતી છીએ અને હું તમને ફરી વાર પૂછું છું, આ કે આ બધાને સામાજીક સુધારા સાથે શી નિસબત ? આપણી વિધવાઓ અપરીણિત રહે છે અને અન્ય દેશો કરતાં આપણે ત્યાં કન્યાઓનાં વહેલી વયે લગ્ન થાય છે તે જ માત્ર કારણે, આપણા મિત્રોને મળવા જતાં, આપણી વહુ-દીકરીઓ આપણી સાથે મોટરમાં નથી આવતી તે માત્ર કારણે, આપણે આપણી દીકરીઓને ઓક્સફોર્ડ કે કેમ્બ્રિજ નથી મોકલતા તે જ માત્ર કારણે આપણે શું તે સુધારાઓ માટે યોગ્ય નથી ?" (હર્ષોદ્‌ગારો)

કોંગ્રેસ પ્રમુખે આ વિષયનો ઉલ્લેખ કર્યો હોય તેવો છેલ્લો પ્રસંગ ૧૮૯૫મા બન્યો. ત્યારે પૂનામાં કોંગ્રેસનું અધિવેશન મળ્યું હતું અને શ્રી સુરેન્દ્રનાથ બેનર્જી તેના અધ્યક્ષ હતા. પોતાનાં અધ્યક્ષીય પ્રવચનમાં આને સ્પર્શતાં શ્રી બેનર્જીએ કહ્યું:

"આપણી છાવણીમાં ફૂટ ન પડવી જોઈએ. આમેય તે લોકો તો કહે છે કે આ હિંદુ કોંગ્રેસ છે. જો કે અહીં આપણા મુસ્લિમ મિત્રોની હાજરી તેમના કથનનો સંપૂર્ણ વિરોધ કરે છે. એવું ન કહેવાવું જોઈએ કે આ કોંગ્રેસ કોઈ એક સામાજિક જૂથની નહીં બલ્કે બીજા કોઈ સામાજિક સમૂહની કોંગ્રેસ છે. આ અખંડ હિંદની, હિંદુ અને મુસલમાનોની, ખ્રિસ્તીઓની, પારસીઓની અને શીખોની, જે કોઈ તેમની સામાજિક રૂઢિઓમાં સુધારા કરે તેમની અને ન કરે તેમનીય કોંગ્રેસ છે. આપણે અહીં એક સમાન મંચ પર ઊભા છીએ. આપણા

સામાજિક અને ધાર્મિક ભેદો દફનાવવા અને એક જ રાજવીની પ્રજા તરીકે એક જ સરકાર અને એક જ રાજકીય સંસ્થા નીચે જીવતા આપણને આપણા સમાન અધિકારો અને સમાન ફરિયાદો છે તે હકીકતને પણ સ્વીકરવા આપણે સંમત થયા છીએ અને આપણા અધિકારોના સંરક્ષણ તથા વિસ્તાર માટે અને આપણી ફરિયાદો ઓછી કરવા માટે આપણે આ કોંગ્રેસની સ્થાપના કરી. તબીબીસંઘના સભ્યો તેમના શાસ્ત્રસિદ્ધાંતો અંગે સંપૂર્ણ સહમત હોય પણ તેમની દીકરીઓને કઈ ઉંમરે પરણાવવી અથવા તેમની વિધવા દીકરીઓનાં પુનર્લગ્ન કરવા કે નહિ તે અંગે સંમત ન થવાને કારણે ઝઘડી પડે તો આપણે શું કરીશું ? આપણી ચળવળ રાજકીય છે, - સામાજિક નહિ અને આપણા કોઈ વકીલ મિત્રો સામે જેમ આપણે ફરિયાદ ન કરી શકીએ કે તેઓ તબીબી નથી તેમ આ હકીકતને આપણી વિરુદ્ધનો વિષય ન બનાવવો જોઈએ. અરે, રાજકીય બાબતોમાં પણ - ઉદાહરણ તરીકે, લઘુમતીઓના અભિપ્રાયો વિશેના આપણા આદર વિશે - ઠેઠ ૧૮૮૭માં, હું માનું છું કે શ્રી બદરુદ્દીન તૈયબજી જે એકવાર આપણા પ્રમુખ હતા અને તેમને મુંબઈ હાઈકોર્ટના ન્યાયાસને બઢતી મળી હતી તે રાષ્ટ્રીય આનંદનો વિષય છે - ની સૂચનાથી એક પ્રસ્તાવ પસાર થયો હતો કે કોંગ્રેસમાં લઘુમતીમાં હોવા છતાંય જો કોઈ એક વર્ગમાં વ્યવહારુ એકવાક્યતા હોય તો તે પ્રશ્ન ન ચર્ચાવો જોઈએ, તેને તરત જ પડતો મૂકી દેવો જોઈએ."

"આપણા જેવી સંસ્થા સામે એક વિશિષ્ટ પ્રકારનો ભય ઊભો થયો છે અને ત્યારે તેની સામે સાવધ રહેવું પડશે. કુસંપ તથા કજિયાનાં બીમાંથી જ આ ભય વધવાનો સંભવ છે."

## ૨

આ નિવેદનો અંગે બે પ્રશ્નો ઊભા થાય છે. પહેલો પ્રશ્ન એ થાય છે કે આ પ્રમુખોએ જેનો નિર્દેશ કર્યો છે તે 'સોશ્યલ રિફોર્મ પાર્ટી' (સામાજિક સુધારણા પક્ષ) કઈ ? અને બીજો એ કે ૧૮૯૫માં શ્રી સુરેન્દ્રનાથ બેનર્જીએ કોંગ્રેસ સમક્ષ આપેલું વ્યાખ્યાન તે, સામાજિક સુધારણાના પ્રશ્ન પ્રત્યે કોંગ્રેસના વલણનો નિર્દેશ કરવાની કોંગ્રેસ પ્રમુખને અનિવાર્યતા લાગી તેવો છેલ્લો પ્રસંગ

કેમ હતો અને ૧૮૯૫ પછી કોઈ પણ પ્રમુખને તેની ચર્ચા કરવાની આવશ્યકતા કેમ ન લાગી ?

પહેલા પ્રશ્નને સમજવા માટે તે નોંધવું આવશ્યક છે કે જ્યારે અખિલ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના ૧૮૮૫માં મુંબઈમાં થઈ ત્યારે તે આંદોલનના નેતાઓને લાગ્યું હતું કે રાષ્ટ્રીય આંદોલન ફક્ત રાજકીય ન હોવું જોઈએ પણ રાજકીય પ્રશ્નો વિચારવાની સાથે સાથે ભારતીય સામાજિક અર્થવ્યવસ્થાના પ્રશ્નો પણ ચર્ચાવા જોઈએ અને હિંદુસમાજના સઘળાં દૂષણો અને સામાજિક અન્યાયોને દૂર કરી હિંદુ સમાજને સજીવન કરવા સહુએ શ્રેષ્ઠ પ્રયત્નો કરવા જોઈએ. આ ખ્યાલથી દિ. બ. આર. રઘુનાથ રાવ અને ન્યાયમૂર્તિશ્રી (ત્યારે રાવ બહાદુર) એમ. જી. રાનડેએ મુંબઈમાં મળેલા કોંગ્રેસના પ્રથમ અધિવેશનના પ્રસંગે સામાજિક સુધારણા અંગે પ્રવચનો આપ્યાં. ૧૮૮૬માં, કલકત્તામાં કશુંય વિશેષ ન થયું. જો કે, કોંગ્રેસી આંદોલનના નેતાઓ તથા ભારતીય વિચારધારાના શિક્ષિત નેતાઓ વચ્ચે ચર્ચા ચાલતી હતી કે કોંગ્રેસે પોતે જ સામાજિક પ્રશ્નો ઉપાડી લેવા જોઈએ અથવા સામાજિક પ્રશ્નોની ચર્ચા માટે કોઈ અન્ય સંસ્થા સ્થાપવી જોઈએ. અંતે, પરિપક્વ ચર્ચાને અંતે - જે ચર્ચામાં અન્ય વ્યક્તિઓ સાથે વિશેષ તો દિ. બ. આર. રઘુનાથ રાવ, શ્રી મહાદેવ ગોવિંદ રાનડે, શ્રી નરેન્દ્રનાથ સેન અને જાનકીનાથ ઘોષાલ હતા - તે ચર્ચાને અંતે નિર્ણય લેવાયો કે ઈન્ડિયન નેશનલ સોશ્યલ કોન્ફરન્સ (અખિલ ભારતીય રાષ્ટ્રીય સામાજિક પરિષદ) નામની સંસ્થા હિંદના સામાજિક અર્થતંત્રના વિષયોની વિચારણા માટે સ્થાપવી. આ કોન્ફરન્સના જન્મસ્થળનું સદ્‌ભાગ્ય મદ્રાસને મળ્યું કારણ કે ઈન્ડિયન નેશનલ સોશ્યલ કોન્ફરન્સનું પ્રથમ અધિવેશન ૧૮૮૭માં ડિસેમ્બરમાં મદ્રાસમાં મળ્યું હતું અને ત્યારે સ્વ. રાજા સર ટી. માધવરાવ કે. સી. એસ. આઈ. જેવા તે સમયના અગ્રણી હિંદી મુત્સદ્દી તેને અધ્યક્ષરૂપે મળ્યા હતા. આ પ્રથમ અધિવેશનમાં કૈં ખાસ ઝાઝું કામ ન થયું. ત્યારે ઉપસ્થિત રહેલા સભ્યોએ જે પ્રસ્તાવો પસાર કર્યા તેમાં તેમણે એક મહત્ત્વનો પ્રસ્તાવ પસાર કર્યો. આપણા સમાજનો દરજ્જો તથા સામાજિક રિવાજો સુધારવા અને પરિષદની પ્રાંતીય પેટા સમિતિ સ્થાપવા તથા તેનું સંચાલન કરવા હિંદના જુદા

જુદા ભાગોમાં આ પરિષદનું વાર્ષિક રાષ્ટ્રીય અધિવેશન બોલાવવું જોઈએ. પરિષદ જે સામાજિક વિષયો હાથ ધરે તેમાં ખાસ કરીને લાંબા સામુદ્રિક પ્રવાસ કરી શકવાની અશક્તિ, લગ્નના કમરતોડ ખર્ચા, લગ્ન માટેની વયમર્યાદા - જે વય નીચેની વયે લગ્ન કરી જ ન શકાય, યુવાન વિધવાઓનાં પુનર્લગ્ન, વૃદ્ધ પુરુષોનાં યુવાન કન્યાઓ સાથેના પુનર્લગ્નોનાં દૂષણો, લગ્નોનાં તથા એક જ જ્ઞાતિની પેટાજ્ઞાતિઓ વચ્ચે થતાં આંતરજ્ઞાતીય લગ્નોનાં સ્વરૂપોને સાક્ષી જેવા વિષયોની ચર્ચા તથા નિર્ણયો માટે હાથ ધરવા તેવી સંમતિ સધાઈ હતી.

આ બાબતને બહાલી આપવા તેવું વિચારાયું હતું કે ભિન્ન-ભિન્ન સામાજિક પ્રશ્નો અંગે વહેંચણી કરવા ભિન્ન-ભિન્ન પેટા સમિતિઓ સ્થાપવી. આ પેટા સમિતિઓને કેટલાક મૂળભૂત નિયમો તથા આ નિયમોના ભંગ માટેની શિક્ષાઓ નક્કી કરવાની સ્વતંત્રતા આપી. વળી, આ પેટા સમિતિઓને (૧) પેટા સમિતિના સભ્યોએ ખુદે અથવા (૨) જયાં તેમ કરવું શક્ય હોય ત્યાં તેમના ધર્મગુરુએ અથવા (૩) દીવાની અદાલતે અથવા તો બધું નિષ્ફળ જતાં, (૪) આ સમિતિઓનો તેમના પોતાના વચનબદ્ધ સભ્યો પૂરતો પોતાના કાયદાઓનો ફરજિયાત અમલ કરવાની સત્તા આપવા સરકારને અરજી કરીને, આ નિયમોનો તેમના પ્રતિજ્ઞાબદ્ધ સભ્યો પાસે ફરજિયાત અમલ કરાવવાની સ્વતંત્રતા આપી.

જયારે સોશ્યલ રિફોર્મ પાર્ટીએ હિંદુ સમાજના સોજા રૂપ બની ગયેલા અનેક સામાજિક દૂષણોની ચર્ચા કરવા પોતાની અલગ સંસ્થા સ્થાપી ત્યારે સામાજિક સુધારણાના પ્રશ્નો સાથેના સંપૂર્ણ વિચ્છેદના કોંગ્રેસના વલણથી તેમને સંતોષ ન થયો. તેમાંના કેટલાકે તો રાજકીય સુધારણા પહેલાં સામાજિક સુધારણા ન થવી જોઈએ કે કેમ તેને પ્રતિષ્ઠાપ્રશ્ન બનાવ્યો અને તેની ચર્ચા અંગે દબાણ કર્યું. આમાં અનેક મિત્રોનો તેમને સહકાર પ્રાપ્ત થયો. તેમાં હિંદ સરકારનો પણ સમાવેશ થતો હતો. વાઈસરોયની એક્ઝીક્યૂટીવ કમિટીના સભ્ય સર ઓકલેન્ડ કેલ્વિને સાવ સ્પષ્ટતાથી અને અતિ ભારપૂર્વક કહ્યું કે, 'હિંદની સરકારના સંદર્ભમાં તેમની ફરજો શું છે તે અંગ્રેજોને શીખવવાના' જે પ્રયત્નો હિંદીઓ કરે છે તેના કરતાં તેમણે સામાજિક સુધારણાને અગ્રતાક્રમ આપી તેના પ્રત્યે ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ." ઉપર ઉલ્લેખેલાં કોંગ્રેસ પ્રમુખોનાં પ્રવચનોમાં

સામાજિક સુધારણાનો નિર્દેશ કેમ થાય છે તે હવે સરળતાથી સમજી શકાય તેમ છે. સામાજિક દૂષણો દૂર કરવાના પ્રશ્ન સાથેના કોંગ્રેસના વિચ્છેદને કારણે સોશ્યલ રિફોર્મ પાર્ટીએ કોંગ્રેસ સામે જે ટીકાઓ કરી હતી તેના તે ઉત્તરો છે.

હવે બીજા મુદ્દા પર આવીએ. ૧૮૯૫ પછી કોઈ પણ કોંગ્રેસ પ્રમુખે પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં સામાજિક સુધારણાના પ્રશ્નનો કેમ ઉલ્લેખ નથી કર્યો તે મુદ્દો: તેનો ઉત્તર એ છે કે ૧૮૯૫ પહેલાં કોંગ્રેસીઓમાં બે જૂથ હતાં. શ્રી દાદાભાઈ નવરોજજી, શ્રી બદરૂદ્દીન તૈયબજી અને શ્રી સુરેન્દ્રનાથ બેનર્જીએ વ્યક્ત કરેલાં મંતવ્યો તે એક જૂથનો દૃષ્ટિકોણ હતો. શ્રી ડબલ્યુ. સી. બેનર્જીએ વ્યક્ત કરેલું મંતવ્ય તે બીજા જૂથનો દૃષ્ટિકોણ હતો. પહેલા જૂથને .સામાજિક સુધારણાનું મહત્ત્વ સમજાયું હતું. પરંતુ તેણે વિચાર્યું કે કોંગ્રેસ અધિવેશન તે માટેનો યોગ્ય મંચ નહોતો. બીજા જૂથે સામાજિક સુધારણાની અનિવાર્યતાનો ઈન્કાર કર્યો હતો અને સામાજિક સુધારણા વિના રાજકીય સુધારણા શક્ય નથી તેવા દૃષ્ટિકોણને પડકાર્યો હતો. જો કે કોંગ્રેસમાંના આ બંને જૂથ મૂળભૂત રીતે પરસ્પરનાં વિરોધી હતાં પણ ૧૮૯૫ સુધી તેમણે પરસ્પર પ્રત્યે દુશ્મનાવટ અને અસહિષ્ણુતાની ભાવના કેળવી નહોતી. પ્રથમ જૂથ કોંગ્રેસમાં વર્ચસ્વ ધરાવતું હતું અને તેનું પરિણામ એ આવ્યું કે અખિલ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસ તથા સોશ્યલ કોન્ફરન્સ બે સમાંતર સંસ્થા તરીકે કામ કરતી હતી. પ્રત્યેક સંસ્થા પોતાના ઉદ્દેશો તથા લક્ષ્યો સિધ્ધ કરવામાં ખૂંપી ગઈ હતી. બંને વચ્ચે સહકાર તથા શુભેચ્છાની એવી તો મહાન ભાવના પ્રવર્તતી હતી કે રાષ્ટ્રીય મહાસભા તથા સોશ્યલ કોન્ફરન્સનાં વાર્ષિક અધિવેશનો એક જ પન્ડાલમાં વારાફરતી ભરાતાં હતાં અને કોંગ્રેસના અધિવેશનમાં હાજરી આપનારાઓની મોટી સંખ્યા સોશ્યલ કોન્ફરન્સમાં પણ હાજર રહેતી. જો કે, સામાજિક સુધારણા વિરોધી જૂથના કોંગ્રેસીઓ માટે આ સોશ્યલ કોન્ફરન્સ આંખનો કણો બની ગઈ. સોશ્યલ કોન્ફરન્સ પ્રત્યે કોંગ્રેસનું આ વર્ચસ્વ જૂથ જે ઉદાર વલણ તથા અનુકૂળ લાગણી દર્શાવતું હતું - ખાસ કરીને તેનું અધિવેશન ભરવા માટે કોંગ્રેસના પેન્ડોલનો ઉપયોગ કરવા આપતું હતું તેથી આ સામાજિક સુધારણા વિરોધી જૂથ સ્પષ્ટ તથા અડિયલ બનતું હતું. ૧૮૯૫માં પૂનામાં કોંગ્રેસનું અધિવેશન મળ્યું ત્યારે

આ સામાજિક સુધારણા વિરોધી જૂથે બળવો પોકાર્યો અને જો કોંગ્રેસ સોશ્યલ કોન્ફરન્સને પોતાનો પન્ડાલ ઉપયોગ કરવા આપે તો કોંગ્રેસનો પન્ડાલ બાળી નાંખવાની ધમકી પણ આપી. સોશ્યલ કોન્ફરન્સ સામેના વિરોધના અગ્રણી બીજા કોઈ નહિ પણ હિંદમાં ઊભરતા અનેક સામાજિક રૂઢિચુસ્તો અને રાજકીય ઉદ્દામવાદીઓમાંના એક સ્વ. શ્રી તિલક હતા જે 'સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ અધિકાર છે.' તે સૂત્રના જનક હતા અને અત્યારે તેમનું તે સૂત્ર કોંગ્રેસના પ્રચાર પટ્ટાઓ પર ચમકતું દેખાય છે. કોંગ્રેસમાનું સામાજિક સુધારણા તરફી જૂથ મોટે ભાગે તેમના વિરોધીઓ[1] સામે લડવા તૈયાર નહોતું તેથી આ બળવાખોરોને વિજય મળ્યો. આ બળવાખોરોનો એક પ્રભાવ પડયો. તેણે ફેંસલો આણી દીધો કે સામાજિક સુધારણાનો પ્રશ્ન ગમે તેટલો તાકીદનો હોય તો પણ કોંગ્રેસ તેને ક્યારેય પ્રોત્સાહન નહિ આપે.[2] આથી જ ૧૮૯૫ પછી કોઈ પણ કોંગ્રેસ પ્રમુખે પોતાના અધ્યક્ષીય પ્રવચનમાં સામાજિક સુધારણાના પ્રશ્નનો કેમ ઉલ્લેખ કર્યો નહોતો તેની સ્પષ્ટતા આમાંથી મળી રહે છે.

આ પાર્શ્વ ભૂમિકામાં ૧૯૧૭માં કોંગ્રેસે દલિત વર્ગો માટે પસાર કરેલો પ્રસ્તાવ તે દેખીતી રીતે જ એક વિચિત્ર ઘટના છે. કોંગ્રેસે બત્રીસ વર્ષ સુધી કામ કર્યું હતું છતાંય આ અગાઉ તેણે આવું ક્યારેય કર્યું નહોતું. તે તેની ઘોષિત નીતિની પણ વિરુદ્ધ હતું.

---

૧ કોંગ્રેસમાનું સામાજિક સુધારણા તરફી જૂથ આ પડકાર ઝીલવા તૈયાર નહતું તેની પ્રતીતિ શ્રી સુરેન્દ્રનાથ બેનર્જીએ સોશ્યલ કોન્ફરન્સ દ્વારા થતાં કોંગ્રેસના પન્ડાલના પ્રશ્ન અંગે શ્રી તિલકના જૂથે ઉઠાવેલા પ્રશ્નના સંદર્ભમાં શ્રી રાનડેને લખેલા પત્રમાંથી મળી આવે છે. તેમાં તે લખે છે કે, "આપણી ચર્ચામાંથી સામાજિક પ્રશ્નોને બાકાત રાખવાનું મુખ્ય કારણ એ છે કે જો આપણે આવા પ્રશ્નો હાથ ધરીએ તો તેનાથી ગંભીર મતભેદો ઊભા થાય છે જે અંતે ફૂટમાં પરિણમે. આપણે આવી ફૂટ અટકાવવી જોઈએ તે આજની પ્રથમ મહત્ત્વની વાત છે. બીજા પક્ષની વિનંતી અતિ અયોગ્ય છે પણ કેટલીક વાર મહાન દૂષણોને ટાળવા અયોગ્ય માગણીઓ પણ સ્વીકારી લેવી પડે છે."

૨ કેટલાક અગ્રણી સમાજ સુધારકોએ કોંગ્રેસમાના પરિષદ વિરોધી સમાજ સુધારણા જૂથના આ બળવાનું સ્વાગત કર્યું હતું. દિ. બ. આર. રઘુનાથ રાવે શ્રી રાનડેને લખ્યું હતું કે તે સોશ્યલ કોન્ફરન્સને પન્ડાલનો ઉપયોગ કરવા ન દીધો તેનાથી ખુશ થયા છે કારણ કે કોંગ્રેસ સોશ્યલ કોન્ફરન્સની સાથે કામ કરે છે તેવો ભ્રમ કોંગ્રેસ અંગ્રેજો પર ઊભો કરતી હતી તે હવે દૂર થયો છે. અને અંગ્રેજો હવે સ્પષ્ટતયા સમજશે કે કોંગ્રેસ સાચેસાચ સોશ્યલ કોન્ફરન્સ સાથે કામ કરવા માગતી નહોતી.

તો પછી, ૧૯૧૭માં કોંગ્રેસે આવો પ્રસ્તાવ પસાર કરવાનું અનિવાર્ય કેમ માન્યું ? એવું તે શું બન્યું કે જેથી તેણે અસ્પૃશ્યોને ધ્યાનમાં લીધાં ? તે કોને છેતરવા માંગતી હતી ? તે શું લાભ ઉઠાવવા માગતી હતી ? તેના દૃષ્ટિકોણમાં થયેલા પરિવર્તનને કારણે આમ થયું હતું કે તેની પાછળ કોઈ અંતિમ હેતુ હતો ? આના ઉત્તર માટે વ્યક્તિએ દલિત વર્ગે, ૧૯૧૭માં મુંબાઈ શહેરમાં જુદાજુદા બે અધ્યક્ષો નીચે મળેલી જુદીજુદી બે સભામાં પસાર કરેલા નીચેના પ્રસ્તાવો જોવા જોઈએ. પ્રથમ સભા ૧૯૧૭ની ૧૧મી નવેમ્બરે સ્વ. સર નારાયણ ચંદાવરકરની અધ્યક્ષતામાં મળી હતી. તે સભામાં નીચેના પ્રસ્તાવો[1] પસાર થયા હતાં.

"**પ્રથમ પ્રસ્તાવ :** અંગ્રેજ સરકારને નિષ્ઠા અને મિત્રરાજયોના વિજય માટે પ્રાર્થના."

"**બીજો પ્રસ્તાવ :** પ્રચંડ બહુમતીથી સભામાં પસાર થયો હતો. **તેણે અખિલ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસે તથા અખિલ ભારતીય મુસ્લિમલીગે સૂચિત કરેલી હિંદના વહીવટમાં સુધારાની યોજનાને સંમતિ પ્રગટ કરી હતી. વિરોધ કરનારાઓ લગભગ બારેક જણ હતા."** **ત્રીજો પ્રસ્તાવ** સર્વાનુમતે પસાર થયો. તેમાં જણાવ્યું હતું : હિંદમાં વિશાળ વસ્તી ધરાવતા, અસ્પૃશ્ય ગણાતા દલિતવર્ગો અસ્પૃશ્યતાના વહેવારને કારણે અને શિક્ષણના ક્ષેત્રે દેશના અન્ય લોકો કરતાં પછાત હોવાથી, તેમની સુધારણા માટે વાજબી તકો પ્રાપ્ત કરવા તે અસમર્થ હોવાથી તેમની સ્થિતિ નિમ્નસ્તરની છે. દલિત વર્ગોની આ જાહેર સભા સબળપણે માને છે કે લેજિસ્લેટીવ કાઉન્સિલોના સુધારા અને પુનરરચનાની જે યોજના સરકાર સ્વીકારવા માંગે છે તેમાં આ વર્ગોના હિતોને યોગ્ય આદર આપવામાં આવે. આથી આ સભા તેમની સંખ્યાના પ્રમાણમાં આ કાઉન્સિલોમાં તેમના પોતાના પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર આ વર્ગોને આપીને તેમનાં તે હિતોનું રક્ષણ કરવા જેટલા ઉદાર થવાની અંગ્રેજ સરકારને પ્રાર્થના કરે છે."

૧ પ્રવચનો હિંદમાંના વાઈસરોય અને માનનીય હિંદી વજીર (૧૯૧૮)ને અપાયાં હતાં. પાર્લામેન્ટરી પેપર ૯૭૮ પા. ૭૪-૭૫

સભામાં સર્વાનુમતે પસાર થયેલો **ચોથો પ્રસ્તાવ** આ પ્રમાણે હતો :

"કોઈ પણ કોમનું સામાજિક ઉત્થાન તે કોમના સભ્યોમાં થતા સાર્વત્રિક શિક્ષણ પ્રસાર પર નિર્ભર હોય છે અને દલિત વર્ગોનું પછાતપણું તેમની નિરક્ષરતા અને અજ્ઞાનને આભારી છે. આ હકીકતને કારણે ફરજિયાત અને મફત શિક્ષણ પ્રથાની અનિવાર્યતા ઊભી થઈ છે. તો ફરજિયાત અને મફત શિક્ષણપ્રથા શક્ય તેટલી અનુકૂળ ઝડપે અપનાવવાની સરકારને પ્રાર્થના કરવી."

**પાંચમો પ્રસ્તાવ** પણ સર્વાનુમતે પસાર થયો હતો જે નીચે પ્રમાણે હતો:

"ધર્મ અને રૂઢિએ દલિતવર્ગો પર લાદેલી તમામ અસમર્થતાઓ, જે અત્યંત સંતાપજનક અને દમનકારી ચરિત્ર ધરાવે છે, જેણે આ વર્ગોને જાહેર શાળાઓ, હોસ્પિટલો, ન્યાયની અદાલતો અને સરકારી કચેરીઓમાં જતા રોક્યા છે અને જાહેર કુવાઓનો ઉપયોગ કરતા અટકાવીને ગણનાપાત્ર અગવડ અને તકલીફ આપી છે તેવી તમામ અસમર્થતાઓ દૂર કરવાની અનિવાર્યતા, ન્યાય અને ન્યાય પરાયણતા માટે હિંદના લોકોને આહ્‌વાન કરતો ઠરાવ ભારતીય રાષ્ટ્રિય કૉંગ્રેસ તેના આગામી અધિવેશનમાં પસાર કરે તે માટે વિનંતી કરવાની સત્તા આ જાહેરસભાના અધ્યક્ષને આપવી. મૂળે સામાજિક એવી આ અસમર્થતાઓ કાયદામાં અને વહેવારમાં રાજકીય અસમર્થતા જેવી જ છે અને ભારતીય રાષ્ટ્રિય કૉંગ્રેસની રાજકીયકામગીરી અને અભિયાનમાં કાયદેસર રીતે સમાવેશ પામે છે."

"**છઠ્ઠો પ્રસ્તાવ** અસ્પૃશ્યો તથા દલિતો સિવાયની જ્ઞાતિના સર્વ હિંદુઓને, ખાસ કરીને ઉચ્ચ જ્ઞાતિના હિંદુઓ કે જેમની પાસે રાજકીય અધિકારો છે તેમને દલિત વર્ગો પરનું પછાતપણાનું લાંછન, જે લાંછને આ વર્ગોને તેમના પોતાના જ દેશમાં અધમ પરિસ્થિતિમાં મૂક્યા છે તે લાંછન દૂર કરવાનાં પગલાં લેવા પ્રાર્થના કરે છે."

પ્રથમ સભાના લગભગ એક સપ્તાહ પછી નવેમ્બર ૧૯૧૭માં જ બીજી સભા મળી હતી. આ સભાના અધ્યક્ષ હતા શ્રી બાપુજી નામદેવ બાગડે. તે બ્રાહ્મણેતર પક્ષના નેતા હતા. તે સભામાં નીચેના પ્રસ્તાવો સર્વાનુમતે પસાર થયા હતા :

"(૧) અંગ્રેજ રાજયાસન પ્રતિ નિષ્ઠા વ્યક્ત કરતો પ્રસ્તાવ."

"(૨) ૧૧, નવેમ્બર, ૧૯૧૭ની સભામાં પ્રચંડ બહુમતીએ પસાર થયેલો પ્રસ્તાવ જાહેર થયા હોવા છતાંય આ સભા કોંગ્રેસ-લીગની યોજનાને સમર્થન આપી શકતી નથી."

"(૩) આ સભાનો મત એવો છે કે જયાં સુધી સઘળા વર્ગો અને ખાસ કરીને દલિત વર્ગો દેશના વહીવટમાં પ્રભાવકપણે સામેલ ન થઈ શકે ત્યાં સુધી હિંદનો વહીવટ મોટે ભાગે અંગ્રેજોના નિયંત્રણ નીચે હોવો જોઈએ."

"(૪) જો અંગ્રેજ સરકારે હિંદી જનતાને રાજકીય છૂટછાટો આપવાનું વિચાર્યું હોય તો આ સભા, તેમના નાગરિક અને રાજકીય અધિકારો સુરક્ષિત રાખવા અસ્પૃશ્યોને વિવિધ ધારાકીય સંસ્થાઓમાં તેમના પોતાના પ્રતિનિધિઓ મોકલવાની મંજૂરી આપવાની સરકારને પ્રાર્થના કરે છે."

"(૫) આ સભા "બહિષ્કૃત ભારત સમાજના ઉદ્દેશોને મંજૂર કરે છે અને મિ. મોન્ટેગ્યૂ સમક્ષ તેના વતી મોકલવાના પ્રતિનિધિમંડળને સમર્થન આપે છે."

"(૬) દલિત વર્ગોની વિશિષ્ટ જરૂરિયાત જોતાં આ સભા પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત - બંને કરવાની સરકારને પ્રાર્થના કરે છે. વળી આ સભા દલિત વર્ગોના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ જેવી વિશિષ્ટ સવલતો આપવાની સરકારને વિનંતી કરે છે."

"(૭) આ સભા ઉપરના પ્રસ્તાવો વાઈસરોય તથા મુંબાઈ સરકારને મોકલી આપવાની સભાધ્યક્ષને સત્તા આપે છે."

એ તો સ્પષ્ટ છે કે દલિત વર્ગોએ સર નારાયણ ચંદાવરકરની અધ્યક્ષતામાં મુંબાઈમાં મળેલી તેમની સભામાં પસાર કરેલા પ્રસ્તાવ અને દલિત વર્ગોના ઉત્થાન અંગેના ૧૯૧૭ના કોંગ્રેસના પ્રસ્તાવ વચ્ચે ગાઢ આંતરસંબંધ રહેલો છે. ૧૯૧૭ના વર્ષની રાજકીય ઘટનાઓનો ઉલ્લેખ કરતાં આ આંતરસંબંધ સરળતાથી સમજાઈ જશે. એ તો યાદ હશે કે ૧૯૧૭માં અથવા તો વધુ સ્પષ્ટ થવું હોય તો કહી શકાય કે ૧૯૧૭ની ૨૦મી ઑગસ્ટે તત્કાલીન હિંદી વજીર સ્વ. મિ. મોન્ટેગ્યૂએ ઉમરાવ સભામાં બ્રિટનના નામદાર રાજવીની સરકારની હિંદ પ્રત્યેની

નવી નીતિની જાહેરાત કરી હતી. એટલે કે "બ્રિટિશ સામ્રાજ્યના એક સંપૂર્ણ અંગ તરીકે હિંદમાં જવાબદાર સરકારના પ્રગતિશીલ સાક્ષાત્કારની દૃષ્ટિ ખ્યાલમાં રાખીને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના ક્રમશઃ વિકાસની નીતિ. અગ્રણી હિંદી રાજકારણીઓ નામદાર રાજવીની સરકાર તરફથી આવી કોઈ નીતિની જાહેરાતની અપેક્ષા રાખતા હતા. અને આવી નીતિની અપેક્ષાએ હિંદના બંધારણીય માળખામાં પરિવર્તનની યોજનાઓ વિચારતા હતા. અનેક યોજનાઓ ઘડાઈ પરંતુ તેમાંથી બે જ યોજનાઓની આસપાસ જાહેર જનતાનું ધ્યાન કેન્દ્રિત થયું. એક યોજના 'ધ સ્કીમ ઓફ નાઈન્ટીન' (ઓગણીસમી યોજના) કહેવાતી. બીજી કહેવાતી 'ધ કોંગ્રેસ - લીગ સ્કીમ' (કોંગ્રેસ-લીગ યોજના.) પહેલી યોજના ધ ઈમ્પિરિયલ લેજિસ્લેટિવ કાઉન્સિલના વધારાના ૧૯ ચૂંટાયેલા સભ્યોએ મૂકી હતી. બીજી યોજના કોંગ્રેસ તથા લીગનું સમર્થન પ્રાપ્ત કરી ચૂકેલી, તેમની સંમતિ દર્શાવતી રાજકીય સુધારણાની યોજના હતી. તે 'લખનૌ કરાર' તરીકે પણ ઓળખાતી. આ બંને યોજનાઓ ૧૯૧૬માં મિ. મોન્ટેગ્યૂની જાહેરાતના એક વર્ષ પહેલાં જ અસ્તિત્વમાં આવી હતી. આ બંને યોજનાઓમાંથી પોતાની જ યોજના નામદાર સરકાર દ્વારા સ્વીકારાય તેમાં કોંગ્રેસને રસ હતો. પોતાના આ હેતુને ખ્યાલમાં રાખીને જ 'કોંગ્રેસ-લીગ યોજનાને રાષ્ટ્રીય માગનો દરજ્જો આપવા કોંગ્રેસ આતુર હતી. જો હિંદની બધી જ કોમોનું સમર્થન તેને પ્રાપ્ત થાય તો જ આવું બની શકે. મુસ્લિમ લીગે આ યોજનાનો સ્વીકાર કર્યો હોવાથી મુસ્લિમ કોમના સમર્થનનો પ્રશ્ન જ ઊભો થતો નહોતો. હવે પછી વારો આવતો હતો દલિત વર્ગોનો. જો કે, તેઓ મુસ્લિમો જેટલા સંગઠિત નહોતા તોય, પેલો પ્રસ્તાવ સૂચવે છે તેમ, તેઓ રાજકીયપણે તો જાગ્રત હતા. માત્ર તેઓ રાજકીયપણે જાગ્રત હતા એટલું જ નહિ પણ તેઓ બધા જ કોંગ્રેસ વિરોધી હતા. હકીકતમાં તો ૧૮૯૫માં જ્યારે શ્રી તિલકના અનુયાયીઓ એ જો કોંગ્રેસનો પન્ડાલ સોશ્યલ કોન્ફરન્સને સામાજિક અન્યાયોની ચર્ચા કરવા માટે વાપરવા દેવામાં આવે તો તે બાળી નાંખવાની ધમકી આપી ત્યારે અસ્પૃશ્યોએ કોંગ્રેસ સામે સુયોજિત દેખાવ કર્યો હતો તથા તેનું પૂતળું બાળ્યું હતું. ત્યારથી જ સદા માટે આ કોંગ્રેસ વિરોધી લાગણી જીવતી રહી હતી. ૧૯૧૭માં મુંબાઈમાં

ભરાયેલી દલિત વર્ગોની બંને સભાઓએ પસાર કરેલા પ્રસ્તાવો દલિત વર્ગોના મનમાં રમી રહેલી કોંગ્રેસ પ્રત્યેની આ વિરોધી લાગણીની પૂરતી પ્રતીતિ આપે છે. સુધારણા અંગેની કોંગ્રેસ લીગ યોજનાને દલિત વર્ગોનો સહકાર પ્રાપ્ત કરવા આતુર બનેલી કોંગ્રેસ એટલું તો જાણતી હતી કે તેને તે મળવાની કોઈ શક્યતા નથી. ત્યારે, આજે જેમ તે કરે છે તેમ લોકોને ફોડવાની પ્રવૃત્તિ ત્યારે કોંગ્રેસે ન કરી - તેવું કરતાં તે ત્યારે શીખી જ નહોતી - પણ તેણે કોંગ્રેસના ભૂતપૂર્વ પ્રમુખ સ્વ. સર નારાયણ ચંદાવરકરની સેવાઓનો પોતાની તરફેણમાં ઉપયોગ કર્યો. ડીપ્રેશ્ડ ક્લાસ મિશન સોસાયટીના અધ્યક્ષ તરીકે દલિત વર્ગો પર તેમનો સારો એવો પ્રભાવ હતો. તેમના પ્રભાવને પરિણામે જ અને તેમના પ્રત્યેના આદર નિમિત્તે જ દલિત વર્ગોનો કેટલોક સમૂહ કોંગ્રેસ - લીગ યોજનાને સમર્થન આપવા સંમત થયો.

પ્રસ્તાવના શબ્દો સૂચવે છે તેમ તે પ્રસ્તાવે કોંગ્રેસ - લીગ યોજનાને બિનશરતી ટેકો આપ્યો નહોતો. અસ્પૃશ્યોની સામાજિક અક્ષમતાઓ દૂર કરવાનો પ્રસ્તાવ કોંગ્રેસ પસાર કરે તે જ શરતે સમર્થન આપવાની તેણે સંમતિ દર્શાવી હતી. કોંગ્રેસનો પ્રસ્તાવ તો, સર નારાયણ ચંદાવરકરના મધ્યસ્થીપણા દ્વારા દલિત વર્ગો સાથે થયેલી વાટાઘાટોના કરારનો પોતાના પક્ષે પાલનની પૂર્તિ રૂપે જ હતો.

૧૯૧૭ના દલિત વર્ગો માટેના કોંગ્રેસના પ્રસ્તાવનું ઊગમસ્થાન આમાં છે. અને સર નારાયણ ચંદાવરકરના અધ્યક્ષપણા નીચે દલિત વર્ગોએ પસાર કરેલા પ્રસ્તાવો સાથેનો તેનો આંતરસંબંધ પણ આમાં છે તે સમજાય છે. આટલું સમજાયા પછી સ્પષ્ટ થાય છે કે કોંગ્રેસે પસાર કરેલા પ્રસ્તાવની પાછળ એક ઊંડો હેતુ હતો અને આ હેતુ કોઈ આધ્યાત્મિક હેતુ નહોતો. તે રાજકીય હેતુ હતો.

કોંગ્રેસના આ પ્રસ્તાવનું શું થયું ? પોતાના જ દેશમાં જેના કારણે દલિતવર્ગો અત્યંત ખરાબ વહેવારનો ભોગ બન્યા છે. તેવા અસ્પૃશ્યતાના અપમાનજનક લાંછનને દૂર કરવાના હેતુસર પગલાં ભરવાનું દલિતવર્ગોએ તેમના ઠરાવમાં રાજકીય અધિકારો માટે લડતી ઊંચી જાતિઓને આહવાન કર્યું હતું. દલિત

વર્ગોની આ માગને મૂર્ત કરવા કોંગ્રેસે શું કર્યું ? કોંગ્રેસને જે સમર્થન મળ્યું હતું તેના બદલામાં, તે પ્રસ્તાવમાં વ્યક્ત થયેલી લાગણીઓને મૂર્ત કરવા કોંગ્રેસ અસ્પૃશ્યતા નિવારણની દિશામાં ઝુંબેશ ઉપાડવા બંધાયેલી હતી. કોંગ્રેસે કશું ન કર્યું. પ્રસ્તાવ પસાર કરવો તે એક લાગણી વિનાનો વ્યવહાર હતો. કોંગ્રેસ - લીગ યોજનાને પોતાનો ટેકો આપવા દલિત વર્ગોએ જે શરત મૂકી હતી તેની ઔપચારિક પૂર્તિ હતી. અસ્પૃશ્યતા જે માનવીની માનવી પ્રત્યેની એક અમાનુષતા હતી તેની વિરુધ્ધ કોંગ્રેસીઓના અંતરાત્મામાં કાંઈ ચટપટી ઊભી થઈ નહોતી કે તેની વિરુધ્ધ કોઈ ન્યાય્ય પુણ્યપ્રકોપ પ્રગટ્યો નહોતો. જે દિવસે તે પ્રસ્તાવ પસાર થયો તે જ દિવસે તેઓ તેને ભૂલી ગયા. પ્રસ્તાવ એક મરેલો અક્ષર હતો. તેમાંથી કશું જ નીપજ્યું નહિ.

આમ, કોંગ્રેસે અસ્પૃશ્યો માટે શું કર્યું તેના ઈતિહાસનું પ્રથમ પ્રકરણ પૂરું થયું.

## પ્રકરણ ૨

# ખરાબ દેખાવ-કોંગ્રેસ પોતાની યોજના ત્યજે છે

૧૯૧૯માં શ્રી ગાંધીએ હિંદના રાજકારણમાં પ્રવેશ કર્યો. અને તે પછી તરત જ તેમણે કોંગ્રેસ પર પ્રભુત્વ મેળવ્યું. તેમણે માત્ર તેના પર પ્રભુત્વ મેળવ્યું એટલું જ નહિ પણ તેમણે તેને સંપૂર્ણપણે એવો સર્વાંગી ઘાટ આપ્યો, તેનું એવું પરિવર્તન કર્યું કે તેની કોઈ જૂની પરિચિતતા જ ન રહી. તેમણે ત્રણ પ્રધાન પરિવર્તનો દાખલ કર્યાં.

જૂની કોંગ્રેસને બહાલીના કોઈ અધિકારો જ નહોતા. તે માત્ર પ્રસ્તાવ પસાર કરીને અટકી જતી અને બ્રિટિશ સરકાર તેના પર કશાંક પગલાં લેશે તેવી અપેક્ષા રાખતી. જો બ્રિટિશ સરકારે કોઈ પગલાં ન લીધાં હોય તો તે બીજે વર્ષે ફરી તે પ્રસ્તાવ પસાર કરતી અને આમ વરસોવરસ ચાલતું. જૂની કોંગ્રેસ માત્ર બૌદ્ધિકોનું સંમેલન હતી. તે સામૂહિક ચળવળમાં માનતી ન હોવાથી, રાજકીય આંદોલનમાં આમસમૂહનો સક્રિય સાથ મેળવવા તે તેમના સુધી ન પહોંચી. સમૂહ આંદોલન ચલાવવા માટે જૂની કોંગ્રેસ પાસે કોઈ તંત્ર નહોતું, કોઈ અર્થ વ્યવસ્થાઓ નહોતી . પોતાની શક્તિના પરિણામથી બ્રિટિશ સરકારને પ્રભાવિત કરવા માટેના અથવા તો આમસમૂહને આકર્ષી તેનો રસ જગવવા માટેના કોઈ ભપકાદાર, રાજકીય પ્રદર્શનોમાં તે માનતી નહોતી. નૂતન કોંગ્રેસે આ સઘળામાં ફેરફાર કર્યો. સહુને માટે, સામાન્યમાં સામાન્યજન માટે ય કોંગ્રેસનું સભ્યપદ ખુલ્લું મૂકીને તેણે કોંગ્રેસને લોકસમૂહની સંસ્થા બનાવી. જે કોઈ વ્યક્તિ વર્ષે ચાર આના આપે તે કોંગ્રેસની સભ્ય બની શકે. અસરકારક તથા સત્યાગ્રહની નીતિ અપનાવીને તેણે પોતાના પ્રસ્તાવોને માન્યતા અપાવી. અસહકાર, સત્યાગ્રહ અને જેલો ભરવાનાં આંદોલનો યોજવાની નીતિને તેણે પોતાની નીતિ બનાવી. કોંગ્રેસની તરફેણમાં તેણે દેશવ્યાપી વ્યવસ્થાતંત્ર તથા પ્રચારતંત્ર પ્રારંભ્યું. તેણે સામાજિક સુધારણાનો રચનાત્મક કાર્યક્રમ આપ્યો. આ સઘળી પ્રવૃત્તિઓ પાછળના ખર્ચને પહોંચી વળવા તેણે એક કરોડ રૂપિયાનો ફાળો ઊભો કર્યો. તે ફાળો તિલક સ્વરાજ્ય ફાળા તરીકે ઓળખાયો. આમ,

૧૯૨૨ સુધીમાં તો શ્રી ગાંધીએ કોંગ્રેસનું આમૂલ પરિવર્તન કર્યું. નૂતન કોંગ્રેસ, માત્ર નામના અપવાદ સિવાય જૂની કોંગ્રેસથી સાવ ભિન્ન હતી.

સમાજ સુધારણાનો રચનાત્મક કાર્યક્રમ તે કોંગ્રેસની મહત્ત્વની વિલક્ષણતા હતી. ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં બારડોલી મુકામે મળેલી કોંગ્રેસ કારોબારીની સભામાં તેની રૂપરેખા કંડારાઈ હતી. તે 'બારડોલી કાર્યક્રમ' તરીકે પણ ઓળખાય છે. આ કાર્યક્રમની વિગતો આલેખતો પ્રસ્તાવ નીચે પ્રમાણે છે :

"કારોબારી બધી જ કોંગ્રેસ સમિતિઓને નીચેની પ્રવૃત્તિઓમાં જોડાઈ જવાની સલાહ આપે છે.

(૧) કોંગ્રેસના ઓછામાં ઓછા એક કરોડ સભ્યો નોંધવા.

(૨) રેંટિયાને લોકપ્રચલિત કરવો અને હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીના ઉત્પાદનની વ્યવસ્થા ગોઠવવી.

(૩) રાષ્ટ્રીય શાળાઓની વ્યવસ્થા કરવી.

(૪) દલિત વર્ગો બહેતર જીવન જીવી શકે તેવી વ્યવસ્થા કરવી, તેમની સામાજિક, માનસિક તથા નૈતિક સ્થિતિ સુધારવી, તેમના સંતાનોને તેઓ રાષ્ટ્રીય શાળાઓમાં મોકલે તે રીતે તેમને વાળવા અને અન્ય નાગરિકો જે સામાન્ય સુવિધાઓ ભોગવે છે તેવી સુવિધાઓ તેમને ય મળે તેવી વ્યવસ્થા કરવી.

(૫) મદ્યપાનથી ટેવાયેલા લોકોમાં, ઘર ઘર જઈ મદ્ય નિષેધની ઝુંબેશ શરૂ કરવી અને દારૂડિયાને રોકવા કરતાં તેને ઘરે જ તેને વિનવણી દ્વારા સમજાવવા પર વધુ ભાર મૂકવો.

(૬) સઘળા ઝઘડાઓની પતાવટ માટે ગ્રામપંચાયતો તથા નગરપંચાયતોની વ્યવસ્થા કરવી. લોકમતની શક્તિ તથા પંચાયતોના નિર્ણયોની સત્યતા પર જ ભાર મુકાવો જોઈએ, જેથી તે ચુકાદાઓનું પાલન નિશ્ચિતપણે થઈ શકે.

(૭) અસહકારના આંદોલનનું ધ્યેય છે વિભિન્ન વર્ગોના, જાતિના લોકો વચ્ચે ઐક્ય અને પારસ્પરિક સદ્‌ભાવનાની સ્થાપના. આ હેતુને વધારવા તથા

તેના પર ભાર મૂકવા સમાજસેવા વિભાગની સ્થાપના કરવી જે માંદગી અથવા અકસ્માતના સમયે, કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના સહુને સહાય કરે.

(૮) તિલક સ્મૃતિ સ્વરાજય ફાળાનો સંચય ચાલુ રાખવો. અને પ્રત્યેક કોંગ્રેસીને અથવા તો કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારને કમ-સે-કમ, ૧૯૨૧ના વર્ષની તેની આવકનો સોમો ભાગ તેમાં ફાળા તરીકે આપવા હાકલ કરવી. પ્રત્યેક પ્રાંતે તિલક સ્મૃતિ સ્વરાજય ફાળાની તેની આવકમાંથી પચ્ચીસ ટકા જેટલો ફાળો પ્રત્યેક મહિને અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિને મોકલવો.

આ પ્રસ્તાવ, ૧૯૨૨ની ૨૦મી ફેબ્રુઆરીએ દિલ્હીમાં મળેલી અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિની સભામાં બહાલી માટે મુકવામાં આવ્યો હતો અને તેણે તેને બહાલી આપી હતી. આ રચનાત્મક કાર્યના કાર્યક્રમની વિભિન્ન વીગતો અંગે શું થયું તે ચર્ચવા સાથે મારે નિસબત નથી. મારે તો એક જ વાત સાથે નિસબત છે જેને દલિત વર્ગો સાથે સંબંધ છે અને તે જ વીગત અંગે હું ચર્ચા કરવા માગું છું.

અસ્પૃશ્યો અંગેના બારડોલી પ્રસ્તાવનું નસીબ કેવું નીકળ્યું તેની વાત હું તબક્કાવાર કહીશ. વાતના પ્રારંભમાં તો આટલું જ કહેવાનું કે બારડોલી પ્રસ્તાવને અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ બહાલી આપતાં તે વાત તેના અમલ માટે કારોબારી પાસે મોકલાઈ. કારોબારીએ ૧૯૨૨ના જૂનમાં લખનૌમાં મળેલી તેની સભામાં આ બાબત હાથ ધરી. બારડોલી પ્રસ્તાવના અસ્પૃશ્યોના ઉત્કર્ષ પ્રશ્ન સંદર્ભે કારોબારીએ નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો :

'આ સમિતિ અસ્પૃશ્યોની સ્થિતિને દેશ વ્યાપી ધોરણે સુધારવા માટેનાં લેવાં જોઈતાં વ્યવહારુ પગલાંઓ સમાવિષ્ટ કરતી યોજના ઘડવા તથા આ સમિતિની આવતી બેઠકમાં તેની ચર્ચા વિચારણા માટે તે મૂકવા સ્વામી શ્રદ્ધાનંદજી, શ્રીમતી સરોજિની નાયડુ અને સર્વશ્રી આઈ.કે. યાજ્ઞિક તથા જી.બી. દેશપાંડેની એક સમિતિ નીમે છે તથા આ યોજના માટે હાલપૂરતી રૂ. બે લાખની રકમ ઉઘરાવાનું નક્કી કરે છે.

કારોબારીનો આ પ્રસ્તાવ ૧૯૨૨ના જૂનમાં લખનૌમાં મળેલી અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિ સમક્ષ મુકાયો. કારોબારીએ પોતાના પ્રસ્તાવમાં આ રૂ. બે લાખનું ઠરાવ્યું હતું તેમાં આ યોજના માટે હાલ પૂરતી રૂ. પાંચ લાખની રકમ ઉઘરાવવાનું નક્કી કરે છે' તેવો સુધારો સૂચવીને તેણે કારોબારીના આ પ્રસ્તાવને બહાલી આપી.

એમ લાગે છે કે પેટા સમિતિની રચનાનો પ્રસ્તાવ કારોબારી પસાર કરે તે પહેલાં જ, પેટા સમિતિના એક સભ્ય સ્વામી શ્રદ્ધાનંદજીએ રાજીનામું આપ્યું હતું. જે સભામાં પેટા સમિતિની નિમણૂંકનો પ્રસ્તાવ પસાર કર્યો હતો તે જ બેઠકમાં, તે જ વિષય અંગે અને નીચે મુજબનો પ્રસ્તાવ તે પસાર કરે છે.

"દલિત વર્ગોના કાર્ય માટેની યોજના ઘડવા માટે આગોતરી રકમ માગતો, સ્વામી શ્રદ્ધાનંદજીનો ૮, જૂન ૧૯૨૨નો પત્ર વાંચ્યો. આથી ઠરાવવામાં આવે છે કે આ હેતુ માટે નિયુક્ત કરેલી પેટાસમિતિના આવાહક તરીકે શ્રી ગંગાધર રાવ બી. દેશપાંડેની નિયુક્તિ કરવામાં આવે છે અને તેમને વિનંતી કરવામાં આવે છે કે વહેલી તકે તેઓ પેટાસમિતિની સભા બોલાવે. અને સાથે ઠરાવે છે કે વહેલી તકે તેઓ પેટાસમિતિની સભા બોલાવે. અને સાથે ઠરાવે છે કે સ્વામી શ્રદ્ધાનંદજીનો પત્ર પેટા સમિતિ સમક્ષ મૂકવો."

પેટા સમિતિની રચના ને આ રસપ્રદ પ્રસ્તાવના ઇતિહાસનો બીજો તબક્કો છે.

આ પેટા સમિતિની નિયુક્તિ અંગેના પ્રસ્તાવનો બીજો સંદર્ભ ૧૯૨૨ના જૂનમાં મુંબાઈમાં મળેલી કોંગ્રેસ કારોબારીની કાર્યવાહીમાં જોવા મળે છે. તે સભામાં સમિતિએ નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો હતો :

"ઠરાવવામાં આવે છે કે સ્વામી શ્રદ્ધાનંદજીને પોતાના રાજીનામા પર ફેર-વિચારણા કરવા અને તે પાછું ખેંચી લેવા વિનંતી કરવાનું કાર્ય મહામંત્રીને સોંપવું અને આવાહક શ્રીયુત જી. બી. દેશપાંડેને દલિતવર્ગો માટેની પેટાસમિતિના પરચૂરણ ખર્ચ માટે રૂપિયા ૫૦૦/- આપવા."

૧૯૨૨ના વર્ષને લાગેવળગે છે ત્યાં સુધી આ વાતનો અહીં અંત આવ્યો.

આગળ બીજું કૈ થયું હોય તેવું દેખાતું જ નથી. ૧૯૨૩નુ વર્ષ આવ્યું. અસ્પૃશ્યોની પરિસ્થિતિની સુધારણા માટેની યોજનાના અમલીકરણ અંગે કશું જ થયું નથી તેવી પ્રતીતિ થતાં, ૧૯૨૩ના જાન્યુઆરીમાં ગયામાં મળેલી કારોબારીએ તે બાબત હાથ ધરી અને નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો :

"સ્વામી શ્રધ્ધાનંદજીના રાજીનામાના સંદર્ભમાં તેવું ઠરાવવામાં આવે છે કે દલિત વર્ગ માટેની પેટાસમિતિના બાકી રહેલા સભ્યોની જ તે સમિતિ બની રહે છે અને શ્રી યાજ્ઞિક તેના આવાહક રહેશે.'

ત્યાર પછી, ૧૯૨૩ના મેમાં મુંબાઈમાં મળેલી અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો :-

"ઠરાવવામાં આવે છે કે અસ્પૃશ્યોની પરિસ્થિતિનો પ્રશ્ન, તે માટેનાં યોગ્ય પગલાં લેવા માટે કારોબારી સમિતિ સમક્ષ મૂકવો."

અસ્પૃશ્યોનો પ્રશ્ન વિશિષ્ટ સમિતિ સમક્ષ મૂકવાના પ્રસ્તાવના ઈતિહાસનો બીજો તબકકો અહીં પૂરો થાય છે. ૧૯૨૩ના મેમાં મુંબાઈમાં મળેલી કારોબારી સમિતિએ પસાર કરેલા પ્રસ્તાવથી તે ઈતિહાસનો ત્રીજો તબકકો પ્રારંભાય છે:-

'ઠરાવવામાં આવે છે કે કોંગ્રેસની નીતિના પ્રતિભાવરૂપે આ કહેવાતા અસ્પૃશ્યો સાથેના વ્યવહારમાં કૈંક અંશે સુધારણા થઈ છે. છતાંય આ અંગે હજી ઘણું કરવાનું બાકી છે તે અંગે આ સમિતિ સભાન છે. અને અસ્પૃશ્યતાના પ્રશ્નને સવિશેષ તો હિંદુ કોમ સાથે નિસબત હોવાથી આ સમિતિ અખિલ ભારતીય હિંદુ મહાસભાને પણ આ પ્રશ્ન હાથ ધરવા અને હિંદુ કોમમાંથી આ દૂષણ નિવારવા ભગીરથ પુરુષાર્થ કરવા વિનવે છે.'

પ્રસ્તાવનો, કેવી રીતે તેનો પ્રારંભ થયો અને તેનો અંજામ કેવો આવ્યો તેની કરુણ કથા અહીં કહેવાઈ. એક દૈદિપ્યમાન પ્રારંભનો કેવો લજજાસ્પદ અંત!

અસ્પૃશ્યોના પ્રશ્ન અંગે કોંગ્રેસે કેવી રીતે પોતાના હાથ ધોઈ નાખ્યાં તે પણ જોઈ શકાશે. તે પ્રશ્નનું નિવારણ હિંદુ મહાસભાને સોંપીને અસ્પૃશ્યોની વ્યથામાં તેણે અપમાનનો વધારો નહોતો કરવો જોઈતો. અસ્પૃશ્યોના ઉત્કર્ષ માટે કામ હાથ ધરે તેવી અયોગ્ય સંસ્થા હિંદુ મહાસભા સિવાય અન્ય કોઈ ન હોઈ

શકે. અસ્પૃશ્યોના પ્રશ્ન અંગે પોતે જાતે કામ ઉપાડી શકે તેવી જો કોઈ સાવ અયોગ્ય સંસ્થા હોય તો તે હિંદુ મહાસભા છે. તે તો લડાઈખોર હિંદુ સંસ્થા છે. તેનું જો એકમાત્ર ધ્યેય હોય અને ઉદ્દેશ હોય તો તે એ છે કે કોઈ પણ રીતે જે કૈં હિંદુત્વ છે, ધાર્મિક યા સાંસ્કૃતિક રીતે, ને બધું જ બધી રીતે સંરક્ષવાનું. તે સમાજ સુધારણા સંઘ છે જ નહિ તે એક માત્ર રાજકીય સંસ્થા છે અને ભારતીય રાજકારણમાં મુસ્લિમોના પ્રભાવને પડકારવાનું જ તેનું બસ ધ્યેય છે, તેનો એકમાત્ર ઉદ્દેશ છે. પોતાનું રાજકીય બળ ટકાવી રાખવા તે તેનું સામાજિક સંગઠન જાળવી રાખે છે. અને સામાજિક સંગઠન જાળવી રાખવા માટે જ્ઞાતિ કે અસ્પૃશ્યતા વિશે કંઈ ન બોલવાનો માર્ગ તેણે અખત્યાર કર્યો છે. અસ્પૃશ્યોના ઉત્કર્ષનું કામ કરવા માટે આવી સંસ્થાની કોંગ્રેસે કેવી રીતે પસંદગી કરી તે મને સમજાતું નથી. આનો અર્થ એ કે કોંગ્રેસ કોઈ પણ રીતે આ પ્રતિકૂળ પ્રશ્નને ટાળવા માગતી હતી, પોતાના હાથ ધોઈ નાખવા માગતી હતી. અલબત્ત, આ કામ હાથ ધરવા હિંદુ મહાસભા આગળ આવી નહિ કારણ કે એક તો, તેનામાં કોઈ ઉત્કટતા નહોતી અને બીજું એ કે, કોંગ્રેસે કોઈ પણ પ્રકારની અર્થવ્યવસ્થાના પ્રબંધનું વચન આપ્યા વિના, તેમને આ કાર્ય સૂચવતો એક પવિત્ર પ્રસ્તાવ માત્ર પસાર કર્યો હતો. પરિણામે આખાયે આયોજનનો કલંકીત, લજ્જાસ્પદ અંત આવ્યો.

આ પ્રકરણ પૂરું કરતાં પહેલાં, કોંગ્રેસે અસ્પૃશ્યોની સામાજિક સુધારણાનું કાર્ય, જેની તેણે જોરશોરથી દાંડી પીટી હતી તે કાર્ય કેમ છોડી દીધું તે ચકાસી જોઈએ તો તેમાં કશો ગેરફાયદો નહિ થાય. કોંગ્રેસના મનમાં એવું હતું કે આ યોજના બે-પાંચ લાખ રૂપિયાથી વધુ ખર્ચાળ નહિ તેવી મામૂલી જ હોવી જોઈએ, પણ તે દૃષ્ટિએ જોતાં સ્વામી શ્રદ્ધાનંદજીને સમિતિમાં સમાવીને તેમણે ભૂલ કરી હતી અને કોંગ્રેસ તથા સ્વામી શ્રદ્ધાનંદજીને વિશાળ યોજના માટે - જેનો કોંગ્રેસ સ્વીકાર ન કરી શકે અને અસ્વીકાર પણ ન કરી શકે - ઝઘડવા દેવા કરતાં યોજના છોડી દેવી બહેતર હતી. પહેલે જ તબક્કે તેમને આવાહક બનાવવાનો ઈન્કાર કરવાનું કોંગ્રેસને યોગ્ય લાગ્યું.[1] અને પાછળથી તો સમિતિને

૧ શ્રી દેશ

વિખેરી નાંખી કામ હિંદુ મહાસભાને સોંપવું યોગ્ય લાગ્યું. આ સંજોગો આવા તારણની વિરુદ્ધ નથી જતા. સ્વામી અસ્પૃશ્યોના મહાન તથા સવિશેષ સન્નિષ્ઠ હિમાયતી હતા. તેમાં લગીરે શંકા નથી કે તેઓએ જો સમિતિમાં કામ કર્યું હોત તો તેમણે વિશાળ યોજના ઘડી હોત. ને સમિતિમાં હોય તેવું કોંગ્રેસ ઇચ્છતી નહોતી અને કોંગ્રેસને ભય હતો કે અસ્પૃશ્યોત્કર્ષના હેતુ માટે કોંગ્રેસના ભંડોળમાંથી તે મોટી માગણીઓ કરશે. અને પરિશિષ્ટમાં પ્રગટ કરેલા તેમના અને કોંગ્રેસના તત્કાલીન મંત્રી પંડિત મોતીલાલ નહેરુ વચ્ચેના પત્રવ્યવહાર[૧] પરથી આ વાતને પુષ્ટિ મળે છે. જો આ તારણ સાચું હોય તો પછી સ્પષ્ટ સમજાય છે કે કોંગ્રેસે પસાર કરેલા પ્રસ્તાવના શબ્દો કેવા નિષ્ઠાહીન હશે ?

આ કાર્યક્રમ ક્રાંતિકારી હતો એટલે શું કોંગ્રેસે તે છોડી દીધો ? જે પ્રસ્તાવ પસાર કર્યો હતો તે કોઈ પણ અર્થમાં ક્રાંતિકારી નહોતો. કારોબારી સમિતિએ પ્રસ્તાવ સાથે જે નોંધ જોડી હતી અને જેને અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ બહાલી આપી હતી તેના પરથી આ સાવ સ્પષ્ટ થાય છે. તે નોંધ કહે છે. :

આથી, જયારે, જે સ્થળોએ અસ્પૃશ્યો સામેનો પૂર્વગ્રહ હજી પણ તીવ્ર હોય ત્યાં કોંગ્રેસના ભંડોળમાંથી અલગ શાળાઓ અને અલગ કૂવાઓનો નિર્વાહ કરવો. આવાં બાળકોને રાષ્ટ્રીય શાળાઓમાં વાળવાનો અને અસ્પૃશ્યોને પણ જાહેર કૂવાઓમાંથી ઉપયોગ કરવાની છૂટ આપવા લોકોને સમજાવવા.'

સ્પષ્ટ છે કે કોંગ્રેસ અસ્પૃશ્યતા નિવારવા ઇચ્છતી જ નહોતી. તેણે અલગ શાળાઓ તથા અલગ કૂવાઓની નીતિ સ્વીકારી હતી. અસ્પૃશ્યોની સ્થિતિ સુધારણાની જવાબદારી સિવાય આ પ્રસ્તાવે વધુ કશું જ કર્યું નહોતું. અને આવો ડરપોક અને મોળો કાર્યક્રમ પણ પૂર્ણ કરવા કોંગ્રેસ અસમર્થ હતી અને તેણે લગીરે પશ્ચાત્તાપ કે લજ્જા અનુભવ્યા સિવાય છોડી દીધો.

---

સ્વામી શ્રદ્ધાનંદના હાથમાં આ બાબતો મૂકવા માગતા નહોતા. શ્રી દેશપાંડેની પસંદગી પણ એવો નિર્દેશ કરી જાય છે કે તેઓ કશું જ કરવા માગતા નહોતા. તેનું સરળ કારણ એ હતું કે શ્રી દેશપાંડે ચુસ્ત બ્રાહ્મણ હતા તેમણે અસ્પૃશ્યોનો કલ્યાણમાં કોઈ રસ ન લીધો.

૧ પરિશિષ્ટ ૧

૨

કોંગ્રેસ પાસે શું ભંડોળ નહોતું એટલે તેણે તે કાર્યક્રમ છોડી દીધો ? પરિસ્થિતિ જુદી હતી. ૧૯૨૧માં કોંગ્રેસે તિલક સ્મૃતિ સ્વરાજ્ય ફાળો પ્રારંભ્યો હતો. કોંગ્રેસે કેટલા પૈસા ઉઘરાવ્યા ? નીચેનો કોઠો તેનો કંઈ ખ્યાલ આપશે. લોકોએ આ ફાળામાં રૂપિયા એક કરોડ ત્રીસ લાખ આપ્યા હતા. બારડોલીમાં કારોબારી સમિતિએ ઠરાવ્યું હતું તેમ કોંગ્રેસના પ્રચાર માટે તથા કોંગ્રેસના રચનાત્મક કાર્યક્રમની અર્થવ્યવસ્થા માટે આ ફાળો એકઠો કરાયો હતો. કોંગ્રેસે આ વિશાળ ભંડોળ કેવી રીતે વાપર્યું ? આ ફાળામાંથી જે હેતુઓ માટે પૈસા ખર્ચાયા તેનો કંઈક ખ્યાલ ૧૯૨૧, ૧૯૨૨, ૧૯૨૩નાં વર્ષો દરમિયાન કારોબારી સમિતિએ જે અનુદાનો પસાર કર્યાં તે અનુદાનોની યાદી પરથી મેળવી શકાશે.

૧. ૧૯૨૨માં પસાર કરેલાં અનુદાન

(I) ૧૯૨૧ની ૩૧મી જાન્યુઆરી તથા ૧લી, ૨જી તથા ૩જી ફેબ્રુઆરીએ કલકત્તામાં મળેલી કારોબારી સમિતિની સભાએ મંજૂર કરેલાં અનુદાન

૧. જે વકીલોએ પોતાની પ્રેકટીસ છોડી દીધી છે અને અણીને પ્રસંગે પડખે ઊભા છે તે વકીલોને સહાય કરવા મહાત્મા ગાંધીના ખર્ચ નિયમનમાં રાખેલી રકમ રૂ. ૧૦,૦,૦૦૦ (iv)

૨. ૩૧મી જાન્યુઆરી, ૧૯૨૧ને દિવસે શ્રીયુત સી. રાજગોપાલાચારીએ કરેલો તાર શબ્દશઃ નીચે આપ્યો છે :

“ક્ષમા, સભામાં ઉપસ્થિત નથી રહી શકતો. તમિળ, કેરળ તથા કર્ણાટકના પ્રદેશોમાં સોએક જેટલા પૂર્ણસમયના જાહેર કાર્યકરોની પસંદગી કરી. તેમાં ચાલીસ વકીલો છે જેમણે પોતાની પ્રેક્ટીસને તિલાંજલિ આપી. પ્રત્યેક મહિને રૂ. ૫૬૦૦ ઉપાડવાની મંજૂરી તિલક ફાળામાંથી મળશે તેવા નિર્ણયની અપેક્ષાએ. વિદ્યાર્થી પ્રવૃત્તિ વેગીલી ગતિએ ચાલે છે જો કે અખબારો તેના સમાચારો પ્રગટ કરતાં નથી. માબાપના વિરોધ છતાંય તે બે મહિના ચલાવવી જ રહી. આ માટે પ્રત્યેક મહિને રૂ. ત્રણ હજાર ઉપાડવા જ પડશે. સ્વરાજ્ય ફાળામાંથી નાણાં આપતી અધિકૃત વ્યક્તિને, તેમાંથી કોંગ્રેસને ખિલાફત ખર્ચ જેવા કોઈ યોગ્ય

નામે નાણાં મોકલવા સત્વરે તાર કરવા વિનંતી. વિશ્વાસ છે કે ત્રણ મહિનામાં બધી જ આગોતરી રકમ સરભર કરી દેવાશે. મદ્રાસમાંથી મોટી રકમની અપેક્ષા ન રાખતા."

ઠરાવવામાં આવે છે કે મદ્રાસ પ્રાંત તમિળ, કેરળ અને કર્ણાટક પ્રદેશોને અત્યારે એક મહિના માટે રૂ. ૮૬૦૦ આગોતરા આપવા. ભવિષ્યમાં આગોતરાં આપવાનાં નાણાં માટેની બાબત આવતી કારોબારી સમિતિની સભા સમક્ષ મૂકવી મૂકવી (xx)

(II) ૧૯૨૧ની ૩૧મી માર્ચે તથા ૧લી એપ્રિલે બેઝવાડામાં મળેલી કારોબારી સમિતિની સભાએ મંજૂર કરેલાં અનુદાન.

૩. સંયુક્ત પ્રાંતની પ્રાંતીય કોંગ્રેસ સમિતિના મંત્રી પંડિત મોતીલાલ નહેરુને પ્રચાર કાર્ય તથા ફાળો ઉઘરાવવા માટે રૂ. ૬૦૦૦ની ઉચક રકમ આગોતરી આપવી (v)

૪. "આ વર્ષના બાકીના સમયગાળા માટે પ્રમુખ, મંત્રી, ખજાનચીના હોદ્દાના ખર્ચા માટે રૂ. ૧૭૦૦૦ની રકમ મંજૂર કરવામાં આવે છે . અને ઉપર્યુક્ત રકમમાંથી પ્રત્યેક મહિને રૂ. ૩૦૦ શ્રી સી. રાજગોપાલાચારીને તેમના મંત્રી તથા પ્રમુખના સ્ટેનો-ટાઈપીસ્ટના ખર્ચા માટે આપવા. (vii)

૫. એક હજાર ડોલરની રકમ ૧૪૦૦, બ્રોડવે, ન્યૂયોર્ક, અમેરિકા સ્થિત ઈન્ડિયન હોમરૂલ લીગના અગ્રણી શ્રી ડી. વી. એસ. રાવને કેબલ દ્વારા મોકલવા (viii)"

(III) કારોબારી સમિતિએ તેના ૩૧મી જુલાઈ, ૧૯૨૧ના ક્રમાંક ૧૮ના પ્રસ્તાવ દ્વારા અનુદાન માટેની સઘળી અરજીઓનો નિકાલ કરવા માટે અનુદાન પેટાસમિતિની નિયુક્તિ કરી, આ પેટાસમિતિમાં શ્રી ગાંધી, પંડિત મોતીલાલ નહેરુ અને શેઠ જમનાલાલ બજાજનો સમાવેશ થતો હતો. આ અનુદાન પેટા સમિતિએ અનેક સભાઓની કાર્યવાહી દરમિયાન નીચેનાં અનુદાન મંજૂર કર્યાં.

૬. બિહારમાં સ્વદેશી પ્રવૃત્તિ માટે રૂ. ૧ લાખનું અનુદાન મંજૂર કરવું અને તે જ હેતુ માટે રૂ. ૪ લાખના ધિરાણની ભલામણ કરવી (i)

૭. મધ્યપ્રાંતની (હિંદુસ્તાની) પ્રાંતીય કોંગ્રેસ સમિતિને સ્વદેશી પ્રવૃત્તિ માટે રૂ. ૩૫,૦૦૦નું ધિરાણ આપવું (ii)

૮. સંયુક્ત પ્રાંતમાં દુષ્કાળ રાહત માટે રૂ. ૨૫,૦૦૦ (iii)

૯. પંજાબ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને દુષ્કાળ રાહત તથા જાગરાંવ શાળા માટે રૂ. ૨૫,૦૦૦ (iv)

૧૦. મલબારના પીડિતોની સહાય માટે તાર દ્વારા કરવામાં આવેલી અરજીના અનુસંધાનમાં રૂ. ૫૦,૦૦૦ (v)

૧૧. બનારસ શહેરના ગાંધી આશ્રમને રૂ. ૧૫,૦૦૦ (vi)

૧૨. પલ્લિપાડુ આશ્રમને રૂ. ૧૦,૦૦૦ (vii)

૧૩. આન્ધ્ર જથીય કલાશાળા, મસુલિપટ્ટમને રૂ. ૧૫,૦૦૦ (viii)

૧૪. તાલુકા કોંગ્રેસ સમિતિ, કર્જત (મહારાષ્ટ્ર)ના મંત્રીને રૂ. ૧૦,૦૦૦ (xx)

૧૫. અનાથ વિદ્યાર્થીગૃહ ચિંચવાડ (મહારાષ્ટ્ર)ને રૂ. ૧૦, ૦૦૦ (x)

૧૬. (૧) શ્રી કે. જી. પાટડે, ડીપ્રેશ્ડકલાસ મિશન, ઈન્ડિયાના સહમંત્રીની (૨) કુલ્લા દાઈકુરુચિ રાષ્ટ્રીય શાળા, વિદ્યાસંગમની (૩) રાજહ્ મુન્દ્રી ડીપ્રેશ્ડ કલાસ મિશનની અરજીઓને કોઈનો ટેકો ન હોવાથી તથા પેટાસમિતિએ આપેલી સુચનાઓ પ્રમાણે તે ન હોવાથી તેમને નામંજૂર કરવામાં આવી હતી. (xiii)

૧૭. કેરળ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને મુખ્યત્વે સ્વદેશી પ્રવૃત્તિ માટે તથા હાથ કાંતણ તથા હાથવણાટને લોક પ્રચલિત બનાવવા માટે રૂ. ૧૦,૦૦૦ (xx)

૧૮. મદ્રાસ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. ૬૦,૦૦૦ (xxii)

૧૯. સંયુક્ત પ્રદેશ કોંગ્રેસ સમિતિ માટે રૂ. ૧,૫૦,૦૦૦ અનામત રાખવા (xxiii)

૨૦. સિંધ પ્રદેશ કોંગ્રેસ સમિતિને રૂ. ૬૩,૦૦૦ (xxiv)

૨૧. આન્ધ્રમાં અનુદાનિત જિલ્લાઓમાં દુષ્કાળ રાહત માટે રૂ. ૨૫, ૦૦૦ (xxv)

## કોઠો - ૧
## તિલક સ્વરાજ્ય ફાળો
### આવક

| | ૧૯૨૧ | | | ૧૯૨૨ | | | ૧૯૨૩ | | | કુલ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ. | પ | રૂ. | આ. | પ | રૂ. | આ. | પ | રૂ. | આ. | પ |
| સામાન્યફાળો પુરવણી નં.૧ | ૬૪,૩૧,૭૭૯ | ૧૫. | ૧૦ | ૩,૯૨,૪૩૦ | ૨ | ૬૧/૨ | ૨,૬૪,૨૮૮ | ૯ | ૧ | ૭૦,૮૮,૯૮ | ૧૧ | ૫ ૧/૨ |
| વિશિષ્ટ (વર્ષ પ્રમાણે) | ૩૭,૩૨,૨૩૦ | ૨ | ૧૦૧/૨ | ૯,૪૫,૫૫૨ | ૧ | ૪૧/૨ | ૭,૧૦,૮૦૧ | ૧૦ | ૩ | ૫૩,૮૮,૫૮૩ | ૧૪ | ૬ |
| અનુદાન કે દાન પુરવણી નં. ૨ | ૧,૦૧,૬૪,૦૧૦ | ૨ | ૮૧/૨ | ૧૩,૩૭,૯૮૨ | ૩ | ૧૧ | ૯,૭૫,૦૯૦ | ૩ | ૪ | ૧,૨૪,૭૭,૦૮૨ | ૯ | ૧૧ ૧/૨ |
| ઉંમરણ-પરચુરણ આવક, વ્યાજ, બીજા ફાળાઓ, દુષ્કાળ, પૂર, પ્રાંતીય સભ્યપદ, પ્રતિનિધિઓ, જોડાણ વગેરે- ૧૯૨૧-૨૩ માટે | -- | | | -- | | | -- | | | ૫,૪૨,૩૩૨ | ૫ | ૭ ૧/૨ |
| | | | | | | | | | | ૩૩૦,૧૯,૪૧૫ | ૧૫ | ૭ |

૨૨. મહારાષ્ટ્ર પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. ૨૦,૦૦૦ (xxvi)

૨૩. ગંજમ જિલ્લા કોંગ્રેસ સમિતિને સ્વદેશી પ્રવૃત્તિ માટે તથા હાથ કાંતણ તથા હાથવણાટને લોક પ્રચલિત બનાવવા માટે રૂ. ૨૦,૦૦૦ મંજૂર કરવા. (xvii)"

૧૯૨૧ની ૬ઠ્ઠી નવેમ્બરે કારોબારી સમિતિએ પેટા સમિતિનું વિસર્જન કર્યું અને અનુદાન મંજૂર કરવાનો પ્રશ્ન પોતાના હાથમાં લીધો.

દિલ્હીમાં ૩જી, ૫મી અને ૬ઠ્ઠી નવેમ્બર ૧૯૨૧નો દિવસોએ મળેલી કારોબારી સમિતિની સભામાં મંજૂર થયેલાં

**અનુદાન :**

"૨૪ હાથે કાંતેલા સૂતરના ઉત્પાદન તથા ખાદી માટે ઉપયોગમાં લેવાનારા રૂની ખરીદી માટે આસામના શ્રીફુકનને રૂ. ૨૫,૦૦૦ (ix)

૨૫. આન્ધ્રના ગુન્તુર જિલ્લાના કૃષ્ણપુરમને રૂ. ૫,૦૦૦ (x)

૨૬. આન્ધ્ર જથીય કલા શાળાને વધારાના અનુદાન રૂપે રૂ. ૧૦,૦૦૦ (xi)

૨૭. રાજાહમુંદ્રિ ડીપ્રેશ્ડ ક્લાસ મિશનને રૂ. ૧૦,૦૦૦ (xii)

૨૮. અંગલુર જતીય પરિશ્રમાલયમને રૂ. ૫,૦૦૦ (xiii)

૨૯. કૌટારમ, આન્ધ્રને રૂ. ૩૦૦૦ (xiv)

૩૦. આન્ધ્ર પ્રાંતીય કોંગ્રેસ સમિતિને સામાન્યત: સ્વદેશી પ્રવૃત્તિ માટે રૂ. ૧૫,૦૦૦ (xv)

૩૧. મસુલિપટ્ટમ જિલ્લા કોંગ્રેસ સમિતિને રૂ. ૩૦૦૦ (xvi)

૩૨. ઉત્કલ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને હાથે કાંતેલા સૂતર તથા પાટીના ઉત્પાદન માટે જ અંકિત કરેલી રકમ રૂ. ૩૦,૦૦૦ (xvii)

૩૩. પોતાના વ્યવસાયને તિલાંજલિ આપવા ઇચ્છતા થાણા જિલ્લાના તાડી ગાળનારાઓને સહાય કરવા રૂ. ૩,૦૦૦ (xviii)

૩૪. નાગપુર તિલક વિદ્યાલયને રૂ. ૫,૦૦૦ (xix)

૩૫. નાગપુર અસહયોગાશ્રમને રૂ. ૫,૦૦૦ (xx)

૩૬. અજમેર પ્રાંતીય કોંગ્રેસ સમિતિને ખાદી તથા રેંટિયાના કાંતેલા સૂતરનું ઉત્પાદન વધારવાના હેતુ માટે રૂ. ૨૫,૦૦૦ (xxi)

૩૭. ગુજરાત માટે શક્ય હોય તો રૂ. ૧૮,૦૦,૦૦૦ નહિતર ગમે તે પ્રકારે ઓછામાં ઓછા રૂ. ૧૦,૦૦,૦૦૦ (xxii)

૩૮. મલબારના પીડિતોના રાહતકાર્ય માટે શ્રી સી. રાજગોપાલાચારીને સત્વરે રૂ. ૪૦,૦૦૦ મોકલવા. (xxiii)"

(V) ૧૯૨૧ની ૨૨મી તથા ૨૩મી નવેમ્બરે મુંબાઈ મળેલી તેની સભામાં કારોબારી સમિતિએ મંજૂર કરેલાં અનુદાન :-

"૩૯. જાટ એંગ્લો સંસ્કૃત હાઈસ્કૂલ, રોહતક, પંજાબને રૂ. ૧૦, ૦૦૦ (iii)

૪૦. બિજાપુર જિલ્લા કોંગ્રેસ સમિતિને દુષ્કાળ રાહત કાર્ય તથા સ્વદેશી પ્રવૃત્તિ માટે રૂ. ૨૫,૦૦૦ (iii)

૪૧. મદ્રાસમાં બરતરફ કરાયેલા મિલ મજદૂરોને સહાય કરવા તથા તેમને સ્વદેશી પ્રવૃત્તિનું કામ આપવા રૂ. ૩૦,૦૦૦ (iii)"

**૨. ૧૯૨૨માં મંજૂર કરાયેલાં અનુદાન :**

(I) ૧૭, જાન્યુઆરી ૧૯૨૨ને દિવસે મુંબાઈમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :-

"૪૨. સંયુક્ત પ્રાંતની પ્રાંતીય કોંગ્રેસ સમિતિએ રૂ. ૫૦, ૦૦૦ માટે કરેલી અરજી મંજૂર કરવામાં આવી છે અને સ્વદેશી પ્રવૃત્તિ માટે રૂપિયા એક લાખના વિશેષ અનુદાન માટેની અરજી તેના અંતિમ નિકાલ માટે મહાત્મા ગાંધી સમક્ષ રજૂ કરવી.

૪૩. આસામ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને મંજૂર કરેલા અનુદાનની રકમ રૂ. ૫૦,૦૦૦માંથી જમા રહેલી રૂ. ૨૫,૦૦૦ મોકલવા માટેની અરજીના અંતિમ નિકાલ માટે તે અરજી મહાત્મા ગાંધી સમક્ષ રજૂ કરવી, (vi)"

(II) ૧૯૨૨ની ૨૬મી ફેબ્રુઆરીએ દિલ્હીમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન.

"૧૯૨૨ની ૨૬મી ફેબ્રુઆરીએ દિલ્હીમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :

"૪૪. મહાત્મા ગાંધીએ તૈયાર કરેલી વિદેશી યોજના પરના પ્રારંભિક ખર્ચ માટે રૂ. ૧૦,૦૦૦ (i)

"૪૫. આ વર્ષના કાર્યાલય ખર્ચ માટે રૂ. ૧૪,૦૦૦ (iv)."

(iii)૧૯૨૨ની ૧૭ તથા ૧૮ માર્ચે અમદાવાદમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :

"૪૬. ખાદીના વિશાળ ઉત્પાદન તથા બજારની તંત્રવ્યવસ્થા ઊભી કરવા રૂ. ૩,૦૦,૦૦૦. (i)

૪૭. અગાઉ મંજૂર કરેલી રૂ. ૫૦,૦૦૦ની રકમમાંથી રૂ. ૧૦,૦૦૦ સંયુક્ત પ્રાંત પ્રાંતીય કૉંગ્રેસ સમિતિને આપવા. (ix)

૪૮. કેરળ પ્રાંતીય કૉંગ્રેસ સમિતિને, કૉંગ્રેસના કાર્ય માટે રૂ. ૫,૦૦૦ મલબારના રાહત કાર્ય માટે મંજૂર કરેલી રૂ. ૮૪,૦૦૦ની રકમમાંથી આ રકમ કાપી લેવી તથા વિશેષમાં ઉપર્યુક્ત રૂ. ૮૪,૦૦૦માંથી રૂ. ૨૦,૦૦૦ રાહત કાર્ય માટે આપવા : (x)

૪૯. રોહતક ઍંગ્લો વર્નાક્યૂલર સ્કૂલને રૂ. ૧૦,૦૦૦ (xi)

૫૦. અનુદાનિત જિલ્લાઓના દુષ્કાળ રાહત કાર્ય માટે મંજૂર કરેલા રૂ. ૨૫,૦૦૦માંથી રૂ. ૧૫,૦૦૦ની રકમ આન્ધ્ર પ્રાંતીય કૉંગ્રેસ સમિતિનું પ્રતિનિધિત્વ કરતા શ્રી ટી. પ્રકાશમ્‌ને આપવી. (xii)"

IV૧૯૨૨ની ૨૦, ૨૧, ૨૨ એપ્રિલે કલકત્તામાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલા અનુદાન :-

"૫૧. **ગુજરાતના દલિત વર્ગોમાં શિક્ષણપ્રસાર વ્યવસ્થા માટે અંત્યજ કાર્યાલય, અમદાવાદને રૂ. ૫,૦૦૦ (v)**

૫૨. હૈદ્રાબાદ (દક્ષિણ)ના મૌલવી અદફલ હસનને માત્ર ખાદીની પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવા માટે રૂ. ૪૦,૦૦૦નું ધિરાણ (vi)

૫૩. નેશનાલિસ્ટ જર્નલ્સ લિમિટેડને 'ધ ઇન્ડિપેન્ડટ'નો પુનઃ પ્રારંભ કરવા

માટે અને તેને કોંગ્રેસની નીતિ પ્રમાણે ચલાવવા માટે રૂ. ૨૫,૦૦૦ કરવા માટે કંપનીને આપેલી આગોતરી રકમ પેટે કંપનીની મિલકતોને પટે રાખવાની શરતે."

(V) ૧૯૨૨ની ૧૨, ૧૩, ૧૪ તથા ૧૫મી મેએ મુંબાઈમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :

"૫૪. અન્ત્યજ કાર્યાલય, અમદાવાદને અગાઉ મંજૂર કરેલી રૂ. ૫,૦૦૦ની રકમ ઉપરાંત રૂ. ૧૭,૩૮૧ (x).

૫૫. આથી ઠરાવવામાં આવે છે કે શાહદરા દલિત વર્ગોની વસાહત માટે રૂ. ૧,૨૫,૦૦૦ની પંજાબ પ્રાંતીય કોંગ્રેસ સમિતિની અરજી પર, જ્યાં સુધી કારોબારી સમિતિને સંતોષ ન થાય કે તે યોજના માટે સ્થાનિક ધોરણે ફાળો ઉઘરાવવાનો પ્રારંભ થઈ ચૂક્યો છે અને તે યોજના વ્યવસ્થિત ધોરણે શરૂ થઈ ચૂકી છે ત્યાં સુધી, વિચારણા થઈ શકે નહિ (xi)

૫૬. ઠરાવવામાં આવે છે કે અહમદનગરના દલિત વર્ગોની ગૃહ યોજના માટે રૂ. ૫,૦૦૦ બાજુએ મૂકી રાખવા અને જ્યારે કારોબારી સમિતિને સંતોષ થાય કે ગૃહનિર્માણનો પ્રારંભ થયો છે અને તે વ્યવસ્થિત ધોરણે થયો છે ત્યારે આ રકમ ચુકવવાની ભલામણ કરવી (xii)

૫૭. શ્રી એસ. શ્રીનિવાસ આયંગરની અરજીના અનુસંધાનમાં દલિત વર્ગો માટે મદ્રાસમાં કાર્ય કરવા રૂ. ૧૦,૦૦૦ બાજૂએ મૂકવા અને જ્યારે આ અરજી પ્રાંતીય કોંગ્રેસ સમિતિ દ્વારા રજૂ થાય અને સમિતિને સંતોષ થાય કે સ્થાનિક ધોરણે પણ એટલી જ રકમ ઊભી કરાઈ છે ત્યારે આ રકમ ચૂકવવી (xiii)

૫૮. આન્ધ્રમાં દલિત વર્ગો માટેનાં કાર્ય માટે શ્રી ટી. પ્રકાશમને રૂ. ૭,૦૦૦ (xxiv)."

(VI) ૧૯૨૨ની ૬ઠ્ઠી, ૭મી તથા ૧૦મી જૂને લખનૌમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :-

"૫૯. સિંધ પ્રાંતમાં ખાદી પ્રવૃત્તિ માટે રૂ. ૫૦,૦૦૦ (vii)

૬૦. શ્રી સી. રાજગોપાલાચારીને આકસ્મિક ખર્ચ પેટે રૂ. ૧૦૦૦ આગોતરી રકમ તરીકે આપવા. (viii)"

(VII) ૧૯૨૨ની ૩૦મી જૂને દિલ્હીમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન.

"૬૨. આસામને રૂ. ૫,૦૦૦ (i)

૬૩. આન્ધ્ર અને ઉત્કલમાં ખાદી પ્રવૃત્તિ માટે ધિરાણરૂપે રૂ . ૧,૫૦,૦૦૦ (x)"

(IX) ૧૮, ૧૯ તથા ૨૫મી નવેમ્બર ૧૯૨૨ના દિવસોએ કલકત્તામાં મળેલી કારોબારીએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :-

"૬૪. ગુજરાતને અનુદાન લેખે રૂ. ૩,૦૦,૦૦૦ (xii)

૬૫. સત્યાગ્રહ તપાસ સમિતિના ખર્ચ પેટે રૂ. ૧૫,૦૦૦ (xxi)"

**૩. ૧૯૨૩માં મંજૂર થયેલાં અનુદાન**

(I) ૧૯૨૩ની પહેલી તથા બીજી જાન્યુઆરીએ ગયામાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન.

૬૬. ઇન્ડિયન સોશ્યલ કોન્ફરન્સના મહામંત્રીને અસ્પૃશ્યતા નિવારણ તથા મદ્યનિષેધ અને આંતર - કોમી એકતાના વિકાસ માટે રૂ. ૩,૦૦૦ (x xxi)

૬૭. અલ્હાબાદના હિંદી દૈનિક 'નવયુગ'ને, ગયામાં મળેલા કોંગ્રેસ અધિવેશનના ઠરાવો અનુસાર તે પ્રચાર કરે તે શરતે રૂ. ૧,૨૦૦ની સહાય (xxxi)

૬૮. કોંગ્રેસ પબ્લિસિટી બ્યૂરોને રૂ. ૧૦,૦૦૦ (xxxii)"

(II) ૧૯૨૩ની ૨૬મી તથા ૨૮મી ફેબ્રુઆરીએ અલ્હાબાદમાં મળેલી કારોબારી સમિતિએ તેની સભામાં મંજૂર કરેલાં અનુદાન :

**૬૯. તામિલ દેશ પ્રાંતીય કોંગ્રેસ સમિતિ દ્વારા થતા દલિત વર્ગોના કામો માટે રૂ. ૧૦,૦૦૦.** (vi)

૭૦. પંડિત જવાહરલાલ નહેરુની અરજીના અનુસંધાનમાં સંયુક્ત પ્રાંત પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. ૧૫,૦૦૦નું ધિરાણ આપવું (x)

૭૧. શ્રી સી. રાજગોપાલાચારીની અરજીના અનુસંધાનમાં તામિલદેશ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. ૧૫,૦૦૦નું ધિરાણ આપવું (x)

૭૨. ગાંધી આશ્રમ, બનારસ માટે સંયુક્ત પ્રાંતની પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. ૫,૦૦૦ (xi)"

III ૧૯૨૩ના મેની ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭ તથા ૨૮મીએ મુંબાઈમાં મળેલી તેની સભામાં કારોબારીએ મંજૂર કરેલાં અનુદાન :

"૭૩. રાષ્ટ્રના વિવિધ પ્રાંતમાં વધી પડેલા ખાદીના જથ્થાને મુક્ત કરાવવા માટે ગુજરાત પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. પાંચ લાખનું ધિરાણ (v)

૭૪. ખાદી પ્રવૃત્તિ માટે બંગાળ પ્રાંતીય કોંગ્રેસ સમિતિને રૂ. ૫૦,૦૦૦નું ધિરાણ (viii)

૭૫. બિહારના રાષ્ટ્રીય વિદ્યાલયને રૂ. ૧૫,૦૦૦ (xii)

૭૬. સત્યવાદી વિદ્યાલય માટે રૂ. ૧૦,૦૦૦.

૭૭. સ્વાવલંબન રાષ્ટ્રીય પાઠશાળાને રૂ. ૫,૦૦૦ (xiv)

૭૮. કોંગ્રેસ મઝદૂર સમિતિ જે કાર્ય સોંપે તે કાર્ય કરવા માટે ડૉ. સાથયેને રૂ. ૫૦૦૦ (xxx iv)"

(IV) ૧૯૨૩ની ૭, ૮, ના તથા ૧૨મી જુલાઈએ નાગપુરમાં મળેલી તેની સભામાં કારોબારી સમિતિએ મંજૂર કરેલાં અનુદાન :

"૭૯ હિંદી સાહિત્ય સંમેલનના મંત્રી શ્રી બ્રજરાજને મદ્રાસ પ્રાંતમાં હિંદુસ્તાનીનું શિક્ષણ આપવા માટે રૂ. ૨૦,૦૦૦ (ix).

૮૦. મધ્યપ્રાંતની પ્રાંતીય કોંગ્રેસ સમિતિને કોંગ્રેસની સામાન્ય પ્રવૃત્તિઓ કરવા અને સવિશેષ તો નાગપુરના સત્યાગ્રહને સહાય કરવા રૂ. ૨,૦૦૦. (xi)"

અહીં ખર્ચાના આપેલા વીગતવાર હિસાબ પરથી જાહેર ફાળાના કોંગ્રેસે કરેલા સદુપયોગ કે દુરુપયોગનો સ્પષ્ટ ખ્યાલ વાચકને કદાચ ન આવે. આ ખર્ચ કોઈ સિદ્ધાંત નિયંત્રિત હતો ખરો ? પ્રાંતોની જરૂરિયાત પ્રમાણે તેનું વિભાજન થતું હતું ખરું ? નીચેના કોઠાઓ વિચારો :

**કોઠો - ૨**

| પ્રાંતો | મંજૂર કરેલી રકમ | વસ્તી[૧] | કુલ વસ્તીના પ્રમાણ દર ધોરણે અનુદાનની ટકાવારી | વસ્તુત: ચુકવાયેલાં અનુદાનની ટકાવારી |
|---|---|---|---|---|
| | રૂ. | | | |
| સામાન્ય અખિલ ભારત[૧૨] | ૪,૯૪,૦૦૦ | ૨૨૩,૨૩૮,૦૦૦ | - | ૧૦ |
| મુંબઈ | ૨૬,૯૦,૩૮૧ | ૧૬,૦૧૨,૬૨૩ | ૮ | ૫૪.૩ |
| મદ્રાસ | ૫,૦૫,૦૦૦ | ૪૨,૩૧૯,૦૦૦ | ૧૮ | ૧૦.૧ |
| બિહાર અને ઓરિસ્સા | ૫,૬૫,૦૦૦ | ૩૩,૮૨૦,૦૦૦ | ૧૫ | ૧૧.૩ |
| સંયુક્ત પ્રાંત | ૩,૧૧,૨૦૦ | ૪૫,૩૭૬,૦૦૦ | ૨૦ | ૬.૨૬ |
| સિંધ | ૧,૧૩,૦૦૦ | ૩૨,૩૯,૩૩૩ | - | ૨.૨ |
| આસામ | ૫૧,૦૮૦ | ૬,૯૩૫,૦૦૦ | ૩ | ૧.૧ |
| બંગાળ | ૫૦,૦૦૦ | ૪૬,૬૯૫,૦૦૦ | ૨૦ | ૧.૦ |
| મધ્ય પ્રાંત | ૪૩,૦૦૦ | ૧૨,૩૮૦,૦૦૦ | ૫ | .૯૫ |
| પંજાબ | ૪૫,૦૦૦ | ૨૦,૬૩૫,૦૦૦ | ૯ | .૯ |
| હૈદ્રાબાદ | ૪૦,૦૦૦ | - | - | .૮૧ |
| અજમેર | ૨૫,૦૦૦ | - | - | .૫ |
| વિદેશ | ૧૪,૦૦૦ | - | - | .૨૮ |
| કુલ | ૪૯,૫૦,૬૬૧ | | | |

૧ બ્રહ્મદેશ અને દેશી રાજ્યો બાદ કરતાં.

૨ આ આંકડાઓ સાઈમન કમિશન રિપોર્ટ, ગ્રન્થ-૧માંથી લેવામાં આવ્યા છે અને તે ૧૯૨૧ના વર્ષના છે.

તેનું વિભાજન સાંસ્કૃતિક ઘટકો અને તેના સંબંધિત કદ પ્રમાણે થયું હતું? નીચેના આંકડાઓની તુલના કરો :

કોઠો - ૩

| ભાષાવાર વિસ્તારો | કુલ અનુદાન | અનુદાનની રકમ | પ્રાંતને ઉપલબ્ધ કુલ અનુદાનની ટકાવારી | પ્રાંતની વસ્તી સાથે વિસ્તારની વસ્તીની ટકાવારી |
|---|---|---|---|---|
| **મુંબાઈ પ્રાંત** | ૨૬,૯૦,૩૮૧ | - | - | ૧૦૦ |
| ગુજરાત | - | ૨૬,૨૨,૩૮૧ | ૯૭.૪ | ૧૮ |
| મહારાષ્ટ્ર | - | ૪૩,૦૦૦ | ૧.૬ | ૬૯ |
| કર્ણાટક | - | ૨૫,૦૦૦ | ૦.૯૩ | ૧૩ |
| **મધ્ય પ્રાંત** | ૪૭,૦૦૦ | - | - | ૧૦૦ |
| મરાઠી ભાષી જિલ્લાઓ | - | ૧૦,૦૦૦ | ૨૧.૨ | ૪૫ |
| હિંદુસ્તાની ભાષી જિલ્લાઓ | - | ૩૭,૦૦૦ | ૭૮.૭ | ૫૫ |
| **મદ્રાસ પ્રાંત** | ૫,૦૫,૦૦૦ | - | - | ૧૦૦ |
| તામિલનાડુ | - | ૧,૦૩,૦૦૦ | ૨૦.૪ | ૩૮ |
| આન્ધ્ર | - | ૩,૦૨,૦૦૦ | ૬૦.૦ | ૫૨ |
| કેરાલા | - | ૧,૦૦,૦૦૦ | ૧૯.૬ | ૧૦ |
| **બિહાર અને ઓરિસ્સા** | ૫,૬૫,૦૦૦ | - | - | ૧૦૦ |
| બિહાર | - | ૫,૧૫,૦૦૦ | ૯૧.૦ | ૭૩ |
| ઓરિસ્સા | - | ૫૦,૦૦૦ | ૦.૯ | ૨૭ |

આ આંકડાઓ પરથી સ્પષ્ટ થાય છે કે આ રકમોનું વિભાજન કોઈ પણ પ્રકારના બૌદ્ધિક સિદ્ધાંત પર થયું નહોતું. અનુદાનો તથા વસ્તી વચ્ચે કોઈ સંબંધ નથી અને નથી કોઈ સંબંધ અનુદાનો તથા સાંસ્કૃતિક ઘટકોના દાવા વચ્ચે. દોઢ કરોડની વસ્તી ધરાવતા મુંબાઈ જેવા પ્રાંતને ૨૭ લાખ જેટલું અનુદાન મળે છે જ્યારે લગભગ ચાર કરોડની વસ્તી ધરાવતા સંયુક્ત પ્રાંત તથા મદ્રાસ જેવા પ્રાંતોને, દરેકને લગભગ પાંચ લાખથી વધુ નહિ તેટલું અલગ અલગ અનુદાન મળે છે. સાંસ્કૃતિક ઘટકોના સંદર્ભે આ અનુદાનનો વિચાર કરો. મુંબાઈ પ્રાંતનું ઉદાહરણ લો. તેમાં મહારાષ્ટ્ર, ગુજરાત અને કર્ણાટક જેવાં ત્રણ સાંસ્કૃતિક ઘટકોનો સમાવેશ થાય છે. મુંબાઈ પ્રાંતને મળેલા ૨૬ લાખ અને ૯૦ હજારના અનુદાનમાંથી, સમગ્ર પ્રાંતની વસ્તીના માત્ર ૧૮% જેટલી વસ્તી ધરાવતા ગુજરાતને ૨૬ લાખ અને ૨૨ હજાર જેટલું એટલે કે ૯૭.૪

જેટલું વધુમાં વધુ અનુદાન મળ્યું અને ૬૯ ટકા જેટલી વસ્તી ધરાવતા મહારાષ્ટ્રને માત્ર રૂ. ૪૩,૦૦૦ એટલે કે ૧.૬% અને ૧૩% જેટલી વસ્તી ધરાવતા કર્ણાટકને રૂ. ૨૫,૦૦૦ અથવા તો ૯૩% જેટલું અનુદાન મળ્યું. મધ્યપ્રાંતમાં રૂ. ૪૭,૦૦૦ના કુલ અનુદાનમાંથી હિંદુસ્તાનીભાષી જિલ્લાઓ કે જેની વસ્તી કુલ વસ્તીના ૫૫% જેટલી છે તેમને રૂ. ૩૭,૦૦૦ અથવા ૭૮.૭% જેટલું અનુદાન મળ્યું. જ્યારે કુલ વસ્તીના ૪૫% જેટલી વસ્તી ધરાવતા મરાઠી ભાષી જિલ્લાઓને માત્ર રૂ. ૧૦,૦૦૦ એટલે કે ૨૧.૨% જેટલું અનુદાન મળ્યું. બિહાર અને ઓરિસ્સામાં ૫ લાખ અને ૬૫ હજારના કુલ અનુદાનમાંથી બિહારને ૫ લાખ અને ૧૫ હજાર અથવા ૯૧% જેટલું અનુદાન મળ્યું. તેની વસ્તી ૭૩% જેટલી છે. જ્યારે ૨૭% જેટલી વસ્તી ધરાવતા ઓરિસ્સાને માત્ર ૫૦ હજાર અથવા ૯% જેટલું અનુદાન મળ્યું. મદ્રાસ પ્રાંતના ત્રણે વિસ્તારોમાં અનુદાનની વહેંચણીમાં આવી જ અસમાનતા નીરખી શકાય છે.

આ ફાળાની વહેંચણીમાં કોઈ સિધ્ધાંત તો નથી એટલું જ નહિ પણ શરમજનક પક્ષપાત જ રહેલો છે. ત્રણ વર્ષમાં જે ૪૯.૧/૨ લાખ રૂપિયા વહેંચાયા તેમાં ગુજરાતને શ્રી ગાંધીના પ્રાંતને ૨૬.૧/૪ લાખ રૂપિયા મળ્યા. જ્યારે હિંદના અન્ય પ્રાંતોને રૂ. ૨૩ લાખ મળ્યા. આનો અર્થ એ કે ૨૯.૧/૨ લાખની વસ્તીને ૨૬.૧/૪ લાખ મળ્યા જ્યારે ૨૩ કરોડની વસ્તી ધરાવતા ઉત્તર ભારતને ૨૩ લાખ મળ્યા !

નહોતો કોઈ અંકુશ, નહોતું કોઈ નિયંત્રણ, શા માટે આ પૈસા મંજૂર કરાય છે અને કોને તે અપાય છે. તેનું નહોતું કોઈ જ્ઞાન. નીચેના કિસ્સાઓને ખ્યાલમાં રાખો :

## કોઠો - ૪

| નાણાં વહેંચાયા પરંતુ તેમને કોઈ પણ પ્રકારના ખાસ હેતુ દર્શાવ્યા વિના જે તે વ્યક્તિઓના નિયમનમાં રખાયા | | કોઈ ખાસ હેતુ દર્શાવ્યા વિના કોઈ પણ હેતુ માટે વાપરવા નાણાં વહેંચાયા. પણ તે કોઈ પણ પ્રકારની બાંયધરીનું નામ પાડયા વિના. | |
|---|---|---|---|
| | રૂ. | | રૂ. |
| મૌલવી બદરુલહસન | ૪૦,૦૦૦ | ગુજરાતને | ૩,૦૦,૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| ટી. પ્રકાશમ્ | ૭,૦૦૦ | ગુજરાતને | ૧૮,૦૦,૦૦૦ |
| સી. રાજગોપાલાચારી | ૧,૦૦૦ | ગુજરાતને | ૩,૦૦,૦૦૦ |
| બજાજ | ૨૦,૦૦૦ | | |
| શ્રી ગાંધી | ૧,૦૦,૦૦૦ | | |

જે નિર્દિષ્ટ વ્યક્તિઓના નિયમનમાં આટલી મોટી રકમ રાખવામાં આવી હતી તેનો હિસાબ અપાવાનો હતો કે નહિ અથવા તો જેમને પૈસા આપવાના છે તેવી અસંખ્ય અનામી વ્યક્તિઓમાંથી કોને તે પૈસા મળ્યા તેની કશી ખબર નથી. અરે, આ પ્રશ્નોના જો કોઈ સંતોષજનક ઉત્તર હોય તોય આ પાગલ અર્થ વ્યવસ્થાના ઉડાઉપણાનો બગાડનો એવો બદતર કિસ્સો હતો કે ક્યાંય પણ જોવા ન મળે. તેવો કિસ્સો હતો. તે વાત નિ:શંક અંતરાત્માના જરાય ખચકાટ વિના, પોતાના મતદાર વિસ્તારોને વિકસાવવા કોંગ્રેસના લૂંટારા નેતાઓએ જાહેર નાણાંની કરેલી આ અવિચારી લૂંટનું લાંછન આ દુર્ઘટનાને વળગ્યું છે.

અનુગામી વર્ષોમાં, વધેલા ૧ કરોડ અને ૩૦ લાખ રૂપિયા ખર્ચીને કોંગ્રેસીઓએ કેવી પધ્ધતિસરની અને વ્યવસ્થિત લૂંટ ચલાવી તેની કથા ચાલુ રાખવાની કોઈ અનિવાર્યતા નથી. જાહેર નાણાંની આવી વ્યવસ્થિત લૂંટ ક્યારેય નહોતી થઈ તેટલું જ કહેવું પર્યાપ્ત છે. છતાંય, તાત્કાલિક રસનો મુદ્દો તો એ છે કે આ અનુદાનની ચકાસણી કરતાં કયાંય એવું નજરે પડતું નથી કે આમાં, જે હેતુ માટે સ્વરાજય ફાળાએ આગોતરાં નાણાં આપ્યાં હતાં. તેમાં અસ્પૃશ્યોની સુધારણાનો હેતુ સમાયેલો હોય અને તે પણ તેનો એક હેતુ તો હતો જ. એવી અપેક્ષા કોઈએ પણ રાખી હોય કે અસ્પૃશ્યોની સુધારણા માટે જ સૌ પ્રથમ આ સ્વરાજય ફાળો વાપરવા પર કોંગ્રેસ ભાર મૂકશે જ. ખાસ કરીને જયારે રાષ્ટ્રને ખાતર પોતાની પ્રેક્ટિસ છોડી દીધી છે તેવી દલીલ કરનારા, કામ વિનાના વકીલોને, તેમની પાસે કશુંક કામ હતું કે નહિ તેની તપાસ કર્યા વિના, પોસવા માટે હજારો રૂપિયા ખર્ચાયા. જયારે પોતાનો વ્યવસાય છોડી દઈને જાહેર ફાળા પર ભીખ માગી જીવતા તાડી વેચનારાઓને પોસવા અને ખુલ્લંખુલ્લા અપ્રામાણિક દેખાતી તેવી અનેક વ્યર્થ, ક્ષણિક યોજનાઓ પાછળ હજારો રૂપિયા ખર્ચાયા ત્યારે તેણે સૌ પ્રથમ ભાર તો નહિ પણ ઓછામાં ઓછો ભાર તો મૂકવો જોઈતો હતો. પણ તેણે આવું કશું જ ન કર્યું. તેને

બદલે અસ્પૃશ્યોની સુધારણા માટે કોંગ્રેસે બીજો અલગ ફાળો ઊભો કરવાનો પ્રસ્તાવ મૂકયો. અસ્પૃશ્યો માટેના આ અલગ ફાળાનું પરિમાણ કેટલું હતું ? અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ તેનું પાંચ લાખનું લક્ષ્યાંક નક્કી કર્યું. અસ્પૃશ્યોની સુધારણા જેવા બિનમહત્ત્વના અને બિનનફાકારક કામ માટે આ રકમ મોટી હતી તેવું કારોબારી સમિતિને લાગ્યું એટલે તેણે તે ઘટાડીને રૂ. બે લાખની કરી. છ કરોડ અસ્પૃશ્યો માટે બે લાખ !! આ, અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે કોંગ્રેસે ફાળવેલી ભવ્ય રકમ હતી ! આમાંની કેટલી રકમ સાચેસાચ તે હેતુ માટે ખર્ચાઈ ? આ રહ્યા આંકડાઓ :

**કોઠો - ૫**

| હેતુ | મંજૂર કરાયેલી રકમ |
|---|---|
| | રૂપિયા |
| રાજા મુહેન્દ્રી ડીપ્રેશ્ડ કલાસ મિશનને | ૧,૦૦૦ |
| અંત્યજ કાર્યાલય, અમદાવાદને | ૫,૦૦૦ |
| અંત્યજ કાર્યાલય, અમદાવાદને | ૧૭,૩૮૧ |
| આન્ધ્રમાં દલિત વર્ગો માટેના કાર્ય માટે | ૭,૦૦૦ |
| દલિત વર્ગોની પ્રવૃત્તિ માટે નેશનલ સોશ્યલ કોન્ફરન્સને | ૩,૦૦૦ |
| દલિત વર્ગોના કામ માટે તમિલ જિલ્લા પ્રાંતિય કોંગ્રેસ સમિતિને | ૧૦,૦૦૦ |
| કુલ | ૪૩,૩૮૧ |

જેમાં અસ્પૃશ્યોના ઉત્કર્ષને અતિ મહત્ત્વ અપાયું હતું તે રચનાત્મક અથવા તો બારડોલી કાર્યક્રમ પાછળ ખર્ચેલા ૪૯.૧/૨ લાખ રૂપિયામાંથી અસ્પૃશ્યો પાછળ ખર્ચવા માત્ર રૂ. ૪૩,૩૮૧ જ કોંગ્રેસને મળ્યા. ઢોંગનું આનાથી વિશેષ હડહડતું ઉદાહરણ બીજું કોઈ હોઈ શકે ખરું ? અસ્પૃશ્યો માટેના જે સ્નેહનો કોંગ્રેસ દાવો કરે છે તે અસ્પૃશ્યો માટેનો સ્નેહ આમાં કયાં છે ? અસ્પૃશ્યોના ઉત્થાન માટેનાં કાર્યો હાથ ધરવાની કોંગ્રેસની તમન્ના કયાં છે ? અસ્પૃશ્યોના સંદર્ભમાં તો બારડોલી પ્રસ્તાવ એક દંભ હતો તેવું કહેવામાં કશું ખોટું છે ખરું ?

કોઈ વ્યક્તિ એક પ્રશ્ન તો પૂછવાની જ. જયારે કોંગ્રેસની છાવણીમાં

અસ્પૃશ્યોના ઉદ્ધાર નિમિત્તે આવું બધું બની રહ્યું હતું. ત્યારે શ્રી ગાંધી ક્યાં હતા ? અને આ પ્રશ્ન અતિશય પ્રસ્તુત છે કારણ કે પોતાના કોંગ્રેસ પ્રવેશથી જ એકમાત્ર શ્રી ગાંધીએ જ સ્વરાજ્ય પ્રાપ્તિ અને અસ્પૃશ્યતા નિવારણ વચ્ચેના પ્રગાઢ સંબંધો પર ભાર મૂક્યો હતો. શ્રી ગાંધીના મુખપત્ર 'યંગ ઈન્ડિયા'ના ૩જી નવેમ્બર, ૧૯૨૧ના અંકમાં શ્રી ગાંધીએ લખ્યું હતું :

'કાર્યક્રમમાં અસ્પૃશ્યતાને ગૌણ સ્થાન આપી શકાય જ નહિ. તે લાંછન દૂર કર્યા વિના સ્વરાજ્ય અર્થહીન છે. આ દિશામાં પોતાના કાર્યમાં મંડયા રહેલા કાર્યકરોએ પોતાના બહિષ્કાર અને ધિક્કારનું સ્વાગત કરવું જોઈએ. સ્વરાજ્ય પ્રાપ્તિની પ્રક્રિયામાં હું અસ્પૃશ્યતા નિવારણને એક અતિ પ્રબળ ઘટક માનું છું.'

આ રીતે તો તે સ્વરાજ્ય વિરુદ્ધ અંગ્રેજો સાથે હાથ ન મિલાવવાની પણ હિંદુઓ સાથે એક સામાન્ય હેતુ માટે એક થઈ સ્વરાજ્ય મેળવવા સહાય કરવા અસ્પૃશ્યોને પ્રોત્સાહન આપતા હતા. ૧૯૨૦ના ૨૦મી ઓક્ટોબરના 'યંગ ઈન્ડિયા'માંના એક લેખમાં શ્રી ગાંધીએ અસ્પૃશ્યોને નીચેનું સંબોધન કર્યું છે :

"રાષ્ટ્રના આ દલિત-પીડિત વર્ગો માટે ત્રણ જ માર્ગ ખુલ્લા છે. તેમની અધીરાઈને કારણે તેઓ આ ગુલામો રાખતી સરકારની સહાય માગે. તેમને તે મળશે જ. પણ તેઓ ઊલમાંથી ચૂલમાં પડશે. સરકારની સહાય માગીને તેઓ તેમના જ બાંધવોને દબાવતાં ટેવાઈ જશે. પાપનો મુકાબલો કરવાને બદલે ખુદ તેઓ જ પાપીઓ બની જશે. મુસલમાનોએ આ પ્રયત્ન કર્યા અને નિષ્ફળ ગયા. તેમને થયું કે તેમની પરિસ્થિતિ પહેલાંથીય બદતર બની. શીખોએ આ અજાણતાં કર્યું અને તે નિષ્ફળ ગયા. આજે હિંદુસ્તાનમાં શીખો જેવી અસંતોષી કોમ બીજી કોઈ નથી. એટલે સરકારની સહાય તે કોઈ ઉકેલ નથી."

બીજો માર્ગ છે હિંદુ ધર્મનો ત્યાગ કરવાનો અને સામૂહિક પરિવર્તન દ્વારા ઈસ્લામ કે ખ્રિસ્તીધર્મ અપનાવવાનો અને જો ભૌતિક સુધારા માટે ધર્મ પરિવર્તન હિતાવહ હોય તો કોઈ પણ જાતના ખચકાટ વિના હું તેની સલાહ આપું. પણ ધર્મ એ તો હૃદયનો વિષય છે. કોઈ પણ દૈહિક પ્રતિકૂળતા વ્યક્તિનો ખુદનો ધર્મ છોડવાનો પરવાનો ન આપી શકે. જો પંચમો (અંત્યજો) પ્રત્યેનું અમાનવીય વર્તન તે હિંદુધર્મનું એક અંગ હોય તો તેનો અસ્વીકાર પણ બંને માટે -

તેમને માટે અને ધર્મને અંધશ્રદ્ધા તરીકે ન સ્વીકારનારા તથા તેના પવિત્ર નામે થતાં પ્રત્યેક દૂષણને સમર્થન ન આપનારા મારા જેવા માટે પણ સર્વોપરી કર્તવ્ય બની જાય છે. પણ હું માનું છું કે અસ્પૃશ્યતા તે હિંદુધર્મનું અંગ નથી. પણ તે તો તેના પર થયેલી એક ગાંઠ છે અને સઘળા પ્રયત્ને તે દૂર કરવી જોઈએ અને હિંદુ સુધારકોની સારી એવી સંખ્યા હિંદુધર્મનું આ લાંછન દૂર કરવા સંન્નિષ્ઠ પુરુષાર્થ કરે છે. એટલે મારે મતે, ધર્મપરિવર્તન કોઈ પણ રીતે ઉપાય નથી.

તો પછી, છેવટે તો રહે છે સ્વાશ્રય અને સ્વાવલંબન. આવી સહાય બિનપંચમ હિંદુઓ પોતાના ખુદના સ્વાર્થે આપશે નહિ કે કર્તવ્યરૂપે પણ નહિ અને અહીં જ અસહકારના ઉપયોગનો પ્રવેશ થાય છે. આથી, હિંદુધર્મ્ પ્રત્યે વિરોધ દાખવીને પંચમો, પોતાની વિશિષ્ટ ફરિયાદો જળવાઈ રહે ત્યાં સુધી અન્ય હિંદુઓ સાથેના સર્વ સંપર્કો અને સંબંધો તોડી નાંખે. પણ આ તો વ્યવસ્થિત, બૌદ્ધિક પુરુષાર્થ માગે છે અને મને દેખાય છે ત્યાં સુધી પંચમોમાં એવો કોઈ નેતા નથી કે જે તેમને અસહકાર દ્વારા વિજય અપાવે.

આથી, વર્તમાન સરકારની ગુલામીની ધુંસરી ફેંકી દેવા અત્યારે જે મહાન રાષ્ટ્રીય આંદોલન ચાલી રહ્યું છે તેમાં સહૃદયતાથી જોડાવાનો માર્ગ જ પંચમો (અંત્યજો) માટે કદાચ બહેતર માર્ગ છે. સૌ હિંદી રાષ્ટ્રના ઘડવૈયા અલગ અલગ વિભાગો વચ્ચેનો સહકાર તે આ દુષ્ટ સરકાર સાથેના અસહકારની પ્રથમ શરત છે. તે આ પંચમ મિત્રો સરળતાથી જોઈ શકશે.

તે જ લેખમાં શ્રી ગાંધીએ હિંદુઓને કહ્યું હતું :

'હિંદુઓએ તે સમજી લેવું જોઈએ કે જો તેઓ સરકાર સામેના અસહકાર આંદોલનને સફળ બનાવવા ઈચ્છતા હોય તો જેમ મુસલમાનો સાથે સમાન હેતુ માટે એક થયા તેમ તેમણે પંચમો સાથે પણ સમાન હેતુ માટે એક થવું પડશે.'

૧૯૨૦ની ૨૦મી ડીસેમ્બરના 'યંગ ઈન્ડિયા'માં તેમણે ફરીવાર ચેતવણી આપી. તેમાં તેમણે કહ્યું :

'સરકાર સામે અસહકાર એટલે શાસિનો વચ્ચેનો સહકાર અને હિંદુઓ જો આ અસ્પૃશ્યતાનું પાપ નહિ નિવારે તો એક વર્ષે કે સો વર્ષે સ્વરાજ્ય મળવાનું નથી. જેમ હિંદુ-મુસ્લિમ ઐક્ય વિના તેમ અસ્પૃશ્યતાનું પાપ નિવાર્યા વિના સ્વરાજ્ય પ્રાપ્તિ શક્ય નથી.'

આ બધા પરથી એવી અપેક્ષા જાગે કે બારડોલી પ્રસ્તાવમાં ઠરાવ્યા પ્રમાણે અસ્પૃશ્યોની સ્થિતિ સુધારણા અંગેની કોંગ્રેસની નીતિનો અમલ થાય તે શ્રી ગાંધીએ જોયું હોત. હકીકત તો એ છે કે માત્ર પવિત્ર, ઠાવકાઈભર્યા વચનો ઉચ્ચાર્યા સિવાય શ્રી ગાંધીએ સુધારણા કાર્યક્રમમાં લગીરે રસ ન લીધો. જો તે તેવા કૃત સંકલ્પ હોત તો તેમણે બીજી સમિતિ નીમી હોત. જો તે તેવા કૃત સંકલ્પ હોત તો તેમણે તિલક સ્વરાજ્ય ફાળાનો મોટો ભાગ કોંગ્રેસીઓએ ચલાવેલી વ્યવસ્થિત લૂંટથી બચાવ્યો હોત અને તેને અસ્પૃશ્યોના હિતલાભ માટે આરક્ષિત રાખ્યો હોત. તે વિચિત્ર લાગશે પણ તે શાંત અને ઉદાસીન બેઠા રહ્યા. કશોય પશ્ચાત્તાપ અનુભવવાને બદલે અસ્પૃશ્યોના હેતુ પ્રત્યેની પોતાની ઉદાસીનતાનો કોઈ પણ ન માને તેવી દલીલોથી બચાવ કરતા રહ્યા. ૧૯૨૦ના ૨૦મી ઑક્ટોબરના 'યંગ ઈન્ડિયા'માં તે દલીલો આપણને જોવા મળે છે :

'આપણે અંગ્રેજોને તેમના રક્ત રંગ્યા હાથ ધોવાનું કહીએ તે પહેલાં આપણે હિંદુઓએ આપણા જ રક્ત રંગ્યા હાથ ન ધોવા જોઈએ ? આ યોગ્ય પ્રશ્ન વિવેકસર મુકાયો છે અને, પોતાની જાતને ગુલામીમાંથી મુક્ત કર્યા વિના, એક ગુલામ રાષ્ટ્રના વતની તરીકે દલિત વર્ગોને તેમની ગુલામીમાંથી મુક્ત કરી શકતો હોઉં તો, તે હું આજે જ કરું પણ તે એક અશક્ય કાર્ય છે. સાચું કાર્ય કરવા માટે પણ ગુલામ સ્વતંત્ર હોતો નથી.'

અને સમાપન કરતાં શ્રી ગાંધીએ કહ્યું :

'તે પ્રક્રિયાનો આરંભ થઈ ચૂક્યો છે અને પંચમો સ્વેચ્છાથી તેમાં ભાગ લે કે ન લે પણ બાકીના હિંદુઓ પોતાની પ્રગતિને અવરોધ્યા વિના તેમની ઉપેક્ષા કરવાનું સાહસ નહિ કરી શકે. આથી, પંચમોનો પ્રશ્ન મને મારી જિંદગી જેટલો જ વહાલો છે. છતાંય રાષ્ટ્રીય અસહકારના આંદોલન પ્રત્યે સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત

કરી હું સંતોષ પામું છું. મને ખાતરી છે કે વધુ મહાન વાત નાની વાતોનો પોતાનામાં સમાવેશ કરી જ લે છે.

અને આમ,કોંગ્રેસે અસ્પૃશ્યો માટે શું કર્યું તેનું બીજું પ્રકરણ પૂરું થાય છે. ભ્રમોમાં પણ ચિત્ત શાંતિ શોધવાનું શ્રી ગાંધી કેવી રીતે શીખ્યા તે હકીકતનો સાક્ષાત્કાર તે આ કરુણાંતિકાની દુઃખદ ઘટના છે. શ્રી ગાંધીને ભ્રમ વિશ્વમાં જીવવું ગમે છે કે કેમ તે શંકાનો વિષય હોઈ શકે છે. પરંતુ તેમાં કોઈ શંકા નથી કે પોતાની પોષેલી યોજનાઓને સમર્થન આપતી દલીલોમાં તેમનો ઉપયોગ કરી શકાય તેટલા ખાતર તેમને ભ્રમો સર્જવા ગમે છે. અસ્પૃશ્યોના ઉત્થાનમાં અંગત જવાબદારી ન લેવાનું જે કારણ તેમણે આપ્યું તે જ શ્રી ગાંધીની આ આદતનો શ્રેષ્ઠ પુરાવો પૂરો પાડે છે. અસ્પૃશ્યોને એમ કહેવું કે તેમણે હિંદુઓ વિરુદ્ધ ન વર્તવું કારણ કે તેમ કરવાથી તેઓ પોતાના બાંધવો વિરુદ્ધ જ વર્તશે તે કદાચ સમજી શકાય. પણ હિંદુઓ અસ્પૃશ્યોને પોતાના બાંધવ જેવા જ લેખે છે તેવી ધારણા તે એક ઊભો કરેલો ભ્રમ છે. અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય હાથ ધરવા હિંદુઓને કહેવું તે સારી સલાહ છે. પણ વિશ્વાસપૂર્વક એટલી હદ સુધી કહેવું કે અસ્પૃશ્યો પ્રત્યે તેમણે આચરેલાં ગેરવર્તાવથી હિંદુઓ શરમની લાગણીથી અતિશય અભિભૂત થઈ ગયા છે અને હિંદુ સુધારકોના સમૂહે તો અસ્પૃશ્યતા નિવારણ સિવાય બીજું કશું જ કરવું નહિ તેવી પ્રતિજ્ઞા લીધી છે. તે તો અસ્પૃશ્યોને અને સમગ્રપણે વિશ્વને મૂર્ખ બનાવવાનો ઊભો કરેલો ભ્રમ છે. જે સમગ્રને હિતકારી છે તે અંશને પણ હિતકારી છે અને વ્યક્તિએ માત્ર અંશની કાળજી રાખવામાં જ સીમિત ન રહેવું જોઈએ તેવી દલીલમાં તર્કબદ્ધતાનો રણકો છે. પણ એમ ધારી લેવું કે એક ટુકડો - અસ્પૃશ્યો જેટલો જ અલગ ટુકડો તે હિંદુ સમગ્રતયાનો અંશ છે તેવું ધારી લેવું તે આત્મ વંચના છે. થોડાકને જ જાણ હશે કે શ્રી ગાંધીના ભ્રમોને કારણે અસ્પૃશ્યોને અને સાથે સાથે આ દેશને કેટલી કરુણાંતિકાઓમાંથી પસાર થવું પડયું.

# પ્રકરણ-૩

# અધમ સોદો
# કોંગ્રેસ સત્તા છોડવાનો ઈન્કાર કરે છે

## ૧

હિંદ સરકારના ૧૯૧૯ના કાયદામાં એક જોગવાઈ હતી. તે જોગવાઈએ દસ વર્ષને અંતે, બંધારણના અમલ અંગે તપાસ કરવા તથા અનિવાર્ય જણાય તેવા સુધારાઓ અંગે અહેવાલ આપવા રોયલ કમિશન નીમવાની જવાબદારી નામદાર સરકાર પર લાદી હતી. તદનુસાર, ૧૯૨૮માં સર જહોન સાયમનની અધ્યક્ષતામાં એક રોયલ કમિશન નિયુક્ત કરાયું. હિંદીઓની અપેક્ષા હતી કે આ કમિશનના સભ્યોમાં અંગ્રેજો ઉપરાંત હિંદીઓ પણ હશે, પણ તત્કાલીન હિંદી વજીર લોર્ડ બર્કનહેડે કમિશનમાં હિંદીઓના સમાવેશ સામે વિરોધ દર્શાવ્યો અને તે કમિશનને માત્ર પાર્લામેન્ટરી કમિશન રાખવાનો આગ્રહ સેવ્યો. આ તબક્કે કોંગ્રેસ તથા ઉદારમતવાદીઓને ભારે માઠું લાગ્યું અને તેમણે આને પોતાનું અપમાન માન્યું. તેમણે કમિશનનો બહિષ્કાર કર્યો અને તેની સામે ઉગ્ર આંદોલન ચલાવ્યું. વિરોધીઓની લાગણીને શાંત પાડવા નામદાર સરકાર દ્વારા તેવી જાહેરાત કરવામાં આવી કે કમિશનનું કાર્ય પૂર્ણ થતાં જ, નવું બંધારણ ઘડાય તે પૂર્વે વિવિધ ભારતીય પ્રતિનિધિઓને ચર્ચા માટે બોલાવવામાં આવશે. આ જાહેરાતના અનુસંધાનમાં વિવિધ ભારતીય પ્રતિનિધિઓને પાર્લામેન્ટ તથા નામદાર સરકારના પ્રતિનિધિઓ સાથે લંડનની ગોળમેજી પરિષદમાં બોલાવવામાં આવ્યા.

૧૯૩૦ની ૨૦મી નવેમ્બરે સ્વ. નામદાર રાજવી જ્યોર્જ પાંચમાએ ભારતીય ગોળમેજી પરિષદનું ઔપચારિક ઉદ્ઘાટન કર્યું. ભારતીયોના દષ્ટિકોણે જોતાં આ ગોળમેજી પરિષદ તે અતિ મહત્ત્વની ઘટના હતી. હિંદ માટેનું બંધારણ ઘડવાની બાબતમાં ભારતીયોનો ચર્ચા-પરામર્શ અધિકાર નામદાર સરકારે સ્વીકાર્યો તેમાં જ તેનું મહત્ત્વ રહ્યું હતું. અસ્પૃશ્યો માટે તો આ તેમના ઈતિહાસમાં પહેલીવાર એક સીમા સ્તંભ હતો કારણ કે પહેલી જ વાર અસ્પૃશ્યોના બે પ્રતિનિધિઓ

એક હું અને બીજા દિ. બ. આર. શ્રીનિવાસન અલગ અલગ રીતે તેમનું પ્રતિનિધિત્વ કરતા હતા. આનો અર્થ એ કે અસ્પૃશ્યોને હિંદુઓથી અલગ ઘટક તરીકે જ માત્ર લેખવામાં આવ્યા નહોતા, પરંતુ તેમને એટલું મહત્ત્વ આપવામાં આવ્યું હતું કે હિંદનું બંધારણ ઘડતી વખતે તેમની સાથે ચર્ચા-પરામર્શ કરવાનો તેમનો અધિકાર સ્વીકારવામાં આવ્યો હતો.

આ પરિષદનું કામ નવ સમિતિઓમાં વહેંચાયું હતું. આમાંની એક સમિતિ 'લઘુમતીઓ માટેની સમિતિ હતી. આ સમિતિને કોમી પ્રશ્નનો ઉકેલ શોધવાનું વિકટ કાર્ય સોંપાયું હતું. આ સમિતિ અતિ મહત્ત્વની સમિતિ હોવાની અપેક્ષાએ તત્કાલીન વડાપ્રધાન સ્વ. મિ. રામસે મેકડોનાલ્ડે ખુદે તેનું અધ્યક્ષપદ ધારણ કર્યું હતું. 'લઘુમતીઓ માટેની સમિતિ'ની કાર્યવાહીનું અસ્પૃશ્યોને મન ભારે મહત્ત્વ હતું. કારણ કે કોંગ્રેસ તથા અસ્પૃશ્યો વચ્ચે જે કૈં બધું બની ગયું હતું અને જેને કારણે તેમની વચ્ચે કટુતા ઊભી થઈ હતી તે આ સમિતિની કાર્યવાહીમાં આવવાનું જ હતું.'

જયારે ગોળમેજી પરિષદ મળી ત્યારે અસ્પૃશ્યો સિવાયની અન્ય લઘુમતી કોમોની રાજકીય માગણીઓ તો જગજાહેર હતી. અલબત્ત, ૧૯૧૯ના બંધારણે તેમનો કાયદેસરની લઘુમતી તરીકે સ્વીકાર કર્યો હતો અને તેમનાં સલામતી તથા સંરક્ષણની જોગવાઈઓનો સમાવેશ તેમાં કર્યો હતો. તેમના કિસ્સામાં તો તે જોગવાઈઓના વિસ્તરણ અથવા તો તેના સ્વરૂપ પરિવર્તનનો જ પ્રશ્ન હતો. દલિત વર્ગોની પરિસ્થિતિ સાવ ભિન્ન હતી. ૧૯૧૯ના બંધારણ પૂર્વે જાહેર થયેલા મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ રિપોર્ટે સાવ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કે તેમના સંરક્ષણ માટે બંધારણમાં જોગવાઈ કરવી જોઈએ. પણ, કમભાગ્યે જયારે બંધારણની વિગતો ઘડાઈ ત્યારે તેમને માટે સંરક્ષણની કોઈ પણ જોગવાઈ પ્રયોજવામાં હિંદ સરકારે ભારે મુશ્કેલી અનુભવી. માત્ર તેમને નિયુક્તિ દ્વારા ધારાસભામાં પ્રતીક પ્રતિનિધિત્વ અપાયું. પ્રથમ કરવાનું તો કાર્ય હતું હિંદુઓનાં ક્રૂરતા તથા શોષણ સામે, અસ્પૃશ્યો જેને પોતાનાં સંરક્ષણ માટે અનિવાર્ય માનતા હતા તેવી સંરક્ષણ વ્યવસ્થા સ્પષ્ટપણે પૂરી પાડવાનું. ગોળમેજી પરિષદમાં 'લઘુમતીઓ માટેની સમિતિ' સમક્ષ એક આવેદન પત્ર રજૂ કરીને મેં આ કામ

કર્યું. જે સંરક્ષણ વ્યવસ્થા મેં પ્રયોજી હતી તેનો સંપૂર્ણ ને સ્પષ્ટ ખ્યાલ આવે તે માટે હું તે આવેદનપત્ર અક્ષરશઃ નીચે રજૂ કરું છું :

## ભારતીય ગોળમેજી પરિષદ સમક્ષ રજૂ થયેલી, સ્વતંત્ર હિંદના ભવિષ્યના બંધારણમાં દલિત વર્ગોના રક્ષણ માટે રાજકીય સંરક્ષણની યોજના :

નીચે આપેલી શરતોને આધીન રહીને જ દલિત વર્ગો સ્વતંત્ર હિંદના બહુમતી શાસન નીચે રહેવાની સંમતિ આપશે.

### શરત ક્રમ - ૧
### સમાન નાગરિકત્વ

દલિત વર્ગો તેમની વર્તમાન વંશપરંપરાગત ગુલામીની સ્થિતિમાં, બહુમતી શાસન નીચે, પોતે આજ્ઞાંકિત બની જીવવાની સંમતિ ન આપી શકે. બહુમતી શાસન સ્થપાય તે પહેલાં અસ્પૃશ્યતાની પ્રથામાંથી તેમની મુક્તિ તે એક સ્થાપિત હકીકત બની જવી જોઈએ. તેને બહુમતીની ઈચ્છા પર છોડી ન દેવાય. દલિત વર્ગોને મુક્ત નાગરિકોનો દરજ્જો મળવો જોઈએ અને રાજ્યના અન્ય નાગરિકો સર્વ સામાન્યપણે નાગરિકત્વના જે બધા અધિકારો ભોગવે છે તે અધિકારો તેમને પ્રાપ્ત થવા જોઈએ.

(અ) અસ્પૃશ્યતા નિવારણ સિદ્ધ કરવા તથા સમાન નાગરિકત્વ ઊભું કરવા એવું સૂચવવામાં આવે છે કે નીચેના મૂળભૂત અધિકારને હિંદના બંધારણનું એક અંગ બનાવવામાં આવે.

### મૂળભૂત અધિકાર

*યુ. એસ. એ. બંધારણ સુધારો ૧૪ અને ગવર્નમેન્ટ ઓફ આયર્લેન્ડ એક્ટ ૧૯૨૦, ૧૦ અને ૧૧ જીયો. ૫, પ્રકરણ ૬૭, ખંડ વિભાગ ૫(૨)*

હિંદમાં દેશમાં બધાં જ પ્રજાજનો કાયદા સમક્ષ સમાન હોવા જોઈએ અને સહુને સમાન દિવાની અધિકારો હોવા જોઈએ. અત્યારે પ્રવર્તમાન કોઈ પણ કાયદો, નિયમ, હુકમ, રૂઢિ અથવા તો કાયદાના અર્થઘટન દ્વારા અસ્પૃશ્યતાને કારણે દેશમાં કોઈ પણ પ્રજાજન પર કોઈ પણ દંડ, ગેરલાભ, અક્ષમતા લાદવામાં

આવે છે અથવા તો તેની વિરુદ્ધ ભેદભાવ ઊભો કરવામાં આવે છે; તેના અમલનો જ્યારથી બંધારણ અમલી બનશે ત્યારથી હિંદમાં અંત આવશે.

*આ કલમ બધા જ બંધારણોમાં છે. પ્રો. કેનીથની ટીકા. જૂઓ સી.એમ.ડી. ૨૦૭ પૃ. ૬.*

(બ) હિંદ સરકારના કાયદા ૧૯૧૯ના વિભાગ ૧૧૦ તથા ૧૧૧ને કારણે વહીવટી અધિકારીઓ દ્વારા અત્યારે જે સુરક્ષિતતા તથા અપવાદો ભોગવાય છે તે દૂર કરવા અને તેમના વહીવટી પગલાં માટે તેમની જવાબદારીને યુરોપ તથા બ્રિટનના પ્રજાજનોના કિસ્સામાં જેમ બને છે તેમ સમવ્યાપ્તિવાયી બનાવવી.

## શરત ક્રમ - ૨
## સમાન અધિકારોનો મુક્ત ઉપભોગ

સમાન અધિકારોની માત્ર જાહેરાત દલિત વર્ગો માટે જરાય ઉપયોગી નથી. જો તેઓ નાગરિકત્વના સમાન અધિકારો ભોગવવાનો પ્રયત્ન કરશે તો. દલિત વર્ગોને રૂઢિચુસ્ત સમાજના સમગ્ર બળનો સામનો કરવો પડશે તે અંગે કોઈ શંકા નથી. આથી દલિત વર્ગો માને છે કે અધિકારોની જાહેરાતો માત્ર પવિત્ર ઉચ્ચારણો જ ન હોય અને તે રોજિંદા જીવનની વાસ્તવિકતાઓ બનતી હોય તો આ નિવેદિત અધિકારોના ઉપભોગ તેઓ કરે ત્યારે તેમાં થતી ડખલોથી પર્યાપ્ત શિક્ષા અને દંડ દ્વારા તેમને રક્ષણ પ્રાપ્ત થવું જ જોઈએ.

(અ) આથી, દલિત વર્ગો સૂચવે છે કે ગુનાઓ, કાર્યવાહી તથા શિક્ષાઓ સંબંધિત હિંદ સરકારના કાયદા, ૧૯૧૯ના ૧૧માં ખંડમાં નીચેનો વિભાગ ઉમેરવો:

### (૧) નાગરિકત્વના ઉલ્લંઘનનો ગુનો :

*મોટા ભાગના અમેરિકાના કાયદાઓ સિવિલ રાઈટ પ્રોટેક્ષન એક્ટ, એપ્રિલ, ૯, ૧૯૬૬ અને ૧, માર્ચ, ૧૮૭૪ નિગ્રોની મુક્તિ પછી તેમને માટે પસાર થયેલા.*

"જે કોઈ પણ વ્યક્તિ, સઘળા વર્ગોના લોકોને લાગુ પડતા તથા અસ્પૃશ્યતાની કોઈ પણ પૂર્વ શરતને અવગણતા કાયદાના કારણો સિવાય અન્ય કોઈ પણ

વ્યક્તિને રહેવાની સગવડોના ઉપભોગથી, ધર્મશાળાઓ, શૈક્ષણિક સંસ્થાઓ, માર્ગો કે રસ્તાઓ, શેરીઓ, તળાવો, કૂવાઓ તથા અન્ય જલાશયો, જમીન, આકાશ તથા પાણી પરનાં જાહેર વાહનો, નાટયગૃહો અથવા તો જાહેર મનોરંજનનાં અન્ય સ્થળો, જાહેર ઉપયોગ માટે વપરાતા, નિભાવાતા અથવા તે માટે પરવાનો અપાયેલા કોઈ પણ આશ્રય સ્થાન કે સગવડના અધિકારો, લાભો તથા સવલતોથી વંચિત રાખશે તેને કોઈ પણ પ્રકારની અને પાંચ વર્ષના સમય સુધીની કેદની સજા થશે અને તેને દંડ પણ થઈ શકશે."

(બ) પોતાના અધિકારોના શાંતિમય ઉપયોગમાં રૂઢિચુસ્ત વ્યક્તિઓનો અવરોધ તે જ માત્ર દલિત વર્ગો માટે જોખમ નથી. અવરોધનું સામાન્યમાં સામાન્ય સ્વરૂપ છે સામાજિક બહિષ્કાર. જો તેમને અરુચિકર હોય તેવી કોઈ પણ પ્રવૃત્તિ દલિત વર્ગો કરવાનો પ્રયત્ન કરે તો તેવા કોઈ પણ પ્રયત્નને ડામી દેવાનું આ એક જ અતિ ભયંકર શસ્ત્ર રૂઢિચુસ્ત વર્ગોના હાથમાં છે. તે કેવું કાર્ય કરે છે અને કયા પ્રસંગોએ તેનો અમલ કરવામાં આવે છે તે ૧૯૨૮માં મુંબાઈ સરકારે 'દલિત વર્ગો (અસ્પૃશ્યો) તથા પ્રાંતની આદિવાસી જાતિઓની શૈક્ષણિક, આર્થિક અને સામાજિક પરિસ્થિતિની તપાસ કરવા તથા તેમનાં ઉત્થાન માટે પગલાં સૂચવવા' નીમેલી સમિતિના અહેવાલમાં વર્ણવાયું જ છે. તેમાંથી નીચેની કંડિકા ઉદ્ધૃત કરી છે.

## દલિત વર્ગો અને સામાજિક બહિષ્કાર

"૧૦૨ જો કે, દલિત વર્ગો સઘળી જાહેર ઉપયોગિતાઓ પર તેમના અધિકારો ભોગવી શકે તે માટે અમે પગલાં સૂચવ્યાં છે તોય અમને ભય છે કે આવનારા લાંબા ગાળા સુધી તે અધિકારો ભોગવવાના તેમના માર્ગમાં અનેક મુશ્કેલીઓ ઊભી થશે. પહેલી મુશ્કેલી છે રૂઢિચુસ્ત વર્ગો દ્વારા તેમના પર આચરાતી ખુલ્લી હિંસાની. તે નોંધાવું જોઈએ કે દરેક ગામડામાં દલિત વર્ગોની નાની લઘુમતી હોય છે. આની વિરુદ્ધ ત્યાં રૂઢિચુસ્તોની વિશાળ બહુમતી હોય છે, જેઓ તેમનાં હિતો અને અભિમાનને દલિત વર્ગોના કોઈ પણ અપેક્ષિત આક્રમણથી કોઈ પણ ભોગે રક્ષવા માગે છે. પોલીસ દ્વારા થનાર કાર્યવાહીના

ભયે રૂઢિચુસ્ત વર્ગો દ્વારા આચરાતી હિંસા પર કેટલીક મર્યાદા મૂકી છે. પરિણામે આવા કિસ્સાઓ જવલ્લે જ બને છે."

"બીજી મુશ્કેલી ઊભી થાય છે દલિત વર્ગો આજે જે આર્થિક પરિસ્થિતિમાં જીવે છે તે પરિસ્થિતિમાંથી. પ્રાંતના ઘણા ભાગોમાં દલિત વર્ગોને કોઈ પણ પ્રકારનું આર્થિક સ્વાતંત્ર્ય નથી." કેટલાક રૂઢિચુસ્ત વર્ગની ઈચ્છાનુસાર તેમના ગણોતિયા તરીકે તેમની જમીન ખેડે છે. કેટલાક રૂઢિચુસ્ત વર્ગે રાખેલા ખેત કામદાર તરીકે કામ કરી તેમનું પેટિયું રળે છે. તો કેટલાક ગામડાના નોકરો તરીકે કામ કરી તેમના કામના બદલામાં રૂઢિચુસ્ત વર્ગોએ તેમને આપેલા ખોરાક કે અનાજ પર જીવે છે. અમે એવા અસંખ્ય કિસ્સાઓ સાંભળ્યા છે જયાં દલિત વર્ગોએ તેમના અધિકારોનો ઉપયોગ કરવાનું સાહસ કર્યું છે. ત્યાં આ રૂઢિચુસ્ત વર્ગોએ તેમનાં ગામડાંમાં તેમના આ આર્થિક બળનો દલિતો સામે શસ્ત્ર તરીકે ઉપયોગ કર્યો છે. તેમણે તેમની જમીનનો કાયદેસર કબજો છોડાવ્યો છે અને તેમની રોજગારી બંધ કરી છે અને ગામડાંના નોકરો તરીકેનું તેમનું મહેનતાણું અટકાવ્યું છે. આ બહિષ્કાર ઘણીયે વાર એટલા વ્યાપક સ્તરે આયોજિત હોય છે કે જાહેર ઉપોયગમાં લેવાતા રસ્તાનો ઉપયોગ કરતાં પણ દલિત વર્ગોને રોકવામાં આવે છે અને ગામડાંનો વાણિયો તેમને રોજિંદી જીવન જરૂરિયાતની વસ્તુઓ પણ વેચાતી આપતો નથી. કેટલાક પુરાવા અનુસાર કહી શકાય કે નાનું અમથુંય કારણ દલિત વર્ગો સામે સામાજિક બહિષ્કાર જાહેર કરવા પૂરતું છે. ઘણીવાર તો દલિત વર્ગો જાહેર કૂવાના ઉપયોગનો તેમનો અધિકાર વાપરે છે ત્યારે આવું બનતું હોય છે. પણ એવાય કિસ્સાઓ ઓછા નથી કે જયારે દલિત વર્ગની વ્યક્તિએ જનોઈ પહેરી હોય તે કારણે, તેણે જમીન ખરીદી હોય તે કારણે, તેણે સારાં વસ્ત્રો કે આભૂષણો પહેર્યા હોય તે કારણે કે પછી શેરીમાંથી વરઘોડો કાઢયો હોય તે કારણે તેમની સામે સખત બહિષ્કાર જાહેર થતો હોય છે.

"અમે જાણતા નથી કે દલિત વર્ગોના દમન માટે જ શોધાયેલા સમાજિક બહિષ્કારના શસ્ત્રથી બીજું કોઈ પણ શસ્ત્ર વધુ અસરકારક હોય. ખુલ્લી હિંસાની રીત પણ તેની પાસે ફિક્કી પડે કારણ કે તેની અસરો દૂરગામી તથા ઘાતક

હોય છે. તે વધુ ભયંકર છે કારણ કે તે કાયદેસર રીત તરીકે, સંપર્ક સ્વાતંત્ર્યના સિધ્ધાંત સાથે સુસંગત રહીને આચરી શકાય છે. અમે સંમત થઈએ છીએ કે બહુમતીની આ ક્રૂરતા સખત હાથે દાબી દેવી જોઈએ. જો આપણે દલિત વર્ગોને વાણી સ્વાતંત્ર્ય તથા તેમના ઉત્થાનની માટેનાં અનિવાર્ય પગલાંની ખાતરી આપવાના હોઈએ તો."

દલિત વર્ગોના અભિપ્રાય પ્રમાણે તો તેમનાં અધિકારો અને સ્વાતંત્ર્ય પ્રત્યેના આવાં જોખમોને પાર કરવાનો એકમાત્ર માર્ગ છે. આવા સામાજિક બહિષ્કારને કાયદા દ્વારા શિક્ષાત્મક ગુનો બનાવવાનો. આથી તેઓ એવો આગ્રહ રાખવાના જ કે ગુનાઓ, કાર્યવાહી અને શિક્ષાઓ સંબંધિત હિંદ સરકારના કાયદા ૧૯૧૯ના ૧૧માં ખંડમાં નીચેના વિભાગો ઉમેરવા જોઈએ

## ૧. બહિષ્કારના ગુનાની વ્યાખ્યા

*આ અને નીચેના કાયદેસરની જોગવાઈઓ બર્મા એન્ટી બોયકોટ એક્ટ, ૧૯૨૨માંથી કિસ્સાઓની અનિવાર્યતાને બંધ બેસે તેવા થોડાંક ફેરફારો સાથે અક્ષરશ: લીધી છે.*

(૧) એક વ્યક્તિ બીજી વ્યક્તિનો બહિષ્કાર કરતી લેખાશે જે :

(અ) કોઈ પણ ઘર કે જમીનને ભાડે આપવાનો, તેનો ઉપયોગ કરવાનો અથવા તેનો કબજો લેવાનો, અથવા તો તેની સાથે વ્યવહાર કરવાનો, તેને રોજી પર કામે રાખવાનો અથવા અન્ય વ્યક્તિ સાથે તેને ધંધો કરવા દેવાનો અથવા તેની પાસેથી સેવા લેવાનો કે તેને સેવા આપવાનો અથવા તો ધંધાની સામાન્ય પરિસ્થિતિમાં આ વસ્તુઓ સામાન્યપણે જે રીતે થવી જોઈએ તે રીતે આ વસ્તુઓમાંથી કોઈ પણ વસ્તુનો ઈન્કાર કરે અથવા

(બ) બંધારણમાં દર્શાવેલા કોઈ પણ મૂળભૂત અધિકારથી કે નાગરિકત્વના અધિકારથી અસંગત નહિ તેવા લોકોના પ્રવર્તમાન રિવાજો પ્રત્યેના આદર સાથે બીજી કોઈ વ્યક્તિ સાથે સામાજિક, વ્યાવસાયિક કે ધંધાકીય સંબંધો જાળવ્યા હોય તે સામાજિક, વ્યાવસાયિક કે ધંધાકીય સંબંધોથી દૂર રહે અથવા

(ક) અન્ય વ્યક્તિ તેના કાયદેસરના અધિકારોનો ઉપયોગ કરતી હોય ત્યારે તેવી વ્યક્તિને દુભવે, સંતાપે કે તેને ખલેલ પહોંચાડે.

## ૨. બહિષ્કાર માટેની શિક્ષા

જે કોઈ વ્યક્તિ,

કોઈ પણ વ્યક્તિને, કાયદેસર રીતે જે કાર્ય કરવાનો તેનો અધિકાર છે તે કાર્ય તેણે કર્યું હોય અથવા કાયદેસર રીતે જે કાર્ય રાખવાનો તેનો અધિકાર છે તે કાર્ય તેણે ટાળ્યું હોય તેના અનુસંધાનમાં અથવા વ્યક્તિ કાયદેસર રીતે જે કાર્ય કરવા ન બંધાયેલી હોય તે કાર્ય કરાવવાના હેતુથી અથવા કાયદેસર રીતે જે કાર્ય કરવા બંધાયેલી હોય તે કાર્યની ઉપેક્ષા કરાવવાના હેતુથી અથવા તો વ્યક્તિના મન તથા શરીરને, પ્રતિષ્ઠા અથવા મિલકતને અથવા તો તેના વ્યવસાય કે જીવન નિર્વાહને હાનિ પહોંચાડવાના હેતુથી આવી વ્યક્તિનો અથવા તો આવી વ્યક્તિને જેમાં રસ છે તેવી કોઈ પણ વ્યક્તિનો બહિષ્કાર કરે તેને સાત વર્ષ સુધીની સાદી કે સખત કેદની કે દંડની કે દંડ તથા કેદ બંનેની શિક્ષા થશે.

સિવાય કે, જો અદાલતને સંતોષ થાય કે તહોમતદારે અન્ય કોઈની ચઢવણીથી અથવા અન્ય કોઈ સાથે છળકપટથી આ કાર્ય કર્યું નથી અથવા બહિષ્કારના કોઈ પ્રપંચ કે સમજૂતી કે બંનેને આધારે આ કામ કર્યું નથી.

## ૩. બહિષ્કારની ઉશ્કેરણી કરવા તથા ઉત્તેજન આપવા શિક્ષા

જે કોઈ વ્યક્તિ,

(અ) જાહેરમાં એવું નિવેદન કરે, તેનું પ્રકાશન કરે અથવા તેનો પ્રસાર કરે અથવા

(બ) એવાં કોઈ નિવેદન, અફવા અને અહેવાલને જાહેરમાં ફેલાવે અથવા તેનું પ્રકાશન કરી તેનો પ્રસાર કરે કે જેનો હેતુ અન્યનો બહિષ્કાર કરવાનો હોય અથવા તો તે બહિષ્કાર કરવા અન્યને પ્રેરે તેવો સંભવ તેને લાગતો હોય અથવા

(ક) અન્ય કોઈ રીતે કોઈ વ્યક્તિ કે વ્યક્તિઓના વર્ગોના બહિષ્કાર માટે

ઉશ્કેરણી ફેલાવે અથવા તે બહિષ્કારને ઉત્તેજના આપે તેને પાંચ વર્ષ સુધીની કેદની સજા અથવા તો દંડ અથવા તો બંને થઈ શકશે.

**સ્પષ્ટતા :** અહીં વર્ણવેલાં કોઈ પણ પ્રકારનાં કાર્ય દ્વારા જે કોઈ વ્યક્તિ ને અસર પહોંચે અથવા અસર પહોંચવાની સંભવિતના હોય તે વ્યક્તિ નામે કે વર્ગે નહિ ઓળખાય પણ તેણે કરેલાં કાર્યથી અને ખાસ ચોક્કસ રીતે કાર્યથી ભાગી છૂટવાથી ઓળખાશે.

## ૪. બહિષ્કારની ધમકી બદલ શિક્ષા

જે કોઈ વ્યક્તિ,

કોઈ પણ વ્યક્તિએ, કાયદેસર રીતે જે કાર્ય કરવાનો તેનો અધિકાર છે તે કાર્ય તેણે કર્યું હોય અથવા કાયદેસર રીતે જે કાર્ય રાખવાનો તેનેં અધિકાર છે તે કાર્ય તેણે રાખ્યું હોય તેના અનુસંધાનમાં અથવા વ્યક્તિ કાયદેસર રીતે જે કાર્ય કરવા ન બંધાયેલી હોય તે કાર્ય કરાવવાના હેતુથી અથવા તો કાયદેસર રીતે જે કાર્ય કરવા બંધાયેલી હોય તેની ઉપેક્ષા કરાવવાના હેતુથી આવી વ્યક્તિનો કે અથવા તો આવી વ્યક્તિને જેમાં રસ છે તેવી કોઈ પણ વ્યક્તિનો બહિષ્કાર કરવાની ધમકી આપે તેને પાંચ વર્ષ સુધીની સાદી કે સખત કેદની કે દંડની કે દંડ તથા કેદ બંનેની શિક્ષા થશે.

**અપવાદ :** સાચા કામદાર વિવાદના અનુસંધાનમાં કરેલું કોઈ પણ કાર્ય કે વ્યવસાયી સ્પર્ધાની સામાન્ય પ્રક્રિયારૂપે કરેલું કોઈ પણ કાર્ય બહિષ્કાર ગણાશે નહિ આ બધા ગુનાઓ ન્યાયની દૃષ્ટિએ કરેલા ગુનાઓ ગણાશે.

## શરત ક્રમ : ૩
## ભેદભાવ સામે સંરક્ષણ

ભવિષ્યમાં કાયદા દ્વારા કે વહીવટી હુકમ દ્વારા ભેદભાવ પેદા થવાનો મહાન ભય દલિત વર્ગો સેવે છેં. આથી જ્યાં સુધી દલિતો વિરુદ્ધ દ્વેષયુક્ત ભેદભાવ ઉભો કરવાનું વિધાનમંડળ કે વહીવટીતંત્ર માટે કાનુની રીતે અશક્ય બનાવવામાં ન આવે ત્યાં સુધી દલિત વર્ગો બહુમતી શાસન નીચે તેમના આજ્ઞાંકિત બની ન જીવી શકે.

**આથી એવું સૂચવવામાં આવે છે કે હિંદના બંધારણીય કાયદામાં નીચેની કાયદાકીય જોગવાઈઓ કરવી :-**

'અસ્પૃશ્યતાની કોઈ પણ પૂર્વ પરિસ્થિતિને ધ્યાનમાં રાખ્યા વિના, હિંદના ન્યાયક્ષેત્રની અંદર આવતા પ્રદેશોમાં, દેશના પ્રજાજનોના અધિકારોનો ભંગ કરતા કોઈ પણ કાયદા પસાર કરવા હુકમો કે નિયમો આપવા હિંદની કોઈ પણ ધારાસભા કે વહીવટીતંત્રને કોઈ પણ પ્રકારની સત્તા રહેની નથી.

(૧) કરારો કરવા અને તેને અમલી બનાવવા, દાવો દાખલ કરવા, પક્ષકારો બનવા અને જુબાની આપવા, સાચી અને અંગત મિલકત વારસામાં પ્રાપ્ત કરવા, ખરીદવા, ભાડાપટે આપવા, વેચવા, ધરાવવા, બીજે ઠેકાણે લઈ જવા.

(૨) દેશના પ્રજાજનોના બધા જ વર્ગોને યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ મળી રહે તેવી પરિસ્થિતિઓ તથા અવધિઓની અનિવાર્યતા ઊભી થાય તે સિવાય નાગરિક તથા લશ્કરી નોકરી અને બધી જ શૈક્ષણિક સંસ્થાઓમાં પ્રવેશ માટે યોગ્ય ઠરવા.

(૩) પ્રત્યેક જાતિ, વર્ગ, જ્ઞાતિ, રંગ અથવા વર્ણના બધા જ પ્રજાજનને સમાનપણે લાગુ પડતી પરિસ્થિતિઓ તથા અવધિઓ સિવાય રહેવાની સગવડો, લાભો, સગવડો, શૈક્ષણિક સંસ્થાઓ, ધર્મશાળાઓ, નદીઓ, ઝરણાઓ, કૂવાઓ તળાવો, માર્ગો, રસ્તાઓ, શેરીઓ, જમીન, આકાશ તથા જમીન પરનાં જાહેર વાહનો, નાટ્યગૃહો અને જાહેર આશ્રયસ્થાનો તથા મનોરંજનનાં સ્થળોના સંપૂર્ણ અને સમાન ઉપભોગ માટે યોગ્ય ઠરવા, (૪) જાહેર પ્રજા અથવા એક જ ધર્મ તથા સંપ્રદાયના લોકો માટે અર્પિત કરાયેલા, રચાયેલા, નિભાવાના અથવા તે માટે પરવાનો અપાયેલાં કોઈ પણ ધાર્મિક કે ધર્માદા ટ્રસ્ટના લાભોનો કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના સહોપભોગ કરવા યોગ્ય અને સક્ષમ ગણવા.

(૫) અસ્પશ્યતાની પૂર્વ પરિસ્થિતિને અવગણીને વ્યક્તિ તથા મિલકતની સલામતીના બધા જ કાયદાઓ અને કાર્યવાહીઓનો સંપૂર્ણ અને સમાન લાભ માગવા અને બીજી કોઈ નહિ પણ સમાન સજા, શિક્ષા અને દંડપાત્ર થવા.

## શરત ક્રમ ૪
## ધારાસભાઓમાં પૂરતું પ્રતિનિધિત્વ

પોતાનું કલ્યાણ સાધી શકે ને હેતુસર ધારાકીય અને વહીવટી કાર્ય પર પ્રભાવક બનવા દલિત વર્ગોને પૂરતા પ્રમાણમાં રાજકીય સત્તા અપાવી જોઈએ. આ ખ્યાલને દૃષ્ટિમાં રાખીને તેમની માગણી છે કે ચૂંટણી કાયદામાં નીચેની જોગવાઈઓ મુકવી જોઈએ જેથી તેમને

(૧) દેશની પ્રાંતીય અને કેન્દ્રીય ધારાસભાઓમાં પૂરતા પ્રતિનિધિત્વનો અધિકાર મળી રહે.

(૨) પોતાના પ્રતિનિધિઓ તરીકે તેમના પોતાના જ માણસો

(અ) પુખ્ત મતાધિકાર દ્વારા અને

(બ) પહેલાં દસ વર્ષ માટે અલગ મતદાર મંડળો દ્વારા અને ત્યાર પછી સંયુક્ત મતદાર મંડળો અને અનામત બેઠકો - એ તો સ્વીકારી લેવાયું છે કે જયાં સુધી આ સંયુક્ત મતદાર મંડળો પુખ્ત મતાધિકાર સાથે સંલગ્ન નહિ હોય ત્યાં સુધી આવાં સંયુક્ત મતદાર મંડળો દલિત વર્ગો પર તેમની ઇચ્છા વિરુદ્ધ નહિ લાદવામાં આવે -દ્વારા, ચૂંટવાનો તેમને અધિકાર આપવો.

**ના.ક.** જયાં સુધી અન્ય કોમોને કેટલું પ્રતિનિધિત્વ અપાયું છે તે ન જણાય ત્યાં સુધી દલિત વર્ગો માટે પૂરતા પ્રતિનિધિત્વની પરિમાણવાચક સંજ્ઞા નક્કી ન થઈ શકે. પણ એ તો નક્કી જ છે કે તેમને અપાયેલા પ્રતિનિધિત્વ કરતાં બહેતર શરતોએ બીજી કોઈ કોમનું પ્રતિનિધિત્વ નક્કી કરાવું હશે તો તેની સાથે દલિત વર્ગો સંમત નહિ થાય. આ બાબતમાં કોઈ પણ પ્રકારની ગેરલાભ દાયક પરિસ્થિતિમાં મુકાવા માટે તે સંમત નહિ થાય. ગમે તેમ પણ મુંબાઈ મદ્રાસના દલિત વર્ગોના પ્રતિનિધિત્વ માટે તેમના વસ્તીદર પ્રમાણેના પ્રતિનિધિત્વ પર ભાર મુકાવો જ જોઈએ. પ્રાંતની બીજી લઘુમતીઓને કેટલા પ્રમાણમાં પ્રતિનિધિત્વ અપાય છે તેને ધ્યાનમાં લેવાની જરૂર નથી.

## શરત ક્રમ ૫
## નોકરીઓમાં પૂરતું પ્રતિનિધિત્વ

કાયદાનો અથવા તેમને મળેલી મુનસફીનો દુરુપયોગ કરીને જેમણે જાહેર સેવાઓનો ઈજારો લઈ લીધો છે તેવા ઉચ્ચ વર્ણના અધિકારીઓને હાથે દલિત વર્ગોને પ્રચંડપણે સહન કરવું પડયું છે, તેમણે દલિત વર્ગો પ્રત્યે પૂર્વગ્રહો રાખીને અને ન્યાય, સમાનતા તથા સદ્‌વિવેકના સિદ્ધાંતોને બાજુએ મૂકીને સવર્ણ હિન્દુઓના લાભમાં વહીવટ ચલાવ્યો છે. જાહેર સેવાઓમાં હિંદુ વર્ણના લોકોનો ઈજારો નાબૂદ કરીને અને તે સેવાઓમાં દલિત વર્ગો સહિત બધી જ કોમોને પૂરતું સ્થાન મળે તે રીતે તે સેવાઓમાં ભરતીનું નિયમન કરીને જ આ ઉપદ્રવ ટાળી શકાય. આ હેતુસર બંધારણીય કાયદાના એક અંગ તરીકે વિધિવત્ કાયદા કરવા દલિત વર્ગોને નીચેના પ્રસ્તાવો પ્રસ્તુત કરવા છે :

(૧) હિંદમાં અને હિંદના દરેક પ્રાંતમાં જાહેર સેવાઓમાં ભરતી તથા તેના નિયમની જવાબદારી લેતું જાહેર સેવા આયોગ પ્રસ્થાપિત કરવામાં આવશે.

(૨) જાહેર સેવા આયોગમાં કોઈ પણ સભ્યને ધારાસભાએ પસાર કરેલા ઠરાવ સિવાયૂ બરતરફ કરવામાં નહિ આવે. એટલું જ નહિ પણ તેની નિવૃત્તિ પછી તેને કોઈ સરકારી હોદ્દો આપવામાં નહિ આવે.

(૩) નિયત કરેલી કાર્યક્ષમતાની કસોટીઓની શરતે જાહેર સેવા આયોગનું કર્તવ્ય નીચે પ્રમાણે રહેશે :

(અ) બધી જ કોમોને યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ મળી જ રહે તે પ્રમાણે સેવાઓમાં ભરતી કરવી.

(બ) કોઈ ચોક્કસ સેવા સંબંધે, જુદી જુદી કોમોના પ્રવર્તમાન પ્રતિનિધિત્ત્વ પ્રમાણે, સમયે સમયે નોકરીમાં અગ્રતાક્રમનું નિયમન કરવું.

## શરત ક્રમ - ૬
## પૂર્વગ્રહયુક્ત પગલાં અથવા હિતોની ઉપેક્ષાનું નિવારણ

ભવિષ્યનું બહુમતી શાસન તે રૂઢિચુસ્તોનું જ શાસન હશે. તે હકીકત જોતાં દલિત વર્ગોને ભય છે કે આ બહુમતી શાસન તેમના પ્રત્યે સહાનુભૂતિ નહિ

દર્શાવતું હોય અને તેમનાં હિતો પ્રત્યે પૂર્વગ્રહો તથા તેમની મહત્ત્વની અનિવાર્યતાઓ પ્રત્યે ઉપેક્ષા ન થઈ શકે. આની સામે ખાસ પ્રકારની યોગ્ય જોગવાઈ કરવી જ જોઈએ કારણ કે દલિત વર્ગોને પૂરતું પ્રતિનિધિત્વ મળે તે છતાંય તેઓ બધી ધારાસભાઓમાં લઘુમતીમાં હશે. દલિત વર્ગો અતિ અનિવાર્યપણે માને છે કે બંધારણમાં તેમને આનાં નિવારણના ઉપાયો મળવા જ જોઈએ. આથી, હિંદના બંધારણમાં નીચેની જોગવાઈઓનો સમાવેશ કરવો તેવું સૂચન કરવામાં આવે છે :

બ્રિટિશ નોર્થ અમેરિકા એક્ટ, ૧૮૭, વિભાગ ૯૩

(૧) "દરેક પ્રાંતમાં અને દરેક પ્રાંત માટે અને હિંદમાં તથા હિંદ માટે ધારાસભા, વહીવટીતંત્ર અને કાયદા દ્વારા પ્રસ્થાપિત કોઈ પણ અન્ય સત્તાનાં એ કર્તવ્ય અને ફરજ રહેશે કે તેમણે શિક્ષણ, સ્વચ્છતા, જાહેર સેવાઓમાં ભરતી અને દલિત વર્ગોની પ્રગતિ માટેની અન્ય સામાજિક અને રાજકીય બાબતો માટે પૂરતો પ્રબંધ કરવો અને તેમને બાધક નીવડે તેવું કશું કરવું નહિ."

(૨) "કોઈ પ્રાંતમાં કે હિંદમાં આ વિભાગની જોગવાઈઓનું પાલન ન કરવામાં આવે તો કોઈ પણ પ્રાંતીય સત્તા મંડળના કોઈ પણ કાર્ય કે નિર્ણયના પરિણામ સામે ગવર્નર-જનરલ ઈન કાઉન્સિલ પાસે દાદ માગવી અને આ વિષય સંબંધિત કોઈ કેન્દ્રીય સત્તામંડળના કોઈ પણ કાર્ય કે નિર્ણયના પરિણામ સામે હિંદી વજીર પાસે દાદ માગવી."

(૩) "આવા દરેક કિસ્સામાં જ્યાં ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને અથવા હિંદી વજીરને લાગે કે પ્રાંતીય સત્તામંડળ અથવા કેન્દ્રીય સત્તામંડળ આ વિભાગની જોગવાઈઓના યોગ્ય અમલીકરણ માટે જરૂરી પગલાં લેતું નથી ત્યાં અને આવા પ્રત્યેક કિસ્સામાં અને પ્રત્યેક કિસ્સાના સંયોગોની જરૂર પૂરતાં, ગવર્નર-જનરલ ઈન કાઉન્સિલ અથવા હિંદી વજીર એપેલેટ સત્તા તરીકે તેમને યોગ્ય લાગે તેટલા સમય માટે, આ વિભાગની જોગવાઈઓના યોગ્ય અમલ માટે તથા તે વિભાગ નીચે લેવાયલા તેના કોઈ નિર્ણય માટે દાદ આપનારા પગલાં સૂચવી શકે અને તેમનો આ નિર્ણય જે સત્તામંડળ સામે દાદ માગવામાં આવી છે તેને બંધનકર્તા રહેશે."

## શરત ક્રમ - ૭
## ખાસ ખાતાકીય કાળજી

દલિત વર્ગોની અસહાય, કમનસીબ અને દીન દશા સંપૂર્ણપણે રૂઢિચુસ્ત વસ્તીના સમગ્ર સમૂહના જક્કી અને રૂઢ વિરોધને આભારી છે. તે વર્ગ દલિત વર્ગને દરજ્જાની સમાનતા કે વર્તનની સમાનતા પ્રાપ્ત કરવા દેશે જ નહિ. તેમની આર્થિક સ્થિતિ વિશે એટલું જ કહેવું પૂરતું નથી કે તેઓ ગરીબ છે અથવા તો તેઓ ભૂમિહીન કામદારોનો એક વર્ગ છે. અલબત્ત, આ બંને કથન સાચાં કથન છે. તે પણ નોંધવું જોઈએ કે દલિત વર્ગોનું દારિદ્રય મોટે ભાગે તો સામાજિક પૂર્વગ્રહોને આભારી છે જેને પરિણામે રોજી મેળવવાના કૈં કેટલાયે વ્યવસાયો તેમને માટે બંધ થઈ ગયા છે. આ જ હકીકત દલિત વર્ગોના મજૂર અને સામાન્ય જ્ઞાતિના મજૂરની સ્થિતિમાં ભેદ પાડે છે અને ઘણીવાર તે બંને વચ્ચેના ઝઘડાનું નિમિત્ત પણ બને છે. મનમાં તે પણ ખ્યાલ રાખવો જોઈએ કે દલિત વર્ગો સામેનાં ક્રૂરતા તથા દમનનાં સ્વરૂપો અનેક પ્રકારનાં હોય છે અને દલિત વર્ગોની પોતાને સંરક્ષવાની શક્ત અતિશય સીમિત હોય છે. આ સંબંધી જે હકીકતો મળી છે અને સમગ્ર હિંદમાં જે સામાન્ય ઘટના રૂપે બને છે તે હકીકતો મદ્રાસ સરકારના બોર્ડ ઓફ રેવન્યૂની ૫, નવેમ્બર, ૧૮૯૨, ક્રમાંક ૭૮૨ની કાર્યવાહીના સંક્ષેપમાં સુપેરે આલેખાઈ છે. તેમાંથી નીચેનો ઉતારો લીધો છે :

"૧૩૪ અત્યાર સુધી માત્ર દમનનાં જે સ્વરૂપોનાં સૂચન થયાં છે તેની ઉપરછલ્લી નોંધ તો કમસે કમ લેવાવી જોઈએ. હુકમ ન માનતા અત્યંજને શિક્ષા કરવા તેમના માલિકો :

(અ) તેમની સામે ગ્રામ અદાલતમાં અને ફોજદારી અદાલતમાં ખોટા મુકાદ્દમા લાવે છે.

(બ) અરજી કરીને અંત્યજ નિવાસની આજુબાજુની સરકારી ખરાબાની જમીન પ્રાપ્ત કરે છે. તેને તેમના નિવાસની ચારેબાજુથી આવરી લે. જેથી અંત્યજના ઢોરો ગોંધી રાખવા પડે અથવા તો તેમનો મંદિર જવાનો માર્ગ રુંધાય.

(ક) અંત્યજો વિરુદ્ધ સરકારી નોંધમાં અંત્યજ નિવાસની આજુબાજુની જમીન માટે છળકપટથી પોતાનાં વારસાગત નામો દાખલ કરાવવાં.

(ડ) ઝૂંપડીઓ તોડી પાડવી અને પાછળના વાડામાંની ઊપજનો નાશ કરવો.

(ઇ) જૂના પેટા ભાડવાત તરીકે કબજો ભોગવટાના અધિકારનો ઈન્કાર કરવો.

(ઈ) અંત્યજનો પાક બળાત્કારે કાપવો અને તેનો સામનો થતાં તેમના પર ચોરી તથા રમખાણનો આક્ષેપ મૂકવો.

(ઉ) ખોટી રજૂઆત કરીને તેમની પાસે દસ્તાવેજો સહી કરાવવા અને પાછળથી તેમનો ઉપયોગ કરી તેમનો વિનાશ સર્જવો.

(ઊ) તેમનાં ખેતરમાં વહેતા પાણીનો પ્રવાહ કાપી નાંખવો.

(આ) કાયદેસરની સૂચના આપ્યા વિના, મકાન માલિકની બાકી નીકળતી લેણી રકમ માટે પેટા ભાડૂતની મિલકત પર ટાંચ લાવવી.

"૧૩૫. એમ કહેવામાં આવશે કે આ બધાં અન્યાયના નિવારણ માટે દીવાની અને ફોજદારી અદાલતો છે. ખરેખર, અદાલતો છે જ પણ હિંદુસ્તાન ગામડાંના હેમ્પડનને (એક અંગ્રેજ રાજકારણી પુરુષ જે પાર્લામેન્ટના અધિકાર માટે ઈંગ્લેંડના રાજા ચાર્લ્સ પહેલા સામે લડયો હતો.) જન્મ આપતું નથી. માણસને અદાલતમાં જવા માટે હિંમત જોઈએ, વકીલને રોકવા માટે અને અદાલતના ખર્ચ માટે પૈસા જોઈએ, અને મુકદ્દમો ચાલે, અપીલો થાય તે દરમિયાન જીવન જીવવા આજીવિકા જોઈએ. વળી, ઘણા મુકદ્દમાઓના આધાર પ્રથમ અદાલતના ચુકાદાઓ પર નિર્ભર હોય છે અને આ અદાલતોના ન્યાયાધીશો ક્યારેક લાંચ-રૂશ્વતખોર હોય છે અને સામાન્ય રીતે તેઓ એક યા બીજા કારણે ધનિક અને જમીનદાર વર્ગ જે વર્ગમાંથી તેઓ આવે છે તે વર્ગ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવે છે."

"૧૩૬. આ વર્ગનો અધિકારીઓ પર જે પ્રભાવ છે તેની અતિશયોક્તિ ભાગ્યે જ થઈ શકે. તે પ્રભાવ દેશી અધિકારીઓ પર અતિશય હોય છે અને યુરોપીઅનો પર પણ મહાન પ્રભાવ હોય છે. નાનેથી માંડીને મોટે સુધીની એક એક ઓફિસ તેમના જ પ્રતિનિધિઓથી ભરેલી હોય છે અને તેમનાં હિતોને

સ્પર્શની કોઈ દરખાસ્ત પર પણ તેઓ પ્રારંભથી માંડીને અમલીકરણ સુધી અનેક રીતનું દબાણ લાવી શકે છે."

આવી પરિસ્થિતિના સંદર્ભમાં, દલિત વર્ગોના ઉત્થાનને જ્યાં સુધી સરકારી પ્રવૃત્તિઓમાં અગ્રતાક્રમ નહીં અપાય ત્યાં સુધી, જ્યાં સુધી સરકારની ચોક્કસ નીતિ તથા રૂઢ પુરુષાર્થ દ્વારા તકોની સમાનતાનું અમલીકરણ નહિ થાય ત્યાં સુધી દલિત વર્ગોનું ઉત્થાન તે એક પવિત્ર આશા જ રહેશે. આ પરિણામ પ્રાપ્ત કરવા દલિત વર્ગોનો પ્રસ્તાવ એ છે કે બંધારણીય ધારાએ હિંદી સરકારના કાયદામાં વધારાનો વિભાગ ઉમેરીને દલિતોના પ્રશ્નો અંગે સતત કામ કરતું એક ખાતું ખોલવાની હિંદ સરકારને ફરજ પાડવી જોઈએ. આ વધારાનો વિભાગ નીચે પ્રમાણે હોય :

૧. "આ બંધારણના આરંભની સાથેને સાથે જ અને તેના એક અંગ તરીકે હિંદ સરકારમાં દલિત વર્ગોનાં હિતો પર નજર રાખવાના અને તેમનાં કલ્યાણને બઢતી આપવાના હેતુસર મંત્રીશ્રી કક્ષાની વ્યક્તિના હવાલા નીચે એક ખાતું ઊભું કરવામાં આવશે."

૨. "જ્યાં સુધી કેન્દ્રીય ધારાસભાનો વિશ્વાસ સંપાદન કરતા હોય ત્યાં સુધી તે મંત્રીશ્રી પોતાના હોદ્દા પર રહી શકશે."

૩. "તેમને અપાયેલાં અથવા કાયદા દ્વારા તેમને તબદીલ થયેલાં સત્તા તથા ફરજની રૂએ સમગ્ર હિંદમાં દલિત વર્ગો સામેનાં સામાજિક અન્યાય, ક્રૂરતા અથવા દમનને અટકાવવાનાં પગલાં તૈયાર કરવાની, તેનો અસરકારક અમલ કરવાની, તેમનું સંયોજન કરવાની તથા તે વર્ગોનું કલ્યાણ સાધવાની ફરજ મંત્રીશ્રીની રહેશે."

૪. ગવર્નર જનરલનાં નીચેનાં પગલાં કાયદેસરનાં હશે. :

(અ) શિક્ષણ, સ્વચ્છતા સંબંધિત કોઈ પણ કાયદાને કારણે દલિત વર્ગોના કલ્યાણ સંબંધી મંત્રીશ્રીને સઘળી કે કોઈ પણ સત્તા તથા ફરજો તબદીલ કરવી.

(બ) દરેક પ્રાંતમાં મંત્રીશ્રીની સત્તા નીચે અને તેમના સહકારમાં દલિત વર્ગોનાં કલ્યાણ માટે કામ કરતી કચેરીઓ નીમવી.

### શરત ક્રમ - ૮
### દલિત વર્ગો અને પ્રધાન મંડળ

જેમ, સરકારી પગલાં પર પ્રભાવ પાડવા માટે દલિત વર્ગો પાસે ધારાસભામાંની બેઠકો દ્વારા સત્તા હોવી અનિવાર્ય છે. તેમ સરકારની સામાન્ય નીતિ ઘડવાની તક પણ દલિત વર્ગોને મળે તે ઈચ્છનીય છે. આ તેઓ ત્યારે જ કરી શકે જયારે પ્રધાન મંડળમાં તેમને સ્થાન મળે. આથી, દલિત વર્ગોનો એવો દાવો છે કે અન્ય લઘુમતી સાથે સહિયારાપણામાં પ્રધાનમંડળમાં પણ તેમનું પ્રતિનિધિત્વ હોવાના નૈતિક અધિકારોનો સ્વીકાર થવો જોઈએ. આ હેતુને દષ્ટિમાં રાખીને દલિત વર્ગો સૂચવે છે કે :

'ઈન્સ્ટ્રૂમેન્ટ ઓફ ઈન્સ્ટ્રકશનમાં ગવર્નર તથા ગવર્નર-જનરલને તેના પ્રધાન મંડળમાં દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવાની ફરજ પાડવામાં આવશે.'

## ૨

અસ્પૃશ્યોની આ માગણીઓનું શું થયું અને 'લઘુમતીઓ માટેની સમિતિએ તેનો કેવો પ્રતિભાવ આપ્યો તે ગોળમેજી પરિષદને 'લઘુમતીઓ માટેની સમિતિએ આપેલા અહેવાલ પર નજર નાંખવાથી સુપેરે સ્પષ્ટ થશે. હું તે અહેવાલમાંથી કેટલાક ઉતારા નીચે આપું છું :

૫. "આથી અનેક સમિતિઓએ, પોતાના દાવાઓ રજૂ કર્યા હતા કે કોમી પ્રતિનિધિત્વ અને બેઠકોના નિશ્ચિત્ત પ્રમાણની વ્યવસ્થા કરવી. એવો પણ આગ્રહ સેવાયો હતો કે લઘુમતી કોમો માટે અનામત રખાતી બેઠકોની સંખ્યા કુલ વસ્તીના તેના પ્રમાણ કરતાં ઓછી ન હોવી જોઈએ. જે રીતો દ્વારા આમ કરી શકાય તેમાં ત્રણ રીતો મુખ્ય છે. (૧) નિયુક્તિ, (૨) મતદાર મંડળો અને (૩) અલગ મતદાર મંડળો."

૬. "નિયુક્તિને સર્વાનુમતે નાપસંદ કરવામાં આવી હતી."

૭. "સંયુક્ત મતદાર મંડળોનો પ્રસ્તાવ મુકાયો હતો અને તેમાં એવી શરત મૂકવામાં આવી હતી કે લઘુમતી કોમો માટે બેઠકોનું પ્રમાણ અનામત રાખવું.

આમ, ચૂંટણીને વધુ લોકશાહી સ્વરૂપ અપાશે અને સાથે સાથે મતદાર મંડળની પ્રથાનો હેતુ પણ જળવાશે. એવી પણ શંકા પ્રગટ કરવામાં આવી હતી કે ચૂંટણીની આવી પદ્ધતિ લઘુમતીઓનું પ્રતિનિધિત્વ તો મેળવે પણ તે પ્રતિનિધિત્વ સાચું હશે તેની તેમાં ખાતરી નથી અપાઈ. પણ તેના અમલમાં તો કદાચ તે નિયુક્તિ પણ બને અથવા તો ગમે ત્યારે બહુમતી કોમો દ્વારા લઘુમતી પ્રતિનિધિઓની ચૂંટણી પણ બને."

એવો પણ નિર્દેશ કરવામાં આવ્યો હતો હકીકતમાં તો આ માત્ર કોમી પ્રતિનિધિત્વનું એક સ્વરૂપ હતું અને તેના અમલમાં તો કોમી મતદાર મંડળોનાં વધુ પ્રત્યક્ષ સ્વરૂપના સઘળાં ધ્યેય હતાં.

૮. "ચર્ચાએ સ્પષ્ટ કર્યું કે સહુને સ્વીકાર્ય એવી એક માત્ર જ માગણી રહી હતી અને તે અલગ મતદાર મંડળોની. આ યોજના અંગે સર્વસામાન્ય વાંધો હિંદમાં અગાઉ થઈ ગયેલી ચર્ચાને આધારે હતો. તેમાં એક અતિ કઠિન પ્રશ્ન ઉકેલવાનો રહે છે જેમ કે જુદા જુદાં પ્રાંતોમાં અને કેન્દ્રમાં કોમી પ્રતિનિધિત્વની સંખ્યા શી હોવી જોઈએ. વળી, જો ધારાસભાઓમાંની બેઠકોમાંની બધી જ અથવા તો મોટે ભાગે બધી જ બેઠકો કોમોને જ અપાય તો પછી સ્વતંત્ર રાજકીય અભિપ્રાય અથવા તો સાચા રાજકીય પક્ષોના વિકાસને કોઈ અવકાશ રહેશે નહિ અને દલિત વર્ગોની અલગ પ્રતિનિધિત્વની માગણીને કારણે, તેમને હિંદુ વસ્તીમાંથી બાકાત કરી, ચૂંટણીના હેતુ પૂરતી અલગ કોમ ગણવી જોઈએ. તેવી તેમની માગણીને કારણે આ પ્રશ્ન વળી ઓર જટિલ બન્યો."

૯. "એવું પણ સૂચવવામાં આવ્યું કે કોમોને નિશ્ચિત બેઠકો આપવા સામેના અતિ સ્પષ્ટ વિરોધને પહોંચી વળવા તેમને માત્ર એવું નિશ્ચિત્ત પ્રમાણ જ આપવું જોઈએ. ઉ.ત. ૮૦% અથવા ૯૦% અને બાકીની બેઠકો ખુલ્લી ચૂંટણીથી ભરવી જોઈએ. જો કે, કેટલીક કોમોએ, તેમને જોઈતી ખાતરી આ સૂચન તેમને આપતું નથી તેવું માન્યું હતું."

૧૦. "આ પેટા સમિતિના સભ્ય મૌલાના મુહમ્મદ અલીએ- જેમના અવસાનનો આપણે શોક અનુભવીએ છીએ - સૂચવ્યું હતું કે શક્ય હોય ત્યાં સુધી નિયત વ્યવસ્થા પ્રમાણે અન્ય કોમના મતોના ઓછામાં ઓછા ૪૦% મત

ન મેળવે તો કોઈ પણ કોમના ઉમેદવારને ચૂંટવો ન જોઈએ. તેવી પણ વિચારણા થઈ હતી. છતાંય, તેવું સૂચવવામાં આવ્યું કે આવી યોજનાને કારણે કોમવાર યાદી જાળવી રાખવી પડશે અને એટલે સંયુક્ત મતદાર મંડળો સામે જેમણે ઉગ્ર વિરોધ વ્યક્ત કર્યો હતો તેવો વિરોધ પણ આની સામે થશે."

૧૧. "પુરુષો જેટલી જ ચૂંટણી માટેની યોગ્યતા સ્ત્રીઓ ધરાવે છે. તેનો સ્વીકાર કરવો જોઈએ. પણ સ્ત્રીઓ દ્વારા સંયુક્ત મતદાર મંડળનો અથવા અનામત બેઠકોનો દાવો થયો નથી. પણ રાજકીય જીવનમાં સ્ત્રીઓ સક્રિય ભાગ લેતી થાય અને તેમને ધારાસભામાં વચગાળાનું તેમનું પ્રતિનિધિત્વ મળે તો લોકોના મનમાં સ્ત્રી આદર ભાવના પ્રગટે તે માટે એવો આગ્રહ રાખાયો હતો કે પહેલી ત્રણ કાઉન્સિલોમાં ૫% બેઠકો સ્ત્રીઓ માટે અનામત રાખવી અને તેવું પણ સૂચવાયું હતું કે આ બેઠકો ચુંટાયેલા સભ્યોના સપ્રમાણ પ્રતિનિધિત્વની પસંદગી દ્વારા ભરવી."

૧૨. "પેટા સમિતિના સૂચનાક્રમ બે પર (પ્રાંતીય બંધારણ પર) એક એવી સર્વ સામાન્ય સંમતિ સધાઈ હતી કે પ્રાન્તીય પ્રધાન મંડળમાં મહત્ત્વની લઘુમતી કોમોનું પ્રતિનિધિત્વ નવા બંધારણમાં સફળ અમલીકરણ માટે મહત્તમ વ્યવહારું મહત્ત્વની વાત છે અને તે જ ભૂમિકા પર મુસલમાનોને સમવાયી પ્રધાન મંડળમાં પ્રતિનિધિત્વ આપવું તેવી સંમતિ સધાઈ હતી. નાની લઘુમતીઓ દ્વારા પ્રાંતીય પ્રધાનમંડળ અથવા સમવાયી પ્રધાનમંડળમાં તેમના વ્યક્તિગત કે સમૂહગત પ્રતિનિધિત્વ માટે દાવો થયો હતો. અથવા તો તે અશક્ય લાગે તો પ્રત્યેક પ્રધાનમંડળમાં લઘુમતીનાં હિતોની રક્ષાની ખાસ ફરજ સંભાળતા મંત્રીશ્રી તો હોવા જ જોઈએ તેવો દાવો થયો હતો."

*(ડૉ. આંબેડકર અને સરદાર ઉજ્જલસિંઘ પંક્તિ છમાં મુસલમાનો શબ્દ પછી "અને અન્ય મહત્ત્વની લઘુમતીઓ" શબ્દ ઉમેરશે.)*

આવી યોજના નીચે સંયુક્ત જવાબદારી સહિતના પ્રધાનમંડળનાં કાર્યની મુશ્કેલીનો નિર્દેશ કરાયો હતો.

૧૩. "વહીવટી તંત્રના સંદર્ભમાં એવી સંમતિ સધાઈ હતી કે પ્રાંતીય અને કેન્દ્રીય બંને સેવાઓ જાહેર સેવા આયોગોને સોંપવી જોઈએ અને જાહેર

સેવાઓમાં જુદી જુદી કોમોના વાજબી અને પૂરતા પ્રતિનિધિત્વના દાવાઓ કાર્યક્ષમતાના યોગ્ય ધોરણો જાળવીને સંતોષવા જોઈએ તેવી તેમને સૂચના આપવી જોઈએ."

૧૬. "એ પણ સ્પષ્ટ કરાયું હતું કે અંગ્રેજ સરકાર, કોઈ પણ સંમતિની શક્યતાની અપેક્ષાએ, તેના એક યા બીજા ભાગનો વિરોધ થાય તેવો કોઈ પણ ચૂંટણી નિયમ કોમો પર ન લાદી શકે. એટલે એ તો સ્પષ્ટ હતું કે કોઈ પણ પ્રકારની સંમતિ ન સધાય તો, નવા બંધારણ નીચે મતદાન વ્યવસ્થાઓના પાયા તરીકે, તેની સઘળી મર્યાદાઓ તથા મુશ્કેલીઓ સહિતના અલગ મતદાર મંડળો ચાલુ રાખવાં. આને કારણે પ્રમાણનો પ્રશ્ન ઉભો થશે. આવી પરિસ્થિતિમાં દલિત વર્ગોનો દાવો પર્યાપ્ત રૂપે સંતોષવો પડશે."

૧૮. "લઘુમતીઓ અને દલિત વર્ગો તેમના આગ્રહમાં દૃઢ હતા કે જયાં સુધી તેમની માગણીઓ યોગ્ય રીતે ન સ્વીકારાય ત્યાં સુધી તેઓ કોઈ પણ સ્વશાસિત બંધારણ સાથે સંમત થશે નહિ."

ગોળમેજી પરિષદે કેન્દ્રીય સરકારનાં સ્વરૂપ અને કાર્યો ચર્ચવા નીમેલી બીજી સમિતિ ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિને પણ સમવાયી ધારાસભાની રચનાના સંદર્ભમાં અસ્પૃશ્યોનો પ્રશ્ન વિચારવો પડયો. પરિષદ સમક્ષ તેણે રજૂ કરેલાં અહેવાલમાં તેણે કહ્યું :

"પેટા સમિતિમાં સર્વ સંમત અભિપ્રાય હતો કે, 'લઘુમતીઓ માટેની પેટા સમિતિ'ના કોઈ પણ અહેવાલને આધીન રહીને, બને તો બંને ગૃહોમાં નહિતર નીચાલા ગૃહમાં તો નિશ્ચિત્તપણે કેટલાંક વિશિષ્ટ હિતો જેવાં કે દલિત વર્ગો, ભારતીય-ખ્રિસ્તીઓ, યુરોપીઅનો, એંગ્લો-ઈન્ડિઅન્સ, જમીનદારો, વ્યાપાર (યુરોપીય તથા હિંદી) અને શ્રમના પ્રતિનિધિત્વ માટે જોગવાઈ કરવી."

## ૩

ગોળમેજી પરિષદની પ્રથમ બેઠક પૂરી થાય તે પહેલાં બંને સમિતિઓના અહેવાલો પરિષદ સમક્ષ મુકાઈ ગયા. પરિષદે તે પસાર પણ કર્યા. તે જોઈ શકાશે કે વિગતો અંગે સંમતિનો અભાવ હોવા છતાંય એવું તો સર્વાનુમતે

સ્વીકારાયું હતું કે રાજકીય તથા બંધારણીય હેતુસર અલગ ઘટક તરીકેના સ્વીકાર માટે અસ્પૃશ્યોને અધિકાર હતો.

જ્યારે ગોળમેજી પરિષદની પ્રથમ બેઠક પૂરી થઈ ત્યારે ગોળમેજી પરિષદના આ નિર્ણય પ્રત્યે જે એકમાત્ર પક્ષનું વલણ નહોતું જાણી શકાયું તે હતી કોંગ્રેસ. આનું કારણ એ હતું કે કોંગ્રેસે ગોળમેજી પરિષદનો બહિષ્કાર કર્યો હતો અને સરકાર સામેના અસહકારના આંદોલનમાં તે રત હતી. દરમિયાન ગોળમેજી પરિષદનું બીજું અધિવેશન ભરવાનો સમય આવી પહોંચ્યો. નામદાર સરકાર અને કોંગ્રેસ વચ્ચે સમાધાન સધાયું હતું. જેને પરિણામે કોંગ્રેસ તેમાં ભાગ લેવા અને પરિષદ સામે પડેલા અનેક પ્રશ્નોના ઉકેલમાં પોતાનું યોગદાન આપવા સંમત થઈ હતી. જેમણે ગોળમેજી પરિષદના પ્રથમ અધિવેશનમાં પ્રતિનિધિઓએ દર્શાવેલા સુસ્વભાવ, સુપ્રસન્ન સંબંધો બાંધછોડનાં દર્શન કર્યાં હતાં તે પ્રત્યેકને આશા હતી કે બેઠકે બેઠકે પ્રગતિ થતી જશે. કોંગ્રેસના પ્રવેશને કારણે સંમતિ સાધવાની પ્રગતિનો દર વધુ વેગીલો બનશે. હકીકતમાં તો, કોંગ્રેસના મિત્રો આક્ષેપ મૂકતા હતા કે પ્રથમ અધિવેશનમાં કોંગ્રેસની અનુપસ્થિતિને કારણે સંમતિ નહોતી સાધી શકાઈ.

એટલે આ પરિષદને સફળ બનાવવા કોંગ્રેસ ભણી એક એક જણ મીટ માંડી બેઠું હતું. કમભાગ્યે, કોંગ્રેસે શ્રી ગાંધીને પોતાના પ્રતિનિધિ તરીકે પસંદ કર્યા. હિંદની નિયતિને દોરવા આનાથી વિશેષ ખરાબ વ્યક્તિ ન જડી હોત. એકતા સાધનાર બળ તરીકે તે નિષ્ફળ હતા. શ્રી ગાંધી નમ્રતાસભર વ્યક્તિ હોવાનો દેખાવ કરે છે. પણ ગોળમેજી પરિષદમાં પ્રતીતિ થઈ કે વિજયની ક્ષણે શ્રી ગાંધી અતિ ક્ષુદ્ર મનના પણ બની શકે છે. આવતાં પહેલાં સરકાર સાથે થયેલા તેમના સફળ સમાધાનને પરિણામે શ્રી ગાંધીએ બધા જ બિનકોંગ્રેસી પ્રતિનિધિઓ પ્રત્યે તિરસ્કારભર્યું વર્તન અપનાવ્યું. અને જ્યારે જ્યારે કોઈ પ્રસંગે તેમને કંઈ બહાનું આપ્યું ત્યારે તેમણે તેમનું અપનામ કરતાં ખુલ્લં ખુલ્લા તેમને કહ્યું કે તેઓ તો કોઈ વિસાતમાં નથી અને કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે તે એકલા જ દેશનું પ્રતિનિધિત્વ કરે છે. હિંદી પ્રતિનિધિમંડળને એક કરવાને બદલે શ્રી ગાંધીએ તિરાડ વધુ પહોળી કરી. જ્ઞાનની દૃષ્ટિએ જોતાં શ્રી ગાંધી

અતિ અસજજ વ્યક્તિ લાગ્યા. પરિષદની સામે પડેલા અસંખ્ય બંધારણીય અને કોમી પ્રશ્નો અંગે કહેવા માટે શ્રી ગાંધી પાસે ઠાવકાં વચનો હતાં પણ આપવા માટે કોઈ રચનાત્મક દષ્ટિકોણ કે સૂચન નહોતાં. કેટલાક કિસ્સાઓમાં બીજા લોકો જેને પૂર્વગ્રહ માનતા હોય, તેને સિદ્ધાંત માનીને કોઈપણ સમાધાનનો હર સંભવિત માર્ગે વિરોધ કરવાની ધમકી આપનો માણસ વળી પાછો બીજા કિસ્સાઓમાં અન્ય લોકો માટે મૂળભૂત સિદ્ધાંત જેવી બાબતો હોય કે જેના પર કોઈ સમાધાન ના થઈ શકે તેવા મુદ્દાઓમાં ખરાબમાં ખરાબ સમાધાન કરતાં પણ ખચકાય નહીં તેવા વિચિત્ર, જટીલ માણસના શ્રી ગાંધીમાં દર્શન થયાં.

ગોળમેજી પરિષદના બીજા અધિવેશનમાં અસ્પૃશ્યોની માગણી પ્રત્યે શ્રી ગાંધીએ અખત્યાર કરેલું વલણ તેમના ચારિત્ર્યના આ વિચિત્ર લક્ષણનું શ્રેષ્ઠ દષ્ટાંત પૂરું પાડશે. ગોળમેજી પરિષદની બીજી બેઠક માટે જ્યારે પ્રતિનિધિઓ એકઠા થયા ત્યારે 'ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિ'ની બેઠક પહેલાં મળી. ૧૯૩૧ના સપ્ટેંબરની ૧૫મી તારીખે ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિ સમક્ષ તેમણે આપેલા તેમના પ્રથમ પ્રવચનમાં જ શ્રી ગાંધીએ અસ્પૃશ્યોનો પ્રશ્ન છેડયો. શ્રી ગાંધીએ કહ્યું :

'કોંગ્રેસે તેના પ્રારંભકાળથી જ આ કહેવાતા 'અસ્પૃશ્યોનો' પ્રશ્ન હાથ ધર્યો છે. એક એવો પણ સમય હતો જ્યારે કોંગ્રેસ તેના પ્રત્યેક વાર્ષિક અધિવેશન પ્રસંગે તેની સાથી સોશ્યલ કોન્ફરન્સનું અધિવેશન ભરતી. સ્વ. શ્રી રાનડેએ તેમની અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચે તેને પોતાની સર્વ શક્તિ સમર્પિત કરી હતી. તેમના નેતૃત્વ નીચેની સોશ્યલ કોન્ફરન્સના કાર્યક્રમમાં તમે જોશો કે 'અસ્પૃશ્યો' સંબંધિત સુધારાઓને અગ્રતાક્રમ મળ્યો છે. પણ ૧૯૨૦માં, કોંગ્રેસે એક મોટું પગલું ભર્યું અને રાજકીય મંચ પર અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નને કાર્યક્રમ બનાવી તેને રાજકીય કાર્યક્રમની મહત્ત્વની બાબત બનાવી. કોંગ્રેસે જેમ હિંદુ-મુસ્લિમ એકતાને - એ દ્વારા સર્વ વર્ગો વચ્ચેની એકતાને - સ્વરાજ્ય પ્રાપ્તિ માટે અનિવાર્ય માની તેમ કોંગ્રેસે અસ્પૃશ્યતાના લાંછન નિવારણને પણ પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્તિ માટે અનિવાર્ય પરિસ્થિતિ માની. ૧૯૨૦માં કોંગ્રેસે જે

ધોરણ અપનાવ્યું હતું તે આજે પણ તેનું તે જ રહે છે. એટલે તમે જોશો કે, તેના પ્રારંભકાળથી જ કોંગ્રેસે પોતાને જેવી તે ઓળખાવે છે તેવી એટલે કે રાષ્ટ્રીય રહેવાનો સંપૂર્ણપણે પ્રયાસ કર્યો છે.

કોંગ્રેસ બારડોલી કાર્યક્રમમાં સમાવિષ્ટ થયેલા અસ્પૃશ્યોના ઉત્થાન માટેનો ૧૯૨૨નો કાર્યક્રમ આગળ ધપાવવામાં કેવી નિષ્ફળ ગઈ હતી અને તેણે તે પ્રશ્ન હિંદુ મહાસભા પર કેવી રીતે છોડી દીધો તે જેણે વાંચ્યું છે તે શ્રી ગાંધીએ જે કહ્યું તે સાવ જૂઠાણું હતું તેવું કહેતા ખચકાટ નહિ અનુભવે. શ્રી ગાંધી અસ્પૃશ્યોએ મૂકેલી માગણીઓ અંગે કેવું વલણ અખત્યાર કરવાના હતા તેનો નિર્દેશ તેમનું પ્રવચન કરાવતો નહોતો. જો કે હું તેનો પ્રવાહ જોઈ શક્યો.[૧] પણ પોતે કેવી ભુમિકા લેવાના છે તે અંગે તેમણે લોકોને લાંબો સમય કલ્પનામાં ન રાખ્યા. ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિની ૧૭, સપ્ટેંબર ૧૯૩૧ને દિવસે મળેલી સભાએ તેમને ઉચિત મોકો પૂરો પાડયો. આ સભાની કાર્યવાહીમાં સમવાયી ધારાસભાઓના સભ્યોની ચૂંટણીનો પ્રશ્ન સમાવિષ્ટ થયો હતો. આ વિષય અંગે પોતાનું મંતવ્ય દર્શાવનાં શ્રી ગાંધીએ નીચેનું નિવેદન કર્યું :

"હું પેટા વિભાગ (વી) પર આવું છું - વિશિષ્ટ હિત ધરાવનારાઓનાં વિશિષ્ટ મતદાર મંડળોના નિવેદન પર હું અહીં કોંગ્રેસ વતી બોલું છું. હિંદુ-મુસ્લિમ-શીખ વચ્ચેની ગૂંચનો વિશિષ્ટ ઉકેલ લાવવા કોંગ્રેસ પ્રવૃત્ત બની છે. તે માટેના ઊંડા ઐતિહાસિક કારણો છે પણ કોંગ્રેસ તે સિદ્ધાંત કોઈ પણ સ્વરૂપ કે આકારમાં નહિ વિસ્તારે. મેં વિશિષ્ટ હિત ધરાવનારાઓની યાદી સાંભળી. જ્યાં સુધી અસ્પૃશ્યોને લાગે વળગે છે ત્યાં સુધી ડૉ. આંબેડકરને શું કહેવું છે તે હજી સુધી હું પૂરું સમજી શક્યો નથી. પણ અસ્પૃશ્યોનાં હિતનું પ્રતિનિધિત્વ કરવાના ડૉ. આંબેડકરના ગૌરવ સાથે કોંગ્રેસ સહભાગી બનશે. કોંગ્રેસને મન તે અન્ય કોઈ સંસ્થા કે હિંદના વિશાળ પટ પરની અન્ય કોઈ પણ વ્યકિતનાં હિત જેટલાં જ સ્પષ્ટ છે. એટલે હવે વધુ વિશિષ્ટ પ્રતિનિધિત્વનો હું સખત વિરોધ કરીશ."

૧ ગોળમેજી પરિષદના પ્રથમ અધિવેશનમાં જતાં પહેલાં મારી શ્રી ગાંધી સાથે મુંબઈમાં મુલાકાત થઈ હતી. તેમાં તેમણે જણાવ્યું હતું કે રાજકીય હેતુસર અસ્પૃશ્યોને અલગ ઘટક રૂપે સ્વીકારવાના પક્ષમાં તેઓ નહોતા.

અસ્પૃશ્યો વિરુદ્ધ શ્રી ગાંધી અને કોંગ્રેસે જાહેર કરેલા યુદ્ધ સિવાય આ બીજું કશું નહોતું. ગમે તેમ પણ તેનું પરિણામ બંને વચ્ચેના યુદ્ધમાં આવ્યું. શ્રી ગાંધીના આ નિવેદન પરથી હું જાણી ગયો કે આ પ્રશ્નની ચર્ચાના મુખ્ય મંચ સમી 'લઘુમતીઓ માટેની સમિતિ'માં શ્રી ગાંધી શું કરશે.

શ્રી ગાંધી અસ્પૃશ્યોને ટાળવાની તથા હિંદુ-મુસ્લિમ-શીખ તે ત્રણ પક્ષો વચ્ચે સમજૂતી સાધી કોમી પ્રશ્નને બંધ કરવાની પોતાની યોજના ઘડતા હતા. 'લઘુમતી માટેની સમિતિ'ની બેઠક મળે તે પહેલાં તે મુસ્લિમો સાથે વાટાઘાટો કરતા હતા. પણ એ સ્પષ્ટ હતું કે તેનો કોઈ નિવેડો નહોતો આવ્યો. પરિણામે જયારે 'લઘુમતીઓ માટેની સમિતિ' ૨૮, સપ્ટેંબર, ૧૯૩૧ને દિવસે મળી ત્યારે રાષ્ટ્રવાદી મુસ્લિમોનું દૃષ્ટિબિન્દુ રજૂ કરતાં સર અલી ઈમામે ચર્ચાનો પ્રારંભ કર્યો. તેમણે પ્રારંભ કરતા કહ્યું :

'મુસ્લિમ પ્રતિનિધિઓને લાગેવળગે છે ત્યાં સુધી હજી સુધી કોઈ પણ પ્રકારની વાટાઘાટો ચાલતી હોય તેની અંગત રીતે મને કોઈ જાણ નથી. અત્યારે કોઈ પ્રસ્તાવો વિચારણા હેઠળ હોય તેવું જાણવાની મને કોઈ અંગત તક મળી નથી. મેં સામાન્યપણે જેમ સાંભળ્યું છે તેમ કદાચ કોઈ પ્રકારની સમજૂતી સધાય. હું તેની ખાતરી ન આપી શકું, હું તે વિશે કશું જાણતો નથી. તમે જો ઈચ્છો તો, સાહેબ, હું તમારી સમક્ષ રાષ્ટ્રવાદી મુસ્લિમોનું દષ્ટિબિંદુ રજૂ કરું. હું તે માટે તૈયાર છું પણ, અલબત્ત, મારે તમારી પરવાનગી જોઈએ. કારણ કે તેમાં થોડો સમય જશે અને સમયની કરકસર તે આવી સભાનું મુખ્ય લક્ષ્ય હોય છે.'

અધ્યક્ષ : મુખ્ય મુદ્દો તો એ છે કે આ સમિતિની કાર્યવાહી લઘુમતીઓની એકતાના પ્રશ્ન પૂરતી જ સીમિત છે.

સર અલી ઈમામ : તે દૃષ્ટિકોણથી જ હું વિષયને સ્પર્શીશ.

અધ્યક્ષ : અધિકારની રૂએ બીજી કોઈ દરમ્યાનગીરી ન હોય તો હું સર અલી ઈમામને બોલવા કહું ?

ત્યાર પછી હિઝ હાઈનેસ ધ આગાખાન આવ્યા. તેમણે કહ્યું :

'હું માનું છું કે મહાત્મા ગાંધી આજે રાતે મુસ્લિમ પ્રતિનિધિઓને મળવાના છે. અમને આશા છે કે આજે રાતે અમે અમારા મિત્ર સાથે મૈત્રીભરી વાતો કરીશું. જો કોઈ શક્ય વાટાઘાટને સંબંધ હોય તો હું આટલું જ કહી શકું.'

પંડિત મદન મોહન માલવીયાએ પણ સૂચન કર્યું કે, સભાને થોડોક સમય મુલતવી રાખવાથી ફળદાયી પરિણામો આવશે. આ એક ઉપદ્રવી હિલચાલ છે તેમ જાણીને હું ઊભો થયો અને બોલ્યો :

"આપણે સભા મુલતવી રાખીએ તે પહેલાં મારે એક શબ્દ કહેવો છે. તમારા સૂચન પ્રમાણે કે જ્યારે આ વાટાઘાટો ચાલતી હોય ત્યારે બીજી લઘુમતી કોમોના સભ્યોએ તેમનો કેસ તૈયાર કરવો જોઈએ - મારે કહેવું છે કે દલિત વર્ગોને લાગે વળગે છે ત્યાં સુધી અમે 'લઘુમતીઓ માટેની સમિતિ'ને ગઈ વખતે અમારો કેસ સુપરત કરી જ દીધો છે."

'મારે એક જ વાત કરવાની બાકી છે અને તે ભિન્ન ભિન્ન ધારાસભાઓમાં પ્રતિનિધિત્વનો કેટલો હિસ્સો અમે માગીએ છીએ તે અંગે આ સમિતિ સમક્ષ ટૂંકુ નિવેદન કરવાની [1] તે સિવાય મારે બીજું કંઈ કરવાનું રહેતું નથી. પણ અત્યારે જ જે મુદ્દો કહેવા હું આતુર છું તે આ છે. કોમી પ્રશ્નોની પતાવટ માટે વધુ વાટાઘાટો થવાની છે તે મેં સાનંદ સાંભળ્યું. પણ પ્રારંભમાં જ અમારે અમારી પરિસ્થિતિ વિષે સ્પષ્ટતા કરી લેવી જોઈએ. આ પ્રશ્ન અંગે કોઈ પણ પ્રકારની શંકા રહે તેમ હું ઈચ્છતો નથી. જેઓ વાટાઘાટો કરે છે તેમણે સમજી લેવું જોઈએ કે તેઓ પતાવટ અંગે વાટાઘાટો કરવા સમિતિ તરફથી નિમાયેલા સર્વશક્તિમાન એલચીઓ નથી. તેમણે સમજી લેવું જોઈએ કે શ્રી ગાંધીનું પ્રતિનિધિત્વ જે કંઈ હોય અથવા તો જે પક્ષ સાથે તે વાટાઘાટો કરવા ઈચ્છે છે તેમનુંય જે કંઈ હોય, તેઓ અમને કોઈ પણ રીતે બાંધી શકવાના નથી તે ચોક્કસ. ચોક્કસ નહિ બાંધી શકે. હું આ સભામાં અતિભારપૂર્વક આ વાત કહું છું.'

'બીજી વાત જે હું કહેવા માંગુ છું તે આ. પોતે રજુ કરેલા દાવાઓ અન્ય લઘુમતીઓના દાવાઓ સાથે સુસંગત છે કે નહીં તે લક્ષમાં લીધા વિના જ

૧ બીજું આવેદન માત્ર આપીને મેં આ કર્યું. જે પરિશિષ્ટ ૨માં સમાવાયું છે.

વિવિધ લઘુમતીઓએ દાવા રજુ કર્યા છે. પરિણામે એક પક્ષે એક લઘુમતી અને બીજે પક્ષે તે જ વિષય અંગે કોંગ્રેસ કે અન્ય કોઈ પક્ષ વચ્ચે જે કૈં પતાવટ અન્ય લઘુમતીઓએ રજૂ કરેલા દાવાની વિચારણા કર્યા વિના થાય તે મને લાગે વળગે છે ત્યાં સુધી અમને બંધનકર્તા નથી. કોઈ પણ ખાસ કોમને મહત્ત્વ મળવું જોઈએ કે નહિ તે પ્રશ્ન અંગે મારે કોઈ તકરાર નથી, પણ હું અતિશય ભારપૂર્વક કહેવા માગું છું કે જે કોઈ મહત્ત્વનો દાવો કરે છે અને જે કોઈ તે મહત્ત્વ આપવાની ઈચ્છા ધરાવે છે તેણે તે મહત્ત્વ મારા હિસ્સામાંથી ન આપવું જોઈએ. તે તે ન આપી શકે. હું આ સાવ સ્પષ્ટ કરવા માગું છું.'

પછી જે કૈં બન્યું તે નીચે ઉતારેલા કાર્યવાહીના ઉતારા પરથી સ્પષ્ટ થશે:

અધ્યક્ષ : કોઈ ગેરસમજ ન પ્રવર્તવી જોઈએ. આ જ સમિતિ પાસે અંતિમ પતાવટ આવવી જોઈએ. અને સૂચન માત્ર એટલું જ છે કે જો લઘુમતીઓ કે કોમો અહીં એકબીજા સાથે સંઘર્ષેલી હોય તો તેમણે તેમની મુશ્કેલીઓ દૂર કરવાના પ્રયત્ન માટે થોડોક જ સમય લેવો જોઈએ. તે સર્વસામાન્ય સંમતિ માટે તે એક પગથિયું હશે, મહત્ત્વનું પગથિયું હશે પણ સંમતિ તો સર્વસામાન્ય જ હશે.

ડૉ. આંબેડકર : મેં મારી પરિસ્થિતિ સાવ સ્પષ્ટ કરી છે.

અધ્યક્ષ : ડૉ. આંબેડકરની પરિસ્થિતિ સાવ સ્પષ્ટ છે. તેમની પોતાની અદ્‌ભૂત રીતે તે અંગે તેમણે કોઈ શંકા જ રહેવા દીધી નથી અને જયારે આ સમિતિ ફરી ચર્ચાનો પ્રારંભ કરશે ત્યારે તેની પણ ચર્ચા થશે. મારે જે કહેવું છે તે એ કે તમને બધાને લાગવું જોઈએ કે સર્વસામાન્ય પતાવટ માટે આપણે પરસ્પરને સહકાર આપીએ છીએ, કોઈ બે કે ત્રણ વચ્ચેની પતાવટ માટે નહિ પણ સંપૂર્ણ પતાવટ માટે.

અધ્યક્ષ : પરિસ્થિતિ આ છે. હું માનું છું કે અત્યારે આપણી સભા બરખાસ્ત કરીશું અને પછી આપણી સભા ચાલુ રાખીશું. બે કે ત્રણ પક્ષો વચ્ચે જે કોઈ વાટાઘાટો ચાલતી હોય તેને ચાલવા દઈને અન્ય લઘુમતીઓના દાવા અંગેનાં નિવેદનો સાંભળવા આપણે સમય કાઢીશું. હું માનું છું કે તે અતિ ઉપયોગી થશે. તેથી સમય પણ બચશે અને તેથી જે સંવાદની, આપણા શીખ મિત્રો -

આપણે જાણીએ છીએ કે તેઓ અતિધૈર્યપૂર્વક પોતાનું હિત જાળવી શકે છે - શ્રી ગાંધી અને તેમના મિત્રો અને ધ આગાખાન અને તેમના મિત્રો વચ્ચે સંવાદની જે શકયતા ઊભી થાય તેને તો દૂષિત નહિ કરે.

ડૉ. આંબેડકર : એક સૂચન કરવાનું મને મન થાય છે કે આપના થકી વિવિધ લઘુમતી કોમોમાંથી પસંદ કરેલા પ્રતિનિધિઓની અને સાથે કોંગ્રેસના પ્રતિનિધિઓની એક નાની સમિતિ બનાવાય જે અનૌપચારિક ઢબે આ પ્રશ્નોની આ સભા મોકૂફીના સમય દરમ્યાન ચર્ચા કરે.

અધ્યક્ષ : હું આ જ સૂચન કરવાનો હતો. મને સમિતિ નીમવાનું ન કહો, તમે જાતે જ તે કરો. મેં તમને અહીં મળવા બોલાવ્યા છે. તમારી વચ્ચે એક અનૌપચારિક સભા ગોઠવીને તમે ચર્ચા ન કરી શકો ? અને પછી જ્યારે તમે અહીં બોલશો ત્યારે તમારા કથનનો બીજાઓ પર શો પ્રભાવ પડે છે તેવા કશાક જ્ઞાનથી નહિ બોલો ? આપણે એમ કરીશું ?

ડૉ. આંબેડકર : તમારી જેવી ઈચ્છા.

અધ્યક્ષ : તે ઠીક રહેશે.

સભા મોકૂફી દરમ્યાન ત્રણે પક્ષો વચ્ચે કોઈ સમાધાન થયું નહિ. પરિણામે, 'લઘુમતીઓ માટેની સમિતિ' જ્યારે ૧૯૩૧ની ૧લી ઓક્ટોબરે ફરી મળી ત્યારે શ્રી ગાંધીએ કહ્યું :

'વડાપ્રધાનશ્રી હિઝ હાઈનેસ ધ આગાખાન અને અન્ય મુસ્લિમ મિત્રો સાથે ગઈ રાતે ચર્ચા વિચારણા કર્યા પછી અમે એ તારણ પર આવ્યા છીએ કે જે હેતુ માટે આપણે અહીં મળ્યા છીએ તે હેતુ, જો એક સપ્તાહ માટે સભા મોકૂફ રાખવામાં આવે તો સારી પેઠે સરશે. મારા બીજા મિત્રો સાથે ચર્ચાવિચારણા કરવાની તક મને મળી નથી. પણ જે પ્રસ્તાવ હું રજૂ કરું છું તેની સાથે તે સૌ સંમત થશે તેમાં મને લેશ શંકા નથી.'

આગાખાને આ પ્રસ્તાવને ટેકો આપ્યો. આ ઠરાવનો વિરોધ કરવા હું ઊભો થયો. મેં શું કહ્યું તે કાર્યવાહીમાંથી ઉતારેલા નીચેના ઉતારા પરથી સ્પષ્ટ થશે.

"ડૉ. આંબેડકર : આ સમિતિ સામે જે પ્રશ્ન પડયો છે તેના કોઈક ઉકેલ

પર આવવા માટેના શક્ય તેટલા આપણા પ્રયત્નોમાં હું કોઈ પણ પ્રકારની મુશ્કેલી ઊભી કરવા માગતો નથી અને જો મહાત્મા ગાંધીએ સૂચવેલા માર્ગથી તેનો કશો ઉકેલ આવી શકતો હોય તો મને એકલાને તે પ્રસ્તાવ સામે કશો વિરોધ નથી."

"પણ આ એક માત્ર મુશ્કેલી મારી સામે, દલિત વર્ગોના પ્રતિનિધિ તરીકે આવીને ઊભી છે. હું જાણતો નથી કે મોકૂફીના સમય દરમ્યાન શ્રી ગાંધી આ પ્રશ્નની વિચારણા કરવા કેવા પ્રકારની સમિતિ નીમવા ઈચ્છે છે. પણ હું માનું છું કે દલિતવર્ગોને તેમની સમિતિમાં પ્રતિનિધિત્વ તો મળશે જ."

શ્રી ગાંધી : તેમાં કોઈ શંકા નથી.

ડૉ. આંબેડકર : આભાર. પણ હું જાણતો નથી કે જે સ્થિતિમાં હું આજે છું તે સ્થિતિ આ સૂચિત સમિતિમાં કામ કરવા માટે મને કશીક ઉપયોગી નીવડશે કે કેમ ! અને આ જ કારણે મહાત્મા ગાંધીએ ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિમાં પહેલે દિવસે તે બોલ્યા ત્યારે કહ્યું હતું કે ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે તેઓ મુસ્લિમ અને શીખ સિવાય અન્ય કોઈ પણ કોમને રાજકીય સ્વીકૃતિ આપવા તૈયાર નથી. એંગ્લો-ઈન્ડિઅન્સ, દલિતવર્ગો અને ભારતીય ખ્રિસ્તીઓને તે સ્વીકારવા તૈયાર નથી. એ એક અઠવાડિયા પહેલાં જ મહાત્મા ગાંધીને મળવાનું અને દલિતવર્ગોનો પ્રશ્ન તેમની સાથે ચર્ચવાનું મને સૌભાગ્ય મળ્યું હતું. આ સમિતિમાં આ કહીને હું શિષ્ટાચારનો ભંગ કરી રહ્યો છું તેવું હું માનતો નથી. અને અન્ય લઘુમતીઓના સભ્યો તરીકે અમને ગઈકાલે તેમના કાર્યાલયમાં વાત કરવાની તક મળી ત્યારે તેમણે અમને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિમાં તેમણે જે વલણ અખત્યાર કર્યું હતું તે તેમનું દૃઢ અને સુસંગત વલણ છે. મારે જે કહેવું છે તે એટલું જ કે જ્યાં સુધી પ્રારંભે જ મને જો ખબર ન પડે કે હિંદના ભાવિ બંધારણમાં દલિત વર્ગો રાજકીય સ્વીકૃતિનો અધિકાર ધરાવતી કોમ તરીકે સ્વીકારાવાના છે ત્યાં સુધી આ પ્રશ્ન અંગે ચર્ચા કરવા મહાત્મા ગાંધી દ્વારા રચાનારી સૂચિત સમિતિમાં મારા જોડાવાથી કોઈ હેતુ સરશે ખરો ! એટલે જ્યાં સુધી મને ખાતરી ન મળે કે આ સમિતિ 'લઘુમતીઓ માટેની સમિતિ' એ ગયા વર્ષે જે બંધી કોમોને

હિંદના ભાવિ બંધારણમાં સ્વીકૃતિપાત્ર સૂચવી છે તે સઘળી કોમોનો સમાવેશ કરવામાં આવશે તેવી માન્યતા સાથે ચાલશે ત્યાં સુધી હું આ મોકૂફીના પ્રસ્તાવને હૃદયપૂર્વક ટેકો આપી શકું કે કેમ, તે હું જાણતો નથી. આટલી જ સ્પષ્ટતા મારે કરવાની છે."

* * *

"ડૉ. આંબેડકર : મને મારી સ્થિતિ અંગે વધુ સ્પષ્ટતા કરવી ગમશે - એમ લાગે છે કે મેં જે કૈં કહ્યું તે અંગે કશી ગેરસમજ પ્રવર્તે છે. એવું નથી કે હું મોકૂફીનો વિરોધ કરું છું. જે કોઈ સમિતિ આ પ્રશ્નની વિચારણા માટે નીમાય તે સમિતિમાં સેવા આપવાનો વાંધો લઉં છું તેવું પણ નથી. આ સમિતિને મારી સેવા આપવાનો અધિકાર મને આપવામાં આવે તો, આ સમિતિમાં પ્રવેશ કરતાં પહેલાં હું જે જાણવા માગું છું તે આ : આ સમિતિ કઈ વસ્તુની વિચારણા કરવાની છે ? શું તે માત્ર મુસ્લિમ વિરુદ્ધ હિંદુનો જ પ્રશ્ન વિચારવાની છે ? તે માત્ર પંજાબમાંના શીખો વિરુદ્ધ મુસ્લિમોનો જ પ્રશ્ન વિચારવાની છે? કે પછી તે ખ્રિસ્તીઓનો, એંગ્લો-ઈન્ડિઅનોનો અને દલિત વર્ગોનો પ્રશ્ન વિચારવાની છે ?"

"પ્રારંભ કરતાં પહેલાં આપણે સંપૂર્ણપણે સમજી લઈએ કે આ સમિતિ માત્ર હિંદુ અને મુસ્લિમના, હિંદુ તથા શીખના પ્રશ્ન પર જ પોતાનું ધ્યાન કેન્દ્રિત નહિ કરે પણ દલિત વર્ગો, એંગ્લો-ઈન્ડિઅન્સ અને ખ્રિસ્તીઓનો પ્રશ્ન વિચારવાની પણ તે જવાબદારી લેશે તો સભા મોકૂફી પ્રસ્તાવને કશાય વિરોધ વિના પસાર કરવા માટે રજા આપવા હું સંપૂર્ણપણે સંમત છું. પણ મારે આ જ કહેવું છે કે જો બીજાને મળેલા લાભોથી મને વંચિત જ રાખવાનો હોય તો અને આ મધ્યાંતર જો હિંદુ-મુસ્લિમ પ્રશ્નના ઉકેલ માટે જ વપરાવાનો હોય તો હું ભારપૂર્વક કહીશ કે થોડીક લઘુમતીઓના પ્રશ્નોનું નિરાકરણ લાવવાની છૂટ અન્ય કેટલીક બિનસત્તાવાર સમિતિઓને આપવાને બદલે 'લઘુમતીઓ માટેની સમિતિ' એ પોતે જ આ પ્રશ્ન પોતાના હાથમાં લેવો જોઈએ અને તેની વિચારણા કરવી જોઈએ."

શ્રી ગાંધી : વડાપ્રધાનશ્રી અને મિત્રો, અમે કેટલાકે જે કામ પ્રારંભ્યું છે તેના

ન્યાય વિશે કૈંક ગેરસમજ પ્રવર્તે છે. મને ભય છે કે ડૉ. આંબેડકર, કર્નલ ગિડને અને અન્ય મિત્રો જે કૈં બનવાનું છે તે અંગે અમસ્થા જ અસ્વસ્થ બન્યા છે. કોઈ પણ એક હિત સંબંધને, વર્ગને, અને હિંદની કોઈ પણ વ્યક્તિને રાજકીય દરજ્જો આપવાનો ઈન્કાર કરનાર હું કોણ ? કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે, એક પણ રાષ્ટ્રીય હિતનું બલિદાન આપવામાં હું નિમિત્ત બનું તો કોંગ્રેસે મારામાં મુકેલા વિશ્વાસને લાયક હું ન હોઉં. આ અંગે મેં મારા ચોક્કસ વિચારોને નિ:શંકપણે વાચા આપી દીધી છે અને હું કબૂલ કરું છું કે તે અભિપ્રાયોને હું સમર્થન પણ આપું છું. પણ પ્રત્યેક હિતને રક્ષણની ખાતરી આપવાના અનેક પ્રકારના રસ્તા હોય છે. આ અંગેની યોજના વિચારવાનો પ્રયત્ન કરવા સાથે મળીને વિચારવાનું કામ આપણું છે. આ અનૌપચારિક અધિવેશન કે સભામાં કોઈનેય તેના વિચારોની આગ્રહપૂર્વકની અભિવ્યક્તિમાં અવરોધ ઊભો કરવામાં નહિ આવે.

"આથી, હું એમ નથી માનતો કે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવા અથવા પોતાના અભિપ્રાય અંગે સંમતિ મેળવતાં કોઈએ કશો ભય રાખવો જોઈએ. મારો પણ અભિપ્રાય અમારા સહુ જેટલો સરખો જ હશે.તેને કોઈ સવિશેષ મહત્ત્વ નહિ હોય. કોઈ પણ વ્યક્તિના અભિપ્રાયની વિરુદ્ધમાં મારા અભિપ્રાય અંગે સંમતિ મેળવવાની કોઈ પણ સત્તાનું પીઠબળ મારી પાસે નથી. મેં તો માત્ર રાષ્ટ્રીય હિત અંગે મારા મંતવ્યોને વાચા જ આપી છે. જ્યાં જ્યાં તે સમયોચિત હશે ત્યાં ત્યાં આ મંતવ્યો હું વ્યક્ત કરતો જ રહીશ. મારા આ અભિપ્રાયોને સ્વીકારવા કે તેનો ઈન્કાર કરવો તે તમારા હાથમાં છે, તમારા હાથમાં હશે. આથી, મેં જે અનૌપચારિક સભાઓની કલ્પના કરી છે તેમાં કે આ અધિવેશનમાં કોક અનિવાર્ય શક્તિને સ્થાન હશે તેવો ખ્યાલ જ તમે તમારા મગજમાંથી કાઢી નાંખો, આપણે સહુ કાઢી નાંખીએ. પણ તમને જો એમ લાગે કે આ મેજની આસપાસ અક્કડ બેસી રહેવાને બદલે આપણે સાથે આવવાનો એક રસ્તો છે તો તમે આ મોકૂફીનો ઠરાવ પસાર થતો નહિ અટકાવો પણ આ અનૌપચારિક સભાઓ અંગેનો જે પ્રસ્તાવ મેં મૂક્યો છે તેને અંત:કરણપૂર્વક તમારો સહકાર આપશો."

* * *

અધ્યક્ષ : તો હું તે મૂકવા આગળ વધું છું. મિત્રો, હું પૂરી સમજથી તે મૂકું છું કે આમાં કોઈ પણ પ્રકારનો સમયનો બગાડ થવાનો નથી, અને આ સભાઓ - શ્રી ગાંધીએ જેને અનૌપચારિક સભાઓ કહી છે અનૌપચારિક હોવા છતાંય આ અને આપણી આવતી સભાની વચ્ચે અતિ મૂલ્યવાન અને ફળદાયી બની રહેશે તેવી મને આશા છે.

સભા મોકૂફી પછી મળેલી અનૌપચારિક સભામાં શું બન્યું તેનું પુનરાવર્તન કરવું મારે માટે બિનજરૂરી છે. તેની ફજેતી થઈ એમ ન કહીએ તોય તે સંપૂર્ણ નિષ્ફળ ગઈ તેમ કહી શકાય. તે સભાનું અધ્યક્ષ સ્થાન શ્રી ગાંધીએ લીધું હતું. શ્રી ગાંધીએ કોમી પ્રશ્નના અતિશય મુશ્કેલ મુદ્દાથી, પંજાબમાં શીખ અને મુસ્લિમ વચ્ચે ચાલતા સંઘર્ષના મુદ્દાથી પ્રારંભ કર્યો. આ પ્રશ્ન એક વાર તો, જ્યારે બંને પક્ષો લવાદના નિર્ણયને સ્વીકારવા તૈયાર થયા ત્યારે ઉકેલની વધુ નિકટ લાગ્યો. પણ લવાદ કોણ હશે તે જાણ્યા વિના શીખોએ આ વાતમાં આગળ વધવાનો ઈન્કાર કર્યો અને લવાદનું નામ પ્રગટ થાય તે માટે મુસ્લિમો તૈયાર ન હોવાથી વાત પડતી મુકાઈ. શ્રી ગાંધીને અસ્પૃશ્યો જેવી અન્ય લઘુમતીઓમાં રસ નહોતો, જો કે તેમની માગણીઓની યાદી પ્રસ્તુત કરવા અન્ય લઘુમતીઓના પ્રતિનિધિઓને બોલાવવાનું ફારસ તેમણે કર્યું. તેમણે તેમને સાંભળ્યા પણ તેમના પ્રત્યે ઝાઝું ધ્યાન ન આપ્યું. સભાની ચર્ચા વિચારણા માટે સભા સમક્ષ તેમણે તે મૂકી ? શીખ-મુસ્લિમોની પતાવટ જેવી તૂટી પડી કે શ્રી ગાંધીએ સભા બરખાસ્ત કરી. ૧૯૩૧ની ૮મી ઓક્ટોબરે 'લઘુમતીઓ માટેની સમિતિ' મળી. વડાપ્રધાને શ્રી ગાંધીને પ્રથમ ઉદ્‌બોધન કરવા વિનંતી કરી એટલે તેમણે કહ્યું :

વડાપ્રધાનશ્રી અને મિત્રો, અતિ દુઃખ અને અતિશય નામોશી સાથે મારે કહેવું પડે છે કે જુદા જુદા જૂથોના પ્રતિનિધિઓ સાથે ને તેમની વચ્ચે અનૌપચારિક વાટાઘાટો દ્વારા કોમી પ્રશ્નનું સર્વસંમત નિરાકરણ લાવવામાં હું સાવ નિષ્ફળ ગયો છું. આ એક મહત્ત્વનું સપ્તાહ વેડફવા દેવા બદલ હું વડાપ્રધાનની તથા અન્ય સાથીઓની ક્ષમા યાચું છું. મારું એક માત્ર આશ્વાસન તો એ જ હકીકતમાં રહેલું છે કે મેં જ્યારે આ વાટાઘાટોની જવાબદારી લીધી

ત્યારે મને તેની સફળતાની ભારે આશા હતી અને તેથીય વિશેષ તો એ કે કશાક નક્કર નિર્ણયે પહોંચવાના એક પણ પ્રયત્નને મેં બાકી નથી રહેવા દીધો.

પણ તેમ કહેવું કે આ વાટાઘાટો નામોશીભરી રીતે નિષ્ફળ ગઈ તે પણ સંપૂર્ણ સત્ય નથી. નિષ્ફળતાનાં કારણો હિંદી પ્રતિનિધિમંડળની રચનાનાં મૂળમાં રહેલાં છે. લગભગ અમે બધા જ, જે પક્ષો કે જૂથોનું પ્રતિનિધિત્વ કરતા હોવાનું માનીએં છીએ તે પક્ષો કે જૂથોના ચૂંટાયેલા પ્રતિનિધિઓ નથી. અમને સરકારે નિયુક્ત કરીને અહીં બોલાવ્યા છે અને સર્વસંમત નિરાકરણ માટે જેમની ઉપસ્થિતિ સાવ અનિવાર્ય છે તેઓની ઉપસ્થિતિ અહીં દેખાતી નથી. વળી, તમે મને એમ કહેવાની પણ રજા આપશો કે, 'લઘુમતીઓ માટેની સમિતિ' બોલાવવાનો પણ આ યોગ્ય સમય નથી. આપણે શું પ્રાપ્ત કરવાનું છે તે અંગે આપણે કશુંય જાણતા નથી તે વાસ્તવિકતાની સમજનોય તેમાં અભાવ છે. જેમ અમને કહેવાયું છે કે કોમી ગૂંચનો સર્વસંમત ઉકેલ રજૂ કરવાની વર્તમાન પ્રતિનિધિમંડળની શકિત પર અમે માંગ્યું છે તે મળવાનો આધાર છે તેમ અમે માગીએ છીએ તે અમને મળવાનું જ છે તે અમે ચોક્કસપણે જાણતા હોત તો આને આવા અધમ ઝઘડામાં ફેંકી દેતાં અમે પચાસવાર ખચકાત. ઉકેલ તો સ્વરાજયના બંધારણનો તાજ બની શકે, તેનો પાયો નહિ - એટલા જ માટે કે પરદેશી સત્તાને કારણે અમારા મતભેદો જો વધ્યા નથી તો દઢ બન્યા છે તે વાત નિ:શંક. મને લગીરે શંકા નથી કે કોમી મતભેદોનો બરફ સ્વાતંત્ર્ય સૂર્યની ઉષ્ણતાથી ચોક્કસ ઓગળશે. "આથી, હું તે કહેવાનું સાહસ કરું છું કે 'લઘુમતીઓ માટેની સમિતિ' હંમેશ માટે મુલતવી રાખવી જોઈએ અને બંધારણના મૂળભૂત સિદ્ધાંતોને શક્ય તેટલો વહેલો આકાર આપવો જોઈએ. તે દરમ્યાન, કોમી પ્રશ્નો અંગેના સાચા ઉકેલ શોધવાનું અનૌપચારિક કાર્ય ચાલુ રહેશે અને ચાલુ રહેવું જોઈએ. શરત માત્ર એટલી કે બંધારણ ઘડતરની પ્રગતિને તે ન અટકાવે, તેને અવરોધરૂપ ન બનવા દેવું જોઈએ. તેના પરથી ધ્યાન ઉઠાવી લઈને ઘડતરના મુખ્ય અંગ પર તે કેન્દ્રિત કરવું જોઈએ."

'મારે સમિતિને તે નિર્દેશ ભાગ્યે જ કરવાનો હોય કે મારી નિષ્ફળતા તે સર્વસંમત ઉકેલ સાધવાની સઘળી આશાનું પૂર્ણવિરામ નથી જ. મારી નિષ્ફળતા

તે મારો સદંતર પરાજય નથી. આવો કોઈ શબ્દ શબ્દકોશમાં નથી. મારી કબુલાતનો અર્થ તો એ છે કે જે વિશિષ્ટ પ્રયત્નો માટે એક અઠવાડિયાની મેં છૂટ માગી હતી અને તમે તે ઉદારતાપૂર્વક આપી હતી તે વિશિષ્ટ પ્રયત્નની નિષ્ફળતા.'

'હું આ નિષ્ફળતાને સફળતાસિદ્ધિના સોપાન તરીકે ઉપયોગ કરવા માગું છું અને તમને સહુને તેમ કરવા મારું નિમંત્રણ છે. જયારે ગોળમેજી પરિષદના સઘળા પુરુષાર્થનો અંત આવે ને છતાંય બધાં જ પ્રયત્નો નિષ્ફળ જાય ત્યારે સૂચિત બંધારણમાં, બધા જ દાવાઓ તપાસે અને જે મુદ્દાઓ વણઉકલ્યા રહ્યા હોય તે અંગે પોતાનો અંતિમ નિર્ણય આપે તેવું ન્યાયપંચ નીમવાની કલમ ઉમેરવા હું સૂચન કરું છું.'

ત્યાર પછી થયેલી ચર્ચામાં, પ્રતિનિધિઓ સરકાર નિયુક્ત હતા અને પ્રજાનું પ્રતિનિધિત્વ કરતા નહોતા તેવા શ્રી ગાંધીના મુદ્દાને સહુએ રદિયો આપ્યો. મારી સ્થિતિ સ્પષ્ટ કરવા ઊભા થતાં મેં કહ્યું : 'વડાપ્રધાનશ્રી, ગઈકાલે રાતે, અનૌપચારિક' સમિતિને અંતે જયારે અમે છૂટા પડયા, જો કે નિષ્ફળતાની લાગણી સાથે છૂટા પડયા, ત્યારે ઓછામાં ઓછી એક સર્વસંમત સમજ સાથે છૂટા પડયા હતા કે આજે જયારે અહીં આપણે મળીએ ત્યારે આપણામાંના કોઈએ ગુસ્સે કરે તેવું કોઈ પ્રવચન કરવું નહિ કે તેવી કોઈ ટીકા કરવી નહિ. આ સમજભંગનો ગુનો શ્રી ગાંધી કરે છે તે મારે મન દુ:ખની વાત છે. મને ક્ષમા કરજો, મને બોલવાની તક મળવી જ જોઈએ. તેમને મન આ અનૌપચારિક સમિતિની નિષ્ફળતાનાં કયાં કારણો હતાં તે દર્શાવતાં તેમણે તેમના વકતવ્યનો પ્રારંભ કર્યો. હવે અનૌપચારિક સમિતિ સંમતિ સાધવામાં નિષ્ફળ ગઈ તે માટે કયાં કારણો જવાબદાર હતાં તે અંગે મારી પાસે મારાય અભિપ્રાય છે પણ તે કારણો હું અત્યારે ચર્ચવા નથી માગતો. શ્રી ગાંધીનું વકતવ્ય સાંભળ્યા પછી મને દુ:ખ તો એ થાય છે કે 'લઘુમતીઓ માટેની સમિતિ'ને હંમેશ માટે મુલતવી રાખવાની તેમની દલીલને વળગી રહેવાને બદલે જેઓ આ મેજની આસપાસ બેઠા છે તેવા વિવિધ કોમના પ્રતિનિધિઓ અંગે તેમણે કેટલાક પ્રત્યાઘાતો આરોપવાનો પ્રારંભ કર્યો. તેમણે કહ્યું કે પ્રતિનિધિઓ સરકાર નિયુક્ત છે અને

પોતાની જે કોમોનું તેઓ પ્રતિનિધિત્વ કરે છે તે કોમોનાં દષ્ટિબિંદુઓને રજૂ કરતા નથી. અમે સરકાર નિયુક્ત પ્રતિનિધિઓ છે તે આક્ષેપનો અમે ઈન્કાર કરી શકીએ નહિ પણ મારા વિશે તો હું એટલું કહી શકું કે ભારતના દલિતવર્ગોને તેમના પ્રતિનિધિઓ ચૂંટવાની તક આપવામાં આવી હોત તો મારું તો સ્થાન તેમાં હોત જ તે અંગે મને લેશ પણ શંકા નથી. આથી, મારે એ જ કહેવું છે કે હું નિયુક્ત સભ્ય હોઉં કે ન હોઉં હું મારી કોમના દાવા પૂર્ણપણે રજૂ કરું છું. આ અંગે કોઈ પણ વ્યક્તિ કોઈ પણ ગેરસમજમાં ન રાચે.

'મહાત્માનો સદા એ જ દાવો રહ્યો છે કે કોંગ્રેસ દલિતવર્ગોનાં હિત માટે પ્રયત્નશીલ છે અને કોંગ્રેસ જ દલિતવર્ગોની રજૂઆત મારા કે મારા સાથી કરતાં વધુ સારી રીતે કરે છે. આ દાવા અંગે મારે એટલું જ કહેવું છે કે બેજવાબદાર લોકો જે અનેક જૂઠા દાવાઓ કર્યા કરે છે તેમાંનો આ એક છે. અલબત્ત, જેમને માટે આ દાવાઓ છે તે લોકો તો તેનો ઈન્કાર કરે છે. મારી પાસે આ તાર છે. જે સ્થળની મુલાકાત મેં ક્યારેય લીધી નથી તે સ્થળેથી અને જેને મેં ક્યારેય જોયો નથી તે માણસ તરફથી તે મને હમણાં જ મળ્યો છે. તે કુમાઉ-આલ્મોરાના દલિત વર્ગોના સંઘના પ્રમુખ તરફથી છે. હું માનું છું કે આ સ્થળ સંયુક્ત પ્રાંતમાં આવ્યું છે.' તે તારમાં નીચેનો ઠરાવ છે -

"આ સભા દેશમાં અને દેશની બહાર ચાલી રહેલાં કોંગ્રેસના આંદોલનોમાં અવિશ્વાસ મૂકે છે અને કોંગ્રેસ કાર્યકર્તાઓએ અપનાવેલી નીતિરીતિને વખોડે છે."

મારે આગળ વાંચવાની જરૂર નથી. પણ હું આટલું કહી શકું છું (અને હું માનું છું કે શ્રી ગાંધી પોતાની સ્થિતિ તપાસી જોશે તો તેમને સત્યનો સાક્ષાત્કાર થશે.) કોંગ્રેસમાં કદાચ એવા લોકો પણ હશે જેમને દલિતવર્ગો પ્રત્યે સહાનુભૂતિ હશે પણ દલિતવર્ગો કોંગ્રેસમાં નથી. આ જ પ્રસ્તાવને હું પુરવાર કરવા માગું છું. મારે વિવાદના અન્ય મુદ્દાઓમાં પડવું નથી. મુખ્ય પ્રસ્તાવ બહારના તે મને લાગે છે. શ્રી ગાંધીએ મુખ્ય પ્રસ્તાવ એ મૂક્યો કે આ સમિતિ હંમેશ માટે મુલતવી રાખવી જોઈએ. આ પ્રસ્તાવ સંબંધે હું સર મહમદ શફીએ લીધેલા વલણ સાથે સંપૂર્ણ સહમત છું. હું તો આ પ્રસ્તાવને ક્યારેય સંમતિ

નહિ આપું. મને લાગે છે કે હવે માત્ર બે જ વિકલ્પો છે. ક્યાં તો 'લઘુમતીઓ માટેની સમિતિ'એ આ પ્રશ્નને ઉકેલવા મથતાં જ રહેવું જોઈએ અને કોઈક સંતોષજનક ઉકેલ લાવવાનો પ્રયત્ન કરવો જોઈએ. જો તે શક્ય હોય તો, અને જો તે શક્ય ન હોય તો બ્રિટિશ સરકારે તે પ્રશ્નનો ઉકેલ હાથ ધરવો જોઈએ. બ્રિટિશ સરકારમાં જવાબદારીની જે ભાવના હોય તેવી અને તેટલી જ જવાબદારીની ભાવના કદાચ ન હોય તેવા ત્રીજા પક્ષોની લવાદી પર તેને છોડી દેવા અમે સંમત ન થઈ શકીએ.

'વડાપ્રધાનશ્રી, મને એક વાત સ્પષ્ટ કરવાની રજા આપો. દલિતવર્ગો આતુર નથી, તેઓ બૂમ-બરાડા પાડનારાઓ નથી, બ્રિટિશ સરકારે હિંદના લોકોને તાત્કાલિક સત્તા સોંપણી કરવી જોઈએ તેવો દાવો કરવા તેમણે કોઈ આંદોલન આરંભ્યું નથી. અંગ્રેજ લોકો સામે તેમની કેટલીક ફરિયાદો છે અને અમારે મન આ ફરિયાદો તીવ્ર છે તે સ્પષ્ટ કરવા મેં પૂરતો અવાજ ઉઠાવ્યો છે. પણ હકીકતમાં પરિસ્થિતિ તો એ છે કે દલિતવર્ગો રાજકીય સત્તાની તબદિલીની કોઈ માગણી કરતા નથી.' તેમની પરિસ્થિતિને આમ જ મૂકી શકાય - અમે સત્તાની કોઈ તબદિલી માટે આતુર નથી. પણ જો સત્તાની તબદિલી અંગે માગણી કરવાના જે પરિબળો દેશમાં ઊભાં થયાં છે તેનો વિરોધ કરવા બ્રિટિશ સરકાર અસમર્થ હોય અને અમે જાણીએ છીએ કે તેમની વર્તમાન પરિસ્થિતિમાં દલિતવર્ગો તેનો વિરોધ નહિ કરી શકે - તો અમારી રજૂઆત તો એ જ છે કે જો તમે તબદિલી કરો તો તે તબદિલી એવી શરતો અને જોગવાઈઓને આધીન હોવી જોઈએ કે જેથી સત્તા કોઈ ચંડાળ ચોકડીના, અલ્પસત્તાક જૂથના કે લોકોના જૂથના હાથમાં પછી - ભલે તે મુસલમાન કે હિંદુ હોય - હાથમાં ન જાય અને સઘળી કોમો તેમના પ્રમાણાનુસાર તેમાં ભાગબટાઈ કરે. આ મંતવ્યને કારણે, મને સમજાતું જ નથી કે મારું અને મારી કોમનું સ્થાન ક્યાં છે તે જાણ્યા વિના હું ધ ફેડરલ સ્ટ્રક્ચર કમિટિની ચર્ચા - વિચારણામાં સહેજ પણ ગંભીરતાપૂર્વક ભાગ કેવી રીતે લઈ શકું.'

વડાપ્રધાનશ્રીએ સમાપન વક્તવ્ય આપતાં કહ્યું : -

'આપણે બરખાસ્ત થઈએ અને ફરી તમને એક સાથે બોલાવીશ. તે દરમ્યાન

મને જે ગમશે તે એ વાત કે જે મારી સામે બેઠા છે તે નાની લઘુમતીઓના પ્રતિનિધિઓ પણ પોતાના પ્રયત્નો કરે.'

'જો તમારી વચ્ચે કોઈ સર્વસંમત સંમતિ સધાય તો તેનો પ્રસાર કરવાનું મારું સૂચન છે. કોઈ પણ પ્રકારની સંમતિની આડે બ્રિટિશ સરકાર નહિ ઊભી રહે. આથી આવા હતાશાજનક લાગે તેવાં નિવેદનો સાંભળ્યા પછીય તમારા મનને હું આ ખાતરી આપવા માગું છું કે બ્રિટિશ સરકાર તો આગળ ધપવા જ માગે છે, બ્રિટિશ સરકાર ઈચ્છે છે કે તમે આગળ વધો. જો તમે લક્ષ્યે નહિ પહોંચી શકો તો બ્રિટિશ સરકાર તો તેનું પગલું લેશે જ કારણ કે અમારા પોતાના ખ્યાલો સાથે સુસંગત એવી હિંદ સરકાર બનાવવા, સ્વાતંત્ર્ય પ્રત્યે તે વધુને વધુ વિશાળ બનવા સમર્થ બને તેવી હિંદ સરકાર બનાવવા હિંદ સરકારમાં યોગ્ય સુધારા કરવા અમે કૃતસંકલ્પ છીએ. અમારે તે જ જોઈએ છીએ. આજે અહીં આવેલા પ્રતિનિધિઓને - સર્વકોમના પ્રતિનિધિઓને હું વિનંતી કરું છું કે - અમારા માર્ગ આડે ઊભા ન રહો; કારણ કે અત્યારે તે જ બની રહ્યું છે.'

૪

વડાપ્રધાનશ્રીના સૂચનનો અમલ કરવા કશીક સમજૂતી તેઓ સાધી શકે છે કે નહિ તેટલા માટે લઘુમતીઓ ભેગી મળી. તેમણે પ્રયત્ન કર્યો અને સમજૂતી સાધી 'લઘુમતીઓ માટેની સમિતિ'ની બીજી સભાની આગલી સાંજે વડાપ્રધાનશ્રી સમક્ષ રજૂ કરી. આ બીજી સભા ૧૯૩૧ની ૧૩મી નવેંબરે મળી હતી. પ્રારંભના ઉદ્‌બોધનમાં જ વડાપ્રધાનશ્રીએ કહ્યું :

'આથી, આરંભથી જ આ સમિતિનું કાર્ય સર્વોપરી હતું અને મને કહેતાં દિલગીરી થાય છે કે તમે અમને કોઈ સર્વસંમત યોજના આપવા અસમર્થ નીવડયા છો.'

'જો કે, ગઈકાલે રાતે હું મુસ્લિમો, દલિતવર્ગો, ભારતીય ખ્રિસ્તીઓનો એક વિભાગ, એંગ્લો-ઈન્ડિઅનો અને અંગ્રેજ કોમના પ્રતિનિધિ મંડળને મળ્યો. હું માનું છું કે આ સંપૂર્ણ જૂથ હતું. ઉમરાવ સભામાં આવેલા મારા ખંડમાં આવીને

તે મને ગઈકાલે રાતે એક દસ્તાવેજ સાથે મળ્યા જેમાં તેમણે પરસ્પર સાધેલી સમજૂતીનો સમાવેશ કરવામાં આવ્યો હતો. તે દસ્તાવેજ–મને આપતાં તેમણે જણાવ્યું કે બ્રિટિશ હિંદની વસ્તીના ૪૫% જેટલી વસ્તીને તે આવરી લે છે.'

"મને લાગે છે કે તેના પર વિચારણા કરવાનો સમય આપણી પાસે ન હોવાથી, શ્રેષ્ઠ વસ્તુ તો એ છે કે આપણે આ દસ્તાવેજને આ સમિતિના દફતરમાં અધિકૃત દસ્તાવેજ તરીકે સ્વીકારીએ અને તે માટે હું હિઝ હાઈનેસ ધ આગાખાનને વિનંતી કરું છું કે અનૌપચારિક રીતે તેઓ તે દસ્તાવેજ અહીં રજૂ કરે કે જેથી આપણા અધિકૃત દફતરમાં તેને નોંધી શકાય."

પછી, હિઝ હાઈનેસ ધ આગાખાને ઊભા થઈ કહ્યું :

વડાપ્રધાનશ્રી, મુસ્લિમો, દલિતવર્ગો, એંગ્લો-ઈન્ડિઅન લોકો, યુરોપીઅનો અને ભારતીય ખ્રિસ્તીઓના ખાસ મોટા એવા વિભાગ તરફથી હું આ દસ્તાવેજ અહીં રજૂ કરું છું. : આમ તો, ગોળમેજી પરિષદ અને ખાસ કરી 'લઘુમતીઓ માટેની સમિતિ'ને જેની સાથે સંબંધ છે તેવા આંતર કોમી પ્રશ્ન સંબંધી તેમની વચ્ચે સધાયેલી સમજૂતીનો તે દસ્તાવેજમાં સમાવેશ થયો છે. અમને એ સ્પષ્ટતા કરવાની ઈચ્છા છે કે આ મુશ્કેલ અને જટિલ પ્રશ્ન અંગે કાળજીભરી તથા ઉત્સુક વિચારણા પછી આ સમજૂતી સાધી શકાઈ છે અને તેનો સમગ્રપણે સ્વીકાર થવો જોઈએ. સમજૂતીના પ્રત્યેક વિભાગો પરસ્પરાવલંબી છે અને તે સમજૂતી સમગ્રરૂપે જ ટકશે કે તૂટી પડશે.

આ દસ્તાવેજ 'લઘુમતીઓનો કરાર' તરીકે જાણીતો છે. ત્યાર પછી જે સામાન્ય ચર્ચા થઈ તેમાં શ્રી ગાંધીના વક્તવ્યે નિશંક વધુમાં વધુ ધ્યાન ખેંચ્યું. શ્રી ગાંધી ક્રોધે ભરાયા હતા. 'લઘુમતીઓનો કરાર' ઘડવામાં જેણે જેણે ભાગ ભજવ્યો હતો તે પ્રત્યેક પર તેમણે વાકબાણ છોડયાં. અસ્પૃશ્યોનું અલગ રાજકીય અસ્તિત્વ સ્વીકારાયું હતું. તેનાથી તે ખાસ ગુસ્સે થયા હતા. શ્રી ગાંધીએ આમ કહ્યું :

'મે અગાઉ જે કહ્યું હતું તેનું જ હું પુનરાવર્તન કરીશ કે કોંગ્રેસ હિંદુઓ, મુસલમાનો અને શીખોને જે ઉકેલ માન્ય હશે તે જ ઉકેલ હંમેશા સ્વીકારશે. અન્ય કોઈ પણ લઘુમતીઓ માટેના વિશિષ્ટ મતદાર મંડળની કોંગ્રેસ પક્ષકાર

બનશે નહિ...... આ અસ્પૃશ્યો કહેવાતા લોકો વિશે એક વાત વધુ. અન્ય લઘુમતીઓએ પોતાના દાવા રજૂ કર્યા છે તે હું સમજી શકું છું પણ અસ્પૃશ્યો વતી રજૂ થયેલા દાવાઓ[1] તો 'ભાગલા પાડતો કાળ સહુથી વધુ નિષ્ઠુરમાં નિષ્ઠુર' છે તેની પ્રતીતિ કરાવે છે. ને અવૈધતાનું તેમનું શાશ્વતી લાંછન છે તેવો તેનો અર્થ થાય. હિંદના સ્વરાજયની પ્રાપ્તિ માટે ય હું અસ્પૃશ્યોનાં મહત્ત્વનાં હિત ન વેચું. અસ્પૃશ્યોના વિશાળ સમૂહનું પ્રતિનિધિત્વ હું કરું છું તેવો દાવો હું મારી જાત માટે કરું છું. અહીં હું માત્ર કોંગ્રેસ વતી નથી બોલતો પણ મારા ખુદના વતી બોલું છું અને હું દાવો કરું છું કે જો અસ્પૃશ્યોનો લોકમત લેવામાં આવે તો, તેમના મત લેવાય તો સૌથી વધુ મત મને મળશે અને હિંદના એક છેડેથી બીજે છેડે અસ્પૃશ્યોને તે કહેવાનું કામ કરીશ કે અલગ મતદાર મંડળો અને અલગ આરક્ષણ તે આ લાંછન દૂર કરવાનો સાચો માર્ગ નથી. તે લાંછન તે રૂઢિપરસ્ત હિંદુઓની શરમ છે, તેમની નહિ.'

'આ સમિતિ અને સમગ્ર વિશ્વ એ પણ જાણી લે કે આજે હિંદુ સુધારકોનું એક જૂથ અસ્પૃશ્યતાનું આ લાંછન નિવારવા પ્રતિબદ્ધ થયું છે. અમારે અમારા દફતરે અને વસ્તી ગણતરીમાં અસ્પૃશ્યોને અલગ વર્ગ લેખવામાં આવે તે નથી જોઈતું. શીખો શાશ્વતકાળ સુધી ભલે તેમ રહે, તે જ રીતે મુસલમાનો પણ અને તે જ રીતે યુરોપિઅનો પણ. શું અસ્પૃશ્યો શાશ્વતકાળ સુધી અસ્પૃશ્યો રહેશે ? હું તો આગળ વધીને એમ કહીશ કે જો અસ્પૃશ્યતા જીવશે તો હિંદુધર્મ મૃત્યુ પામશે. આથી, ડૉ. આંબેડકર પ્રત્યે સર્વ આદર સહિત, અસ્પૃશ્યોના ઉત્થાનની તેમની સઘળી ઈચ્છાઓ પ્રત્યેના આદર સહિત મારે અતિ વિનમ્રપણે કહેવું જોઈએ કે જે મહાન અન્યાય નીચે તેમણે પરિશ્રમ ઉઠાવ્યો છે તે કારણે અને તેમણે અનુભવેલા કટુ અનુભવોને કારણે અહીં કદાચ તેમની વિવેકબુદ્ધિ પર પળ ભર પડદો નંખાયો છે. આ કહેતાં હું આઘાત અનુભવું છું પણ જો હું આ ન કહું તો મને મારાં જીવન જેટલું જ જે પ્રિય છે તે અસ્પૃશ્યનાં હિતને હું બેવફા નીવડું. સમગ્ર વિશ્વના રાજયના બદલામાં પણ હું તેમનાં અધિકારોનો સોદો ન કરું. હું સંપૂર્ણ જવાબદારીના ભાન સાથે આ બોલું છું

૧ પરિશિષ્ટ ૩માં તે પુનમુદ્રિત થયો છે.

અને હું કહું છું કે હિંદના સઘળા અસ્પૃશ્યો વતી બોલવાની વાત કરતા ડૉ. આંબેડકરે પ્રસ્તુત કરેલો દાવો યોગ્ય દાવો નથી. તેનાથી હિંદ ધર્મમાં ભાગલા પડશે અને કોઈ પણ પ્રકારના સંતોષથી તેવી પ્રતીક્ષા કરવી મારે માટે અશક્ય છે. જો અસ્પૃશ્યો ઈચ્છે તો તેઓ મુસ્લિમ કે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરે તેમાં મને વાંધો નથી. હું તે સહી શકીશ પણ ગામડાંઓમાં જ્યારે બે ભાગલા પડે ત્યારે હિંદુ ધર્મને નસીબે શું લખાયું હશે તે કદાચ હું સહન નહિ કરી શકું. જેઓ અસ્પૃશ્યોના અલગ રાજકીય અધિકારોની વાત કરે છે તે તેમના હિંદને જાણતા નથી, હિંદની આજની સમાજ રચનાને જાણતા નથી. આથી મારામાં રહેલા સમગ્ર જુસ્સા સાથે એમ કહેવા માગું છું કે આનો વિરોધ કરનાર હું એકલો હઈશ તોય જિંદગીને ભોગે તે વિરોધ કરીશ.'

'લઘુમતીઓ માટેની સમિતિ'ને હંમેશ માટે બરખાસ્ત કરતાં પહેલાં કોઈ સર્વ સંમત ઉકેલ પ્રાપ્ત થવાની કોઈ આશા નથી તેવું જાણીને અધ્યક્ષે પ્રતિનિધિઓને સૂચન કર્યું. તેમણે કહ્યું :

'તમે, તમારામાંની એકેએક વ્યક્તિ, સમિતિનો એકેએક સભ્ય આ કોમી પ્રશ્નની સમજૂતી કરવાની મને વિનંતી કરતા પત્ર પર સહી કરશો અને મારા નિર્ણયને સ્વીકારવા માટે તમારી જાતને પ્રતિબધ્ધ કરશો ? મને લાગે છે કે તે એક સારો પ્રસ્તાવ છે. મારે કોઈ એક વર્ગ કે કોઈ એક વ્યક્તિની જરૂર છે. આ કોમી પ્રશ્ન અંગે નિર્ણય - અરે, અસ્થાયી નિર્ણય આપવાની મને વિનંતી કરતા નિવેદન પર આ સમિતિના સભ્યો સહી કરશે અને એટલું કહેશે કે તેઓ તેની સાથે સંમત થશે ? મારે અત્યારે તેની જરૂર નથી. પણ તમે તે નિવેદન પર તમારા નામ મૂકી, જે કૈં નિર્ણય આવે તે તમે સ્વીકારશો અને નવું બંધારણ ઘડવાની પ્રક્રિયામાં તમારી સર્વ શક્તિ અનુસાર તે પ્રમાણે કરશો તેવી ખાતરી સાથે તે મને આપશો ? મેં અનેક વર્ગો પાસે અરે, વ્યક્તિઓ પાસે સમયે સમયે આવી માગણી કરી છે અને મને તે મળ્યું નથી. આથી પરિસ્થિતિ સરળ બનશે. પણ તે વાત જવા દો. કૃપયા - મેં પ્રારંભમાં આ સભામાં કહ્યું હતું તે યાદ રાખો. મેં કહ્યું હતું કે, પોતાના વચનો પૂરા કરવામાં અને બંધારણ ઘડવામાં આ કોમી મતભેદો અવરોધ ઊભો કરશે તે સરકાર

સાંખી નહિ લે. એટલે અત્યારે કોમી મતભેદોનું જે મહત્ત્વ છે તેનાથી સવિશેષ મહત્ત્વ તેને ન આપો.'

૫

આમ, કોમી પ્રશ્નનો ઉકેલ આણવાના 'લઘુમતીઓ માટેની સમિતિ'ના પ્રયત્નો નિષ્ફળ ગયા.સમિતિમાંની ચર્ચાએ અસ્પૃશ્યો પ્રત્યેના શ્રી ગાંધીના વલણને વધુ સ્પષ્ટ કર્યું. દરેકને લાગ્યું કે શ્રી ગાંધી અસ્પૃશ્યોનાં વધુમાં વધુ કૃતનિશ્ચયી દુશ્મન છે. અસ્પૃશ્યોના પ્રશ્ન પર શ્રી ગાંધીએ તેમનાં શક્તિ અને ધ્યાન એટલાં તો કેન્દ્રિત કર્યાં કે શ્રી ગાંધીનો ગોળમેજી પરિષદમાં ઉપસ્થિત રહેવાનો મુખ્ય ઉદ્દેશ અસ્પૃશ્યોના દાવાઓનો વિરોધ કરવાનો હતો તેવું કહેવાય તો તેમાં લગીરે ખોટું નથી.

શ્રી ગાંધીના જે મિત્રો હતા તે પણ અસ્પૃશ્યોની માગણી પ્રત્યેના શ્રી ગાંધીના વલણને ન સમજી શક્યા. મુસ્લિમો અને શીખોના દાવાઓનો સ્વીકાર કરવો અને અસ્પૃશ્યો પૂરતો તેનો ઈન્કાર કરવો તેનું તેમને આશ્ચર્ય થયું અને તેમણે મુંઝવણ પણ અનુભવી. જયારે જયારે તેમણે તે અંગે સ્પષ્ટતા પૂછી ત્યારે શ્રી ગાંધીએ ગુસ્સે થવા સિવાય બીજું કંઈ ના કર્યું. અસ્પૃશ્યો પ્રત્યેના તેમના વિરોધનો તર્કબદ્ધ અને સુસંગત બચાવ શ્રી ગાંધી ખુદ જ નહોતા કરી શકતા. ગોળમેજી પરિષદમાં તેમનો બચાવ એ હતો કે અસ્પૃશ્યોનો પ્રશ્ન હિંદુઓએ ગંભીરતાથી હાથ ધર્યો છે એટલે તેમને રાજકીય સંરક્ષણ આપવાનું કોઈ કારણ નથી. ગોળમેજી પરિષદની બહાર તેમણે સાવ જુદાં જ કારણો આપ્યાં. પોતાના મુદ્દાના બચાવમાં તેમણે કહ્યું :

'મુસ્લિમો અને શીખો સુસંગઠિત છે. અસ્પૃશ્યો નથી. તેમનામાં રાજકીય સભાનતા નહિવત્ છે અને તેમની સાથે એવું ભયંકર વર્તન થાય છે કે હું તેમનાથી જ તેમનું રક્ષણ કરવા માગું છું. જો તેમને અલગ મતદાર મંડળો આપવામાં આવે તો રૂઢિચુસ્ત હિંદુઓનાં ગઢ જેવાં ગામડાંઓમાં તેમની દશા બૂરી થશે. વર્ષોથી અસ્પૃશ્યોની ઉપેક્ષા કરવા બદલ પ્રાયશ્ચિત તો કરવાનું છે. ઉચ્ચવર્ણના હિંદુઓએ આ પ્રાયશ્ચિત્ત સક્રિય સામાજિક સુધારાઓથી અને અસ્પૃશ્યોનાં જીવનને સેવા દ્વારા વધુ સહ્ય બનાવીને જ કરી શકાય, નહિ કે

તેમને માટે અલગ મતદાર મંડળો માગીને. તેમને અલગ મતદાર મંડળો આપીને તમે 'અસ્પૃશ્યો' અને રૂઢિચુસ્ત હિન્દુઓ વચ્ચે કુસંપનું બીજ રોપશો. તમારે સમજી લેવું જોઈએ કે મુસ્લિમો અને શીખોના વિશિષ્ટ પ્રતિનિધિત્વના પ્રસ્તાવનો પણ હું એક અનિવાર્ય દૂષણ તરીકે સ્વીકાર કરું છું. 'અસ્પૃશ્યો' માટે તો તે એક નક્કર ભય હશે. મને ખાતરી છે કે અસ્પૃશ્યો માટે અલગ મતદાર મંડળનો પ્રશ્ન તે સરકારની આધુનિક ઊપજ છે. અનિવાર્યતા તો એક જ વસ્તુની છે અને તે કે તેમનાં નામ મતદાર યાદીમાં મૂકવાં અને બંધારણમાં તેમને મૂળભૂત અધિકારો આપવા. જો તેમના પ્રત્યે અન્યાયી વર્તાવ કરવામાં આવે અને તેમનું પ્રતિનિધિત્વ જાણી જોઈને બાકાત રાખવામાં આવે તો તેમને ખાસ મતદાર ન્યાયપંચ પાસે જવાનો અધિકાર હશે જે તેમને સંપૂર્ણ રક્ષણ આપશે. આ ન્યાયપંચોને ચૂંટાયેલા ઉમેદવારને બરતરફ કરવાનો અને બાકાત રખાયેલી વ્યક્તિની ચૂંટણી કરવાનો હુકમ આપવા અધિકાર હશે.'

'અસ્પૃશ્યો માટે અલગ મતદારમંડળો' તેમને શાશ્વત બંધનની ખાતરી આપશે. અલગ મતદારમંડળો મેળવીને મુસલમાનો મુસલમાન નહિ મટી જાય. તમે એમ ઈચ્છો છો કે અસ્પૃશ્યો સદાને માટે અસ્પૃશ્યો જ રહે ? ખેર, અલગ મતદાર મંડળો આ કલંકને કાયમી બનાવશે. અનિવાર્યતા તો છે આ અસ્પૃશ્યતાને મિટાવી દેવાની અને જ્યારે તમે તે કરશો ત્યારે 'ઉદ્ધત' ઉચ્ચ વર્ગે 'પછાત વર્ગ' પર લાદેલું આ અવૈધતાનું લાંછન વિનાશ પામશે. યુરોપનો ઈતિહાસ જૂઓ. તમારે ત્યાં કામદાર વર્ગ કે સ્ત્રીઓ માટે ત્યાં અલગ મતદાર મંડળો છે ? પુખ્ત મતાધિકાર અપાતાં જ તમે અસ્પૃશ્યોને સંપૂર્ણ સલામતી આપો છો. રૂઢિચુસ્તોને પણ મત માગવા તેમની પાસે જવું પડશે.

'હવે તમે પૂછો છો કે તેમના પ્રતિનિધિ ડૉ. આંબેડકર તેમને માટે અલગ મતદાર મંડળોનો આગ્રહ શા માટે રાખે છે ? મને ડૉ. આંબેડકર માટે અત્યાદર છે. તેમને કટુ થવાનો સૌથી વધુ અધિકાર છે. તે આપણાં માથાં નથી ભાંગતાં તે જ તેમને પક્ષે મોટો સંયમ છે. તેમના મનમાં આજે શંકાએ એવું તો ઘર ઘાલ્યું છે કે તેમને બીજું કશું જ દેખાતું નથી. પ્રત્યેક હિંદુમાં તે 'અસ્પૃશ્યોના' કૃતનિશ્ચયી દુશ્મનનું દર્શન કરે છે અને તે સાવ સ્વભાવિક છે. દક્ષિણ આફ્રિકામાં

મારા પ્રારંભના દિવસોમાં મેં આવો જ અનુભવ કર્યો હતો. જ્યારે હું જ્યાં જ્યાં જતો ત્યારે યુરોપિયનો મારી પાછળ પડયા હતા ત્યારે તેમનો ગુસ્સો તે પ્રગટ કરે તે સાવ સ્વાભાવિક છે. પણ આ જે અલગ મતદારમંડળો તે માંગે છે તેનાથી તેમને સામાજિક સુધારો પ્રાપ્ત નહિ થાય. તે કદાચ સત્તા અને હોદ્દાના સિંહાસને બિરાજશે. પણ 'અસ્પૃશ્યો'નું કશું ભલું નહિ થાય. અસ્પૃશ્યો સાથે રહીને અને આટલાં વર્ષો સુધી તેમનાં સુખદુ:ખની ભાગ બટાઈ કરીને હું આ અધિકારપૂર્વક કહી શકું છું.'

ગોળમેજી પરિષદમાં માત્ર પ્રચારથી શ્રી ગાંધીને સંતોષ ન થયો. જ્યારે તેમણે જોયું કે તેમની અપેક્ષા પ્રમાણે પ્રચાર સફળ નથી થતો ત્યારે તેમણે કાવતરાં કરવા માંડયા. શ્રી ગાંધીએ સાંભળ્યું કે વડાપ્રધાનશ્રીના સૂચનથી લઘુમતીઓ સમજૂતી સાધવામાં જ છે અને તે સમજૂતીને અન્ય લઘુમતીઓનો, ખાસ તો મુસ્લિમોનો ટેકો પ્રાપ્ત થવાનો છે ત્યારે શ્રી ગાંધી સારા એવા અસ્વસ્થ બન્યા. તેમણે અસ્પૃશ્યોને એકલા પાડી દેવાની યોજના ઘડી. આ માટે, મુસલમાનોની જે ચૌદ માગણીઓ સાથે પ્રારંભમાં તે સંમત થતા નહોતા તે ચૌદેય માગણીઓ સ્વીકારીને શ્રી ગાંધીએ મુસલમાનો સાથે સોદો કરવાની યોજના કરી. જ્યારે તેમણે જોયું કે મુસલમાનો અસ્પૃશ્યોને તેમનો ટેકો આપી રહ્યા છે ત્યારે તેઓ અસ્પૃશ્યોને પોતાનો ટેકો પાછો ખેંચે તે શરતે શ્રી ગાંધી તેમની ચૌદેય માગણીઓ સાથે સંમત થયા.

## 'ગાંધી - મુસ્લિમ ઠરાવનો મુસદ્દો[1]
## ગોળમેજી પરિષદનું મુસ્લિમ પ્રતિનિધિ મંડળ'[2]

ટેલિફોન : વિક્ટોરિયા ૨૩૬૦.

તાર : 'કોર્ટલાઈક' લંડન.

ક્વીન્સ હાઉસ,
૫૭, સર જેમ્સ કોર્ટ,
બકીંગહામ ગેઈટ,
લંડન, એસ. ડબલ્યુ.૧.
૬, ઓક્ટોબર, ૧૯૩૧.

ગઈકાલે રાતે દસ વાગ્યે શ્રી ગાંધી તથા મુસ્લિમ પ્રતિનિધિમંડળ વચ્ચે નીચેની દરખાસ્તો ચર્ચાઈ હતી. તે બે વિભાગમાં વહેંચાયેલી છે. પોતાના અધિકારોના સંરક્ષણ માટે મુસ્લિમોએ કરેલી દરખાસ્તો અને કોંગ્રેસની નીતિ અંગે શ્રી ગાંધીએ મૂકેલી દરખાસ્તો, શ્રી ગાંધીની સંમતિ પ્રાપ્ત કર્યા પછી અહીં અપાઈ છે અને મુસ્લિમ પ્રતિનિધિમંડળ સમક્ષ તે તેમના અભિપ્રાય માટે રજૂ કરાઈ છે.

### મુસ્લિમ દરખાસ્તો :

૧. પંજાબ અને બંગાળમાં મુસલમાનોની માત્ર એક ટકા જેટલી નજીવી બહુમતી છે. પરંતુ ત્યાં સમગ્ર ગૃહના સંયુક્ત મતદાર મંડળોથી તથા ૫૧%ના આરક્ષણથી ચૂંટણી થવી જોઈએ કે નહિ તે પ્રશ્ન અંગે નવું બંધારણ ઘડાય તે પૂર્વે મુસલમાન મતદારોનો અભિપ્રાય જાણવો અને તેમનો ચુકાદો સ્વીકારવો.

૨. અન્ય પ્રાંતોમાં જ્યાં મુસલમાનો લઘુમતીમાં છે ત્યાં તેમને અત્યારે અપાતું મહત્ત્વ ચાલુ રહેવું જોઈએ. પરંતુ સંયુક્ત મતદાર મંડળોમાં બેઠકો આરક્ષિત રાખવી કે તેમને અલગ મતદારમંડળો આપવાં તે પ્રશ્ન અંગે નવું

૧ આ દસ્તાવેજ મેં મારા પુસ્તક 'થૉટ્સ ઓન પાકિસ્તાન'માં પરિશિષ્ટ રૂપે ૧૯૩૯માં પ્રગટ કર્યો હતો. ત્યારે પહેલી જ વાર તે પ્રગટ થયો હતો. તેની સચ્ચાઈ વિશે ક્યારેય પ્રશ્ન ઉદ્‌ભવ્યો નહોતો. ગોળમેજી પરિષદમાં આવેલા એક હિંદુ પ્રતિનિધિ પાસેથી તે મેં મેળવ્યો હતો. મુસ્લિમ લીગ પાસેથી તેનું આ રહસ્ય પ્રાપ્ત કરવાનો તેને વિશેષાધિકાર મળ્યો હતો.

૨ આથી પ્રતીતિ થાય છે કે મુસ્લિમ લીગના પ્રતિનિધિ મંડળની લેખન સાહિત્ય સામગ્રી પર આ દસ્તાવેજ ટાઈપ કરવામાં આવ્યો હતો.

બંધારણ ઘડાય તે પૂર્વે મુસલમાન મતદારો લોકમત દ્વારા નિર્ણય લે અને તેમનો ચુકાદો સ્વીકારવો.

૩. કેન્દ્રિય ધારાસભાઓમાં મુસલમાનોનું પ્રતિનિધિત્વ બ્રિટિશ હિન્દના પ્રતિનિધિઓની કુલ સંખ્યાના ૨૬% જેટલું હોવું જોઈએ અને દેશી રાજ્યોને જે બેઠકો અપાય તેમાંથી ઓછામાં ઓછો ૭% જેટલો જથ્થો પરંપરાગત રીતે મુસલમાનોને મળવો જોઈએ. ટૂંકમાં, સમગ્ર ગૃહની સંખ્યાને ગણનામાં લેતાં તેનું ૧/૩ જેટલું પ્રમાણ તેમને મળવું જોઈએ.

૪. અવશિષ્ટ રહી ગયેલી સત્તાઓ પર બ્રિટિશ હિંદના સમવાયી પ્રાંતોની સત્તા હોવી જોઈએ.

૫. વળી, નીચે પ્રમાણેના મુદ્દાઓ અંગે સંમતિ સધાઈ છે.

૧. સિંધ.[૧]

૨. વાયવ્ય સરહદી પ્રાંત.[૨]

૩. સેવાઓ.[૩]

૪. પ્રધાનમંડળ.[૪]

૫. મૂળભૂત અધિકારો તથા ધર્મ અને સંસ્કૃતિનું સંરક્ષણ.

૬. કોઈ પણ કોમને અસરકર્તા કાયદા સામે સંરક્ષણ.

**શ્રી ગાંધીની દરખાસ્તો :**

૧. પુખ્ત મતાધિકારના ધોરણે મતાધિકાર હોવો જોઈએ.

**૨. શીખ અને હિંદુ લઘુમતીઓ સિવાય બીજી કોઈ પણ કોમને વિશિષ્ટ આરક્ષણ આપવું ન જોઈએ.**

**૩. કોંગ્રેસની માગણીઓ -**

(અ) સંપૂર્ણ સ્વાતંત્ર્ય.

૧ સિંધને અલગ પ્રાંત તરીકે છૂટો પાડવા અંગે.
૨ વાયવ્ય સરહદી પ્રાંતને પ્રાંતીય સ્વરાજ્ય અને જવાબદાર સરકાર આપવા અંગે.
૩ નોકરીઓમાં પ્રતિનિધિત્વ આપવા અંગે.
૪ પ્રધાનમંડળમાં પ્રતિનિધિત્વ આપવા અંગે.

(બ) સત્વરે જ સંરક્ષણ પર સંપૂર્ણ અંકુશ.

(ક) વિદેશ વ્યવહારો પર સંપૂર્ણ અંકુશ.

(ડ) અર્થતંત્ર પર સંપૂર્ણ અંકુશ.

(ઇ) સ્વતંત્ર ન્યાયતંત્ર દ્વારા જાહેર દેવાં તથા અન્ય ઋણો અંગે જાંચ તપાસ.

(ઈ) ભાગીદારીના કિસ્સાની જેમ કોઇ પણ પક્ષ દ્વારા તેમાંથી છૂટા થવાનો અધિકાર.

તે સાચું છે કે આ સંમતિના મુસદ્દામાં અસ્પૃશ્યોનો ઉલ્લેખ થયો નથી. પણ મુસલમાનોએ શીખો સિવાય અન્ય કોઈ પણ લઘુમતીને ટેકો ન આપવો તે વાત પુરવાર કરે છે કે તેમણે અસ્પૃશ્યોને પણ ટેકો ન આપવો. આ તરકીબમાં શ્રી ગાંધી નિષ્ફળ જવાના હતા ને ગયા. પોતાના સંરક્ષણ માટે માગણી કરવા નીકળેલા મુસલમાનો અસ્પૃશ્યોની માગણીઓ સામે સંઘર્ષ ન કરી શક્યા, તેનો વિરોધ ન કરી શક્યા. અસ્પૃશ્યોને દમવાના તેમના આવેશમાં શ્રી ગાંધીએ તેમની વિવેકબુદ્ધિ એવી તો ખોઈ નાંખી કે કયાં સાધન સારાં અને કયાં ગંદા તે વચ્ચે ભેદ પણ ન પાડી શક્યા. પોતાનું વચન પાળવાની ખેવના પણ શ્રી ગાંધીએ ન કરી. 'લઘુમતીઓ માટેની સમિતિ'માં શ્રી ગાંધીએ કહ્યું હતું કે જો સમિતિ અસ્પૃશ્યોનો અલગ ઘટક તરીકેનો દાવો સ્વીકારવા સંમત થાય તો તે તેમ કરવા મુક્ત હતી. તેનો અર્થ એ કે તેઓ બહુમતીના નિર્ણયનું પાલન કરશે. પણ જયારે તેમણે જાણ્યું કે અન્ય લઘુમતીઓ અસ્પૃશ્યોને સમર્થન આપવા સંમત થઈ છે ત્યારે અસ્પૃશ્યો સામે મુસલમાનોને ટકરાવવા કોંગ્રેસ, હિંદુ મહાસભા તથા સાઈમન કમિશને પણ નહિ અપનાવેલા મુસલમાનોના ચૌદ મુદ્દાઓ સ્વીકારવા મુસલમાનોનો સંપર્ક સાધતા પણ તે ખચકાયા નહિ. જાહેર અભિપ્રાયમા અને જાહેર નૈતિકતાનો તિરસ્કાર કરવા પણ શ્રી ગાંધી તૈયાર હતા. તોપણ તેમની આ શેતાની તરકીબ તૂટી પડી કારણ કે તેમાં સહભાગી થઈને પોતાને અપમાનિત કરવાનો મુસલમાનોએ ઈન્કાર કર્યો. ગોળમેજી પરિષદનું બીજું અધિવેશન જયારે બરખાસ્ત થયું ત્યારે 'લઘુમતીઓ માટેની સમિતિ'ના પ્રતિનિધિઓએ તેમને આ કોમી પ્રશ્ન અંગે લવાદી કરવાની તથા તે અંગે પોતાનો નિર્ણય આપવાની સત્તા આપતો સહી કરેલો વિનંતીપત્ર

આપવાનો વડાપ્રધાનશ્રીનો પ્રસ્તાવ સ્વીકાર્યો. શ્રી ગાંધી સહિત અનેક અન્ય પ્રતિનિધિઓએ આ કર્યું.[૧] પ્રતિનિધિઓ માટે હવે હિંદ આવ્યા સિવાય અને વડાપ્રધાનશ્રીના નિર્ણયની પ્રતીક્ષા કર્યા સિવાય તથા તેમને કુલમુખત્યાર લવાદ બનાવ્યા હોવાથી હોંશથી તેને સ્વીકાર્યા સિવાય છૂટકો જ નહોતો.

૬

વડાપ્રધાનશ્રીએ શો નિર્ણય આપ્યો તે કહીને મારા કથનને આગળ લંબાવું તે પહેલાં 'મતાધિકાર સમિતિ'ના સભ્ય તરીકે મને જે વિચિત્ર પરિસ્થિતિનો અનુભવ થયો તે મારે વર્ણવવી જોઈએ. ગોળમેજી પરિષદનું બીજું અધિવેશન સમાપ્ત થતાં જ સમિતિએ તપાસેલા નવા બંધારણના મતાધિકારના પ્રશ્નને હાથ ધરવું વડાપ્રધાનશ્રીને યોગ્ય લાગ્યું. તદનુસાર ૧૯૩૧ના ડીસેમ્બરમાં તેમણે લોર્ડ લોધીઅનની અધ્યક્ષતામાં એક સમિતિ નીમી. અધ્યક્ષશ્રીને વડાપ્રધાનશ્રીએ લખેલા પત્રના શબ્દોમાં જ કહીએ તો તેનું મુખ્ય કાર્ય તો મતાધિકારની એવી પદ્ધતિ યોજવા અંગે હતું કે જેથી,

"જે ધારાસભાઓને જવાબદારી સોંપાવાની છે તે વસ્તીના આમ સમૂહના પ્રતિનિધિત્વયુક્ત હોવી જોઈએ અને કોમના કોઈ મહત્ત્વના વિભાગને તેની જરૂરિયાતો અને તેના અભિપ્રાયો વ્યક્ત કરવાનો અભાવ ન સાલવો જોઈએ."

૧૯૩૨ના જાન્યુઆરીના પ્રારંભમાં આ સમિતિએ પોતાનું કાર્ય પ્રારંભ્યું. પોતાના કાર્યમાં સમિતિએ પ્રાંતીય સરકારો અને મતાધિકારના હેતુ માટે જ પ્રાંતે પ્રાંતે બિન અધિકારીઓની રચાયેલી પ્રાંતીય મતાધિકાર સમિતિઓની સહાય લીધી. સમિતિએ પ્રશ્નોત્તરીઓ મોકલી. પ્રાંતીય સરકારો, પ્રાંતીય મતાધિકાર સમિતિઓ અને વ્યક્તિઓએ તેના ઉત્તરો આપ્યા. એકેએક પ્રાંતીય મતાધિકાર સમિતિ સાથે બેસીને સમિતિએ સાક્ષીઓની ઊલટ તપાસ પણ કરી. પ્રાંતીય સરકારો અને પ્રાંતીય સમિતિઓએ પોતાના અહેવાલ અલગ અલગ રીતે સમિતિને મોકલી આપ્યા. પોતાના નિર્ણય પર આવતાં પહેલાં સમિતિએ પ્રાંતીય સરકારો તથા પ્રાંતીય સમિતિઓ સાથે ચર્ચાઓ કરી. લોધીઅન સમિતિને સુપરત

૧ મેં આવી કોઈ લિખિત માગણી નહોતી કરી. હું માનતો હતો કે અસ્પૃશ્યોની માગણીઓ એટલી તો યોગ્ય છે કે તેને માટે કોઈ લવાદીની જરૂર નથી.

થયેલા આ સામાન્ય કાર્ય ઉપરાંત વડાપ્રધાનશ્રીએ તેને એક વિશિષ્ટ કાર્ય પણ સોંપ્યું હતું. તેને અસ્પૃશ્યોની રાજકીય માગણીઓ સાથે સંબંધ હતો. અધ્યક્ષને સૂચના આપતા પોતાના પત્રમાં વડાપ્રધાનશ્રીએ તેનો નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો:

'પરિષદમાં વિવિધ સંદર્ભે થયેલી ચર્ચાઓ પરથી એટલું તો સ્પષ્ટ થાય છે કે નવા બંધારણે દલિતવર્ગોના પ્રતિનિધિત્વ માટે પર્યાપ્ત જોગવાઈઓ કરવી જોઈએ અને નિયુક્તિ દ્વારા પ્રતિનિધિત્વ આપવાની રીત હવે યોગ્ય મનાતી નથી. તમે જાણો તો છો જ કે દલિત વર્ગો માટે અલગ મતદારમંડળોની પદ્ધતિ અખત્યાર કરવી કે નહિ તે અંગે મતભેદો પ્રવર્તે છે. તમે સૂચવો તે મતાધિકારની સામાન્ય સીમામાં દલિતવર્ગોને સામાન્ય મતદારમંડળોમાં મતાધિકારનું કેટલું પ્રમાણ મળશે તે દર્શાવીને આ પ્રશ્નના નિર્ણયમાં તમારી સમિતિનું સંશોધન પ્રદાન કરવાનું છે. પરિણામરૂપ બીજી બાજૂ, દલિતવર્ગો માટે સામાન્ય તથા સર્વત્ર અથવા જે પ્રાંતોની વસ્તીમાં તેમનું સ્પષ્ટ અને અલગ ઘટક તરી આવે છે. ત્યાં અલગ મતદાર મંડળો રચવાનો નિર્ણય લેવો કે કેમ તે અંગે મતાધિકાર અંગેના પ્રશ્નની તમારી સમિતિની સામાન્ય તપાસ તમારી સામે એવી હકીકતો પૂરી પાડશે કે જે દલિતવર્ગો માટે અલગ પ્રતિનિધિત્વની રીત શોધવાની સગવડ પૂરી પાડશે.'

આ સૂચનાનો અમલ કરવા માટે, સમિતિની તે જવાબદારી બની ગઈ કે તે બ્રિટિશ હિંદમાં અસ્પૃશ્યોની કુલ વસ્તીની સંખ્યા અંગે કોઈક નિર્ણય પર આવે.

અસ્પૃશ્યોની વસ્તી કેટલી છે તે પ્રશ્ન અંગે મળેલા ઉત્તરો કોઈને પણ આઘાત પમાડવા પૂરતા હતા. તેમના પ્રાંતમાં અસ્પૃશ્યોની સંખ્યા અતિશય નાની હતી તેવું કહેતાં એક પછી એક સાક્ષીઓ આવ્યા. અસ્પૃશ્યોની સંખ્યા છે જ નહિ તેવું કહેનારા સાક્ષીઓની પણ કમી નહોતી !! સત્યની અવગણના કરીને પણ અસ્પૃશ્યોના અસ્તિત્વને ઈન્કારનારા અથવા તેમની સંખ્યા અતિક્ષુલ્લક છે તેવું સોગંદપૂર્વક જણાવતા હિંદુ સાક્ષીઓને જોવા તે એક અતિ અદ્‌ભૂત દૃશ્ય હતું. પ્રાંતીય મતાધિકાર સમિતિઓના સભ્યો પણ આ યોજનામાં સામેલ

હતા. લોધીઅન સમિતિના કેટલાક હિંદુ સભ્યો પણ આવી રમત રમવામાં હિસ્સેદાર હતા તે કથન પણ વિચિત્ર લાગશે. અસ્પૃશ્યોની હસ્તી જ સાવ મિટાવી દેવાની અથવા તો તેમની સંખ્યા લગભગ નહિવત્ બતાવવાની આ હિલચાલ કેટલાક પ્રાંતોમાં તો જોરશોરથી ચાલતી હતી. હિંદુઓ સત્યને ટૂંકું કરવામાં અરે, તેનો નાશ કરવામાં કેટલા કુશળ હતા તેની પ્રતીતિ નીચેના આંકડાઓ પરથી મળી આવશે. સંયુક્ત પ્રાંતોમાં, ૧૯૩૧માં જનસંખ્યા કમિશ્નરે અસ્પૃશ્યોની વસ્તીની સંખ્યા લગભગ ૧૨૬ લાખની આપી હતી, પ્રાંતીય સરકારે ૬૮ લાખની આપી હતી. પણ પ્રાંતીય મતાધિકાર સમિતિએ તો માત્ર ૬ લાખની જ આપી. બંગાળમાં જનસંખ્યા ગણતરીએ આપેલી સંખ્યા હતી ૧૦૩ લાખ, પ્રાંતીય સરકારે તે ૧૧૨ લાખ આંકી હતી પણ પ્રાંતીય મતાધિકાર સમિતિએ તે માત્ર ૭ લાખની જ બતાવી.

ગોળમેજી પરિષદ પહેલાં અસ્પૃશ્યોની નિશ્ચિત્ત વસ્તી કેટલી છે તે અંગે કોઈ હિંદુએ માથાઝીક કરી નહોતી અને વસ્તી ગણતરીની સંખ્યાએ અસ્પૃશ્યોની વસ્તીની કુલ સંખ્યા ૭ થી ૮ કરોડની આપી હતી તે ચોકસાઈથી સંતોષ માન્યો હતો. પણ જયારે લોધીઅન સમિતિએ આ પ્રશ્ન હાથ ધર્યા ત્યારે હિંદુઓએ એકાએક આ સંખ્યાને કેમ પડકારી ? ઉત્તર સાવ સરળ છે. લોધીઅન સમિતિની નિયુક્તિ પહેલાં અસ્પૃશ્યોની વસ્તીની કશી કીંમત નહોતી. પણ ગોળમેજી પરિષદ પછી હિંદુઓએ જાણી લીધું હતું કે અસ્પૃશ્યો પ્રતિનિધિત્વમાં તેમનો અલગ હિસ્સો માગે છે અને આ હિસ્સો ભૂતકાળમાં હિંદુઓ જે જથ્થો આનંદતા હતા તેમાંથી આપવાનો હતો અને આ હિસ્સાનું કદ અસ્પૃશ્યોની વસ્તીના પ્રમાણમાં નક્કી થવાનું હતું. હિંદુઓને સમજાઈ ગયું હતું કે અસ્પૃશ્યોની હયાતીનો સ્વીકાર તેમનાં હિતને નુકસાનકારક છે. સત્ય અને શિષ્ટાચારનું બલિદાન આપવામાં તેમને વાંધો નહોતો અને એટલે તેમણે સલામતમાં સલામત માર્ગ અપનાવવાનો નિર્ધાર કર્યો એટલે કે હિંદમાં અસ્પૃશ્યોની હયાતીનો ઈન્કાર કરવો અને તે રીતે અસ્પૃશ્યોની રાજકીય માગણીઓને મૂળથી જ છેદીને કોઈ દલીલ માટે અવકાશ ન રહેવા દેવો આ દર્શાવે છે કે પોતાના નર્યા સ્વાર્થ માટે

હિંદુઓ અસ્પૃશ્યો સામે કેવું ઠંડું, ગણતરીબાજ કપટ કરી શકે છે અને તેમને પ્રત્યક્ષપણે નહિ તો પરોક્ષરૂપે કેવી હાનિ પહોંચાડી શકે છે !

૭

હવે પાછા મૂળ વાત પર. જ્યાં ભક્તો નહોતા પણ ટીકાકારો હતા તેવી ગોળમેજી પરિષદથી કંટાળી જઈ હિંદ આવનારાઓમાં શ્રી ગાંધી સહુ પ્રથમ હતા. રોમના કોઈ અખબારી પ્રતિનિધિને આપેલી મુલાકાતમાં તેમણે સત્યાગ્રહનું આંદોલન ફરી શરૂ કરવાની ધમકી આપી હતી તેવા તેમણે કરેલા નિવેદનને આધારે હિંદની ભૂમિ પર પગ મૂકતાં વેંત જ શ્રી ગાંધીની ધરપકડ કરી તેમને જેલમાં પુરવામાં આવ્યા. જેલમાં પણ સ્વરાજ્ય નહિ પણ અસ્પૃશ્યો તેમના મગજમાં રમતા હતા. તેમને ભય હતો કે પોતાની જિંદગીને ભોગે પણ તે વિરોધ કરશે તેવી ધમકી આપ્યા છતાંય, એકમાત્ર લવાદને નાતે વડાપ્રધાન ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યો માટે રજૂ થયેલા દાવાઓનો સ્વીકાર કરશે. વડાપ્રધાન કશોક નિર્ણય આપે તેના લાંબા સમય પહેલાં શ્રી ગાંધીએ સર સેમ્યુઅલ હોર, જે તત્કાલીન હિંદી વજીર હતા તેમને પત્ર લખ્યો અને તે પત્રમાં અસ્પૃશ્યોના દાવાઓ સામેના પોતાના વિરોધની સ્મૃતિ તાજી કરાવી. પત્ર અક્ષરશઃ નીચે પ્રમાણે છે.

વહાલા સર સેમ્યુઅલ,

તમને કદાચ યાદ હશે કે ગોળમેજી પરિષદમાંના મારા વક્તવ્યના અંતમાં-જ્યારે લઘુમતીઓના દાવાઓ રજૂ થયા ત્યારે જ મેં કહ્યું હતું કે દલિતવર્ગો માટેના અલગ મતદાર મંડળોના સ્વીકારનો હું મારી જિંદગીને ભોગે પણ વિરોધ કરીશ. આ માત્ર પળના કોઈ આવેશમાં કહેવાયું નહોતું કે નહોતું કહેવાયું વાક્છટારૂપે. તે એક ગંભીર નિવેદન હતું. મારા તે નિવેદનના અનુસંધાનમાં, હિંદ પાછા ફરીને દલિતવર્ગો માટેના અલગ મતદાર મંડળો વિરુદ્ધ કોઈ પણ ભોગે લોકમત જાગૃત કરવાની મેં આશા રાખી હતી. પણ તે ફળીભૂત ન થઈ.

મને વાંચવા અપાતાં છાપાં પરથી હું જોઉં છું કે નામદાર સરકાર કોઈ પણ ક્ષણે તેનો નિર્ણય જાહેર કરે. પહેલાં તો મને એ વિચાર આવ્યો કે જો અલગ મતદાર મંડળ રચવાનો નિર્ણય લેવાય તો મારે મારી પ્રતિજ્ઞાને અનુરૂપ

અનિવાર્ય પગલાં લેવાનો વિચાર કરવો. પણ મને લાગે છે કે અગાઉથી જાણ કર્યા વિના હું કંઈ પણ કરું તે બ્રિટિશ સરકારને અન્યાયકર્તા છે. ખરેખર મારા નિવેદનને તેઓ કોઈ પણ મહત્ત્વ ન આપી શકયા.'

'દલિતવર્ગો માટેના અલગ મતદાર મંડળોની રચના સામેના મારા સઘળા વિરોધનું પુનરાવર્તન કરવાની જરૂરિયાત મને ભાગ્યે જ દેખાય છે. મને લાગે છે કે હું તેઓમાંનો જ એક છું. તેમની સ્થિતિનો આધાર અન્ય સહુની સ્થિતિ કરતાં સાવ જુદો જ છે. ધારાસભાઓમાં તેમના પ્રતિનિધિત્વનો હું વિરોધ નથી કરતો. બીજાઓ માટે મતદાર તરીકેની યોગ્યતાની કસોટી વધુ સખત ભલે હોય પણ તેમનામાંની પુખ્ત વ્યકિતઓનું - સ્ત્રીઓ તથા પુરુષોનું - નામ ભણતર કે મિલકતની યોગ્યતાને ધ્યાનમાં લીધા સિવાય મતદાર તરીકે દફતરે નોંધાયેલું રહેવું જ જોઈએ તેવા મતનો હું છું. પણ મારું તે દૃઢ મંતવ્ય છે કે નર્યા રાજકીય દૃષ્ટિબિંદુએ તે ગમે તેવું હોય તો પણ અલગ મતદારમંડળ તેમને અને હિંદુઓને હાનિકારક છે. અલગ મતદારમંડળની રચના તેમને કેટલી હાનિ પહોંચાડશે તે જાણવા તો તેઓ ઉચ્ચવર્ણના હિંદુઓમાં કેવા વહેંચાઈ ગયા છે અને તેમના પર જ તે કેટલા પરાવલંબી છે તે કોકે જાણવું રહ્યું : જયાં સુધી હિંદુ ધર્મને લાગે વળગે છે ત્યાં સુધી અલગ મતદારમંડળો તેનું વિચ્છેદન કરશે, તેના ચૂરેચૂરા કરશે.'

'મારે મન તો આ વર્ગનો પ્રશ્ન મુખ્યત્વે નૈતિક અને ધાર્મિક છે. તેનું રાજકીય પાસું મહત્ત્વનું છે પણ નૈતિક અને ધાર્મિક પાસાંની તુલનામાં તે સાવ ક્ષુલ્લક બની જાય છે.'

"આ વર્ગોની સ્થિતિમાં મને મારા બાળપણથી જ રસ હતો અને તેમને માટે મેં એકથીયે વધુવાર મારું સઘળું હોડમાં મૂકયું છે. તે યાદ કરીનેય તમારે આ વિષય અંગેની મારી લાગણીઓ મૂલવવી રહી. મારે માટે કોઈ અભિમાન લેવા હું આ નથી કહેતો કારણ કે હું માનું છું કે સદીઓથી હિંદુઓએ દલિતવર્ગોની જે ગણતરીપૂર્વકની દુર્દશા કરી છે. તે હિંદુઓએ કરેલા કોઈ પણ પ્રાયશ્ચિત્ત દ્વારા ભરપાઈ થવાની નથી.'

'પણ હું જાણું છું કે જે કચડી નાંખતા માનભંગ નીચે તેઓ કણસતાં રહ્યા

છે તેનું અલગ મતદારમંડળ નથી પ્રાયશ્ચિત કે નથી કોઈ ઈલાજ. આથી, હું નામદાર સરકારને સાદર જણાવી દઉં છું કે દલિતવર્ગો માટે અલગ મતદાર મંડળની રચનાનો જો નિર્ણય લેવાશે તો હું આમરણાંત ઉપવાસ ઉપર ઊતરીશ.

"જયારે હું કેદી છું ત્યારે મારું આવું પગલું નામદાર સરકારને ગંભીર મૂંઝવણમાં મૂકશે તે હકીકતથી હું દુ:ખસહ વાકેફ છું અને મારા જેવો માણસ આવી રીતે, જેને તેઓ અતિ બદતર નહીં તો પાગલ તો માનશે, તેવી રીતે રાજકીય ક્ષેત્રે દખલ કરે તેને બીજા અનેક લોકો અતિશય અયોગ્ય માનશે. આના બચાવમાં હું એટલું જ કહી શકું કે વિચારપૂર્વક લીધેલું આ પગલું તે કોઈ રીત નથી પણ મારા જીવનનો એક અંશ છે. તે મારા અંતરાત્માનો અવાજ છે જેને હું અવગણી ન શકું. ભલે પછી, મારી બુદ્ધીમત્તા અંગે જે કંઈ પ્રતિષ્ઠા હું ધરાવતો હોઉં તેનોય ભોગ આપવો પડે. જયાં સુધી હું અત્યારે જોઈ શકું છું ત્યાં સુધી કેદમાંથી મારો છૂટકારો મારા આ અનશનના પવિત્ર કર્તવ્યને લગીરે ઓછું આવશ્યક નહિ બનાવે. હું આશા રાખું છું કે મારો સઘળો ભય સાવ ગેરવાજબી છે અને દલિત વર્ગો માટે અલગ મતદાર મંડળ રચવાનો બ્રિટિશ સરકારનો કોઈ પણ ઈરાદો નથી."

હિંદી વજીર તરફથી શ્રી ગાંધીને નીચેનો ઉત્તર પાઠવવામાં આવ્યો હતો.

વ્હાલા શ્રી ગાંધી,

ઈન્ડિઆ ઓફિસ,
વ્હાઈટ હોલ,
૧૩, એપ્રિલ, ૧૯૩૨.

૧૧, માર્ચના તમારા પત્રના અનુસંધાનમાં હું આ પત્ર લખું છું અને હું સત્વરે કહું છું કે દલિતવર્ગો માટેના અલગ મતદાર મંડળોના પ્રશ્ન અંગેની તમારી લાગણીનું બળ હું સંપૂર્ણપણે સમજું છું. હું તમને માત્ર એટલું જ કહી શકું કે કોઈ પણ મુદ્દાની એકમાત્ર ગુણવત્તાને ધારણે જ જે અનિવાર્ય હશે તે જ નિર્ણય આપવાનો અમારો ઈરાદો છે. લોર્ડ લોધીઅનની સમિતિએ તેનો પ્રવાસ હજી પૂરો નથી કર્યો અને તે જે કૈં તારણો પર આવી હોય તે અમને મળતાં થોડાંક અઠવાડિયાં લાગશે. જયારે અમને તે અહેવાલ મળશે ત્યારે તેની

સૂચનાઓ પર અમારે ગંભીર વિચારણા કરવી પડશે અને તે સમિતિએ વ્યક્ત કરેલાં દૃષ્ટિબિંદુઓ ઉપરાંત તમે અને તમારી જેમ વિચારતાં લોકોએ ભારપૂર્વક વ્યક્ત કરેલાં દૃષ્ટિબિંદુઓને લક્ષ્યમાં લીધા સિવાય અમે કોઈ પણ પ્રકારનો નિર્ણય આપીશું નહિ. મને ખાતરી છે કે અમારી જગ્યાએ તમે હોત તો અમે લેવા ધારીએ છીએ તેવું જ પગલું તમે ભર્યું હોત. તમે સમિતિના અહેવાલને આવવા દેશો, તમે તેના પર સંપૂર્ણ પૂરેપૂરી વિચારણા કરશો અને અંતિમ નિર્ણય પર આવતાં પહેલાં આ વિવાદની બંને બાજૂ અંગે દર્શાવેલાં મંતવ્યોને તમે લક્ષમાં લેશો. આનાથી હું વિશેષ કશું કહી ન શકું. સાચે જ, હું નથી માનતો કે હું કૈં વિશેષ કહું એવી તમે અપેક્ષા રાખતા હો.

આ ચેતવણી આપ્યા પછી, આમરણાંત ઉપવાસની તેમની ધમકીનું પુનરાવર્તન બ્રિટિશ સરકારને પંગુ બનાવવા અને અસ્પૃશ્ય માટેના વિશિષ્ટ પ્રતિનિધિત્વ અંગેનો દાવો સ્વીકાર કરતાં તેમને અટકાવવા પૂરતું છે તેમ માનીને શ્રી ગાંધી આ વાત અંગે નિશ્ચિંત બન્યા. ૧૯૩૨ની ૧૭મી ઑગસ્ટે કોમી પ્રશ્ન અંગે વડાપ્રધાનનો નિર્ણય જાહેર કરાયો. તે નિર્ણયનો અસ્પૃશ્યોને સંબંધકર્તા ખંડ નીચે ઉતાર્યો છે :

## નામદાર સરકારનો કોમી પ્રશ્ન અંગે નિર્ણય, ૧૯૩૨

૧. ગઈ તા. પહેલી ડીસેમ્બરે, ગોળમેજી પરિષદના બીજા અધિવેશનને અંતે નામદાર સરકાર વતી વડાપ્રધાને જે નિવેદન કર્યું હતું અને જેને ત્યાર પછી તરત જ પાર્લામેન્ટના બંને ગૃહોએ સ્વીકાર્યું હતું તેમાં સ્પષ્ટ કરાયું હતું કે પરિષદ જેનો ઉકેલ લાવવામાં નિષ્ફળ નીવડી છે તે કોમી પ્રશ્નનો સર્વસંમત ઉકેલ લાવવામાં હિંદની સઘળી કોમો નિષ્ફળ જાય તો તેટલાં જ કારણે હિંદનો બંધારણીય વિકાસ નિષ્ફળ ન જવા દેવા નામદાર સરકાર કૃત સંકલ્પ છે અને તેથી કામચલાઉ યોજના ઘડીને અને તે દ્વારા તેનો અમલ કરીને તેઓ આ અવરોધને દૂર કરશે.

૨. ગઈ તા. ૧૯મી માર્ચે નામદાર સરકારને માહિતી આપવામાં આવી કે સમજૂતી સાધવામાં કોમોને મળતી સતત નિષ્ફળતા નવું બંધારણ ઘડવાની યોજનાઓની પ્રગતિને રુંધે છે અને તેમાં જણાવાયું કે ઊભા થતાં મુશ્કેલ અને

વિવાદાસ્પદ પ્રશ્નોની સાવધતાપૂર્વક ફેર ચકાસણીમાં તેઓ ખૂંપ્યા છે. તેમને હવે ખાતરી થઈ ચૂકી છે કે નવા બંધારણમાં લઘુમતીઓની સ્થિતિ સંબંધી પ્રશ્નોનાં ઓછામાં ઓછા કેટલાંક પાસાં અંગે નિર્ણય લીધા સિવાય બંધારણ ઘડવાની દિશામાં કોઈ પ્રગતિ સાધી શકાશે નહિ.

૩. તદનુસાર, નામદાર સરકારે નિર્ણય કર્યો છે કે પાર્લામેન્ટ સમક્ષ થોડા જ સમયમાં રજૂ થનાર હિંદના બંધારણ સંબંધી દરખાસ્તોમાં નીચે આપેલી યોજનાને અમલી બનાવવા તેઓ કેટલીક જોગવાઈઓનો સમાવેશ કરશે. બ્રિટિશ હિંદની કોમોને પ્રાંતીય ધારાસભાઓમાં પ્રતિનિધિત્વ આપવા કરાયેલી વ્યવસ્થાઓ અને નીચે આપેલી કંડિકાક્રમ ૨૦ને કારણે કેન્દ્રની ધારાસભાઓનું પ્રતિનિધિત્વ જે મુલતવી રખાયેલું તે પ્રતિનિધિત્વ આપવાની વિચારણાના હેતુસર જ આ યોજનાનું ક્ષેત્ર સીમિત રહેશે. યોજનાઓનું ક્ષેત્ર સીમિત રાખવામાં બંધારણની રચનામાં લઘુમતીઓના અતિ મહત્ત્વના અન્ય પ્રશ્નોનો અનિવાર્ય સંખ્યા નિર્ણય મેળવવાની નિષ્ફળતા રહી નથી, પણ આ નિર્ણય એ જ આશાએ લેવામાં આવ્યો છે કે એક વાર પ્રતિનિધિત્વનાં પ્રમાણ તથા રીત અંગે જાહેરાત થઈ જતાં, જેમની અનિવાર્ય તેવી યોગ્ય તપાસ થઈ નથી તેવા અન્ય કોમી પ્રશ્નો અંગે કામચલાઉ સમજૂતી સાધવાનું જે તે કોમોને પોતાને જ શક્ય લાગે.

૪. નામદાર સરકાર પોતાને વિષેની સમજને અતિ સ્પષ્ટ કરવા ઈચ્છે છે અને તે એ કે આ નિર્ણયની પુનર્વિચારણા અંગે પ્રારંભાએલી કોઈ પણ વાટાઘાટોના તેઓ પક્ષ બની શકશે નહિ અને અસરકર્તા સર્વપક્ષો દ્વારા જેને સમર્થન પ્રાપ્ત ન થયું હોય તેવા સુધારા તેમાં કરવાના કોઈ પણ પ્રતિનિધિત્વની વિચારણા કરવા તૈયાર થશે નહિ. પણ જો કે સર્વસંમત સમજૂતી સાનંદ આવતી હશે તો તેને માટે દ્વાર બંધ ન કરવા તેઓ અતિ ઉત્સુક છે. એટલે જ નવો હિંદ સરકારનો કાયદો કાયદા સ્વરૂપે પસાર થઈ જાય તે પહેલાં જો તેમને સંતોષ થાય કે સંબંધિત કોમોએ વ્યવહારુ વૈકલ્પિક યોજના - ભલે તે પછી એક કે વધુ ગવર્નર શાસિત પ્રાંતો અંગે હોય અથવા તો સમગ્ર બ્રિટિશ હિંદ અંગે હોય - અંગે પારસ્પરિક સમજૂતી સાધી છે તો અત્યારે કરેલી જોગવાઈઓને બદલે તે વિકલ્પોને મૂકવાની પાર્લામેન્ટને સૂચના કરવા તેઓ તૈયાર છે.

૫. * * *

૬. * * *

૭. * * *

૮. * * *

૯. મતાધિકાર માટે યોગ્યતા ધરાવતા 'દલિતવર્ગો'ના સભ્યો સામાન્ય મતદાર મંડળમાં મત આપશે. માત્ર આ જ રીતે, ખાસ્સા સમય સુધી આ વર્ગોને ધારાસભામાં સહેજ પણ પૂરતું પ્રતિનિધિત્વ મળવાની શક્યતા ન હોવાથી, કોઠામાં દર્શાવ્યા મુજબ તેમને વિશિષ્ટ બેઠકોની સંખ્યા આપવામાં આવશે. આ બેઠકો વિશિષ્ટ મતદાર મંડળમાંની ચૂંટણી દ્વારા ભરાશે. જેમાં 'દલિતવર્ગો'ના મતાધિકાર યોગ્ય મતદારને જ મત આપવા દેવાશે. ઉપર કહ્યું તેમ આવાં વિશિષ્ટ મતદાર મંડળમાં મત આપતો કોઈ પણ મતદાર સામાન્ય મતદાર મંડળમાં પણ મત આપી શકશે. એવું સ્વીકારવામાં આવ્યું છે કે આવાં મતદાર મંડળો જ્યાં દલિતવર્ગો અસંખ્ય છે તેવા પસંદ કરેલા વિસ્તારોમાં જ સ્થાપવાં અને મદ્રાસ પ્રાંતના અપવાદ સિવાય, સમગ્ર પ્રાંતને આવાં મતદાર મંડળો આવરી લેતાં હોવાં ન જોઈએ.

બંગાળમાં એ શક્ય છે કે કેટલાંક સામાન્ય મતદાર મંડળોમાં બહુમતી મતદારો દલિતવર્ગના હોવાના. તદનુસાર, બીજું સંશોધન ન થાય ત્યાં સુધી, તે પ્રાંતમાં દલિતવર્ગોનાં વિશિષ્ટ મતદાર મંડળોમાંથી ચૂંટાનારા સભ્યોની સંખ્યા નિશ્ચિત કરવામાં આવી નથી. એવું ઈચ્છવામાં આવે છે કે બંગાળ ધારાસભામાં દલિતવર્ગોને દસ જેટલી બેઠકો મળવી જોઈએ, તેનાથી ઓછી નહિ.

પ્રત્યેક પ્રાંત માટે કયા લોકો (જો સરખી જ મતાધિકાર યોગ્યતા ધરાવતા હોય) દલિતવર્ગો માટેનાં વિશિષ્ટ મતદાર મંડળોમાં મતાધિકાર ધરાવે તેની સ્પષ્ટ વ્યાખ્યા કરવામાં આવી નથી. 'મતાધિકાર માટેની સમિતિ'ના અહેવાલે સમર્થન કરેલા સામાન્ય સિદ્ધાંતો પર જ તેને કાયદાનું સ્વરૂપ અપાશે. છતાંય, ઉત્તર હિંદના કેટલાક પ્રાંતોમાં સુધારાઓ અનિવાર્ય બનશે. ત્યાં અસ્પૃશ્યતા અંગેના સામાન્ય માપદંડોનું અમલીકરણ એ તે પ્રાંતોની વિશિષ્ટ સ્થિતિને કારણે કંઈક અંશે અયોગ્ય ચોક્કસતામાં કદાચ પરિણમે.

નામદાર સરકાર એમ માનતી નથી કે દલિતવર્ગો માટેના આ વિશિષ્ટ મતદાર મંડળો નિશ્ચિત સમય કરતાં વધારે સમય માટે રાખવાં પડે. તેઓ ધારે છે કે બંધારણ એવી જોગવાઈ કરશે કે જો ૬ઠ્ઠી કંડિકામાં દર્શાવેલ મતદાર મંડળની સામાન્ય સત્તાઓ નીચે તે અગાઉ નાબૂદ નહિ થયાં હોય તો વીસ વર્ષ પછી તેમનો અંત આવશે.

૮

શ્રી ગાંધીએ જોયું કે કશુંક પરિણામ લાવવામાં તેમની ધમકી નિષ્ફળ ગઈ છે. વડાપ્રધાનને લવાદ તરીકે કામ કરવાની સત્તા આપતા વિનંતીપત્રમાં સહી કરનાર વ્યક્તિ પોતે પણ એક હતા તેની તો તેમણે દરકાર જ ન કરી. તે ભૂલી ગયા કે સહી કરનાર વ્યક્તિ તરીકે તે આ ચુકાદો સ્વીકારવા બંધાયેલા છે. વડાપ્રધાને જે કર્યું તે ન કર્યું કરવાનો તેમણે પ્રારંભ કર્યો. સૌ પ્રથમ તો તેમણે કોમી ચુકાદાની શરતો સુધરાવવાનો પ્રયત્ન કર્યો. તદનુસાર, તેમણે વડાપ્રધાનને નીચેનો પત્ર લખ્યો -

યરવડા સેન્ટ્રલ પ્રિઝન
૧૮, ઑગસ્ટ, ૧૯૩૨.

પ્રિય મિત્ર,

'દલિતવર્ગોના પ્રતિનિધિત્વના પ્રશ્ન પરનો મારો ૧૧મી માર્ચનો પત્ર સર સેમ્યુઅલ હોરે તમને અને પ્રધાનમંડળને બતાવ્યો જ હશે તેમાં કોઈ શંકા નથી. તે પત્રને આ પત્રનું એક અંગ ગણવામાં આવે અને આની સાથે જ તેને વાંચવામાં આવે.'

'બ્રિટિશ સરકારનો, લઘુમતીઓના પ્રતિનિધિત્વ અંગેનો નિર્ણય મેં વાંચ્યો અને તેના અંગે ચિંતન કર્યું. સર સેમ્યુઅલ હોરને લખેલા મારા પત્રના અનુસંધાનમાં તથા સેન્ટ જેમ્સ પેલેસ ખાતે, ૧૯૩૧ની ૧૩મી નવેમ્બરે ભરાયેલી ગોળમેજી પરિષદની 'લઘુમતીઓ માટેની સમિતિ'માં કરેલી મારી જાહેરાતના અનુસંધાનમાં મારે મારી જિંદગીને ભોગે પણ તમારા નિર્ણયને પડકારવો પડશે. તે માટે મારે માટે તો માત્ર એક જ રસ્તો છે. હું શાશ્વત આમરણાંત ઉપવાસ પર ઊતરું, માત્ર મીઠું અને સોડા સહિતનું કે વિનાનું પાણી જ લઉં - અન્નનો

દાણો નહિ. આ ઉપવાસનો અંત ત્યારે જ આવે કે આ ઉપવાસ દરમ્યાન બ્રિટિશ સરકાર, પોતાની અંતર સ્ફુરણાથી અથવા તો જાહેર જનઅભિપ્રાયના દબાણને વશ થઈ તેમના નિર્ણયને સુધારે અને દલિતવર્ગો માટેના કોમી મતદાર મંડળોની તેમની યોજના પાછી ખેંચે. તેમના પ્રતિનિધિઓ સર્વ સામાન્ય મતદાર મંડળમાંથી જ સામાન્ય મતાધિકાર નીચે ચૂંટાય. - ભલે તે મતાધિકાર ગમે તેટલો વ્યાપક હોય.'

"સૂચિત ઉપવાસનો આરંભ સામાન્ય ક્રમમાં તો આવતા સપ્ટેમ્બરની ૨૦મીની બપોરથી થશે સિવાય કે ઉપર સૂચવ્યા મુજબ આ નિર્ણયને ફેરવવામાં આવે."

'હું મારા આ પત્રનું લખાણ તમને કેબલ દ્વારા પાઠવવાનું અહીંના સત્તા મંડળને કહું છું કે જેથી તમને જાણકારી માટે પૂરતો સમય મળે. છતાંય, ધીમામાં ધીમી ગતિએ આ પત્ર પહોંચે તોય હું તમને પૂરતો સમય આપું છું.'

મારો આ પત્ર અને જેનો ઉલ્લેખ કર્યો છે તે સર સેમ્યુઅલ હોરને લખેલો પત્ર વહેલામાં વહેલી તકે પ્રકાશિત કરવામાં આવે તેવી મારી વિનંતી છે. મારે પક્ષે તો જેલના કાયદાઓ મેં સાવધતાપૂર્વક પાળ્યા છે અને આ બે પત્રોમાંની વિગતો કે તેમાં વ્યક્ત કરાયેલી ઈચ્છાની વાત મારા બે સાથીઓ સરદાર વલ્લભભાઈ પટેલ તથા શ્રી મહાદેવ દેસાઈ સિવાય કોઈનેય કરી નથી. પણ તમે જો સહાય કરો તો હું ઈચ્છું છું કે મારા આ બંને પત્રો દ્વારા જાહેર અભિપ્રાય કેળવાય અને એટલે જ તેના પ્રકાશન અંગે મારી વિનંતી.

'મેં જે નિર્ણય લીધો છે તેનું મને દુ:ખ છે. પણ જે ધર્મ હું પાળું છું તે ધર્મની વ્યક્તિ તરીકે મારે માટે બીજો કોઈ માર્ગ ખુલ્લો રહ્યો નથી. સર સેમ્યુઅલ હોરને લખેલા મારા પત્રમાં મેં જણાવ્યું છે તેમ જો નામદાર સરકાર તેમની મુંઝવણમાંથી છૂટવા મને મુક્ત કરે તોય મારા ઉપવાસ ચાલુ રહેશે અને ગૌરવભર્યા કોઈ પણ માર્ગ સિવાય અન્ય કોઈ પણ માર્ગ મારા છૂટકારા માટે મેળવવાની મારી ઈચ્છા નથી.

'સંભવ છે કે મારો નિર્ણય વિકૃત હોય અને દલિતવર્ગો માટેનાં અલગ મતદાર મંડળો તેમને કે હિંદુધર્મને હાનિકારક છે તેમ માનવામાં હું ભૂલ કરતો

હોઉં. જો તેમ હોય તો મારી જિંદગીની વિચારધારા અંગેના અન્ય પાસામાં પણ મારો ખોટા હોવાનો સંભવ ખરો. તેવા કિસ્સામાં ઉપવાસ દ્વારા મારું મૃત્યુ સત્વરે જ મારી ભૂલનું પ્રાયશ્ચિત બનશે અને મારા ડહાપણ પર બાળક જેવી શ્રદ્ધા ધરાવતાં અસંખ્ય પુરુષો અને સ્ત્રીઓ પરનો બોજ તે ઉઠાવી લેશે અને જો મારો નિર્ણય સાચો હશે, અને તે સાચો જ છે તે અંગે મને લગીરે શંકા નથી. તો આ વિચારેલું પગલું મેં પચ્ચીસ વર્ષથીયે વધુ સમયથી જિંદગીને જે ધ્યેયપૂર્વક - અને તેય તે સારી તેવી સફળતા પામીને જીવતો આવ્યો છું તે ધ્યેયને પૂર્ણ કરવા યોગ્ય નીવડશે."

સદાનો તમારો
વફાદાર મિત્ર,
એમ. કે. ગાંધી.

વડાપ્રધાને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો : -

૧૦, ડાઉનીંગ સ્ટ્રીટ,
૮, સપ્ટેમ્બર, ૧૯૩૨.

વ્હાલા શ્રી ગાંધી,

મને તમારો પત્ર મળ્યો. મેં આશ્ચર્ય અનુભવ્યું અને મને કહેવા દો કે સાચી દુ:ખની લાગણી પણ અનુભવી. દલિતવર્ગો સંદર્ભે નામદાર સરકારના નિર્ણયમાં શું સૂચિત છે તે અંગેની ગેરસમજ નીચે તમે તે પત્ર લખ્યો છે તેમ માન્યા વગર હું રહી શકતો નથી. હિંદુ કોમથી દલિતવર્ગોને કાયમ માટે વિચ્છિન્ન કરવામાં આવે તે સામે તમારો અડગ વિરોધ હતો. તે અમે હંમેશ જાણતા જ હતા. ગોળમેજી પરિષદમાં તમે તમારી સ્થિતિ વધુ સ્પષ્ટ કરી હતી અને ૧૧મી માર્ચે સર સેમ્યુઅલ હોરને લખેલા પત્રમાં તમે ફરી તમારી તે લાગણી વ્યક્ત કરી. અમને એ પણ ખબર હતી કે તેમાંનાં મંતવ્યોને હિંદુઓના મોટા સમૂહના અભિપ્રાયનું સમર્થન છે અને તેથી જ, દલિતવર્ગો માટેના પ્રતિનિધિત્વના પ્રશ્ન અંગે નિર્ણય લેતાં તેની અમે અતિ કાળજીપૂર્વક નોંધ લીધી હતી.

'દલિતવર્ગોની સંસ્થાઓ તરફથી અમને મળેલી વિનંતીઓને તથા સામાન્યત: સ્વીકૃત જે સામાજિક અક્ષમતા નીચે તેઓ શ્રમ કરી રહ્યા છે, જેનો તમે પણ

સ્વીકાર કર્યો છે તેને ખ્યાલમાં રાખીને ધારાસભાઓમાં તેમને ન્યાય્ય પ્રમાણમાં પ્રતિનિધિત્વ પ્રાપ્ત કરવાનો દલિતવર્ગોનો અધિકાર હોવો જોઈએ. તેવી અમારી માન્યતાનું સંરક્ષણ કરવાનું અમારું કર્તવ્ય અમારે બજાવવું જ જોઈએ તેમ અમને લાગ્યું. સાથેસાથે, હિંદુઓથી તે કોમ વિચ્છિન્ન થઈ જાય તેવું કશુંય ન કરવા માટે અમે એટલા જ સાવધ રહ્યા હતા. ૧૧મી માર્ચના પત્રમાં તમે પોતે જ જણાવ્યું છે કે ધારાસભાઓમાં તેમના પ્રતિનિધિત્વ અંગે તમને વિરોધ નથી.

'સરકારી યોજના પ્રમાણે દલિતવર્ગો હિંદુ કોમના અંશ જ રહેશે અને હિંદુ મતદાર મંડળ સાથે સમાન અધિકારે જ મત આપશે પણ પહેલાં વીસ વર્ષ માટે, હિંદુ કોમના મતદારમંડળના અંગ રહેવા છતાંય, અલગ મતદારમંડળોની સીમિત સંખ્યા દ્વારા તેમના અધિકારો તથા હિત સંરક્ષણના ઉપાયો તેઓ પ્રાપ્ત કરશે. જે વર્તમાન પરિસ્થિતિમાં અનિવાર્ય છે તેની ખાતરી અમને થઈ ચૂકી છે.'

'જ્યાં આવાં મતદારમંડળો ઊભાં કરાશે ત્યાં દલિતવર્ગોના લોકોને હિંદુઓના સામાન્ય મતદાર મંડળોમાંથી તેમના મતાધિકારથી વંચિત નહિ રાખવામાં આવે પણ તેમનું હિંદુ ધર્મનુ સભ્યપદ અક્ષુણ રહે તે માટે તેમને બે મતોનો હક મળશે.'

'તમે જેને દલિતવર્ગો માટેનું કોમી મતદાર મંડળ કહો છો તેવા મતદાર મંડળની રચનાનો વિરોધ કરવાનો અમે સભાનપણે નિર્ણય કર્યો છે અને તેથી જ દલિતવર્ગોના સહુ મતદારોને સામાન્ય અથવા હિંદુ મતદાર મંડળોમાં સમાવી લીધા છે કે જેથી ચૂંટણી સમયે ઉચ્ચ વર્ણના ઉમેદવારને તેમના મત માગવાની વિનંતી કરવી પડે અથવા નો દલિતવર્ગના ઉમેદવારને ઉચ્ચ વર્ણના મત માગવાની વિનંતી કરવી પડે. આમ સર્વ રીતે હિંદુ સમાજની એકતા જળવાઈ જ છે.'

'અમને એમ પણ લાગ્યું કે જવાબદાર સરકારના પ્રારંભના ગાળામાં જ્યારે પ્રાંતોમાં ધારાસભાઓમાં બહુમતી ધરાવતા કોઈ પણ પક્ષને સત્તા સોંપણી થશે ત્યારે દલિતવર્ગોને, કે જેમની સર સેમ્યુઅલ હોર પરના પત્રમાં તમે જ લખ્યું છે તેમ ઉચ્ચ વર્ણના હિંદુઓ દ્વારા સદીઓથી ગણતરીપૂર્વકની દુર્દશા કરવામાં આવી છે. તેમને સાત કે નવ પ્રાંતોમાં તેમની ફરિયાદો અને તેમના આદર્શોને

વાચા આપવા તથા તેમને સાંભળ્યા વિના ધારાસભા કે સરકારના તેમની સામેના પસાર થતાં ધારાઓને અટકાવવા, નિશ્ચિત સંખ્યામાં તેમની પસંદગીના સભ્યો મોકલવાની તક મળવી જોઈએ. બીજા શબ્દોમાં કહીએ તો તેઓ તેમને વિશે બોલી શકે તેવી પરિસ્થિતિમાં તેમને મૂકવા જોઈએ અને આ અનિવાર્ય છે તે અંગે કોઈ પણ વિવેકબુદ્ધિ ધરાવતી વ્યક્તિ સંમત થશે. પ્રવર્તમાન પરિસ્થિતિમાં અનામત બેઠકો દ્વારા વિશિષ્ટ પ્રતિનિધિઓ ચૂંટવાની પ્રથાનો અમે વિચાર કર્યો નથી. કારણ કે બધા જ કિસ્સાઓમાં મતદાનની કોઈ પણ વ્યવહારુ પ્રથા દ્વારા, પોતાનું સાચું પ્રતિનિધિત્વ કરી શકે અને પોતાને જવાબદાર રહી શકે તેવા લગભગ બધા જ આવા સભ્યો ઉચ્ચ વર્ણના હિંદુઓની બહુમતી દ્વારા ચૂંટાશે.'

'અમારી યોજના દ્વારા પ્રારંભમાં સામાન્ય હિંદુ મતદાર મંડળોમાં તેમના સામાન્ય મતદાર અધિકારો ઉપરાંત સીમિત સંખ્યામાં વિશિષ્ટ મતદાર મંડળો દ્વારા દલિત વર્ગોને જે વિશિષ્ટ અધિકાર અપાયો છે તે, અલગ કોમી મતદાર મંડળો દ્વારા મુસ્લિમ જેવી અન્ય લઘુમતીઓ માટે સ્વીકારેલી પ્રતિનિધિત્વની પદ્ધતિ કરતાં તેનાં વિભાગના અને પરિણામમાં સાવ ભિન્ન છે. ઉ.દા. સામાન્ય મતદાર મંડળમાં કોઈ મુસ્લિમ ન તો મત આપી શકે કે ન તો ઉમેદવાર તરીકે ઊભો રહી શકે. જ્યારે મતદાર તરીકેની યોગ્યતા ધરાવતો દલિતવર્ગોનો કોઈ પણ સભ્ય સામાન્ય મતદાર મંડળમાં મત આપી શકે કે ઉમેદવારી કરી શકે.'

'મુસ્લિમો માટે પ્રાદેશિક બેઠકોની સંખ્યા તે સ્વાભાવિક પરિસ્થિતિ તથા હકીકતને ખ્યાલમાં રાખીને નિશ્ચિત કરાઈ છે કે તેમને માટે વધુ પ્રાદેશિક બેઠકો મેળવવાનું અશક્ય છે અને કેટલાક પ્રાંતોમાં તે તેમના વસ્તીદર કરતાંય વધારે મહત્ત્વ ભોગવે છે. દલિતવર્ગોના વિશિષ્ટ મતદારમંડળો દ્વારા પૂરાનારી વિશિષ્ટ બેઠકોની સંખ્યા, તમે જોઈ શકશો કે અતિ અલ્પ છે અને દલિતવર્ગોની સમગ્ર વસ્તીના સમગ્ર પ્રતિનિધિત્વને યોગ્ય તેવો સાંખ્યિક જથ્થો પૂરો પાડે છે અને તે પણ ધારાસભાઓમાં દલિતવર્ગો માટે બોલે તેવા દલિતવર્ગો દ્વારા જ પસંદ કરાયેલા પ્રતિનિધિઓની ઓછામાં ઓછી સંખ્યા પ્રાપ્ત કરવા જ. તેમને અપાયેલી વિશિષ્ટ બેઠકોનું પ્રમાણ બધે જ દલિતવર્ગોની વસ્તીની ટકાવારી કરતાં ઓછું છે.'

તમારા વલણને હું સમજ્યો છું ત્યાં સુધી, તમારો આમરણાંત ઉપવાસનો આત્યાંતિક માર્ગ દલિતવર્ગોને હિંદુઓ સાથે સંયુક્ત મતદારમંડળ મળે તે મેળવવા માટે નહિ કારણ કે તેની જોગવાઈ તો કરવામાં જ આવી છે, વળી હિંદુઓની એકતા ટકી રહે તે માટે નહિ કારણ કે તેનીય જોગવાઈ કરાઈ જ છે પરંતુ આજે કબૂલ કરી શકાય તેવી ભયંકર અક્ષમતાથી પીડાતા દલિતવર્ગોને ધારાસભાઓમાં તેમના વતી બોલનારા તેમની પસંદગીના પ્રતિનિધિઓની મર્યાદિત સંખ્યા મેળવવાના અધિકારથી જેનો પ્રબળ પ્રભાવ તેમના ભવિષ્ય પર પડવાનો છે તેનાથી વંચિત કરવા માટેનો જ છે.

'આ ન્યાય્ય અને અતિસાવધ પ્રસ્તાવોના પ્રકાશમાં, તમે લીધેલા નિર્ણયનું કારણ હું સમજી શકવા સાવ અસમર્થ છું અને હું તો માત્ર એટલું જ માની શકું કે તમે વાસ્તવ હકીકતોના ભ્રમ નીચે તે લીધો છે.'

પોતે પરસ્પર સમજૂતી કરવામાં નિષ્ફળ નીવડયા ત્યાર પછી હિંદીઓએ કરેલી અતિસામાન્ય વિનંતીના પ્રતિભાવ રૂપે, સરકારે પોતાની અતિ અનિચ્છાએ લઘુમતીઓના પ્રશ્ન પર નિર્ણય આપવાની જવાબદારી સ્વીકારી. હવે, તેણે તે જાહેર કર્યો અને તેણે મૂકેલી શરત સિવાય તે તેમાં ફેરફાર કરે તેવી અપેક્ષા ન રાખી શકાય. તેથી, મારો તમને પ્રત્યુત્તર તો તે જ છે કે સરકારના નિર્ણય અફર છે અને વિવિધ કોમોની પરસ્પરની સમજૂતી જ માત્ર, વિવિધ દાવાઓની ગુણવત્તાને ધોરણે તુલના કરવાના સન્નિષ્ઠ પ્રયત્નો પછી, સરકારે યોજેલી મતદાર મંડળોની વ્યવસ્થાની અવેજીમાં અન્ય વ્યવસ્થા કરી શકે.

'તમે કહ્યું છે કે આ પત્ર અને ૧૧મી માર્ચ તમે સર સેમ્યુઅલ હોરને લખેલો પત્ર બંને સાથે પ્રગટ કરવા. તમારી અત્યારની નજર કેદ, તમારા ઉપવાસનો હેતુ શો છે તે જાહેર પ્રજાને સમજાવવાની તકથી તમને વંચિત રાખે તે મને અન્યાય્ય લાગશે. જો તમે પુનર્વિચારણા કરી ફરી મને વિનંતી કરશો તો હું સત્વરે તે સ્વીકારીશ. સરકારના નિર્ણયની સાચી હકીકતોની વિચારણા કરવાની અને ત્યાર પછી, તમે જે પગલું ભરવા ધાર્યું છે તે સાચે સાચ ન્યાય્ય છે તે પ્રશ્ન તમારી જાતને પૂછવાની મારી તમને ફરી આગ્રહભરી વિનંતી છે.'

હું, તમારો સહૃદયી
જે. રેમ્સે મેકડોનાલ્ડ.

વડાપ્રધાન પોતાની માગણી માન્ય નહિ રાખે તેવું જણાતાં તેમણે આમરણાંત ઉપવાસની ધમકી ચાલુ રાખવા પોતે કૃત સંકલ્પ છે તેવું જણાવતો નીચેનો પત્ર લખ્યો :

યરવડા સેન્ટ્રલ પ્રિઝન
૯, સપ્ટેમ્બર, ૧૯૩૨.

વ્હાલા મિત્ર,

તમારા તાર કરેલા, અને આજે મને મળેલા તમારા નિખાલસ અને સંપૂર્ણ પત્ર બદલ તમારો આભાર. જો કે મને દુઃખ તો એ છે કે મેં લેવા ધારેલાં પગલાં પર મેં મનમાં ક્યારેય ન કલ્પેલું અર્થઘટન તમે આરોપો છો. જે વર્ગની વતી જ બોલવાનો હું દાવો કરું છું તે વર્ગનાં જ હિતોનું હું બલિદાન આપવા માગું છું. તેવો આક્ષેપ આમરણાંત ઉપવાસની મારી ઈચ્છા પર તમે મૂક્યો. મને તો આશા હતી કે આ આત્યંતિક પગલું પોતે જ આવા કોઈ સ્વાર્થી અર્થઘટનનો પ્રભાવક પ્રતિકાર કરશે. કશીજ દલીલ કર્યા વિના, હું ખાતરીપૂર્વક કહું છું કે આ વાત મારે મન તરી ધાર્મિક છે. દલિત વર્ગોને બે મતાધિકાર પ્રાપ્ત થશે. તે હકીકત જ તેમને કે સામાન્ય હિંદુ સમાજને વિચ્છિન્ન થતાં નથી રોકતી. દલિત વર્ગો માટે જ અલગ મતદાર મંડળોનો રચનામાં જ હિંદુધર્મનો નાશ નોંતરવાના અને દલિતવર્ગોનું કશું ભલું ન કરવાના ઝેરનું ઈજેક્શન હું કલ્પી રહ્યો છું. મને તે કહેવાની રજા આપો કે તમે ગમે તેટલા સહાનુભૂતિભર્યા હો તો પણ તમે સંબંધિત પક્ષોના આવા અગત્યના અને ધાર્મિક મહત્ત્વના પ્રશ્નના સાચા નિર્ણય પર આવી શકવાના નથી.

દલિતવર્ગોના વધુ પડતા પ્રતિનિધિત્વનો ય મારે વિરોધ નથી. જ્યાં સુધી તેઓ તેમાં રહેવાનું પસંદ કરે છે ત્યાં સુધી હિંદુ પંથમાંથી ભલે અલ્પ સ્વરૂપે પણ તેમની કાયદેસરની વિચ્છિન્નતા સામે જ મારો વિરોધ છે. તમને એ સમજાય છે કે તમારો નિર્ણય અફર રહેતાં અને બંધારણ અસ્તિત્વમાં આવતાં, જેમણે જીવનનાં સર્વ ક્ષેત્રોમાં પોતાના દલિત બાંધવોનો ઉત્થાન માટે પોતાની

જિંદગી સમર્પિત કરી છે તે હિંદુ સુધારકોનાં કાર્યનો અદ્‌ભૂત વિકાસ તમે રોકી રહ્યા છો ?'

"આથી, મેં તમને જણાવેલ નિર્ણયને કમને પણ વળગી રહેવાની મને ફરજ પડી છે."

"કદાચ તમારો પત્ર ગેરસમજ ઊભી કરે તે ભયે એ કહેવાની પણ મારી ઈચ્છા છે કે તમારા નિર્ણયના અન્ય ભાગોને ન સ્પર્શતાં દલિતવર્ગોની વિશિષ્ટ માવજત પૂરતી જ મેં મારી જાતને અલગ પાડી છે. તેનો કોઈ પણ પ્રકારે એવો અર્થ નથી કે તમારા નિર્ણયના અન્યભાગો મને મંજૂર છે અથવા તો તેમની સાથે મેં સમાધાન કર્યું છે. મારે મતે તો, અન્ય એવા કેટલાયે વિભાગો છે જેનો વિરોધ થઈ શકે. ફેર માત્ર એટલો જ કે દલિતવર્ગોના પ્રશ્ન અંગે મારા અંતરાત્માએ મને જે આત્મ-બલિદાન માટે પ્રેર્યો તેવા કોઈ આત્મ બલિદાનનું સમર્થન મારી પાસેથી તે માગે તેવા હું તેમને ગણતો નથી.

સદાય
તમારો સન્નિષ્ઠ મિત્ર,
એમ. કે. ગાંધી.

તદનુસાર, ૨૦મી સપ્ટેમ્બર ૧૯૩૨ને દિવસે શ્રી ગાંધીએ 'અસ્પૃશ્યોને અપાયેલા અલગ મતદાર મંડળો સામેના વિરોધ રૂપે' આમરણાંત ઉપવાસ આરંભ્યા.

આ હકીકતની વાત શ્રી પ્યારેલાલે, તેમના ચિત્રાત્મક અને ભપકાદાર શીર્ષકવાળા ગ્રંથ 'ધ એપિક ફાસ્ટ'માં આલેખી છે. જિજ્ઞાસુએ તે જોવું. મારે જો કે તેને એટલો જ ચેતવવાનો કે તે એક બોઝવેલ દ્વારા લખાયેલું છે અને બોઝવેલ શૈલીનાં બધા જ દોષો તેમાં છે. તેની અન્ય બાજૂ પણ છે, પણ તે પ્રસ્તુત કરવા નથી સમય કે નથી સ્થળ. શ્રી ગાંધીએ પોતાના ઉપવાસ શરૂ કર્યાં તે પ્રસંગે તેમની પ્રયુક્તિને ખુલ્લું પાડતું જે નિવેદન[1] મેં અખબારોને મોકલ્યું તે નિવેદન પ્રત્યે જ હું માત્ર ધ્યાન આકર્ષી શકું. એટલું જ કહેવું પૂરતું

૧ પરિશિષ્ટ ૪

છે કે શ્રી ગાંધીએ આમરણાંત ઉપવાસ જાહેર કર્યા હતા પણ તે મરવા નહોતા ઈચ્છતા. તેમની જિજીવિષા પ્રબળ હતી.

આ ઉપવાસે પ્રશ્ન ઊભો કર્યો અને તે પ્રશ્ન હતો કેવી રીતે શ્રી ગાંધીની જિંદગી બચાવવાનો. એકમાત્ર રસ્તો એક જ હતો અને તે શ્રી ગાંધીના અંતરાત્માને અતિશય દુભવતા કોમી ચુકાદાને બદલવાનો. વડાપ્રધાને તો તે સાવ સ્પષ્ટ કર્યું હતું કે બ્રિટિશ પ્રધાનમંડળ પોતાની જાતે તે પાછો ખેંચશે નહિ કે બદલશે નહિ. પણ તેની અવેજીમાં ઉચ્ચવર્ણના હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચે સધાયેલી સંમતિયુક્ત કોઈ યોજના મૂકવા તે તૈયાર હતા. ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરવાનું સદ્‌ભાગ્ય મને મળ્યું હોવાથી એવું માની લેવાયું હતું કે જો હું તેનો પક્ષકાર નહિ હોઉં તો અસ્પૃશ્યોની સંમતિને પ્રમાણભૂત માનવામાં નહિ આવે. આશ્ચર્યની વાત તો એ હતી કે હિંદના અસ્પૃશ્યોના નેતા તરીકેના મારા મોભા અંગે કોંગ્રેસે કોઈ પ્રશ્ન તો ન જ ઉઠાવ્યો પણ હકીકતમાં તેનો સ્વીકાર થયો. ત્યારે તે ક્ષણના નાયક તરીકે અથવા તો કદાચ તે નાટકના ખલનાયક તરીકે સહુની મીટ સ્વાભાવિક રીતે મારા પર મંડાઈ હતી.

જે મહાન અને વિશેષ ગંભીર ધર્મસંકટમાં હું મુકાયો હતો તેવી પરિસ્થિતિમાં કોઈ પણ વ્યક્તિ નહિ મુકાઈ હોય તેવું મારે વિશે કહેવામાં લગીરે અતિશયોક્તિ નથી. મારે બે ભિન્ન વિકલ્પોમાંથી પસંદગી કરવાની હતી. એક સામાન્ય માનવતાના અંશ તરીકે પણ ગાંધીને નિશ્ચિત મૃત્યુમાંથી ઉગારવાનું કર્તવ્ય મારે બજાવવાનું હતું અને વડાપ્રધાને અસ્પૃશ્યોના રાજકીય અધિકારો સંરક્ષવાનો પણ પ્રશ્ન મારી સામે ખડો હતો. મેં માનવતાના સાદને સાંભળ્યો અને શ્રી ગાંધીને સંતોષ થાય તે રીતે કોમી ચુકાદો બદલવા સંમત થઈને શ્રી ગાંધીની જિંદગી બચાવી. આ કરાર પુના કરાર તરીકે જાણીતો છે.

## પુના કરારનો પાઠ

કરારનો પાઠ નીચે પ્રમાણે છે :-

(૧) પ્રાંતીય ધારાસભાઓમાંની સામાન્ય મતદાર મંડળ બેઠકોમાંથી દલિતવર્ગો માટે નીચે પ્રમાણે બેઠકો અનામત રાખવામાં આવશે :

મદ્રાસ ૩૦; સિંધ સહિતનો મુંબઈ પ્રાંત ૧૫; પંજાબ ૮; બિહાર અને ઓરિસ્સા ૧૮; મધ્ય પ્રાંતો ૨૦; આસામ ૭; બંગાળ ૩૦; સંયુક્ત પ્રાંતો ૨૦; કુલ ૧૪૮.

વડાપ્રધાનના નિર્ણયમાં જાહેર કરાયેલી પ્રાંતીય કાઉન્સિલની (ધારાસભાઓની) કુલ સંખ્યાના આધારે આ સંખ્યા નક્કી કરી છે.

(૨) આ બેઠકોની ચૂંટણી સંયુક્ત મતદાર મંડળ દ્વારા થશે. જો કે, નીચેની કાર્ય પ્રણાલિકા પ્રમાણે તે થશે :

સામાન્ય મતદાર મંડળની મતદાર યાદીમાં નોંધાયેલા દલિતવર્ગના સહુ પોતાનું વિશિષ્ટ મતદારમંડળ રચશે. આ મંડળ આવી અનામત બેઠકો માટે દલિતવર્ગોના ચાર સભ્યોની એક યાદી, એક મતાધિકારની પ્રથાથી ચૂંટીને તૈયાર કરશે. આ પ્રાથમિક ચૂંટણીમાં વધુમાં વધુ મત મેળવતાં ચાર સભ્યો સામાન્ય મતદાર મંડળ દ્વારા ચૂંટાવાપાત્ર ઉમેદવારો હશે.

(૩) કેન્દ્રીય ધારાસભાઓમાં દલિતવર્ગોનું પ્રતિનિધિત્વ પણ પ્રાંતીય ધારાસભાઓના તેમના પ્રતિનિધિત્વ અંગે ઉપર્યુક્ત કલમ (૨)માં દર્શાવેલી રીતથી પ્રાથમિક ચૂંટણીની રીત દ્વારા નક્કી કરાયેલી અનામત બેઠકો અને સંયુક્ત મતદાર મંડળોના સિદ્ધાંત પર જ અપાશે.

(૪) કેન્દ્રીય ધારાસભાઓમાં, બ્રિટિશ હિંદના સામાન્ય મતદાર મંડળોને ફાળવેલી બેઠકોમાંથી અઢાર ટકા જેટલી બેઠકો દલિતવર્ગો માટે અનામત રાખવામાં આવશે.

(૫) કેન્દ્રીય તથા પ્રાંતીય ધારાસભાઓમાં, ઉપર દર્શાવેલી વિશિષ્ટ મતદાર મંડળ દ્વારા ચાર સભ્યોની પ્રાથમિક યાદીની ચૂંટણી માટેની ચૂંટણી પ્રથાનો, નીચે દર્શાવેલ કલમ (૬)માં દર્શાવ્યા પ્રમાણે પરસ્પરની સમજૂતીથી વહેલો અંત ન લવાય તો દસ વર્ષને અંતે અંત આવશે.

(૬) પ્રાંતીય અને કેન્દ્રીય ધારાસભાઓમાં ઉપરની કલમો (૧) તથા (૪)માં દર્શાવ્યા પ્રમાણેની અનામત બેઠકો દ્વારા દલિત વર્ગોને પ્રતિનિધિત્વ આપવાની

પ્રથા આ સમજૂતી સાથે સંબંધિત સર્વ કોમો વચ્ચે પારસ્પરિક સમજૂતીથી નક્કી ન થાય ત્યાં સુધી ચાલું રહેશે.

(૭) કેન્દ્રીય તથા પ્રાંતીય ધારાસભાઓમાં દલિતવર્ગો માટે મતાધિકાર લોધીઅન સમિતિમાં દર્શાવ્યા મુજબનો રહેશે.

(૮) દલિતવર્ગોના સભ્ય હોવાને નાતે કોઈ પણ વ્યક્તિને સ્થાનિક સંસ્થાઓની ચૂંટણીઓ માટે કે જાહેર સેવાઓની નિમણૂંકો માટે કોઈ પણ પ્રકારે અયોગ્ય ગણવામાં આવશે નહિ. આ ક્ષેત્રે દલિતવર્ગોને ન્યાય્ય પ્રતિનિધિત્વ પ્રાપ્ત થાય તેવો સઘળો પ્રયત્ન થશે. અલબત્ત, જાહેર સેવાઓની નિમણૂંકો માટે નિર્ણીત શૈક્ષણિક યોગ્યતાનો ખ્યાલ રાખવામાં આવશે.

(૯) પ્રત્યેક પ્રાંતમાં, દલિતવર્ગોના સભ્યોને શૈક્ષણિક સુવિધાઓ આપવા શૈક્ષણિક અનુદાનમાંથી પૂરતી રકમ નક્કી કરી ફાળવવામાં આવશે.

આ કરારની શરતો શ્રી ગાંધીએ સ્વીકારી અને સરકારે હિંદ સરકારના કાયદામાં તેને સમાવિષ્ટ કરી તેનો અમલ કર્યો. પુના કરારના જુદા જુદા પ્રત્યાઘાતો ઊઠયા. દલિતવર્ગો નારાજ હતા. તેમને તેમ થવાનું પૂરતું કારણ હતું. અલબત્ત, એવાયે કેટલાક લોકો હતા જે આનો સ્વીકાર કરતા નહોતા. કોમી ચુકાદામાં દલિતવર્ગોને વડાપ્રધાને જેટલી બેઠકો આપી હતી તેના કરતાં વધુ સંખ્યામાં બેઠકો આ કરારમાં દલિત વર્ગને ફાળવવામાં આવી છે તેવું ચીંધવામાં તે નિષ્ફળ ન ગયા. તે સાચું હતું કે પુના કરારમાં અસ્પૃશ્યોને ૧૪૮ બેઠકો અપાઈ હતી. જયારે ચુકાદામાં તો તેમને ૭૮ બેઠકો અપાઈ હતી. આના પરથી એવા તારણ પર આવવું કે ચુકાદાએ દલિતવર્ગોને જે આપ્યું હતું તેના કરતાં પુના કરારે તેમને વધુ આપ્યું છે તે તો ચુકાદાએ હકીકતમાં અસ્પૃશ્યોને શું આપ્યું હતું તેની ઉપેક્ષા કરવા જેવું છે.

કોમી ચુકાદાએ અસ્પૃશ્યોને બે લાભો આપ્યા હતા : (૧) અસ્પૃશ્યોનાં અલગ મતદારમંડળો દ્વારા ચૂંટાયેલા અસ્પૃશ્ય વર્ગોના જ પ્રતિનિધિઓની નિશ્ચિત સંખ્યા. (૨) બેવડા મતો, એકનો ઉપયોગ અલગ મતદાર મંડળ દ્વારા કરવાનો અને બીજાનો સામાન્ય મતદાર મંડળ દ્વારા કરવાનો.

હવે, જો પુના કરારે બેઠકોની નિશ્ચિત સંખ્યામાં વધારો કર્યો હોય તો તેણે બેવડા મતોનો અધિકાર છીનવી લીધો હતો. બેઠકોની સંખ્યાનો વધારો એ બેવડા મતોની ખોટ ભરપાઈ કરી આપે છે તેવું માનવાને કશું કારણ નહોતું કોમી ચુકાદાએ જે બીજો મત આપ્યો હતો તે તો અમૂલ્ય વિશેષાધિકાર હતો. રાજકીય શસ્ત્ર તરીકે તેનું મૂલ્ય તો કોઈ પણ પ્રકારની ગણતરીથી પર હતું. પ્રત્યેક મતદાર મંડળમાં અસ્પૃશ્યોનું મતદાન બળ એકથી દસ જેટલું હતું. ઉચ્ચવર્ણના હિંદુઓની ચૂંટણીમાં આ મતદાન બળના મુક્ત ઉપયોગથી અસ્પૃશ્યો સામાન્ય ચૂંટણીના પ્રશ્નને વર્ચસ્વીપણે પ્રેરવાની નહિ પણ તે નક્કી કરવાની પરિસ્થિતિમાં નિ:શંક હોત જ. જો અસ્પૃશ્યોના મતો પર જ તેને આધાર રાખવાનો હોત તો ઉચ્ચવર્ણનો કોઈ પણ હિંદુ ઉમેદવાર તેના મતદાર મંડળમાં અસ્પૃશ્યોની ઉપેક્ષા કરવાની અથવા તેમનાં હિતો વિરુદ્ધ જવાની હિંમત ન કરી શકત. આજે ચુકાદાએ આપી હતી તેના કરતાં થોડી વધુ બેઠકો અસ્પૃશ્યોને મળી છે. બસ, પણ તેમને આટલું જ મળ્યું છે. બીજો પ્રત્યેક સભ્ય તેનો વિરોધી નથી તો તેના પ્રત્યે ઉદાસીન તો છે જ. જો બેવડા મતાધિકારની પ્રથા સહિત કોમી ચુકાદો અસ્તિત્વમાં રહ્યો હોત તો અસ્પૃશ્યોને થોડીક બેઠકો ઓછી મળી હોત પણ બીજો પ્રત્યેક સભ્ય તે અસ્પૃશ્યો માટેનો સભ્ય હોત. અસ્પૃશ્યો માટેની બેઠકોની સંખ્યામાં વધારો તે કાંઈ મોટો વધારો નથી અને અલગ મતદારમંડળ તથા બેવડા મતાધિકારની ખોટનો બદલો નથી. આ પુના કરારને હિંદુઓએ આવકાર્યો નહિ, તેમને તે ગમ્યો જ નહિ. શ્રી ગાંધીની જિંદગી બચાવવાના સમગ્ર પ્રક્ષોભ દરમ્યાન સભાન લાગણીનો એક ચોક્કસ પ્રવાહ વહેતો હતો કે તેમની જિંદગી બચાવવાનું કદાચ ભારે મૂલ્ય ચૂકવવું પડશે. એટલે જ્યારે તેમણે આ કરારની શરતો જોઈ ત્યારે તેમને તે ચોક્કસ ન ગમી. અલબત્ત, તેમનામાં તેને ફગાવી દેવાની હિંમત નહોતી. હિંદુઓના અણગમા અને અસ્પૃશ્યોની નારાજગી વચ્ચે ય બંને પક્ષોએ પુના કરારનો સવીકાર કર્યો અને હિંદ સરકારના કાયદામાં તેનો સમાવેશ થયો.



પુના કરાર પર સહીઓ થઈ ગયા પછી, મતદારમંડળોની હદ મુકરર કરવા,

પ્રત્યેક મતદાર મંડળ માટે બેઠકોની સંખ્યા નક્કી કરવા અને નવા બંધારણ નીચે રચાનાર ધારાસભાઓ માટે મતદાન પધ્ધતિ નક્કી કરવા હેમન્ડ કમિટિની નિયુક્તિ થઈ.

પોતાનાં કાર્યોનો અમલ કરવા માટે હેમન્ડ કમિટિએ પુના કરારની શરતો અને અસ્પૃશ્યોની જરૂરિયાતો પૂરી કરવા સંમતિ સધાયેલી વિશિષ્ટ પ્રકારની મતદાર મંડળ યોજનાનો ખ્યાલ રાખવાનો હતો. કમનસીબે, પુના કરાર ઉતાવળે થયેલો હોઈ કેટલીક વસ્તુઓ ચોક્કસપણે નક્કી કરવાની બાકી રહી ગઈ હતી. જે વસ્તુઓ નક્કી કરવાની બાકી રહી ગઈ હતી તેમાં આ બે મહત્ત્વની હતી. પ્રાથમિક ચૂંટણીમાં ચૂંટવાની 'ચાર સભ્યોની યાદી'માં ચારની સંખ્યાનો અર્થ વધુમાં વધુ ચાર કે ઓછામાં ઓછા ચાર ઘટાવવો ? (૨) અંતિમ ચૂંટણીમાં મતદાનની પ્રથા કેવી રીતની વિચારી હતી ? હિંદુઓ વતી એવું માની લેવામાં આવ્યું કે 'ચાર સભ્યોની યાદી'માં ચારની સંખ્યા એટલે 'ઓછામાં ઓછા ચાર' તેવું માનવામાં આવ્યું છે. જો ચાર ઉમેદવારો ન મળી આવે તો પ્રાથમિક ચૂંટણી ન થાય અને એટલે અનામત બેઠકો માટે ચૂંટણી ન થઈ શકે અને તેઓ તો એમ કહેતા હતા કે આ બેઠકો ખાલી રહેવી તેવું જોઈએ. અસ્પૃશ્યો વતી આ વિવાદી મુદ્દા અંગે મારું અર્થઘટન વ્યક્ત કરવા મને બોલાવવામાં આવ્યો. મેં સમજાવવા પ્રયત્ન કર્યો કે પુના કરારમાં ચારનો ઉલ્લેખ 'ચારથી વધુ નહિ' તે અર્થમાં થયો છે. તેનો અર્થ 'ચારથી ઓછા નહિ' તેવો નહોતો. મતદાનના પ્રશ્ન અંગે હિંદુઓની દલીલ હતી કે પોતાના બધા જ મત જુદા જુદા ઉમેદવારોને આપી શકાય તેવી ફરજિયાત મતદાન પધ્ધતિ સુયોગ્ય હતી. અસ્પૃશ્યો વતી મેં દલીલ કરી કે બધા જ મત એક જ ઉમેદવારને આપી શકાય. તેથી યોગ્ય મતદાન પધ્ધતિ દાખલ કરવી જોઈએ. અસ્પૃશ્યોને સદ્ભાગ્યે હેમન્ડ કમિટિએ મેં વિચારેલું દષ્ટિબિંદુ અપનાવ્યું અને હિંદુઓનું દષ્ટિબિંદુ ફગાવી દીધું. ઉચ્ચવર્ણના હિંદુઓએ આવી દલીલ કેમ કરી હતી તે જાણવું ય રસપ્રદ બનશે. કદાચ કોઈ અહીં એક ક્ષણ થોભી પૂછશે કે હેમન્ડ કમિટિ સમક્ષ હિંદુઓએ તેમની આ ચોક્કસ દલીલો કેમ કરી ? જે વલણ તેમણે લીધું તેની પાછળ કોઈ ચોક્કસ હેતુ હતો ખરો ? જ્યાં સુધી મને સમજાય છે ત્યાં સુધી પ્રાથમિક

ચૂંટણીમાં ઓછામાં ઓછા ચાર ઉમેદવારોની હિંદુઓની માગણી પાછળ જે પોતાનો જ ઉમેદવાર હોય અને જે હિંદુઓનું પ્યાદું બનવા અતિ ઈચ્છા ધરાવતો હોય તેવા જ અસ્પૃશ્યોના પ્રતિનિધિઓની ચૂંટણી દ્વારા હિંદુઓ તે બેઠકો કબજે કરી શકે તે તેમનો હેતુ હતો. અંતિમ ચૂંટણીમાં આવા અસ્પૃશ્યને ચૂંટી લાવવા માટે તેનો પ્રથમ યાદીમાં સમાવેશ થવો જોઈએ અને જો યાદીનો પટ વિશાળ હોય તો જ તે યાદીમાં સમાઈ શકે. યાદીની ચૂંટણી કેવળ અસ્પૃશ્ય મતદાતાઓનાં અલગ મતદારમંડળ દ્વારા થવાની હોવાથી એ તો દેખીતું જ છે કે યાદીમાં જો એક જ ઉમેદવાર હોય તો તે અસ્પૃશ્યોનો કટ્ટરમાં કટ્ટર પ્રતિનિધિ હોવાનો. જો બે હોય તો બીજો પહેલાં કરતાં ઓછો કટ્ટર હોવાનો અને આ હિંદુઓના મતે સારી સ્થિતિ હતી. જો ત્રણ હોય તો ત્રીજો બીજાથીય ઓછો કટ્ટર હોવાનો અને તે હિંદુઓને મન બહેતર પરિસ્થિતિ હતી. જો ચાર હોય તો ચોથો તો વળી ત્રીજાથીય ઓછો કટ્ટર હોવાનો અને તે હિંદુઓને મન શ્રેષ્ઠ પરિસ્થિતિ હતી. એટલે ચાર સભ્યની યાદીથી યાદીમાં હિંદુઓ માટે વિશેષ અનુકૂળ હોય તેવા અસ્પૃશ્યોના પ્રતિનિધિઓને દાખલ કરવાની હિંદુઓને શ્રેષ્ઠ તક મળતી હતી અને એટલે જ હેમન્ડ કમિટિ સમક્ષ તેમણે એવી દલીલ કરી કે પ્રમાણભૂત યાદી માટે ઓછામાં ઓછા ચાર સભ્યો હોવા જોઈએ.

બધા જ મત જુદા જુદા ઉમેદવારને આપી શકાય તેવી ફરજિયાત મતદાન પદ્ધતિ માટેના આગ્રહ પાછળ પણ તે જ હેતુ, એટલે કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો હિંદુઓ કબજે કરી શકે તે હતો. બધા જ મત કોઈ પણ એક ઉમેદવારને આપી શકાય તેવી મતદાન પદ્ધતિમાં મતદાર પાસે બેઠકો જેટલા જ મત હોય છે. પણ તે તે બધા મતો એક જ ઉમેદવારને આપી શકે છે અથવા તો તેની ઈચ્છાનુસાર બે કે ત્રણ ઉમેદવારો વચ્ચે વહેંચી શકે છે. બધા જ મત જુદા જુદા ઉમેદવારને આપવાની પદ્ધતિમાં પણ મતદાર પાસે બેઠકો જેટલા જ મત હોય છે પણ તે એક ઉમેદવારને એક જ મત આપી શકે. જો કે, આમ તો તે બંને ભિન્ન લાગે છે પણ તેના અમલીકરણમાં તેવી ભિન્નતા કદાચ નહી હોય કેમ કે બધા જ મત એક જ ઉમેદવારને આપી શકાય તે મતદાન પદ્ધતિમાં ય પોતાના મતોનું વિભાજન કરતાં મતદારને

અટકાવાનો નહોતો. એક જ ઉમેદવારને એક જ મત આપવા તે સ્વતંત્ર હતો. પણ હિંદુઓ તેવી કોઈ તક ઈચ્છતા નહોતા. સંયુક્ત મતદાર મંડળોમાં અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકની ચૂંટણીમાં, પોતાના નિયુક્ત કરેલા અસ્પૃશ્ય ઉમેદવારના પક્ષમાં હિંદુઓના વધારાના વિપુલ મતો નંખાવવાનો તેમનો હેતુ હતો. અસ્પૃશ્ય મતદારોની સંખ્યાથી ચડિયાતા થવાનો અને તેમના પોતાના ઉમેદવારને ચુંટાતા અટકાવવાનો તેમનો હેતુ હતો. હિંદુ મતદારોના વધારાના મતો હિંદુ ઉમેદવારને બદલે અસ્પૃશ્ય ઉમેદવારની દિશામાં વાળ્યા વિના આ થઈ શકે તેમ નહોતું. બધા જ મત એક જ ઉમેદવારને આપી શકાય તેવી મતદાન પદ્ધતિ કરતાં બધા જ મતો અલગ અલગ ઉમેદવારને ફરજિયાત અપાય તેવી મતદાન પદ્ધતિમાં આવા વધારાના મતોને આ રીતે વાળવાની વિશેષ તક હતી. આ પદ્ધતિમાં હિંદુ મતદાર પોતાનો એક મત ફક્ત હિંદુ ઉમેદવારને જ આપી શકે. બીજો મત હિંદુ ઉમેદવારને ઉપયોગનો ન હોઈ ફક્ત અસ્પૃશ્ય ઉમેદવારને માટે વાપરી શકાય. આમ આ પદ્ધતિમાં અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠક માટે ભારે મતદાન કરાવી શકાય અને એટલે જ હિંદુઓ આ પદ્ધતિ પસંદ કરતા હતા. પણ તેમાં પણ તેઓ કોઈ તક પર છોડવા માગતા નહોતા કારણ કે તેમને મતે આ પદ્ધતિ પણ સંપૂર્ણ સલામત નહોતી. આ પદ્ધતિમાં તેના બધા મતોના ઉપયોગ માટે મતદાર પર કોઈ દબાણ નહોતું. તે પોતાનો મત ઉચ્ચ વર્ણના હિંદુને આપે અને તેને મળેલા બીજા મતોનો ઉપયોગ સહેજ પણ ન કરે. જો આવું થાય તો પોતાના અસ્પૃશ્ય ઉમેદવારને ચૂંટી લાવવાનો હેતુ માર્યો જાય. આમ આ વાત નસીબને આધારે ન છોડવા માટે હિંદુઓએ માગણી કરી કે બધા જ મતો અલગ અલગ ઉમેદવારને આપવાની પદ્ધતિ ફરજિયાત કરવી જોઈએ. આથી ઉચ્ચવર્ણના હિંદુ મતદારને પોતાની ઈચ્છા-અનિચ્છાને ગણકાર્યા વિના પોતાનો મત હિંદુઓના ઉમેદવાર તેવા અસ્પૃશ્યને આપ્યા સિવાય કોઈ છૂટકો જ ન રહે અને આમ તેની ચૂંટણીને ચોક્કસ અને નિશ્ચિત બનાવી શકાય.

આ મુદ્દાઓના પ્રકાશમાં અપાયેલા તે સ્પષ્ટ થશે કે પુના કરાર તે અસ્પૃશ્યોને અપાયેલો પ્રથમ આઘાત હતો, બીજું કંઈ નહિ અને જે હિંદુઓને તે ગમતો

નહોતો તે, જ્યારે જ્યારે પરિસ્થિતિઓએ મોકો આપ્યો ત્યારે, બીજા આઘાત આપતા જ ગયા. હેમન્ડ કમિટિ સમક્ષ હિંદુઓએ જે બે દલીલો કરી તે તેમના એવા કપટની પ્રતીતિ કરાવે છે કે પુના કરાર ફગાવી શકાય તેવો ન હોઈ તે અસ્પૃશ્યોને કોઈ પણ રીતે લાભકર્તા ન નીવડે તેવો તેમનો હેતુ હતો. અસ્પૃશ્યોના રાજકીય અધિકારો સાથેના કોંગ્રેસના વ્યવહારની વાત અંગે અહીં ગાપચી મારી શકાય તેમ નથી કારણ કે તે અહીં પૂરી થતી નથી. તેનો ઉત્તરાર્ધ આગળ જોઈ ગયેલા તેના પૂર્વાધ કરતા પણ સવિશેષ માહિતીપ્રદ છે.

## ૧૦

આ કથાતંતુને લંબાવીએ. તેનો બીજો ભાગ હિંદ સરકારના ૧૯૩૫ના કાયદા અનુસાર ફેબ્રુઆરી ૧૯૩૭માં પ્રાંતીય ધારાસભાઓની જે ચૂંટણીઓ થઈ તેના લગતો છે. આ એક એવો પ્રથમ પ્રસંગ હતો કે જ્યારે કોંગ્રેસ તેના સકળ અસ્તિત્વ કાળ દરમ્યાન પહેલીવાર ચૂંટણી લડવા આવી હતી. પોતાના પ્રતિનિધિઓ ચૂંટવાનો અધિકાર અસ્પૃશ્યોને મળ્યો હોય તેવો પણ આ પહેલો પ્રસંગ હતો. પુના કરાર ઘડાતો હતો ત્યારે કોંગ્રેસનો પક્ષ લેતા કેટલાક અસ્પૃશ્યોના નેતાઓ જેવા કે દિવાન બહાદુર એમ. સી. રાજા - એક ઘેલછાભરી આશા સેવતા હતા કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકોની અસ્પૃશ્યોની ચૂંટણીમાં કોંગ્રેસ દરમ્યાનગીરી નહિ કરે. પણ તેમની આશા શીર્ણવિશીર્ણ થઈ ગઈ. અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી ચૂંટણીમાં ભાગ ભજવવા પાછળ કોંગ્રેસના બે હેતુ હતા. એક તો, સરકાર રચી શકે તે માટે જરૂરી તેવી બહુમતી માટે બેઠકો જીતવા તે પ્રવૃત્ત થઈ અને બીજો એ કે કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે અને અસ્પૃશ્યોને કોંગ્રેસમાં શ્રદ્ધા છે તેવા શ્રી ગાંધીના નિવેદનને તેણે પુરવાર કરવાનું હતું. આથી, અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠક પર, કોંગ્રેસની નીતિને વરેલા અસ્પૃશ્ય ઉમેદવારોને કોંગ્રેસની ટિકિટ પર ઊભા રાખી, અસ્પૃશ્યોની ચૂંટણીમાં સંપૂર્ણ, સશક્ત અને હું તો એમ પણ કહું કે દ્વેષભાવયુક્ત ભાગ ભજવતાં ય કોંગ્રેસ ન ખચકાઈ. કોંગ્રેસ પાસે આર્થિક બળ હોવાથી તેણે સ્પષ્ટ વિજય મેળવ્યો.

હિંદ સરકારનો કાયદો ૧૯૩૫ નીચે અસ્પૃશ્યોને ફાળવેલી બેઠકોની કુલ

સંખ્યા ૧૫૧ હતી.[1] કોંગ્રેસની ટિકિટ પર ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારોએ કેટલી બેઠકો જીતી તે નીચેનો કોઠો દર્શાવે છે :-

**કોઠો-૫**

| પ્રાંત | અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી કુલ બેઠકો | કોંગ્રેસે જીતેલી કુલ બેઠકો |
|---|---|---|
| સંયુક્ત પ્રાંતો | ૨૦ | ૧૬ |
| મદ્રાસ | ૩૦ | ૨૬ |
| બંગાળ | ૩૦ | ૬ |
| મધ્ય પ્રાંતો | ૨૦ | ૭ |
| મુંબાઈ | ૧૫ | ૬ |
| બિહાર | ૧૫ | ૧૧ |
| પંજાબ | ૮ | શૂન્ય |
| આસામ | ૭ | ૪ |
| ઓરિસ્સા | ૬ | ૪ |
| કુલ | ૧૫૧ | ૭૮ |

આ દર્શાવે છે કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકોમાંથી કોંગ્રેસને લગભગ એકાવન ટકા જેટલી બેઠકો મળી.

૭૮ બેઠકો જીતીને કોંગ્રેસે બાકીની માત્ર ૭૩ બેઠકો અસ્પૃશ્યોના સાચા અને સ્વતંત્ર પ્રતિનિધિઓ માટે રહેવા દીધી. વડાપ્રધાનના ચુકાદાથી જે ખરાબ પરિસ્થિતિમાં અસ્પૃશ્યો જીવત તેના કરતાં બદતર પરિસ્થિતિમાં તે પુના કરાર નીચે જીવતા હતા. અસરકારક પ્રતિનિધિત્વને સંદર્ભે, અસ્પૃશ્યોને વડાપ્રધાને જે કૈં આપ્યું હતું તેનાથી ઓછું મળ્યું હતું. કોંગ્રેસને તો ઊલટો પુના કરારથી લાભ થયો હતો. જો કે, પુના કરાર નીચે તેણે અસ્પૃશ્યોને ૧૫૧ બેઠકો આપી. પણ ૭૮ બેઠકો પાછી ઝૂંટવી લીધી અને તે રીતે તેના રાજકીય સોદામાં તેણે સારો એવો નફો કર્યો.

૧૯૩૭ની ચૂંટણીમાં અસ્પૃશ્યો પર કોંગ્રેસે લાદેલી ખોટોનું આ કોઈ પણ

૧ બિહાર-ઓરિસ્સાની બેઠકો સાથે સમતુલા જાળવતાં ૧૪૮ની સંખ્યા વધીને ૧૫૧ થઈ હતી.

રીતે પૂર્ણ વિરામ નહોતું. બીજો આથીય વધારે મોટો આઘાત કોંગ્રેસે અસ્પૃશ્યોને આપ્યો. તેણે તેમને પ્રધાનમંડળમાં કશો જ હિસ્સો ન આપ્યો.

પ્રારંભથી જ, ગોળમેજી પરિષદમાં, ચર્ચાઓમાં હું એ વાત ભારપૂર્વક કહેતો હતો કે અસ્પૃશ્યોને માત્ર ધારાસભાઓમાં પ્રતિનિધિત્વનો જ અધિકાર ન મળવો જોઈએ પરંતુ તેમને પ્રધાનમંડળમાં પણ પ્રતિનિધિત્વનો અધિકાર મળવો જોઈએ. અસ્પૃશ્યોનાં દુઃખો ખરાબ કાયદાને લીધે એટલાં બધાં નથી જેટલાં તે વહીવટના વિરોધી વલણને કારણે છે કારણ કે તે વહીવટ પર હિંદુઓનો અંકુશ છે અને તેમાં તેઓ વર્ષો જૂનાં તેમનાં અસ્પૃશ્ય વિરોધી પૂર્વગ્રહોને દખલ કરે છે. અસ્પૃશ્યો પોલીસ પાસેથી ક્યારેય સંરક્ષણની, ન્યાયતંત્ર પાસેથી ન્યાયની, વહીવટીતંત્રો પાસેથી વિધિવત્ કાયદાઓના અમલની અપેક્ષા ન રાખી શકે. જ્યાં સુધી જાહેર સેવાઓમાં હિંદુઓ નીમાય છે ત્યાં સુધી જાહેર સેવાઓને દ્વેષયુક્ત બનતી અટકાવવાનો તથા અસ્પૃશ્યોની અનિવાર્યતાઓ પ્રત્યે વિશેષ જવાબદાર બનાવવાનો એક જ માર્ગ છે અને તે ઉચ્ચ વહીવટમાં અસ્પૃશ્યોના સભ્યોને સ્થાન આપવાનો. આથી જ, મેં ગોળમેજી પરિષદમાં ધારાસભાઓમાં અસ્પૃશ્યોનાં પ્રતિનિધિત્વના અધિકાર પર જેટલો ભાર મૂક્યો હતો તેટલો જ ભાર પ્રધાનમંડળમાં તેમના પ્રતિનિધિત્વના અધિકારના સ્વીકાર પર મૂક્યો હતો. ગોળમેજી પરિષદે તે દાવાની પ્રમાણભૂતતા સ્વીકારી હતી અને તેને અમલી બનાવવાના માર્ગો - રીતો વિચારાયાં હતાં. આ પ્રસ્તાવને અમલી બનાવવા બે માર્ગો હતા. એક હતો હિંદ સરકારના કાયદામાં કાયદાકીય જોગવાઈ કરી તેને બંધનકર્તા ફરજ બનાવવાનો કે જેથી તેને ટાળી ન શકાય, તેમાંથી છટકી ન જવાય. બીજો માર્ગ હતો કાયદાકીય જોગવાઈનો નહિ પરંતુ સજ્જન સંમતિ પર - પરંપરા પર - તે જેમ ઈંગ્લેન્ડના બંધારણમાં છે તેમ - તેને છોડી દેવાનો. જો કે આપણા જ ખુદના બાંધવો પર અવિશ્વાસ પ્રગટ ન કરવો જોઈએ તેવી કેટલાક અગ્રણી હિંદીઓની ઈચ્છાને આદર આપવા ખાતર મેં તથા અન્ય લઘુમતીઓના પ્રતિનિધિઓએ પહેલા માર્ગનો આગ્રહ ન રાખ્યો, છતાંય અમે બીજો વિકલ્પ સ્વીકારવા સંમત નહોતા કારણ કે ત્યારે તેને કોઈ પ્રચલિત અનુમોદનનું સમર્થન નહોતું. એક મધ્ય માર્ગ અપનાવાયો. ગવર્નરોને અપાતાં

ઈન્સ્ટ્રુમેન્ટ ઓફ ઈન્સ્ટ્રક્શન્સમાં, પ્રધાનમંડળની રચનામાં લઘુમતીઓના પ્રતિનિધિઓનો સમાવેશ થાય તેવી ફરજ તેમના પર લાદતી એક કલમ તેમાં ઉમેરવી તે કલમ શબ્દશ: નીચે પ્રમાણે છે :

'પોતાનાં પ્રધાનમંડળમાં નિમણૂંકો કરતી વખતે આપણા ગવર્નર, તેના પ્રધાનો આ પ્રમાણે પસંદ કરવાનો તેનો શ્રેષ્ઠ પ્રયત્ન કરશે એટલે કે ધારાસભાઓમાં જે વ્યક્તિ તેને સ્થિર બહુમતી ધરાવતી લાગે તેની સાથે પરામર્શ કરીને ધારાસભાનો સામૂહિક વિશ્વાસ ધરાવી શકે તેવી વ્યક્તિઓની (વ્યવહારમાં જેટલું શક્ય હોય તે રીતે મહત્ત્વની લઘુમતી કોમોના સભ્યો સહિત) તે નિમણૂંક કરશે. આમ કરતાં, તેના પ્રધાનોમાં સંયુક્ત જવાબદારીની ભાવનાને ઉત્સાહ આપવાની અનિવાર્યતાનો પણ તે સતત ખ્યાલ રાખશે.'

આ જોગવાઈનું શું થયું તે એક રસપ્રદ હકીકત છે. કોંગ્રેસે જાહેર કર્યું કે જે કારણો જણાવવાની તેને અનિવાર્યતા લાગતી નથી તેવાં કારણોસર હિંદ સરકારનો ૧૯૩૫નો કાયદો તે સ્વીકારવા ઈચ્છતી નથી. સહુને અને ઘણા કોંગ્રેસીઓને પણ લાગ્યું કે આ જાહેરાત પાછળ કોઈ સંનિષ્ઠા નથી. લોકોની નજરમાં કોંગ્રેસની પ્રતિષ્ઠા વધારી, કોંગ્રેસ જ એક એવી મૂળગામી અને ક્રાંતિકારી સંસ્થા છે જે બ્રિટિશ શાહીવાદનો નાશ કરવા, તેને દફનાવા બહાર પડી છે તેવું પ્રદર્શન કરવાનો તેનો હેતુ હતો. તેના સમગ્ર અસ્તિત્વકાળ દરમ્યાન કોંગ્રેસે આ જ દંતકથા સર્જવાનો પ્રયાસ કર્યો હતો. આ તો માત્ર એક પ્રયુક્તિ હતી. જે વિષયો અંગે તેની વિશિષ્ટ જવાબદારીઓ હતી તે વિષયોમાં હસ્તક્ષેપ કરવાની જે સત્તાઓ ગવર્નરોને બંધારણે આપી હતી તે સત્તાઓ કોંગ્રેસ પોતે લેવા માગતી હતી. બંધારણને ફગાવી દેવાની જાહેરાત કરતાં કોંગ્રેસને કશો વાંધો નહોતો કારણ કે તે માનતી હતી કે નવી સંસદીય પદ્ધતિનો અમલ કરી શકે તેવી તે એકમાત્ર જ સંસ્થા હોવાથી બ્રિટિશ સરકારને તેની સાથે સમાધાન કરવું પડશે. બ્રિટિશ સરકારે કોંગ્રેસને ટાળવાની ધમકી આપી. તેણે બંધારણના પ્રાંતીય ક્ષેત્રનું ઉદ્‌ઘાટન કરવા ૧લી એપ્રિલ, ૧૯૩૭ની તારીખ નક્કી કરી. એટલું જ નહી બિનકોંગ્રેસીઓની વચગાળાની સરકાર નીમવાની હદ સુધી તે ગઈ. જે કોંગ્રેસીઓ સત્તાના ભૂખ્યા હતા અને જેઓ અતિ ઈર્ષ્યાળુ રાજકારણીઓનું

જૂથ બાંધી બેઠા હતા તે ધ્રૂજી ગયા અને તેમને લાગ્યું કે તેમના શ્રમના ફળથી તેઓ વંચિત રહી જશે. નામદાર સરકાર તથા કોંગ્રેસ વરિષ્ઠમંડળ વચ્ચે વાટાઘાટો ચાલી. કોંગ્રેસ વરિષ્ઠ મંડળે માગણી કરી કે જો નામદાર સરકાર એવી જવાબદારી લે કે ગવર્નરો બંધારણે તેમને વિશિષ્ટ જવાબદારીઓની કલમો નીચે આપેલી તેમની સત્તાઓનો ઉપયોગ પ્રાંતોના રોજ-બરોજના વહીવટમાં હસ્તક્ષેપ કરીને નહિ કરે તો કોંગ્રેસ બહુમતીની સદ્ભાવના સાથે નવું બંધારણ અમલી બને તે માટે ઉત્સુક છે અને સરકાર તે બાંયધરી આપવા સંમત થઈ અને આશ્ચર્યની વાત તો એ છે કે કોંગ્રેસ વરિષ્ઠ મંડળે આ બાંયધરીનું ક્ષેત્ર વ્યાપક બનાવ્યું અને તે બાંયધરીમાં પ્રાંતીય પ્રધાનમંડળોમાં લઘુમતીઓનો સમાવેશ થાય તે જોવાની તેમને ઈન્સ્ટ્રૂમેન્ટ ઓફ ઈન્સ્ટ્રક્શન્સ નીચે મળેલી સત્તાઓનો ઉપયોગ પણ પ્રાંતોના ગવર્નરો ન કરે તેવી બાંયધરીનો સમાવેશ પણ તેમાં કરવામાં આવ્યો. કોંગ્રેસને સંપૂર્ણ સગવડ કરી આપનારા ગવર્નરોએ તેમની સત્તા તેને શરણે ધરી દીધી અને કોંગ્રેસને વિવેકહીન રીતે બંધારણના અતિ મહત્ત્વના ક્ષેત્ર સાથે ચેડાં કરવા દીધા. પરિણામ એ આવ્યું કે અસ્પૃશ્યો અને અન્ય લઘુમતીઓ પાસેથી પ્રધાનમંડળમાં તેમના સમાવેશનો અધિકાર કોંગ્રેસે ઉત્સાહથી અને પરિણામની પરવા કર્યા વિના છીનવી લીધો.

લઘુમતીઓનો પ્રધાનમંડળમાં સમાવેશનો તેમનો અધિકાર છીનવી લેવા પાછળ કોંગ્રેસની પૂર્વયોજિત દુષ્ટતાનું દર્શન હતું. તેમનાં પ્રધાનમંડળોમાં લઘુમતીઓના પ્રતિનિધિઓનો સમાવેશ નહિ કરવા માટે કોંગ્રેસ એક મુદ્દો એ રજૂ કરતી હતી કે પ્રધાનમંડળે જો સામૂહિક જવાબદારીનો સ્વીકાર કરવાનો હોય તો તે પક્ષનું પ્રધાનમંડળ હોવું જોઈએ અને જો લઘુમતીઓના પ્રતિનિધિઓ કોંગ્રેસમાં જોડાવા તથા કોંગ્રેસના ચૂંટણી ઢંઢેરા પર સહી કરવા તૈયાર હોય તો તેમને પ્રધાનમંડળમાં સમાવવા તે તૈયાર હતી. અન્ય લઘુમતીઓ સામે આ દલીલનું જે કૈં પણ મૂલ્ય હોય પણ અસ્પૃશ્યો સામે તેનું કશુંય મૂલ્ય નહોતું. અસ્પૃશ્યોને પ્રધાનમંડળમાંથી બાકાત રાખવાના તેના વર્તનનો કોંગ્રેસ બે કારણોસર બચાવ કરી શકે નહિ. સૌ પ્રથમ તો એ કે પુના કરારની શરતો નીચે પ્રધાનમંડળમાં અસ્પૃશ્યોને પ્રતિનિધિત્વ આપવા કોંગ્રેસ બંધાયેલી હતી

અને બીજું એ કે તેમના પક્ષના સભ્યો ન હોય તેવા અસ્પૃશ્યો ધારાસભામાં નહોતા તેવું કોંગ્રેસથી કહી શકાય તેમ નહોતું. કોંગ્રેસ ટિકિટ પર ચુંટાઈ આવેલા અને તેની નીતિને વરેલા ૭૮ જેટલા અસ્પૃશ્યો તેમાં હતા. તો પછી કોંગ્રેસે તેમનો સમાવેશ પ્રધાનમંડળમાં કેમ ન કર્યો ? તેનો એક માત્ર ઉત્તર એ છે કે પ્રધાનમંડળમાં અસ્પૃશ્યતાના પ્રતિનિધિત્વનો અધિકાર ન સ્વીકારવો તે કોંગ્રેસની નીતિનો એક ભાગ હતો અને તે નીતિને શ્રી ગાંધીનું સમર્થન હતું. જે કોઈને આ નિવેદનની સચ્ચાઈ વિશે સહેજ પણ શંકા હોય તેમણે નીચે આપેલા પુરાવા પર વિચાર કરવો.

માનનીય ડૉ. ખરેને કોંગ્રેસમાંથી કાઢી મૂકવાની ઘટનામાં જ પ્રથમ પુરાવો રહેલો છે. તે તો સુપ્રસિદ્ધ વાત છે કે ડૉ. ખરે મધ્યપ્રાંતના કોંગ્રેસ પ્રધાનમંડળના પ્રધાનમંત્રી હતા. પ્રધાનમંડળના સભ્યોની આંતરિક ખટપટને કારણે, જે પ્રતિકૂળ હતા તેવા સભ્યોને દૂર કરવા તથા નવું પ્રધાન મંડળ રચવા ડૉ. ખરેએ પોતાના તથા તેમના અન્ય પ્રધાનોનાં ત્યાગપત્ર ગવર્નરને આપવાનો સંપૂર્ણ વિધિવત્ ક્રમ અપનાવ્યો. ત્યાર પછી, બંધારણીય પ્રથા સાથે સંપૂર્ણ સુસંગત રહીને ગવર્નરે ડૉ. ખરેને પાછા બોલાવ્યા અને તેમને તેમના પ્રધાનમંત્રી પદ નીચે બીજું પ્રધાનમંડળ રચવા જણાવ્યું. ડૉ. ખરેએ આ આમંત્રણ સ્વીકાર્યું અને જૂના, પ્રતિકૂળ સભ્યોને પડતા મૂકી તથા કેટલાક નવાનો સમાવેશ કરી પ્રધાનમંડળ રચ્યું. ડૉ. ખરેનું નવું પ્રધાનમંડળ તેમના જૂના પ્રધાનમંડળથી એક બાબતે અલગ તરી આવતું હતું અને તે એ તેમાં શ્રી અગ્નિભોજનો સમાવેશ થયો હતો. શ્રી અગ્નિભોજ અસ્પૃશ્ય હતા, મધ્યપ્રાંતના ધારાસભ્ય હતા, કોંગ્રેસ પક્ષના હતા અને સુશિક્ષિત હોવાથી પ્રધાન થવાની યોગ્યતા ધરાવતા હતા. ૧૯૩૮ની ૨૬મી જુલાઈએ વર્ધામાં કોંગ્રેસ કારોબારીની સભા મળી અને તેમાં જૂના પ્રધાનમંડળમાંના તેમના સભ્યોનું ત્યાગપત્ર આપવામાં ડૉ. ખરેએ તેમની વિવેકબુદ્ધિ વાપરવામાં ગંભીર ભૂલ કરવાનો અને નવું પ્રધાનમંડળ રચવામાં તેમણે અશિસ્ત આદરવાનો ગુનો કર્યો હતો. તે બદલ તેમને ઠપકો આપતો ઠરાવ પસાર કર્યો. નવું પ્રધાન રચવામાં આદરાયેલી અશિસ્તના આક્ષેપની સ્પષ્ટતા કરતાં ડૉ. ખરેએ ખુલ્લં ખુલ્લા કહ્યું કે શ્રી ગાંધીના મતાનુસાર

પ્રધાનમંડળમાં અસ્પૃશ્યનો સમાવેશ તે અશિસ્તનું આચરણ હતું. ડૉ. ખરેએ એમ પણ કહ્યું કે શ્રી ગાંધીએ તેમને એમ પણ જણાવ્યું હતું કે અસ્પૃશ્યોમાં આવી આશા, આકાંક્ષા જગાવવાં તે તેમની ભૂલ છે અને આ અવિવેકભર્યું તેવું પગલું છે કે તે તેમને ક્યારેય માફ નહિ કરે. મંચ પરથી અનેકવાર ડૉ. ખરેએ આ જાહેરાતનું પુનરાવર્તન કર્યું હતું. શ્રી ગાંધીએ તેનો વિરોધ નહોતો કર્યો.

જો કે, આ મુદ્દા અંગે એક વધુ પ્રત્યક્ષ પુરાવો છે. ૧૯૪૨માં અસ્પૃશ્યોનું અખિલ ભારતીય સંમેલન ભરાયું હતું. તે અધિવેશનમાં અસ્પૃશ્યોની રાજકીય માગણીઓ નિશ્ચિત્ત કરતા પ્રસ્તાવો પસાર થયા હતા. આ અધિવેશનમાં ઉપસ્થિત રહેલા કોંગ્રેસ પક્ષના એક અસ્પૃશ્ય સભ્ય, શ્રી ગાંધીને આ માગણીઓ અંગે શું કહેવું હતું તે નક્કી કરવા શ્રી ગાંધી પાસે ગયા હતા. તેમણે તેમની સામે નીચેના પાંચ પ્રશ્નો મૂક્યા :

(૧) ભવિષ્યમાં ઘડાનારા બંધારણમાં હરિજનોની સ્થિતિ શી હશે ?

(૨) પંચાયત સમિતિમાં પાંચ બેઠકોથી માંડીને ઠેઠ ઉપલા ધોરણે પ્રાંતીય ધારાસભામાં વસ્તીના પ્રમાણમાં બેઠકો નિશ્ચિત્ત કરવાની સલાહ તમે સરકાર અને કોંગ્રેસને આપશો ?

(૩) બહુમતિ અનુસૂચિત જ્ઞાતિના સભ્યોનો વિશ્વાસ ધરાવતા અનુસૂચિત જ્ઞાતિના ધારાસભ્યોમાંથી પ્રાંતીય ધારાસભાઓમાં પ્રધાનમંડળના સભ્યો નિયુક્ત કરવાની સલાહ તમે કોંગ્રેસ તથા અન્ય બહુમતી પક્ષના નેતાઓને આપશો ?

(૪) હરિજનોનું પછાતપણું જોતા તમે સરકારને એવી સલાહ આપશો કે તે કાયદામાં એવી જોગવાઈ કરે કે લોકલ બોર્ડો તથા મ્યુનિસિપલ કાઉન્સિલોમાં વહીવટી હોદ્દાઓ જ્ઞાતિના ક્રમે રખાય કે જેથી હરિજનો પ્રમુખો તથા અધ્યક્ષો બની શકે ?

(૫) જિલ્લા કોંગ્રેસ સમિતિથી માંડીને કોંગ્રેસ કારોબારી સમિતિમાં તમે હરિજનોની બેઠકોની ટકાવારી કેમ નક્કી નથી કરતા ?

શ્રી ગાંધીએ ૧૯૪૨ની ૨જી ઑગસ્ટના 'હરિજન'ના અંકમાં તેમના ઉત્તરો આપ્યા. શ્રી ગાંધીએ આમ કહ્યું :

૧. જે બંધારણ પર હું પ્રભાવ પાડી શકું તે કોઈ પણ સ્વરૂપે કે રીતે અસ્પૃશ્યતાના પાલનને એક ગુનો ગણતી જોગવાઈ હશે. પછી આ 'અસ્પૃશ્યો' કહેવાતા લોકોને બધી જ ચૂંટાઈને અસ્તિત્વમાં આવતી સંસ્થાઓમાં, ચૂંટણી સંબંધિત વિસ્તારોમાં તેમની વસ્તીના પ્રમાણમાં તેમને માટે અનામત રખાયેલી બેઠકો હશે.

૨. આનો ઉત્તર ઉપરના ઉત્તરમાં સમાયેલો છે તે તમે જોઈ શકશો.

૩. હું તેમ ન કરી શકું. આ સિદ્ધાંત જ ખતરનાક છે. સમાજના વર્ગોનું રક્ષણ એટલી હદે ન થવું જોઈએ કે જે તેમને અને દેશને નુકસાન કરે. પ્રધાનમંડળનો પ્રધાન સાર્વત્રિક વિશ્વાસ ધરાવતી સર્વશ્રેષ્ઠ વ્યક્તિ હોવી જોઈએ. ચૂંટાયેલી સંસ્થામાં ચુંટાઈ આવ્યા પછી વ્યક્તિએ ઈચ્છિત હોદ્દો પ્રાપ્ત કરવા આવશ્યક ગુણ અને લોકપ્રિયતા પર આધાર રાખવો જોઈએ.

૪. પહેલી વાત તો એ કે મને જે મૃતવત્ જ છે તેવા આ કાયદામાં રસ નથી. પણ મેં ઉપર ઉલ્લેખેલા ધોરણને આધારે જ તમારા પ્રસ્તાવનો વિરોધી છું.

૫. મેં ઉલ્લેખેલાં કારણોસર હું તેનો વિરોધી છું. પણ વિશાળ પાયા પર ચૂંટાયેલું કોંગ્રેસનું વ્યવસ્થા તંત્ર ગોઠવવાની ફરજ પાડવી ગમે કે જેમાં કોંગ્રેસના દફતરમાં નોંધાયેલા હરિજન સભ્યોની સંખ્યાના પ્રમાણમાં હરિજન સભ્યોની ચૂંટણીને ખાતરી મળી હોય. જો હરિજનોને કોંગ્રેસના ચાર આનાના સભ્ય બનવાનો રસ ન હોય તો ચૂંટાયેલી સંસ્થાઓમાં તેમના નામની અપેક્ષા તે ન રાખે. પણ હું કોંગ્રેસ કાર્યકર્તાઓને ભારપૂર્વક સલાહ આપું કે તે હરિજનોનો સંપર્ક સાધે અને તેમને કોંગ્રેસના સભ્ય બનવા સમજાવે.

પ્રધાનમંડળમાં પ્રતિનિધિત્વ ધરાવવાનો અસ્પૃશ્યોના અધિકારનો અસ્વીકાર કરવાના સિદ્ધાંત પર શ્રી ગાંધી અને કોંગ્રેસ કૃત સંકલ્પ હતા તે અંગે કોઈ શંકા રહે છે ખરી ? જો યોગ્યતાનો જ પ્રશ્ન હોય તો શ્રી ગાંધી આ મર્યાદા બાંધતી શરત અન્ય લઘુમતીઓને પણ લાગુ પાડે તો તેમાં કૈંક અર્થ રહ્યો હતો. મુસ્લિમોની માગણી અંગે શ્રી ગાંધી તેવું કહેવાની હિંમત કરી શકશે ? માત્ર અસ્પૃશ્યોના જ કિસ્સામાં તેમને બાકાત રાખવા તેનો ઉપયોગ કરવાની

શી જરૂર ? કોઈએ એવો દાવો નથી કર્યો કે અયોગ્ય અસ્પૃશ્યને પ્રધાન બનાવવો જ જોઈએ. શ્રી ગાંધીના હૃદયમાં પૂરાઈ રહેલી વિરોધની આંતરિક લાગણીને જ આ વાત દૃઢ કરે છે.

પુના કરારને બિનઅસરકર્તા બનાવવા માટે જે અસંખ્ય કાર્યો કરવાની ભૂલ કોંગ્રેસે કરી તેમાની વધુ બેનો ઉલ્લેખ કરવાનો બાકી છે. પ્રથમ તો છે ચૂંટણી માટે ઉમેદવારો પસંદ કરવાની કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડની નીતિ. કમભાગ્યે આ પ્રશ્નનો તેના મહત્ત્વ જેટલો ઊંડો અભ્યાસ નથી થયો. મેં આ પ્રશ્નનો અભ્યાસ કર્યો છે અને પુરાવા સહિતનાં તેનાં પરિણામો અન્ય ગ્રંથમાં નિરૂપવા માગું છું. અહીં તો હું આ બોર્ડોએ ચૂંટણી માટે ઉમેદવારની પસંદગીમાં અપનાવેલા દેખાતા સામાન્ય સિદ્ધાંતોને જ મૂકવા માગું છું. કોમી સિદ્ધાંતે તેમાં અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો. જે મતદારમંડળમાં જ્યાં બેમાંથી એક ઉમેદવાર પસંદ કરવાનો હતો ત્યાં કોંગ્રેસને અતિ યોગ્ય ઉમેદવારને પસંદ કરવાની અનિવાર્યતા ન લાગી જે જ્ઞાતિ બહુસંખ્ય હતી તે જ્ઞાતિના ઉમેદવારને તેણે પસંદ કર્યો. સમૃદ્ધિની ગણતરીઓએ પણ તેમનો ભાગ ભજવ્યો. ગરીબ અને બહેતર યોગ્યતા ધરાવતા ઉમેદવાર કરતાં વધુ સમૃદ્ધ ઉમેદવાર ઘણીવાર પસંદ કરાયો. આ ધોરણો અન્યાયી હતાં. પણ ચૂંટાઈ શકે તેવો સલામત ઉમેદવાર પસંદ કરવો ને ધ્યેય ને લક્ષમાં લેતાં તે સમજી શકાય તેવાં છે. પણ અન્ય એવા પણ સિદ્ધાંતો અપનાવાયા કે જે ઊંડા કાવતરાને પ્રગટ કરતા હતા. ઉમેદવારોના જુદાજુદા વર્ગો માટે જુદીજુદી યોગ્યતાનાં ધોરણો રખાયાં હતાં. બ્રાહ્મણ અને એવી ઉચ્ચ કોમોમાંથી આવતા ઉચ્ચ વર્ણના હિંદુઓ માટે ઊંચામાં ઊંચી યોગ્યતાવાળા ઉમેદવારો પસંદ થતા. બ્રાહ્મણેતર જ્ઞાતિઓના કિસ્સાઓમાં ઊંચી યોગ્યતા ધરાવતા ઉમેદવારો કરતાં નીચી યોગ્યતાવાળા ઉમેદવારોની પસંદગી થતી અસ્પૃશ્યોના કિસ્સામાં ઓછી અથવા કશીયે યોગ્યતા ન ધરાવતા ઉમેદવારોની પસંદગી યોગ્યતા ધરાવતા ઉમેદવારને મુકાબલે થતી. એકેએક કિસ્સામાં આ સાચું છે તેવું હું નથી કહેતો. પણ સામાન્ય પરિણામ એ આવતું કે કોંગ્રેસે પસંદ કરેલા ઉમેદવારોમાંથી બ્રાહ્મણ અને એવા ઉચ્ચવર્ણના ઉમેદવારો અતિ ઉચ્ચ શિક્ષણ ધરાવનારા હતા, બ્રાહ્મણેતર ઉમેદવારો સામાન્ય શિક્ષિત હતા

અને અસ્પૃશ્ય ઉમેદવારો સમ ખાવા પૂરતાં સાક્ષર હતા. પસંદગીની આ પદ્ધતિ અતિ કપટભરી છે. જે કોઈ તેનો કાળજીભર્યો અભ્યાસ કરે છે તેને જણાશે કે તે બીજા કોઈને નહિ પણ બ્રાહ્મણો અને તેવી જ્ઞાતિઓના લોકોને જ પ્રધાન મંડળમાં મુખ્ય સ્થાન આપવા અને તેમને માટે નમ્ર, અબુદ્ધિમાન બ્રાહ્મણેતરો અને અસ્પૃશ્યોનું સમર્થન પ્રાપ્ત કરવા જ યોજાઈ હતી. બ્રાહ્મણેતરો અને અસ્પૃશ્યો પોતાની બુદ્ધિમત્તાને કારણે પ્રધાનોના સ્પર્ધક થવાનું સ્વપ્ન ક્યારેય સેવે નહિ અને ધારાસભાઓમાં સભ્યપદનો મોભો મળવા સિવાયની બીજી કોઈ અપેક્ષા વિના નેતાની પાછળ પાછળ ફર્યા કરે. પ્રધાન થવાની ઇચ્છા સેવતા અસ્પૃશ્યે પ્રધાન થવા માટે યોગ્ય વ્યક્તિ થવું જોઈએ તેવું કહેતી વખતે શ્રી ગાંધીએ આ પાસું તો જોયું જ નહિ. નહિતર, તેમણે જોયું હોત કે અસ્પૃશ્ય કોંગ્રેસીઓમાં જો અયોગ્ય વ્યક્તિઓ હતી તો તેનું કારણ એ હતું કે કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડે અસ્પૃશ્યોમાંથી સુયોગ્ય ઉમેદવારોની પસંદગી નહોતી કરી.

જો વર્તમાન ચૂંટણી પદ્ધતિ ચાલુ રહે તો કોંગ્રેસ હંમેશ શિક્ષિત હિંદીઓને ધારાસભ્ય - જે પ્રધાન મંડળના સભ્ય બનવાનું પ્રથમ સોપાન છે તે - બનતા રોકે. આ ભયંકર ચિત્ર છે અને પરિસ્થિતિને સુધારવા કૈંક પગલાં તો લેવાં જ પડશે. દરમ્યાન એટલું કહેવું પૂરતું છે કે કોંગ્રેસે અપનાવેલી ઉમેદવારોની પસંદગીની રીતે અસ્પૃશ્યો પાસેથી વહીવટી સત્તાઓ, તે ધરાવવા તેઓ યોગ્ય નથી તે બહાને છીનવી લઈ તેમને ભારે ફટકો માર્યો. તેમની આવી સ્થિતિ તો તેણે ઘાલમેલ અને હીન રીતે પોતાને માટે જ સર્જી હતી.

કોંગ્રેસનું બીજું અપકૃત્ય હતું અસ્પૃશ્ય કોંગ્રેસીઓ પાસે સખત પક્ષીય શિસ્તનો આગ્રહ. તેઓ કોંગ્રેસ પક્ષના વહીવટી તંત્રના સંપૂર્ણ અંકુશ નીચે હતા. તે તંત્રને અણગમતો પ્રશ્ન તે પૂછી શકતા નહોતા. તે પરવાનગી ન આપે તેવો કોઈ પ્રસ્તાવ તે રજૂ કરી શકતા નહોતા. તે જેનો વિરોધ કરે તેવું કશું તે કાયદામાં લાવી શકતા નહોતા. પોતાની પસંદગી પ્રમાણે તે મત આપી શકતા નહોતા, અને પોતાને લાગતું હોય તે બોલી શકતા નહોતા. ત્યાં તે દોરાતા મૂંગા પશુ જેવા હતા. અસ્પૃશ્યો માટે ધારાસભામાં પ્રતિનિધિત્વ માટેનું એક કારણ હતું તેમની ફરિયાદોને પ્રગટ કરવા તેમને સમર્થ બનાવવાનું અને તેમને

થતા અન્યાયોનું નિવારણ કરવાનું કોંગ્રેસે સફળતાપૂર્વક અને પ્રભાવકતાથી આ બનતું અટકાવ્યું.

આ લાંબી અને દુ:ખદ કથાના અંતમાં એટલું જ કહેવાનું કે કોંગ્રેસે પુનાકરારમાંથી રસ ચૂસી લીધો અને અસ્પૃશ્યોના ચહેરા પર છાલ ફેંકી.

# પ્રકરણ ૪

# પામર શરણાગતિ

## કૉંગ્રેસની અપકીર્તિભરી પીછેહઠ

### ૧

૧૯૩૨ની ૨૪મી સપ્ટેંબરે પુના કરાર પર સહીઓ થઈ હતી. ૨૫મી સપ્ટેંબરે તેને સમર્થન આપવા મુંબાઈમાં હિંદુઓની એક જાહેરસભા ભરાઈ હતી. તે સભામાં નીચેનો પ્રસ્તાવ પસાર થયો હતો :-

'ઉચ્ચવર્ણના હિંદુઓ અને દલિતવર્ગોના નેતાઓ વચ્ચે તા. ૨૪, સપ્ટેંબર, ૧૯૩૨ને રોજ પુનામાં સધાયેલ સંમતિને આ પરિષદ સમર્થન આપે છે અને વિશ્વાસ રાખે છે કે બ્રિટિશ સરકાર હિંદુ કોમમાં જ અલગ મતદારમંડળો રચવાના તેના નિર્ણયને પાછો ખેંચશે અને તેનો સંપૂર્ણ સ્વીકાર કરશે. આ પરિષદ સરકારને આગ્રહ ભરી વિનંતી કરે છે કે તે સત્વરે પગલાં લે જેથી અતિ મોડું થઈ જાય તે પહેલાં, પોતાની પ્રતિજ્ઞાની મર્યાદામાં રહીને મહાત્મા ગાંધી તેમના ઉપવાસ છોડી શકે. સંબંધિત કોમોના નેતાઓને આ સંમતિના તથા આ પ્રયત્નના ગર્ભિતાર્થો સમજી તેમનો અમલ કરવા આ પરિષદ વિનંતી કરે છે.

'આ પરિષદ ઠરાવે છે કે હવે પછી હિંદુઓમાં કોઈને પણ તેના જન્મને કારણે અસ્પૃશ્ય માનવામાં નહિ આવે અને જેમને તેવા માનવામાં આવ્યા છે તેમને હવે પછી જાહેર કૂવાઓ, જાહેર શાળાઓ, જાહેર માર્ગો અને અન્ય જાહેર સંસ્થાઓનો ઉપયોગ કરવાની હિંદુઓ જેટલો જ અધિકાર રહેશે. પહેલી તકે આ અધિકારને કાયદાની માન્યતા આપવામાં આવશે અને સ્વરાજ્ય પહેલાં તેવી માન્યતા જો તેને નહિ મળી હોય તો સ્વરાજ્ય પાર્લામેન્ટમાં તે પહેલા ઘડાયેલા ધારાઓમાંનો એક ધારો હશે.

૧ વળી એમ પણ કબૂલવામાં આવે છે કે પ્રત્યેક કાયદેસર અને શાંતિભર્યા માર્ગો દ્વારા રૂઢિએ આ અસ્પૃશ્ય કહેવાતા વર્ગો પર, તેમના મંદિર પ્રવેશ અવરોધ

સહિતની તેમના પર લાદેલી સઘળી સામાજિક અક્ષમના દૂર કરવાની, પરિસ્થિતિ ઊભી કરવાનું કર્તવ્ય સઘળા હિંદુ નેતાઓનું રહેશે.'

આ પ્રસ્તાવ પછી અસ્પૃશ્યો માટે મંદિર ખુલ્લાં મૂકવાની ઉત્સાહ ભરી પ્રવૃત્તિ હિંદુઓએ આદરી. એવું એક પણ અઠવાડિયું નહિ હોય કે જયારે શ્રી ગાંધીએ શરૂ કરેલા સાપ્તાહિક 'હરિજન'માં પ્રથમ પાને પ્રગટ થતી અઠવાડિયે અઠવાડિયે શીર્ષકવાળી ખાસ કરારમાં અસ્પૃશ્યો માટે ખુલ્લાં મુકાયેલાં મંદિરો, ખુલ્લા મુકાયેલા કૂવાઓ અને ખુલ્લી મુકાયેલી શાળાઓની લાંબી લચક યાદી પ્રગટ ન થઈ હોય. 'હરિજન'ના બે અંકોમાંથી આ 'અઠવાડિયે અઠવાડિયે' કરારના નમૂનાઓ હું નીચે આપું છું.'

**૧૮મી ફેબ્રુઆરી ૧૯૩૩નું 'હરિજન'**
**અઠવાડિયે અઠવાડિયે**
**(૧૯૩૩ની ૭મી ફેબ્રુઆરીના અંત સુધીના અઠવાડિયા દરમ્યાન)**

**ખુલ્લા મુકાયેલા મંદિરો**

રૂપિયા દોઢ લાખને ખર્ચે ઉત્તર કલકત્તામાં હમણાં જ બંધાયેલું મંદિર

મદ્રાસના ગંજમ જિલ્લાના ભાપુર ગામમાં એક મંદિર.

પંજાબના જાલંદરમાં નૌરુનિયામાં એક ઠાકુરદ્વારા મંદિર.

**ખુલ્લા મુકાયેલા કૂવાઓ**

ઓરિસ્સાના કટક જિલ્લાના જયપુર ગામમાં ગુરિયાપુર ખાતે એક મ્યુનિસિપલ કૂવો.

સંયુક્ત પ્રાંતોમાં, આગ્રામાં વઝિરપુરા અને નિકિગલીમાં બે કૂવા.

ત્રિચિનોપલી (મદ્રાસ)માં એક રૂઢિચુસ્ત બ્રાહ્મણે હરિજનો અને ઉચ્ચ વર્ણના હિંદુઓના સમાન ઉપયોગ માટે ત્રણ કૂવા ખોદવા માટેનો ખર્ચ આપવા જાહેર કરેલી તત્પરતા.

**પ્રારંભાયેલી શાળાઓ**

- સંયુક્ત પ્રાંતના મિરત જિલ્લાના બગ્રોતામાં મફત શાળા.

રાજપુતાનાના મેતેહ જિલ્લામાં એક શાળા.

રાજપુતાનાના જયપુર રાજ્યમાં ફત્તેહપુર, ચેમન અને અભયપુરમાં ત્રણ શાળાઓ.

સંયુક્ત પ્રાંતના ફરુકાબાદ જિલ્લામાં ફત્તેહગઢમાં એક શાળા.

સંયુક્ત પ્રાંતમાં મથુરામાં ત્રણ રાત્રિ શાળાઓ.

સંયુક્ત પ્રાંતના ગોરખપુર ગામમાં ત્રણ રાત્રિ શાળાઓ.

સંયુક્ત પ્રાંતના હાટા તહેસિલમાં એક રાત્રિ શાળા.

સાખોનિયામાં એક રાત્રિ શાળા.

**દેશી રાજ્યો**

૧. પાલિતાણા (કાઠિયાવાડ) સ્ટેટ એસેમ્બલીએ હરિજનોને સગવડો પૂરી પાડવા બહુમતીએ પસાર કરેલા ત્રણ ઠરાવો.

૨. રાજ્યમાં હરિજનોની સ્થિતિ સુધારવાનાં પગલાં વિચારવા મદ્રાસના સંધૂર રાજ્યની સરકારે સ્થાપેલી ખડી સમિતિ.

**સામાન્ય**

૧. ગોરખપુર જિલ્લાના કાશિયા પાસેનાં અનેક ગામડાંમાં હરિજનોએ માંસાહારનો કરેલો ત્યાગ.

૨. વસંત પંચમી ઉત્સવ પ્રસંગે મુઝફ્ફરપુર (બિહાર)માં હરિજન સેવા સંઘની નિશ્રામાં શ્રી ચતુર્ભુજ નાથજીના મંદિરમાં વસંતોત્સવ' ઉજવાયો હતો જેમાં સર્વ જ્ઞાતિના હિંદુઓએ ભાગ લીધો હતો.

એ.વી. ઠક્કર
મહામંત્રી

અખિલ ભારતીય અસ્પૃશ્યતા પ્રતિકાર સંઘના પ્રમુખ અને ડીપ્રેસ્ડ મિશન સોસાયટી ઑફ ઈન્ડિયા, પુનાના આદ્ય ટ્રસ્ટી શ્રી વી. આર. શીન્દેએ ધારાસભાને શ્રી રંગા આયરના અસ્પૃશ્યતા ખરડાઓનાં બંને પગલાંને સમર્થન આપવાની વિનંતી કરતો ખુલ્લો પત્ર લખ્યો છે.

મુંબાઈના જી' વોર્ડના તૈકલવાડીમાં હમણા જ એક આગ ભભૂકી ઊઠી હતી જેમાં ૪૮ મહાર કુટુંબોની ઝૂંપડીઓ તથા માલ મિલકતને ભારે નુકસાન પહોંચ્યું

હતું. ધ સર્વન્ટસ ઑફ અનટેચેબલ સોસાયટીના મુંબાઈ પ્રાંતીય બોર્ડે આ કુટુંબોને રાહત આપવા રૂ. ૫૦૦ મંજૂર કર્યા હતા અને તે સોસાયટીની 'જી' વોર્ડની પેટાસમિતિ દ્વારા રાહતકાર્યની વ્યવસ્થા થઈ હતી. આ ૪૮ કુટુંબોની ૧૬૩ વ્યક્તિઓને રાહત આપવાનાં તાત્કાલિક પગલાં રૂપે રૂ. ૪૦૨.૮ વહેંચવામાં આવ્યા હતા.

મુંબાઈ સરકારે હુકમો બહાર પાડી સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓને વિનંતી કરી છે કે કૂવાઓ, તળાવો, ધર્મશાળાઓ વગેરે માટે સરકારી જમીન આપવી નહિ સિવાય કે આવા કૂવાઓ તળાવો વગેરેને ઉપયોગ કરવાનો હક બધી જ જ્ઞાતિઓને સરખો રહેશે તે શરત મંજૂર રાખવામાં આવે.

## ૧૫, જુલાઈ, ૧૯૩૩નું હરિજન
## અઠવાડિયે અઠવાડિયે

### શૈક્ષણિક સવલતો

ઉત્તર આર્કોટ જિલ્લામાં વિદ્યાર્થી સંઘ સમાજ દ્વારા હરિજનો માટે ત્રણ વાચન ખંડો ખુલ્લા મૂકવામાં આવ્યા.

મદુરા જિલ્લામાં વિદ્યાર્થી સંઘ સમાજના કાર્યકરોએ હરિજન બાળકોને વિરગનુર તાલુકા બોર્ડની શાળામાં પ્રવેશ અપાવ્યો.

મદુરા વિદ્યાર્થી સંઘ સમાજે સ્થાપેલી મેલાચેરી શાળામાં બાળકોને મફત ગંજીઓ, ટુવાલો અને સ્વેટરો વગેરે વહેંચવામાં આવ્યા.

દિલ્હીની રામજશ કોલેજના બે વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ અને મફત રહેવાની સગવડ આપવામાં આવી અને એકને કોલેજના આચાર્ય શ્રી થડાની દ્વારા શિષ્યવૃત્તિ અપાઈ.

લાહોર હરિજન સેવા સંઘ દ્વારા મોચી દરવાજા બહાર આવેલા હરિજનવાસમાં પ્રૌઢ હરિજનો માટે એક રાત્રિશાળા ખોલવામાં આવી જેનું ઉદ્‌ઘાટન શ્રી બ્રિજલાલ નહેરુએ કર્યું હતું.

બ્રાહ્મણ કોદુર (ગુન્તુર)માં હરિજન વિદ્યાર્થીઓ માટે એક છાત્રાલય શરૂ કરવાનું વિચાર્યું છે.

પૂર્વ ગોદાવરી જિલ્લા હરિજન સેવા સંઘે કોકોન્ડામાં ભણતી હરિજન વિદ્યાર્થિનીઓ માટે એક છાત્રાલય શરૂ કરવાનો ઠરાવ કર્યો છે. રૂ. ૬૩૦ની રોકડ રકમ, ચોખાના ૨૦ થેલા, એક વર્ષ જેટલું ઈંધણ છાત્રાલયને દાન રૂપે પ્રાપ્ત થઈ ચૂક્યું છે. ૧૫ વિદ્યાર્થિનીઓ માટે આ છાત્રાલયનો પ્રારંભ થશે.

અનંતપુર જિલ્લા હરિજન સેવા સંઘે ઊર્વકોંડામાં હરિજન વિદ્યાર્થીઓ માટે છાત્રાલય શરૂ કરવાનો નિર્ણય કર્યો છે. નાણા તથા કેટલીક જોગવાઈઓ અગાઉથી કરવામાં આવી છે અને છાત્રાલય વીસ વિદ્યાર્થીઓથી શરૂ થશે તેમ માનવામાં આવે છે.

જિલ્લા હરિજન સેવા સંઘ ગુન્તુરના અથાક પરિશ્રમોના કારણ કે ગામડાં તથા ગામનાં વિદ્યાર્થીઓની જેમ હરિજનોને સવર્ણ શાળાઓમાં પ્રવેશ મળ્યો છે.

**કૂવાઓ**

કોઈમ્બતુર જિલ્લાના ત્રણ અવાવરુ કૂવાઓને સ્વચ્છ કરી ઉપયોગમાં લેવા જેવા કર્યા છે.

વિદ્યાર્થી સંઘ સમાજે પસંદ કરેલી ત્રણ શેરીઓમાં કૂવા ખોદવાનું વચન આર્કોટના ડિસ્ટ્રીકટ બોર્ડના પ્રમુખે આપ્યું છે.

૩૧-૫-૩૩ ને રોજ પૂરા થતા પખવાડિયામાં, આંધ્ર પ્રદેશમાં ૧૨૫ જેટલા કૂવા હરિજનો માટે ખુલ્લા મુકવામાં આવ્યા છે અને બીજા પાંચ નવા બંધાયા છે.

**સામાન્ય**

પાદરીઓ જ્યાં રહે છે ત્યાં હોગ્ગ બજાર (કલકત્તા) પાસેથી વસ્તીમાં સસ્તા ભાવની અનાજની દુકાન ખોલવામાં આવી.

બીબી બેગન (કલકત્તા)માં વસતાં હરિજન કુટુંબોનાં દેવાં ચુકવવાં વિદ્યાર્થી સંઘ સમાજે રૂ. ૬૦ ચૂકવ્યાં.

કલકત્તાના અમૃત સમાજે કેટલાંક હરિજનોને સેવાઓ આપી.

બોલપુર (બીરભૂમ)ના ૪૫૦ હરિજનોએ દારૂપીવાનો ત્યાગ કર્યો અને ૧૨૭૫ જેટલા મોચીઓએ માંસાહાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી.

બાંકુરા, મુર્શિદાબાદ અને ચોવીસ પરગણાંમાં વિદ્યાર્થી સંઘ સમાજના ત્રણ નવાં જિલ્લા કેન્દ્રો ખોલવામાં આવ્યાં.

ચેરીઓમાં સીધી અને અંગત સેવા આપી શકાય તે માટે ત્રિચિનાપોલી, તાંજોર, તીન્નાવેલી, સાલેમ, ડિન્ડીગુલ, ઉત્તર આર્કોટ અને મદુરા તે બધાં જ સ્થળોએ ગાંધી હરિજન સેવા સ્વયં સેવકદળ સ્થાપવાનો નિર્ણય લેવાયો.

કોઈમ્બતુરથી બાર માઈલ દૂર આવેલા હરિજનોની વસ્તી ધરાવતા અલાન્દુરુલ ગામડામાં રૂ ૨૫ની કીમત જેટલું અનાજ, રૂ. ૧૦૦ની કીમત જેટલું કાપડ, રૂ. ૨૫ની કીમત જેટલું તેલ ત્યાં લાગેલી આગ પછી રાહત રૂપે અપાયાં.

ચિદમ્બરમ્ હરિજન યુવા સંઘની સ્થાપના કરવામાં આવી. તેનાલીમાં હરિજનોને પડતર કીમતે જીવન જરૂરિયાતની ચીજો આપવા દુકાન ખોલવામાં આવી જેનો તેઓ ઉપયોગ કરી રહ્યા છે.

હમણાં જ આગથી ભસ્મીભૂત બનેલા વાલાના પાલેમ (પૂર્વ કિસાના)માં ઘરની પુનર્રચના માટે હરિજનોને રાહત આપવા રૂ. ૧૧૦ની રકમ ખર્ચાઈ.

ચેલ્લામાંચિલી (વિભાગ)માં આગમાં ઘર ખોઈ બેઠલા હરિજનોની રાહત માટે પ્રાંતીય સમિતિએ રૂ. ૧૦૦નો ફાળો આપ્યો. સ્થાનિક હરિજન સેવા સંઘ બહેતર સ્થળે હરિજનો માટે નવાં ઘર બાંધવા પ્રયત્ન કરે છે અને તે માટે બાંધકામની સામગ્રી રૂપે કે રોકડમાં દાન એકઠું કરે છે.

ગોલ્લોપાલેમમાં એક સવર્ણ સજ્જને એક હરિજનને પોતાને ત્યાં નોકર તરીકે રાખ્યો.

જ્યારે મંદિરોના માલિકો કે ટ્રસ્ટીઓ અસ્પૃશ્યોના પ્રવેશ માટે મંદિરો ખુલ્લાં મૂકતાં નહોતાં ત્યાં તેમને બધા સાથે સંમત થવા ફરજ પાડવા હિંદુઓએ સાચે જ સત્યાગ્રહ કર્યો. ગુરુવયુરના મંદિરમાં અસ્પૃશ્યો માટે પ્રવેશ મેળવવા શ્રી કે લાપ્પને કરેલો સત્યાગ્રહ આ આંદોલનનો એક ભાગ હતો. પ્રવાહની વિરુદ્ધ ઊભા રહેવાની હિંમત કરતાં મંદિરોના ટ્રસ્ટીઓને ફરજ પાડવા, જો બહુમતી હિંદુ ભક્તો લોકમતમાં અસ્પૃશ્યોના મંદિર પ્રવેશ અંગે મત આપે તો ટ્રસ્ટીઓને અસ્પૃશ્યોના પ્રવેશ માટે મંદિરો ખુલ્લાં મૂકવાની ફરજ પાડતા ખરડાઓ સાથે

અનેક હિંદુ ધારાસભ્યો એકબીજાની સ્પર્ધા કરતા બહાર પડયા. આવા ખરડાઓનું પૂર છલકાયું અને પહેલું સ્થાન મેળવવા ધારાસભ્યોમાં સ્પર્ધા જાગી. મદ્રાસ લેજીસ્લેટીવ કાઉન્સિલના ડૉ. સુબ્બારોયને મંદિર પ્રવેશ ખરડો રજૂ કર્યો હતો. કેન્દ્રીય ધારાસભામાં પણ ચાર ખરડાઓ રજૂ થયા હતા. એક હતો શ્રી સી.એસ. રંગા આયરનો, બીજો હતો શ્રી હરિવિલાસ શારદાનો, ત્રીજો હતો શ્રી લાલચંદ નવલરાયનો અને ચોથો હતો શ્રી એમ.આર. જયકરનો.

આ આંદોલનમાં શ્રી ગાંધી પણ જોડાયા. ૧૯૩૨ પહેલાં શ્રી ગાંધી અસ્પૃશ્યોના હિંદુ મંદિર પ્રવેશની વિરુદ્ધમાં હતા. તેમના જ શબ્દો ટાંકીએ તો ગાંધીએ કહ્યું હતું.[૧]

"અસ્તિત્વ ધરાવતા સઘળાં મંદિરોમાં પ્રવેશ મેળવવાનો અધિકાર અંત્યજોને મળવો જોઈએ તે કેવી રીતે શક્ય બને ? જયાં સુધી હિંદુ ધર્મમાં જ્ઞાતિ અને વર્ણ પ્રથાને મુખ્ય સ્થાન છે ત્યાં સુધી દરેક હિંદુ એકેએક મંદિરમાં પ્રવેશી શકે તેમ કહેવું તે આજે અશક્ય વાત છે.'

એટલે મંદિર પ્રવેશના આંદોલનમાં તેમનો પ્રવેશ તે એક આશ્ચર્ય બની રહે છે. શ્રી ગાંધીએ આ ગુલાંટ કેમ ખાધી તે કલ્પી શકાતું જ નથી. હિંદુમંદિરોમાં અસ્પૃશ્યોના પ્રવેશનો વિરોધ કરવામાં પોતે ભૂલ કરી હતી તેવી ખાતરી થતાં તેમના હૃદય પરિવર્તનનું આ પ્રમાણિક પગલું હતું ? પુના કરાર દ્વારા હિંદુઓ તથા અસ્પૃશ્યો વચ્ચે જે અલગતા સ્થાપવામાં આવી હતી તે સાંસ્કૃતિક અને ધાર્મિક ગાંઠોનો સદંતર વિચ્છેદ કરશે; તેથી તેમને સાથે જોડી રાખે તેવાં મંદિર પ્રવેશ જેવાં કેટલાંક પગલાંથી તેવાં વલણનો પ્રતિકાર કરવાનું અનિવાર્ય હતું તેવા ભાન સહિતનું આ પગલું હતું ? અથવા તો અસ્પૃશ્યોને હિંદુઓથી અલગ પાડતા, તેમની અને હિંદુઓ વચ્ચેના આ અવરોધોનો વિનાશ કરી અસ્પૃશ્યોના રાજકીય અધિકારો માટેના દાવાઓનો મૂળભૂત પાયો નાશ કરવાનો હેતુ જ આ મંદિર પ્રવેશ આંદોલનમાં જોડવાનો હતો ? અથવા તો તેમના નામ અને પ્રતિષ્ઠા વધવાની વિશાળ શક્યતાની આછી ઝાંખી શ્રી ગાંધીને થઈ ચૂકી હતી અને

૧ ગાંધી શિક્ષણ, ખંડ ૨, પૃ.૧૩૨.

તેમની હંમેશની ટેવ મુજબ તેનો વધુમાં વધુ ઉપયોગ કરવા તે ધસી ગયા ? આ અંગે બીજી કે ત્રીજી સ્પષ્ટતા સત્યની વધુ નિકટ બેસશે.

૨

મંદિર પ્રવેશના આંદોલન પ્રત્યે અસ્પૃશ્યોનું શું વલણ હતું ? મંદિર પ્રવેશના આંદોલનને મારું સમર્થન આપવા શ્રી ગાંધીએ મને વિનંતી કરી. મેં તેમ કરવાની ના પાડી અને આ વિષય અંગે અખબારોમાં એક નિવેદન કર્યું. આ પ્રશ્ન અંગે મારા વલણનાં કારણો વાચકો સમજી શકે તે માટે હું તે આખું ને આખું અહીં પ્રગટ કરું છું.

## મંદિર પ્રવેશ ખરડા અંગે નિવેદન
## ૧૪, ફેબ્રુઆરી ૧૯૩૩

જો કે મંદિર પ્રવેશ અંગેના પ્રશ્નનો વિવાદ સનાતનીઓ અને મહાત્માં ગાંધી વચ્ચેનો છે છતાંય અસ્પૃશ્યોએ નિ:શંક તેમાં અતિ મહત્ત્વનો ભાગ ભજવવાનો છે કારણ કે જયારે આ પ્રશ્ન અંતિમ સમજૂતી માટે આવશે ત્યારે તેમનું વલણ ત્રાજવાના એક કે બીજા પલ્લાનું વજન વધારશે. આથી તે જરૂરી છે કે તેમનાં મંતવ્ય વિશે પાછળથી કોઈ પણ જાતની દ્વિધા ઊભી ન થાય તેટલા ખાતર તેને અત્યારે જ સ્પષ્ટ કરી કહી દેવાં જોઈએ.

અત્યારે, શ્રી રંગા આયરનો મંદિર પ્રવેશ ખરડો જે રીતે ઘડાયો છે તેને સમર્થન આપવું દલિત વર્ગો માટે શક્ય નથી. ખરડાનો મુસદ્દો એવો છે કે નિશ્ચિત મંદિરના વિસ્તારમાંના મ્યુનિસિપાલિટીના અને લોકલ બોર્ડના મતદારોનો લોકમત લેવાતાં બહુમતીએ નિર્ણય લે કે દલિત વર્ગોને મંદિર પ્રવેશ આપવો તો તે મંદિરના ટ્રસ્ટીઓ કે મેનેજર તે નિર્ણયને બંધાયલા રહેશે. આ તો બહુમતી નિર્ણયનો સામાન્ય સિદ્ધાંત છે અને તે ખરડામાં કશું પરિવર્તનશીલ કે ક્રાંતિકારી નથી. જો સનાતનીઓ ડાહ્યા હશે તો કશાય વાંધા વિના તેઓ આ સ્વીકારી લેશે.

દલિત વર્ગો આ ખરડાનું સમર્થન શા માટે ન કરી શકે તેનાં કારણો બે સિદ્ધાંતો પર અવલંબે છે : એક તો એકે દલિત વર્ગો માટે મંદિર પ્રવેશનો જે

દિવસ આમેય નક્કી થયો છે તેનાથી એક દિવસ વહેલો કરવાનું સામર્થ્ય આ ખરડામાં નથી. એ સાચું કે, બહુમતીના નિર્ણયને આધારે દલિત વર્ગો માટે મંદિર પ્રવેશ ખુલ્લા મૂકનારા ટ્રસ્ટીઓ કે મેનેજર સામે લઘુમતી અદાલતનો મનાઈ હુકમ મેળવી શકે તેવી જોગવાઈ આ ખરડામાં નથી. પણ આ જોગવાઈનો સંતોષ પ્રાપ્ત કરતાં પહેલાં, તે ખરડાના કર્તાને અભિનંદન આપતાં પહેલાં કોઈને એ ખાતરી તો થવી જોઈએ કે જ્યારે આ પ્રશ્ન અંગે મત લેવામાં આવશે ત્યારે બહુમતી લોકો મંદિર પ્રવેશના પક્ષમાં મત આપશે. જો કોઈને કોઈ પણ પ્રકારનો ભ્રમ ન હોય તો, મંદિર પ્રવેશના પક્ષે બહુમતી લોકો મત આપશે તેવી રાખેલી આશા ભાગ્યે જ ફળીભૂત થશે. નિ:શંકપણે બહુમતી લોકો આજે આના વિરોધી છે - શંકરાચાર્ય સાથેના પોતાના પત્રવ્યવહારમાં જ આ ખરડાના કર્તાએ આ વાત કબૂલી છે.

બહુમતી લોકો ખરડાની વિરુદ્ધ જ વર્તશે તેવી જ આશા જ્યારે રખાતી હોય ત્યારે તો પછી ખરડો પસાર કર્યા પછી ઊભી થતી પરિસ્થિતિમાં શું ? મને તો કશું જ દેખાતું નથી. નિ:શંક, મને ગુરુવયુર મંદિર અંગે લેવાયલા લોકમતનાં પરિણામો જ સાંભરાશે. જે સામાન્ય પરિણામ રૂપે થવું જોઈએ તેને બદલે મહાત્મા ગાંધીની જિંદગી જેટલું જ આટલું બધું પ્રાધાન્ય લોકમતને અપાય તે સ્વીકારવાનો જ હું ઈન્કાર કરું છું. આવી કોઈ પણ ગણતરીઓમાંથી મહાત્મા ગાંધીની જિંદગીને નિ:શંક બાકાત રાખવી જોઈએ.

બીજું કારણ એ કે આ ખરડો મંદિરોમાંની અસ્પૃશ્યતાને પાપકર્મ લેખતો નથી. અન્ય અનેક પ્રકારના સામાજિક દૂષણોથી લગીરે ખરાબ નહિ તેવા એક સામાજિક દૂષણ તરીકે જ તે અસ્પૃશ્યતાને સ્વીકારે છે. કારણ કે તે અસ્પૃશ્યતાને ગેરકાયદેસર ગણવાની તો જાહેરાત કરતો જ નથી. જો બહુમતી તેવો નિર્ણય કરે તો તેને બંધનકર્તા બળ પણ છીનવી લેવાય. બહુમતીને લત વળગી છે તેથી કે બહુમતી તેનો વ્યવહાર કરવાનું પસંદ કરે છે તેથી પાપ અને અનૈતિકતા સહ્ય નથી બની જતાં. જો અસ્પૃશ્યતા તે પાપી તથા અનૈતિક રૂઢિ હોય તો દલિત વર્ગોને ખ્યાલમાં રાખીને કશાય ખચકાટ વિના તેનો અંત આણવો જોઈએ, ભલે ને બહુમતીને તે સ્વીકાર્ય હોય તોય.

આ જ વસ્તુનો સમાવેશ ખરડામાં નથી. મદ્યપાન નિષેધનો સુધારક મદ્યપાનની ટેવને ગંભીરપણે જોતો નથી તે જ રીતે આ ખરડાના કર્તા અસ્પૃશ્યતાની રૂઢિને લગીરે ગંભીરપણે જોતા નથી. આ ગૃહીત સામ્યથી તે એટલા બધા પ્રભાવિત થઈ ગયા છે કે તેમણે અપનાવેલી રીત પણ મદ્યપાનનિષેધ સુધારકોએ મદ્યપાનના દૂષણને ડામવા કરેલી દલીલ જેવી એટલે કે સ્થાનિક વિકલ્પ દ્વારા લેવાના નિર્ણય જેવી જ છે. અસ્પૃશ્યતાને મદ્યપાન જેવી જ લેખતા દલિત વર્ગોના મિત્ર માટે કોઈને આભારની લાગણી ન થાય. જો શ્રી રંગા આયર એ ભૂલી ન ગયા હોય કે અસ્પૃશ્યતાનું નિવારણ ન થાય તો આમરણાંત ઉપવાસ પર ઊતરવા મહાત્મા ગાંધી હજી થોડા જ મહિના પહેલાં તૈયાર થયા હતા તો તેમણે આ શાપને વધુ ગંભીરતાપૂર્વક લેખ્યો હોત અને તેની સંપૂર્ણ નાબૂદી માટે અતિશય પાકો સુધારો સૂચવ્યો હોત. તેની અસરકારકતાની દૃષ્ટિએ તેની જે કંઈ મર્યાદાઓ હોય તે છતાંય દલિત વર્ગો ઓછામાં ઓછી એટલી તો અપેક્ષા રાખે છે કે અસ્પૃશ્યતા તે પાપ છે તે સિદ્ધાંતનો સ્વીકાર આ ખરડાંએ કરવો જોઈએ.

અસ્પૃશ્યતા તે પાપ છે એવું વારંવાર કહેતા મહાત્મા ગાંધીને આ ખરડાથી સંતોષ કેવી રીતે થયો ? દલિત વર્ગોને તો તે સાચે જ સંતોષતો નથી. આ ચોક્કસ ખરડો સારો છે કે ખરાબ, પૂરતો છે કે અપૂરતો તે પ્રશ્ન એ પછીનો પ્રશ્ન છે.

મુખ્ય પ્રશ્ન તો આ છે : દલિત વર્ગો મંદિર પ્રવેશ ઇચ્છે છે કે નથી ઈચ્છતા ? આ મુખ્ય પ્રશ્નને બે દૃષ્ટિબિન્દુઓથી દલિત વર્ગો વિચારે છે. પહેલાં તો એ કે દલિત વર્ગો માને છે કે તેમના ઉત્કર્ષનો ચોક્કસમાં ચોક્કસ માર્ગ ઉચ્ચતર શિક્ષણ, ઉચ્ચતર નોકરી અને રોજી રળવાની બહેતર તકોમાં રહેલો છે. એક વાર જો તેઓ સમાજજીવનમાં નિશ્ચિત ક્રમ પ્રાપ્ત કરી લે તો તેઓ આદરણીય બનશે અને એકવાર આદર પ્રાપ્ત થતાં જ રૂઢિચુસ્તોના તેમના પ્રત્યેના ધાર્મિક વલણમાં ચોક્કસ પરિવર્તન આવશે અને જો કદાચ આવું ન પણ બને તો તેમનાં ભૌતિક હિતોને કોઈ હાનિ પહોંચવાની નથી. આ દૃષ્ટિને ખ્યાલમાં રાખીને દલિત વર્ગો તો એમ કહે છે કે મંદિર પ્રવેશ જેવી ક્ષુલ્લક

વસ્તુ પાછળ તેઓ તેમની શક્તિ બગાડવા ઇચ્છતા નથી. વળી, આ માટે તેઓ સંઘર્ષવાની દરકાર કેમ નથી રાખતા તેનું બીજું પણ કારણ છે. તે દલીલ છે 'સ્વમાનની દલીલ.'

હજી થોડાં જ સમય પહેલાં કલબોનાં બારણાં પર તથા હિંદમાં વસતા યુરોપિયનોના સામાજિક આશ્રય સ્થાનો પર પાટિયાં લટકાવાતાં હતાં જેમાં લખ્યું હતું 'કૂતરાં તથા હિંદીઓને પ્રવેશવાની મનાઈ છે.' હિંદુઓના મંદિરો પર પણ આજે આવાં જ પાટિયાં લટકે છે. માત્ર ફેર એટલો છે કે હિંદુઓનાં પાટિયાં પર લગભગ બધે જ લખ્યું હોય છે,' બધાં હિંદુઓ અને કૂતરાં સહિતનાં બધાં જ પ્રાણીઓને પ્રવેશની છૂટ છે માત્ર અસ્પૃશ્યોને પ્રવેશવાની મનાઈ છે.' બંને કિસ્સાઓમાં સમાંતર પરિસ્થિતિ છે. પણ યુરોપિયનોએ પોતાના અહંને કારણે જે સ્થળોથી હિંદીઓને બાકાત રાખ્યા હતા તે સ્થળોએ પ્રવેશ માટે હિંદીઓએ ક્યારેય ભીખ નહોતી માગી. તો પછી હિંદુઓના અહંકારને કારણે અસ્પૃશ્યોને જ્યાંથી બાકાત રાખવામાં આવ્યા છે ત્યાં પ્રવેશવાની ભીખ અસ્પૃશ્યો શા માટે માગે ?· પોતાના ભૌતિક કલ્યાણમાં રસ છે તેવા કોઈ પણ અસ્પૃશ્યની આ જ દલીલ છે, તે હિંદુઓને એમ પણ કહેવા તૈયાર છે, તમારાં મંદિરો ખુલ્લાં મૂકવાં કે ન મૂકવાં તે તમારો પ્રશ્ન છે. હું તેને માટે ચળવળ કરવા નથી માગતો. જો તમે એમ ધારતા હો કે માનવ વ્યક્તિત્વની પવિત્રતાને આદર ન આપવો તે ખોટી પ્રથા છે તો મંદિરો ખુલ્લાં મૂકી સજ્જન બનો. કદાચ, તમને સજ્જન બનવા કરતાં હિંદુ રહેવું ગમતું હોય તો મંદિરનાં બારણાં બંધ કરો અને કૂપમંડૂક બની રહો. મને આવવાની કૈં પડી નથી.'

આ દલીલને આ સ્વરૂપે મૂકવાનું મને એટલા માટે યોગ્ય લાગ્યું કેમ કે દલિત વર્ગો તેમના આશ્રય માટે આશાપૂર્વક મીટ માંડી રહ્યા છે તેવો ભ્રમ સેવતા પંડિત મદનમોહન માલવિયા જેવા લોકોના ભ્રમનું નિરસન હું કરવા ઇચ્છું છું.

બીજો દૃષ્ટિકોણ આધ્યાત્મિક છે. ધાર્મિક વૃત્તિ ધરાવનાર લોકો તરીકે દલિત વર્ગો મંદિર પ્રવેશ ઇચ્છે છે કે તે નથી ઇચ્છતા ? પ્રશ્ન આ છે. આધ્યાત્મિક દૃષ્ટિકોણથી જોઈએ તો, માત્ર ભૌતિક દૃષ્ટિકોણથી જ સંતોષ પામીને મંદિર

પ્રવેશ સામે તેઓ ઉદાસીન હોવા જોઈએ તેટલા ઉદાસીન તે નથી. પણ મહાત્મા ગાંધી અને અન્ય હિંદુઓ તેમણે પૂછેલા પ્રશ્નોનો કેવો ઉત્તર આપે છે તેના પર તેમનો અંતિમ નિર્ણય અવલંબે છે. તેમના પ્રશ્નો આ છે : આ મંદિર પ્રવેશ આપવાના પ્રસ્તાવ પાછળનો હેતુ શો છે ? આ મંદિર પ્રવેશ એ જ હિંદુ સમાજમાં દલિત વર્ગોના દરજ્જાની પ્રગતિનું અંતિમ લક્ષ્ય છે ? કે પછી તે માત્ર પહેલું પગલું છે ? અને જો તે પહેલું પગલું હોય તો અંતિમ લક્ષ્ય શું છે ? મંદિર પ્રવેશને અંતિમ લક્ષ્ય તરીકે દલિતો ક્યારેય સમર્થન આપી શકશે નહિ. અલબત્ત, તેઓ માત્ર તેને ફગાવી દેશે એટલું જ નહિ પણ પછી તેઓ એમ પણ માનશે કે હિંદુ સમાજે તેમને ફગાવી દીધા છે અને અન્યત્ર પોતાનું નસીબ અજમાવવા તેઓ મુક્ત છે. તેના કરતાં જો તે તે દિશાનું પ્રથમ પગલું હશે તો તેને તેઓ સમર્થન આપવા પ્રેરાશે. તો પછી આજે હિંદના રાજકારણમાં જે બની રહ્યું છે તેના જેવી જ પરિસ્થિતિ ઊભી થાય. બધા જ હિંદીઓએ હિંદ માટે સ્થાનિક સ્વરાજ્યની માગણી કરી છે. અને વાસ્તવ બંધારણ સ્થાનિક સ્વરાજ્ય આપવામાં ઓછું નીવડશે અને ઘણા હિંદીઓ તે સ્વીકારશે. શા માટે ? એનો ઉત્તર એક જ છે કે જો લક્ષ્ય નિશ્ચિત હોય તો પછી તે ડગલે ડગલે પહોંચાય કે એક જ કૂદકે પહોંચાય તેમાં વાંધો નથી. પણે જો અંગ્રેજોએ સ્થાનિક સ્વરાજ્યનું ધ્યેય ન સ્વીકાર્યું હોત તો કોઈ પણ અત્યારે જે સુધારા સ્વીકારવા તત્પર બન્યા છે તે સુધારા સ્વીકારવા તત્પર ન થયું હોત. તે જ રીતે જો મહાત્મા ગાંધી તથા સુધારકો હિંદુ સમાજમાં દલિત વર્ગોના સમાજિક દરજ્જાના વિકાસ માટે પોતે પોતાની સામે કયું લક્ષ્ય નક્કી કર્યું છે તે જાહેર કરે તો મંદિર પ્રવેશ અંગે પોતાનું વલણ નક્કી કરવામાં દલિત વર્ગોને વધુ સરળતા પડે. સહુ લાગતા વળગતાઓ માટે, તેમની માહિતી તથા વિચારણા માટે અહીં દલિત વર્ગોનું લક્ષ્ય કહેવું જોઈએ. દલિત વર્ગો એક એવો ધર્મ માગે છે જે તેમને સામાજિક દરજ્જાની સમાનતા આપે. કોઈ પણ પ્રકારની ગેરસમજ ન થાય તેટલા માટે ધર્મનિરપેક્ષ કારણોનાં પરિણામોરૂપી સામાજિક દૂષણો તથા ધર્મસિધ્ધાંતને આધારે ઊભાં રહેલાં સામાજિક દૂષણો વચ્ચેનો ભેદ દર્શાવી આ મુદ્દાની વિસ્તૃત ચર્ચા કરવાની મારી ઇચ્છા છે. સંસ્કારી સમાજમાં

સામાજિક દૂષણોનો કશોય બચાવ ન હોઈ શકે. પણ પ્રવેશી ચૂકેલાં સામાજિક દૂષણોનો ધર્મના નામે બચાવ કરવો તેના જેવું કશું જ ઘૃણાસ્પદ અને નિંદ્ય નથી. તેમના પર લાદેલી અસમાનતાઓ ફંગોળી દેવા દલિત વર્ગો કદાચ સમર્થ ન બને પણ આ અસમાનતાઓના સાતત્યને સમર્થન આપે તેવા ધર્મને સહન ન કરવો તેવો નિર્ણય તો તેમણે કરી જ લીધો છે.

જો હિંદુ ધર્મને તેમનો ધર્મ બનાવવાં હોય તો તેણે સામાજિક સમાનતાનો ધર્મ બનવું જોઈએ. હિંદુ ધર્મના કાયદામાં સહુને મંદિર પ્રવેશ આપવાની જોગવાઈનો માત્ર સમાવેશ કરવાનો સુધારો જ કરીને તે તેને સામાજિક દરજ્જાની સમાનતાનો ધર્મ ન બનાવી શકે. તેમણે કરવાનું જ હોય તો, આ સંદર્ભમાં રાજકારણમાં અતિ લોકપ્રિય બનેલી સંજ્ઞાઓ વાપરીને કહું કે તેમણે તેમનો રાષ્ટ્રવાસી તરીકે સ્વીકાર કરવો જોઈએ, વિદેશી તરીકે નહિ. પણ આમ કરવાથી તેઓ કોઈકથી ઊંચા કે નીચે બન્યા વિના સ્વતંત્ર અને સમાન દરજ્જા પર પહોંચી જશે તેમ માનવાનું કારણ નથી. તેનું એક માત્ર કારણ એ છે કે હિંદુધર્મ સામાજિક દરજ્જાની સમાનતાનો સિદ્ધાંત સ્વીકારતો નથી. ઊલટું, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર તેવી વર્ણવ્યવસ્થાનો આગ્રહ રાખી તે અસમાનતાને ઉત્તેજન આપે છે. પરિણામે, હવે પરસ્પર વચ્ચે ઉચ્ચવર્ણ દ્વારા તિરસ્કાર તથા નીચેના વર્ણો દ્વારા અનાદર રૂપે દેખા દે છે. જો હિંદુ ધર્મે સામાજિક સમાનતાનો ધર્મ બનવું હોય તો માત્ર મંદિર પ્રવેશની જોગવાઈ તેના કાયદામાં પૂરી પાડવાનો સુધારો કરવાથી પૂરતું નથી. જે જરૂર છે તે તેને ચતુર્વર્ણના સિદ્ધાંતમાંથી વિશુદ્ધ કરવાની. તે જ છે સઘળી અસમાનતાઓનું મૂળભૂત કારણ અને સાથે સાથે જ્ઞાતિપ્રથા તથા અસ્પૃશ્યતાનું - જે માત્ર અસમાનતાનાં અલગ સ્વરૂપો છે - જનક. જ્યાં સુધી તે નહિ થાય ત્યાં સુધી દલિત વર્ગો મંદિર પ્રવેશનો અસ્વીકાર કરશે એટલું જ નહિ પણ હિંદુ સંપ્રદાયનો પણ અસ્વીકાર કરશે. ચતુર્વર્ણ અને જ્ઞાતિપ્રથા તે દલિત વર્ગોના સ્વમાન સાથે અસંગત છે. જ્યાં સુધી તે બંને તેના મૂળભૂત સિદ્ધાંતોરૂપે લેખાશે ત્યાં સુધી દલિત વર્ગો ને સતત ક્ષુદ્ર - નીચા જ ગણવામાં આવશે. જ્યારે ચતુર્વર્ણ તથા જ્ઞાતિપ્રથાનો ત્યાગ કરાશે. તથા હિંદુ શાસ્ત્રોમાંથી તેમને રદ કરવામાં આવશે ત્યારે જ દલિત વર્ગો પોતાની

જાતને હિંદુઓ તરીકે ઓળખાવી શકશે. મહાત્મા અને હિંદુ સુધારકો આને પોતાના લક્ષ્ય તરીકે સ્વીકારે છે ? અને તેમ કરવાની હિંમત તેઓ કરી શકશે ? મારું અંતિમ વલણ જાહેર કરતાં પહેલાં હું આ પ્રશ્ન અંગેના તેમનાં નિવેદનની અપેક્ષા રાખીશ. પણ મહાત્મા ગાંધી અને હિંદુઓ આ માટે તૈયાર હોય કે ન હોય તો પણ એક વાત હંમેશ માટે સ્પષ્ટ થઈ જવી જોઈએ કે, દલિત વર્ગોને આનાથી મુદ્લે ઓછાથી સંતોષ નહિ થાય ને મંદિર પ્રવેશથી માત્ર જ તેમને સંતોષી નહિ શકાય. મંદિર પ્રવેશ સ્વીકારીને તેનાથી સંતોષ માનવો એ તો દૂષણ સાથે બાંધછોડ કરી તેમનામાં રહેલા માનવી વ્યક્તિત્વના પાવિત્ર્ય સાથે સોદો કરવા જેવું છે.

જોકે, મેં જે વલણ અખત્યાર કર્યું છે તેની સામે મહાત્મા ગાંધી અને હિંદ સુધારકો એક દલીલ કરી શકે તેમ છે. તેઓ કદાચ કહે, દલિત વર્ણોના અત્યારના. મંદિર પ્રવેશ સ્વીકારથી, ત્યાર પછી ચતુર્વર્ણ અને જ્ઞાતિપ્રથાની નાબૂદી માટે આંદોલન કરતાં કોઈ તેમને અટકાવશે નહિ. જો આજ તેમનું મંતવ્ય હોય તો લો આ મુદ્દાનો અત્યારે જ ઉત્તર, આપવો મને ગમશે કે જેથી તે મુદ્દો પાકો કરી ભવિષ્યના વિકાસ માટે માર્ગ ચોખ્ખો કરી શકાય. મારો ઉત્તર એ છે કે અત્યારે મંદિર પ્રવેશનો હું સ્વીકાર કરું તો ચતુર્વર્ણ અને જ્ઞાતિ પ્રથાને નાબૂદ કરવા માટે આંદોલન કરવાનો મારો અધિકાર હું ગુમાવીશ નહિ તે સાચું પણ જ્યારે તે પ્રશ્ન ઉપાડવામાં આવશે ત્યારે, તે સમયે મહાત્મા ગાંધી કયા પક્ષે ઊભા રહેશે ? જો તે મારા વિરોધીઓની છાવણીમાં ઊભા રહેવાના હોય તો અત્યારે હું તેમની છાવણીમાં રહી શકું નહિ. જો તે ત્યારે મારી છાવણીમાં ઊભા રહેવાના હોય તો અત્યારથી જ તેમણે ત્યાં રહેવું જોઈએ.

બી.આર. આંબેડકર

ગોળમેજી પરિષદમાં મારી સાથે જેમણે અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કર્યું હતું તે દિવાન બહાદુર આર. શ્રીનિવાસને પણ મંદિર પ્રવેશની ચળવળને સમર્થન ન આપ્યું. એક અખબારી નિવેદનમાં તેમણે કહ્યું :

'જ્યારે દલિત વર્ગોના સભ્યને ઉચ્ચવર્ણના હિંદુઓના મંદિર પ્રવેશની પરવાનગી આપવામાં આવે છે ત્યારે તેને ચાર વર્ણોમાંથી કોઈ એક વર્ણમાં

પણ સમાવાનો નથી. પણ તેને પાંચમી અથવા તો છેલ્લી અથવા તો નીચી જ્ઞાતિનો માનવામાં આવે છે. આ લાંછન તો અસ્પૃશ્ય ઓળખાવા કરતાં ય બદતર લાંછન છે. સાથે સાથે તેને અનેક જ્ઞાતિ મર્યાદાઓ તથા અપમાનોનો ગુલામ બનાવવામાં આવશે. જે આ રીતે પ્રવેશ કરશે તેને દલિત વર્ગો વેગળો રાખશે અને પોતાના જ્ઞાતિજન તરીકે તેનો બહિષ્કાર કરશે. દલિત વર્ગોના કરોડો લોકો આવી જ્ઞાતિ મર્યાદાઓની શરણાગતિ નહીં સ્વીકારે. જો તેમ કરે તો અનેક વિભાગોમાં તેઓ વહેંચાઈ જશે. 'મંદિર પ્રવેશનો કાયદાથી જબરદસ્તી અમલ કરાવી શકાય નહિ. ગામડાંના જ્ઞાતિજનો પ્રત્યક્ષ કે પરોક્ષપણે કાયદાને પડકારે છે. ગામડાના દલિત વર્ગના માણસ માટે તો આ કાયદો 'ખાંડ' શબ્દ લખીને ચાખવા માટે તેને અપાયેલી કાગળની ચબરખી જેવો છે.

દેશમાં અવ્યવસ્થા અને અશાંતિ ઊભાં થતાં અટકાવવા માટે જ સમયસર ઉપર્યુક્ત હકીકતો જાહેર જનતા સમક્ષ મૂકી છે."

મારા નિવેદનમાં શ્રી ગાંધીને પૂછેલા મારા પ્રશ્નનો તેમણે સીધો જ પ્રત્યુત્તર આપ્યો તેમણે કહ્યું કે તેઓ અસ્પૃશ્યતાના વિરોધી અવશ્ય છે પણ તે જ્ઞાતિપ્રથાના પક્ષમાં ન હોય તોય તેના વિરોધી તો નથી જ, અને તેથી તેમના સામાજિક સુધારાઓ અસ્પૃશ્યતા નિવારણ સુધી જ સીમિત હશે. મારું વલણ નક્કી કરવા આટલું પૂરતું જ હતું. મેં તેમાં વધુ ભાગ ન લેવાનો નિર્ણય કર્યો.

અસ્પૃશ્ય કોમમાંથી એક માત્ર અગ્રણી હતા સ્વ. દિવાન બહાદુર રાજા. આ વ્યવહારમાં તેમણે અતિ દુઃખદ ભાગ ભજવ્યો તેવું કોઈ પણ કહ્યા વિના રહેશે નહિ. દિવાન બહાદુર ૧૯૨૭થી કેન્દ્રીય ધારાસભાના નિયુક્ત સભ્ય હતા. ધારાસભાની બહાર કે અંદર તેમને કોંગ્રેસ સાથે કશી નિસબત નહોતી. કોઈ અકસ્માત વિના કે કોઈ ભૂલ વિના તે કોંગ્રસને પક્ષે જ ઊભા રહ્યા. ખરેખર, તે કોંગ્રેસના માત્ર ટીકાકાર જ નહોતા પણ તેના પ્રતિસ્પર્ધી પણ હતા. તે સરકારના પ્રગાઢ મિત્ર હતા અને સરકારને પક્ષે ઊભા રહેતાં લગીરે ખચકાતા નહોતા. કોંગ્રેસ જેનો તીવ્રતમ વિરોધ કરતી હતી તે અસ્પૃશ્યો માટેનાં અલગ મતદાર-મંડળોના તે પુરસ્કર્તા હતા. ૧૯૩૨ની કટોકટીમાં દિવાન બહાદુરે સરકારને ત્યજી દેવાનો અને કોંગ્રેસનો પક્ષ લેવાનો એકાએક નિર્ણય કર્યો.

સંયુક્ત મતદારમંડળો અને મંદિર પ્રવેશનાં કોંગ્રેસનાં આંદોલનોના તે અગ્રણી બન્યા. અન્ય કોઈ જાહેર હિતના પ્રશ્નમાં સમાતંર વર્તન શોધવું અશક્ય છે. આની પાછળ તેમનો અંગત સ્વાર્થ રહ્યો હતો તે આ પગલાંની અધમ બાજૂ હતી. ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરવા માટે સરકારે તેમની નિયુક્તિ નહોની કરી પણ તેમને સ્થાને દિવાન બહાદુર આર. શ્રી નિવાસનને નીમ્યા હતા તેથી દિવાન બહાદુરને ઊંડો આઘાત લાગ્યો હતો. તેમની નિયુક્ત નહીં કરવા માટે હિંદ સરકાર પાસે એક સારો મુદ્દો હતો. એવું નક્કી કરવામાં આવ્યું હતું કે સાઈમન કમિશનના કોઈ સભ્યને કે સેન્ટ્રલ લેજિસ્લેટીવ કમિટીના કોઈ સભ્યને ગોળમેજી પરિષદમાં સ્થાન મળશે નહિ. દિવાન બહાદુર સેન્ટ્રલ લેજિસ્લેટીવ કમિટીના સભ્ય હતા અને તેથી તેમને પડતા મૂકવામાં આવ્યા હતા. આ એક સ્વાભાવિક સ્પષ્ટના હતી પણ દિવાન બહાદુર રાજાનું ઘવાયેલું અભિમાન તે નીરખી શકતી નહોતી. પણ જયારે મદ્રાસમાં કોંગ્રેસ પ્રધાન મંડળે હોદ્દો ગ્રહણ કર્યો, જયારે પુના કરારને કેવી રીતે ચગદી નાંખવામાં આવતો હતો તે તેમણે જોયું, જયારે તેમના ઘણી પ્રતિસ્પર્ધીને પ્રધાન બનાવવામાં આવ્યો અને કોંગ્રેસની તેમણે સેવાઓ કરી હોવા છતાંય તેમને પડતા મૂકવામાં આવ્યા ત્યારે તેમને પોતાના વર્તન બદલ ઊંડો પસ્તાવો થયો અને છતાંય તે હકીકત તો હકીકત જ રહે છે કે ૧૯૩૨ના કટોકટીના વર્ષમાં દિવાન બહાદુર રાજાએ કોંગ્રેસને પોતાનો સંપૂર્ણ ટેકો આપ્યો હતો. કોંગ્રેસ ટોળાની સાથે તે માત્ર દોડતા જ નહોતા પણ અસ્પૃશ્યતા વિરુદ્ધના કાયદાની દોડમાં પાછા ન પડી જવાય તેની ય તે પૂરી તકેદારી રાખતા હતા. તેમણે ખુદે બે ખરડાઓ તૈયાર કર્યા હતા. એક અસ્પૃશ્યતા નિવારણ ખરડા તરીકે ઓળખાતો હતો અને બીજો ફોજદારી કાયદા સુધારણા ખરડા તરીકે ઓળખાતો હતો.

૩

શ્રી ગાંધીએ કોઈ પણ પ્રકારના વિરોધની દરકાર ન કરી. પછી તે વિરોધ રૂઢિચુસ્ત હિંદુઓ દ્વારા થતો હોય કે અસ્પૃશ્યો દ્વારા થતો હોય, તે તો ઉદાસીન રહ્યા. તેમણે તેમના ધ્યેય પાછળ ગાંડી દોડ દોડવા માંડી. તેમની આ ચળવળનું શું થયું તે પૂછવું ય રસપ્રદ છે. તે ચળવળની સફળતાના પુરાવા માટે જે કૈં

કરાયું, જે કૈં દાવો થયો તે સઘળાની પંચ તપાસ કરવાનું અને તે બધું જ નિરૂપવાનું આ પુસ્તકના ટૂંકા વ્યાપમાં અશક્ય છે.

ટૂંકમાં કહીએ તો મંદિરો તથા કૂવાઓ ખુલ્લાં મૂકી અસ્પૃશ્યતા નિવારણની દિશામાં થોડોક પ્રવૃત્તિ ઉત્સાહ દેખાડીને હિંદુ માનસ તેની મૂળ સ્થિતિએ પાછું ફર્યું. 'હરિજન'માં આવતી 'અઠવાડિયે અઠવાડિયે' કટાર ધીમી પડતી ગઈ, વિરલ બનતી ગઈ અને અંતે બંધ થઈ ગઈ. હિંદુ હૃદયને આટલી જલદી જડ બની ગયેલું જોઈને મને સહેજ પણ આશ્ચર્ય નહોતું થયું. 'અઠવાડિયે અઠવાડિયે' કટાર દ્વારા 'હરિજન' વિશ્વને ગળે તે વાત ભલે ઉતારી હોય પણ માનવતા પ્રત્યેની દયાનું તેવું ને તેટલું બધું દૂધ હિંદુઓના સ્તનમાં સંઘરાયેલું હોય તેવું હું ક્યારેય માનતો નહોતો. હકીકતમાં તો, 'અઠવાડિયે અઠવાડિયે' કટારમાં પ્રગટ થતા મોટા ભાગના સમાચારો ખોટા ઢોંગી હતા અને તે હિંદુઓ અસ્પૃશ્યતા સામે લડવા મક્કમ છે તેવા ભ્રમથી વિશ્વને છેતરવા માટે કોંગ્રેસીઓએ ઊભો કરેલો જૂઠો પ્રચાર હતો. જો મંદિરો ખરેખર ખુલ્લાં મુકાયાં હોય તો તેની સંખ્યા ખૂબ ઓછી હતી અને જે મંદિરો ખુલ્લાં મુકાયાં છે તેવું કહેવાતું હતું તેમાંનાં મોટા ભાગનાં તો ખંડેર જેવાં, વેરાન હતાં. કૂતરાં અને ગધેડાં સિવાય કોઈ તેમનો ઉપયોગ કરતું નહોતું. કોંગ્રેસની આ ચળવળની એક ખરાબ અસર તો એ પડી કે તેણે રાજકીય માનસ ધરાવતા હિંદુઓનું કપટી જૂથ ઊભું કર્યું કે જે કોંગ્રેસને ઉપયોગી નીવડે તેવું કોઈ પણ જૂઠાણું બોલવા જરીકે ખચકાટ અનુભવતું નહોતું. આમ, મંદિર પ્રવેશ ચળવળમાં હિંદુ જનતાએ જે ભાગ ભજવ્યો અથવા તો જે ભાગ ભજવવાનો તેણે દેખાડો કર્યો તે એક ખંડ પૂરો થયો. ગુરુવયુર મંદિર સત્યાગ્રહનો તથા અસ્પૃશ્યો માટે મંદિર પ્રવેશના કાયદાનો પણ આવો જ અંત આવ્યો. શ્રી ગાંધી તથા કોંગ્રેસીઓ આ બાબતનો પાછળ મંડી જ પડ્યા હતા એટલે તેમનો ઈતિહાસ કૈંક વિગતે કહેવો જોઈએ. અસ્પૃશ્યો પ્રત્યે શ્રી ગાંધી તથા કોંગ્રેસનું સાચું માનસિક વલણ તે પ્રગટ કરે છે તેટલા સંદર્ભમાં.

૪

ગુરુવયુર મંદિર સત્યાગ્રહથી પ્રારંભ કરીએ. મલબારના પોન્નાની તાલુકામાં

ગુરુવયુરમાં કૃષ્ણનું એક મંદિર આવેલું છે. કાલિકટના ઝામોરિન તેના ટ્રસ્ટી છે. મલબારના અસ્પૃશ્યોનાં હિતરક્ષણ માટે કામ કરતા એક હિંદુ શ્રી કેલાપ્પને અસ્પૃશ્યોના મંદિર પ્રવેશ અંગે ચળવળ ઉપાડી. કાલિકટના ઝામોરિને, મંદિરના ટ્રસ્ટી તરીકે અસ્પૃશ્યો માટે તે મંદિર ખુલ્લું મૂકવાનો ઈન્કાર કર્યો અને પોતાની વાતના સમર્થનમાં હિંદુ રિલિજિઅન એન્ડાઉમેન્ટસ એક્ટની ૪૦મી કલમ ટાંકી. તે કલમમાં એવું કહેવાયું હતું કે તેને જેમની જવાબદારીઓ સોંપાઈ છે તે મંદિરોની પ્રણાલિકા અને પરંપરાની વિરુદ્ધ જઈ કોઈ પણ ટ્રસ્ટી કશું જ કરી શકે નહિ. ૧૯૩૨ની ૨૦મી સપ્ટેમ્બરે, મંદિરની સામે, પ્રખર તડકામાં સૂઈને, જયાં સુધી ઝામોરિન પોતાનું વલણ અસ્પૃશ્યોના પક્ષમાં ન બદલે ત્યાં સુધી તેના આ નિર્ણયની વિરુદ્ધમાં શ્રી કેલાપ્પને ઉપવાસ શરૂ કર્યા. આ પજવણી અને મૂંઝવણ ટાળવા ઝામોરિને શ્રી ગાંધીને અરજ કરી કે તે શ્રી કેલાપ્પનને તેમના ઉપવાસ થોડોક સમય મુલતવી રાખવા વિનવે. દસ દિવસના ઉપવાસ પછી, શ્રી કેલાપ્પને ૧ લી ઓક્ટોબરે, શ્રી ગાંધીની વિનંતીથી, પોતાના ઉપવાસ ત્રણ મહિના માટે મુલતવી રાખ્યા. ઝામોરિને કશું ન કર્યું. શ્રી ગાંધીએ તાર કરી તેમને જણાવ્યું કે તેમણે આ બાબતમાં આગળ વધી બધી જ કાયદાકીય કે અન્ય મુશ્કેલીઓ દૂર કરવી. શ્રી ગાંધીએ ઝામોરિનને તે પણ જણાવ્યું કે પોતાની સલાહથી શ્રી કેલાપ્પને ઉપવાસ મુલતવી રાખ્યા હોવાથી, શ્રી કે લાપ્પનના ઉપવાસના સહયોગ પૂરતા તે પોતે પણ અસ્પૃશ્યો માટે મંદિર પ્રવેશ મેળવવા જવાબદાર બન્યા હતા. ૧૯૩૨ની ૫મી નવેમ્બરે શ્રી ગાંધીએ નીચેનું નિવેદન અખબારો માટે મોકલ્યું :

'એક બીજા ઉપવાસની પણ નજીકની શક્યતા રહેલી છે અને તે કેરળનું ગુરુવયુર મંદિર ખુલ્લું મુકવાના સંદર્ભમાં મારી તાત્કાલિક વિનંતીથી શ્રી કે લાપ્પને પોતાના ઉપવાસ ત્રણ મહિના માટે મુલતવી રાખ્યા છે, જે ઉપવાસ લગભગ તેમને મૃત્યુનાં દ્વાર નજીક દોરી ગયા હોત. જો ૧લી જાન્યુઆરી ૧૯૩૩ પહેલાં કે તે દિવસે અસ્પૃશ્યોને અપાતી સઘળી સવલતો સહિત જો તે મંદિર અસ્પૃશ્યો માટે ખુલ્લું નહિ મુકાય તો અને જો શ્રી કેલાપ્પનને ફરી પોતાના

ઉપવાસ શરૂ કરવાની ફરજ પડશે તો તેમની સાથે ઉપવાસ પર ઊતરવાનું તેમને પણ ગૌરવ હશે.'

ઝામોરિને શરણાગતિ સ્વીકારવાનો ઈન્કાર કર્યો અને અખબારો માટે પ્રતિ-નિવેદન મોકલ્યું જેમાં તેણે કહ્યું :

'અવર્ણો માટે મંદિર ખુલ્લું મૂકવા માટે જે વિવિધ વિનંતીઓ થઈ રહી છે તે બધી જ આવી મુશ્કેલીઓની અપૂરતી સમજને આધારે થઈ રહી છે. આ પરિસ્થિતિમાં, 'મંદિર પ્રવેશ ચળવળના સમર્થકોની ઈચ્છાનુસાર ગુરુવયુર મંદિર અવર્ણો માટે ખુલ્લું મૂકવાની સત્તા મારી પાસે છે. તેવું વિચારવા માટેનો ભાગ્યે જ કોઈ બચાવ હોઈ શકે.'

આ પરિસ્થિતિમાં શ્રી ગાંધી માટે ઉપવાસ અનિવાર્ય તથા ફરજિયાત બન્યા. પણ શ્રી ગાંધી ઉપવાસ પર ન ઊતર્યા. તેમણે પોતાની સ્થિતિ સુધારતાં કહ્યું કે જ્યાં આ મંદિર આવ્યું છે તે પોન્નાની તાલુકામાં લોકમત લેવાય અને તે લોકમત એમ દર્શાવે કે બહુમતી લોકો અસ્પૃશ્યો માટે મંદિર ખુલ્લું મૂકવાની વિરુદ્ધમાં છે તો તે ઉપવાસ પર નહીં ઉતરે. તદનુસાર લોકમત લેવાયો. જે લોકો મંદિરે જતા હતા તેમના પૂરતો જ મતાધિકાર સીમિત રખાયો. જેમને મંદિર પ્રવેશનો અધિકાર નહોતો અને જે મંદિરમાં ક્યારેય પ્રવેશવાના નહોતા તેમનાં નામ મતદારયાદીમાંથી બાકાત રખાયાં. તેવી માહિતી પ્રાપ્ત થઈ કે મતદાન યોગ્ય મતદારોમાંથી ૭૩% મતદારોએ મત આપ્યા. આ મતદાનનું પરિણામ આ પ્રમાણે આવ્યું. ૫૬% મંદિર પ્રવેશ આપવાના પક્ષે, ૯% મંદિર પ્રવેશ આપવાની વિરુદ્ધમાં, ૮% તટસ્થ અને ૨૭ ટકા મતદારો પોતાનો મત આપવાથી અળગાં રહ્યાં.

આ લોકમતના પરિણામને આધારે શ્રી ગાંધી પોતાના ઉપવાસ શરૂ કરવા બંધાયેલા હતા. પણ તેમણે તેમ ન કર્યું. તેને બદલે, ૨૯, ડીસેમ્બર ૧૯૩૨ને દિવસે શ્રી ગાંધીએ એક અખબારી નિવેદન મોકલ્યું અને આમ કહી તેમણે સમાપન કર્યું.

"મદ્રાસ ધારાસભામાં, અસ્પૃશ્યોનો મંદિર પ્રવેશની છૂટ આપતા ડૉ. સુબ્બારોયના ખરડાને રજૂ કરવાની પરવાનગી આપવાનો વાઈસરોયનો નિર્ણય

૧૫મી જાન્યુઆરી પહેલાં જાહેર થવાની શક્યતા નથી તેવી અધિકૃત જાહેરાત ખ્યાલમાં રાખીને નવા વર્ષને બીજે દિવસે શરૂ કરવા ધારેલા ઉપવાસ અચોક્કસ મુદત માટે અને વાઈસરોયનો નિર્ણય જ્યાં સુધી જાહેર ન થાય તે તારીખ સુધી તો ખરા જ, મુલતવી રાખવામાં આવે છે. આ ઉપવાસ મોકૂફીમાં શ્રી કેલાપ્પન પણ સંમત થયા છે."

શ્રી ગાંધીએ વાઈસરોયના જે નિર્ણયનો ઉલ્લેખ કર્યો તેને ધારાસભામાં મંદિર પ્રવેશ ખરડાને રજૂ કરવા વાઈસરોય પરવાનગી આપે કે તેવી પરવાનગી આપવાનો ઈન્કાર કરે તેની સાથે સંબંધ હતો. વાઈસરોયે તે પરવાનગી આપી. તો ય શ્રી ગાંધીએ ઉપવાસ ન કર્યા. તેમણે ઉપવાસ ન કર્યા એટલું જ નહિ પણ તે તે વાતને જાણે કે મહત્ત્વની ન હોય તેમ ભૂલી ગયા. ત્યાર પછી ગુરુવયુર મંદિર સત્યાગ્રહ અંગે કશું જ સાંભળવા મળ્યું નથી. જો કે તે મંદિર આજ સુધી અસ્પૃશ્યો માટે બંધ જ રહે છે.

## ૫

ગુરુવયુર પ્રકરણનો આમ અંત આવ્યો. હવે હું બીજા પ્રોજેક્ટની એટલે કે મંદિર પ્રવેશ માટેના કાયદાની વાત કરું. અનેક ખરડાઓમાંથી કેન્દ્રિય ધારાસભામાં શ્રી રંગા આયરે રજૂ કરેલો ખરડો હાથ ધરવામાં આવ્યો. બાકીના પડતા મૂકવામાં આવ્યા. ત્યારે પ્રવર્તમાન હિંદ સરકારના કાયદા પ્રમાણે ધર્મો, રૂઢિઓ અથવા તો ધર્મ આધારિત પ્રણાલિકાઓને અસર કરતું એવું કોઈ પણ કાયદાકીય પગલું ગવર્નર-જનરલની પૂર્વ સંમતિ વિના ધારાસભામાં રજૂ કરી શકાય નહિ. જ્યારે તે ખરડો આવી મંજૂરી માટે મોકલાયો ત્યારે ગવર્નર-જનરલ તેને પોતાની સંમતિ આપવાનો ઈન્કાર કરવાના છે એવા અહેવાલો ફેલાવીને બીજો ઊહાપોહ ઊભો કરવામાં આવ્યો. આ અહેવાલો સાંભળીને શ્રી ગાંધી સારા પ્રમાણમાં ઉત્તેજિત થયા. ૧૯૩૩ની ૨૧મી જાન્યુઆરીએ મોકલેલા અખબારી નિવેદનમાં શ્રી ગાંધીએ કહ્યું :

"જો આ અહેવાલમાં વાઈસરોયના આગામી નિર્ણયની સુમાહિતગાર એંધાણી વર્તાતી જ હોય તો હું એટલું જ કહી શકું કે તે એક દુઃખદ ઘટના હશે. આ પગલાં પાછળ કોઈ પણ રાજકીય હેતુ રહેલો છે. તેવા સૂચનનો હું ભારપૂર્વક

અસ્વીકાર કરું છું. જો અદાલતના નિર્ણયોએ શંકાસ્પદ રૂઢિઓને કાયદાનું સ્વરૂપ આપી મજબૂત ન બનાવી હોત તો કોઈ કાયદાની જરૂર જ ન રહેત. ધાર્મિક બાબતોમાં પણ રાજ્યની દરમ્યાનગીરીને હું તો અસહ્ય ઉપદ્રવ જ માનું. પણ અહીં કાયદાકીય આવરોધો દૂર કરવા કાયદો આવશ્યક અનિવાર્યતા બને છે અને મારા મત મુજબ તે લોક લાગણીને આદર આપીને ઘડાયેલો હશે એટલે પરસ્પર વિરોધી અભિપ્રાયો ધરાવતા પક્ષો વચ્ચે સંઘર્ષ થવાનો કોઈ પ્રશ્ન જ નહીં ઉદ્ભવે."

૧૯૩૩ની ૨૩મી જાન્યુઆરીએ સરકારના નિર્ણયની જાહેરાત થઈ. મદ્રાસ ધારાસભામાં ડૉ. સુબ્બારોયના મંદિર પ્રવેશ ખરડાને રજૂ કરવાની મંજૂરી આપવાનો લોર્ડ વિલિંગ્ડને ઈન્કાર કર્યો. પણ તે નામદારશ્રીએ શ્રી રંગા આયરના અસ્પૃશ્યતા નિવારણ ખરડાને ધારાસભામાં રજૂ કરવાની પરવાનગી આપી. પોતે (સરકાર) કોઈ પણ વલણ અખત્યાર કરે તે પહેલાં હિંદુઓનો અભિપ્રાય નિશ્ચિતપણે જાણવાની જરૂરિયાતનો સરકારે ભારપૂર્વક આગ્રહ રાખ્યો. આ જાહેરાતમાં વળી એમ પણ કહેવાયું. ગવર્નર જનરલ તથા હિંદ સરકાર એ પણ સ્પષ્ટતા કરવા ઈચ્છતી હતી કે પ્રસ્તાવોની સર્વાંગી તપાસ કર્યા વિના, માત્ર કાયદાના ક્ષેત્રે જ નહિ પરંતુ કાયદાની બહારના ક્ષેત્રે પણ જેમને તે સ્પર્શે છે તેવા લોકોના મત જાણ્યા વિના આવા કોઈ પગલાની વિચારણા ન થવી જોઈએ. તે મહત્ત્વનું છે. આવી પરિસ્થિતિ ત્યારે જ ઊભી થઈ શકે જ્યારે લોકમત ઊભો કરવાના ખરડાનો વ્યાપક પ્રસાર કરવામાં આવે. તે પણ સમજી લેવું જોઈએ કે કેન્દ્રિય ધારાસભામાં મંદિર પ્રવેશના ખરડાને મંજૂરી આપ્યાથી તેમાં સમાયેલા સિદ્ધાંતોનો સ્વીકાર કરવાની કે તેને સમર્થન આપવાની સરકાર કોઈ બાંયધરી આપતી નથી. બીજે દિવસે, શ્રી ગાંધીએ એક નિવેદન બહાર પાડયું જેમાં તેમણે જણાવ્યું :

'આમાં ઈશ્વરનો કોઈ સંકેત હોય તેમ લાગે છે. તે મારી વારંવાર કસોટી કરવા માગે છે. અખિલ ભારતીય ખરડાને જે મંજૂરી અપાઈ છે તે હિંદુ ધર્મને અને સુધારકને અહેતુક પડકાર હતો. જો સુધારક પોતે સન્નિષ્ઠ હશે તો હિંદુ ધર્મ પોતાની કાળજી રાખશે. આમ વિચારીને હિંદસરકારના નિર્ણયને ઈશ્વર પ્રેરિત

માની સ્વીકારવો રહ્યો. આથી આ પ્રશ્ન સ્પષ્ટ થઈ જાય છે. હિંદમાં અત્યારે જે નૈતિક સંઘર્ષ ચાલી રહ્યો છે. તેનું પ્રચંડ મહત્ત્વ છે. ને હિંદે તથા દુનિયાએ સમજી લેવું જોઈએ તેવો તેનો બોધ છે. ભલે, સનાતનીઓ જે કૈં નિર્ણય લે પણ મંદિર પ્રવેશની ચળવળ હવે દક્ષિણના ગુરુવયુરથી માંડીને ઉત્તરમાં હરદ્વાર સુધી વિસ્તરે છે અને મારા ઉપવાસ અત્યારે જો કે મુલતવી રખાયા છે પણ તે હવે માત્ર ગુરુવયુર માટે જ નહિ પણ સ્વાભાવિકપણે બધાં જ મંદિરો પૂરતા વિસ્તરે છે.'

આ ખરડાએ પોતાની વૈધાનિક કાર્યવાહીનો પ્રારંભ કેવા ઢોલનગારા વચ્ચે શરૂ કર્યો હશે તે કોઈ પણ સમજી શકશે. ૧૯૩૩ની ૨૪મી માર્ચે શ્રી રંગા આયરે ધારાસભામાં આ ખરડો ઔપચારિક રૂપે રજૂ કર્યો. આ ખરડો શ્રી ગાંધી માટે હોવાથી ધારાસભાના કોંગ્રેસી સભ્યો તો તેને સમર્થન આપવા તત્પર જ હતા. આ ખરડો સલામતીપૂર્વક પસાર થઈ જાય તેની ખાતરી મેળવવા, બિનકોંગ્રેસી સભ્યોનું સમર્થન મેળવવાનો પ્રચાર કરવા શ્રી ગાંધીએ રાજગોપાલાચારી અને શ્રી જી. ડી. બિરલાને નિયુક્ત કર્યાર તેમણે કહ્યું કે સભ્યોને પોતાના ભણી વાળવામાં તેઓ પોતાના કરતા સવિશેષ નિપુણ હતા. આની રજૂઆતની દરખાસ્તનો કોલેંગોડના રાજાએ વિરોધ કર્યો અને શ્રી થંપને એવો પ્રાથમિક વાંધો ઉઠાવ્યો કે આ ખરડો ધારાસભાના અધિકાર બહારનો હતો. આ વાંધો અધ્યક્ષે પોતાના અધિકારની રૂએ નામંજૂર કર્યો. અને ગૃહે તે ખરડાની રજૂઆતની પરવાનગી આપી. ત્યાર પછી તરત જ, પ્રસ્તાવ મૂક્યો કે લોકમત ઊભો કરવા મંદિર પ્રવેશ ખરડો ૩૦મી જુલાઈ સુધીમાં પ્રસાર કરવો જોઈએ. રાજા બહાદુર કૃષ્ણમાચારીએ આ પ્રસાર દરખાસ્તનો વિરોધ કર્યો. એટલું જ નહિ પણ આ સૂચિત કાયદાને કડક શબ્દોમાં વખોડયો. અંતે તેમણે એવી વિનંતી કરી કે આ પ્રસાર માટેની તારીખ ૩૧મી જુલાઈને બદલે ૩૧મી ડિસેમ્બર રાખવી. શ્રી ગુંજાલે આ પ્રસાર દરખાસ્તનો વિરોધ કર્યો અને આ ખરડાને સમર્થન ન આપવા ગૃહને જણાવ્યું. સાંજના પાંચ વાગી ગયા હતા અને બિનસરકારી પ્રસ્તાવો માટેની બેઠકનો તે છેલ્લો દિવસ હતો એટલે ગૃહને વધારે સમય માટે લંબાવવા અધ્યક્ષ ગૃહની ઈચ્છા જાણવા માગતા હતા. તે

માટે પ્રચંડ બહુમતી નહિ હોવાથી અધ્યક્ષે ગૃહને મુલતવી રાખ્યું અને આ ખરડો ધારાસભાની શરદ-બેઠક માટે મુલતવી રહ્યો.

કેન્દ્રિય ધારાસભાની શરદ બેઠક દરમ્યાન, ૨૪, ઓગસ્ટ ૧૯૩૩ને દિવસે આ ખરડાની ચર્ચાનો ફરી આરંભ થયો. સરકાર વતી સર હેરી હેગે સ્પષ્ટ કર્યું કે પ્રસાર માટેની દરખાસ્તને અપાયેલા તેમના સમર્થનને, તેનામાં રહેલી જોગવાઈઓને પણ તેમનું સમર્થન છે તેવો અર્થ કોઈ ન ધરાવે. એ વાત સાચી કે દલિત વર્ગો પ્રત્યે સરકારને સહાનુભૂતિ છે અને તેમની સામાજિક અને આર્થિક સુધારણા માટે પોતાનાથી થાય તે બધું જ કરવા તે ઉત્સુક છે. તેમણે છેલ્લા જાન્યુઆરીમાં પ્રસિદ્ધ થયેલા 'કમ્યૂનિક'માંથી અવતરણ ટાંકયું જેમાં સરકારના વલણની સંપૂર્ણ સ્પષ્ટતા કરવામાં આવી હતી. તેમને મતે, શક્ય તેટલા વ્યાપક પ્રસાર માટે જુનના અંત સુધીનો સમય ન્યાય્ય અને અર્થપૂર્ણ હશે. મંદિરમાં જનાં હિંદુઓમાં પ્રસાર અંગે સર હેરી હેગે કહ્યું કે વ્યવહારુ દષ્ટિએ પ્રસ્તાવિત મર્યાદાઓ તેમના પર લાદવી ભાગ્યે જ શક્ય બનશે. હિંદુઓના બધા જ વર્ગો આ બાબતની સંપૂર્ણ ચર્ચા કરે તેવું સરકાર ઈચ્છતી હતી અને એટલે જ શ્રી શર્માના સુધારાને પોતાનું સમર્થન આપવા તૈયાર થઈ હતી. બંધ બારણે મત લેવાયા અને ગૃહે જુન, ૧૯૩૪ના અંત સુધીમાં આ ખરડાનો પ્રસાર કરવાની શ્રી શર્માની દરખાસ્ત સ્વીકારી. યોગ્ય રીતે વિકલ્પો પણ સ્વીકારાયા. સમગ્ર ગ્રંથ લગભગ એક હજાર ફૂલ સ્કેપ પાનાથી ભરાઈ ગયો હતો. હવે ખરડાનો બીજો તબક્કો આવતો હતો એટલે કે પસંદગી સમિતિની રચના માટે તે રજૂ કરવાનો તબક્કો. આવી દરખાસ્ત માટે શ્રી રંગા આયરે સૂચના પણ આપી દીધી હતી. ત્યાં જ એક વિચિત્ર ઘટના બની. હિંદ સરકારે ધારાસભાને બરખાસ્ત કરવાનો અને નવી ચૂંટણી આપવાનો નિર્ણય લીધો. આ જાહેરાતને પરિણામે, શ્રી રંગાના ખરડા પ્રત્યે કેન્દ્રિય ધારાસભાના કોંગ્રેસી સભ્યોમાં એકાએક પરિવર્તન આવ્યું. એકીસાથે બધા જ તેના વિરોધી બન્યા અને ખરડાને હવે પછી સમર્થન આપવાનો ઈન્કાર કર્યો. તેમને મતદારોનો ભારે ભય લાગ્યો. શ્રી રંગા આયરની સ્થિતિ અતિ દયાજનક હતી. તેમણે તે અતિ કટુ ભાષામાં વ્યક્ત કરી. તેમાં રહેલા ઝેરમાંથી એક અંશ પણ કમ કરવો

અશક્ય હતો. તેમાં પરિસ્થિતિનું એવું સુયોગ્ય વર્ણન કરવામાં આવ્યું હતું કે તેમના વક્તવ્યનું નીચેનું અવતરણ ટાંકવામાં મને જરીકે ક્ષોભ થતો નથી. પોતાનો પ્રસ્તાવ રજૂ કરવા ઊભા થયેલા શ્રી રંગાએ કહ્યું :

"સાહેબ, દલિત વર્ગો તરીકે ઓળખાતા વર્ગોની અક્ષમતાઓ દૂર કરવા હું મંદિર પ્રવેશ ખરડા તરીકે ઓળખાતો ખરડો રજૂ કરવા ઊભો થયો છું. હું પ્રસ્તાવ રજૂ કરું છું કે -

'આ દલિત વર્ગો તરીકે ઓળખાતા વર્ગોની હિંદુ મંદિરોમાં પ્રવેશ અંગેની અક્ષમતા દૂર કરતો આ ખરડો આદરણીય શ્રી નૃપેન્દ્ર સરકાર, આદરણીય શ્રી હેન્રિકેઈક, ભાઈ પરમાનંદ, રાવ બહાદુર એમ. સી. રાજા, શ્રી ટી. એન. રામકૃષ્ણ રેડ્ડી, રાવબહાદુર બી. એલ. પાટિલ અને મારા સહિત બનેલી પસંદગી સમિતિને સોંપવામાં આવે.'

'હું તમારી સંમતિથી 'એક પખવાડિયામાં તેનો અહેવાલ આપે તેવી સૂચના સહિત' શબ્દો કાઢી નાંખું છું અને આ દરખાસ્તનો બાકીનો ભાગ હું જારી રાખીશ.'

'અને કમિટીની મિટીંગ માટેની જરૂરી સભ્ય-હાજરીની સંખ્યા પાંચની રહેશે.'

"સાહેબ, જે સમયે આ દરખાસ્ત રજૂ કરવાની મેં સૂચના આપી ત્યારે મેં કલ્પનાય કરી નહોતી કે એક પખવાડિયા પહેલાં જ આપણે વેરાનમાં પ્રવેશીશું. આથી, આ દરખાસ્તની મર્યાદાઓ હું સમજું છું કેમ કે પસંદગી સમિતિ પાસે જવાનો પણ સમય નહિ રહે. આ વિષય પર આપણો અભિપ્રાય વ્યક્ત કરવાની તે આપણને તક આપે છે તે હું જોઈ શકું છું."

"મેં અગાઉ કહ્યું છે તેમ મારે શ્રી સત્યમૂર્તિની ક્ષમા યાચવાની છે કારણ કે શ્રી મુદલિયારના વક્તવ્યમાં હું ખલેલ પાડી શક્યો નહોતો. હું સ્વાભાવિકપણે જ તેમ કરવાની પરિસ્થિતિમાં નહોતો કેમ કે ત્યારે મારું વલણ સંપૂર્ણ સ્પષ્ટ કરવા તેમણે પોતાની વાગ્ધારા વહેતી મૂકી હતી અને જો મેં તેમ કર્યું હોત તો તેમને ગેરલાભ થયો હોત. હું જોઈ શકું છું કે મંદિર પ્રવેશ ખરડાના પક્ષે ક્યારેય નહોતા એવા શ્રી સત્યમૂર્તિ કોંગ્રેસને તે પડતો મૂકવા સમજાવવા સફળ

થયા છે. મદ્રાસમાંથી પ્રગટ થતાં 'હિંદુ'ના ૧૬મી ઓગસ્ટના અંકમાં પ્રસિદ્ધ થયેલું શ્રી રાજગોપાલચારીનું નીચેનું લેખિત નિવેદન હું વાચું છું. 'હિંદુ' એ અતિજવાબદાર દૈનિક છે અને તે તાર દ્વારા લીધેલી મુલાકાત નથી પણ લેખિત નિવેદન છે એટલે હું માનું છું કે શ્રી રાજગોપાલચારીનું નિવેદન ભૂલ વિનાનું જ હશે તેમ સ્વીકારી શકાય. અસ્પૃશ્યોનાં દાવાને પોતે છેહ દીધો હોવા બદલ શ્રી રાજગોપાલચારીએ જાહેરમાં માફી માગી છે. મહાત્મા ગાંધીના વિશ્વાસુ પ્રતિનિધિ હોવાને કારણે તેમને દીધેલા છેહની દફતરમાં નોંધ લેવાવી જોઈએ.

તે કહે છે :

'ધાર્મિક વિધિપાલનમાં કોઈ પણ કાયદાકીય દખલને કોંગ્રેસ ટેકો નહિ આપે તેવી બાંયધરી કોંગ્રેસ ઉમેદવારો આપશે કે કેમ તેવો પ્રશ્ન કેટલાક સનાતનીઓ દ્વારા પુછાય છે. અનેક વિધ વિષયો પર, જે તે વિષયમાં રસ ધરાવતી વ્યક્તિઓ કે રસ ધરાવતા જૂથો દ્વારા આવા પ્રશ્નો માત્ર કોંગ્રેસના ઉમેદવારોને જ પુછાય છે અને બીજા પક્ષો અને સ્વતંત્ર ઉમેદવારો પાસે આવો ખુલાસો નથી મગાતો તે કોંગ્રેસની થતી મહાન પ્રશંસા છે.'

તો શ્રીમાન રાજગોપાલાચારી આમ કહે છે. અને આ પ્રશંસાને અનુસરીને, એક અળખામણા પગલા અંગે જાહેરમત ઊભો કરવાને બદલે આ મહાન કોંગ્રેસી નેતા અમારા ઘર પાસે તેમના જમાઈ દેવદાસ ગાંધી સાથે ધરણા ઉપર બેઠા હતા. જે દેવદાસ દિલ્હીમાં વારંવાર મને મળવા આવ્યા હતા અને કહ્યું હતું. "આ કાયદાકીય પગલા અંગે અમે સંયુક્ત સહકાર માગીએ છીએ." આ તે માણસ છે જે શેકસપિયરની ભાષા ઉછીની લઈને કહું તો, 'કરચલાની જેમ' પાછાં પગલાં ભરે છે. દક્ષિણના આ સૂક્ષ્મ દિમાગ પાસે વિશાળ ક્ષેત્રને આવરી લેતા વિવિધ પ્રશ્નો પરત્વે ભાતભાતની નીતિઓ છે :

'છતાંય, તે બધાને ક્યારેય ચૂંટણીના મુદ્દાઓ બનાવાયા નથી.'

"સાહેબ, જે લોકમત તેમણે ઊભો કર્યો છે તેને મોં બતાવતાં આ કોંગ્રેસ નેતા ડરે છે."

"સાહેબ, આ કોંગ્રેસીઓ ગુલામો છે ?"

'તે ગુલામો છે જેમને ડર લાગે છે
દલિતો અને દીનો માટે બોલતાં.'

મિલ્ટનના કથન પ્રમાણે, 'એક વાર કહીને ફરી જવાથી જૂઠા માણસનો બચાવ થતો નથી પણ એક કાયર પરખાય છે.' સામાન્ય ચૂંટણી પહેલાં પ્રત્યેક મંચ પરથી પોતે નીચેના જે શબ્દો કહેતા હતા તે શ્રી રાજગોપાલચારી અત્યારે ફેરવી તોળે છે :

'આ ચૂંટણીમાં કોંગ્રેસ ઉમેદવારો નિશ્ચિત રાજકીય પ્રશ્નો સાથે મતદારો પાસે જાય છે.'

એટલે કે જેમને તેઓએ ગેરમાર્ગે દોર્યા જ છે તેવા આમ-સમૂહના પૂર્વગ્રહોને ઉત્તેજવાના દૃષ્ટિકોણથી જ તેઓ મતદારો પાસે જાય છે. તે એટલે સુધી કે તેઓ ખુદ કળણમાં ખૂંપી જાય છે. આ ધારાસભાનું વિસર્જન જાહેર કરીને અને બંધારણીય વાઈસરોય તરીકે તેમને બંધારણવાદના સલામત માર્ગો પર પાછા આવવાની તક આપીને તેમને કળણમાંથી બહાર કાઢવા લોર્ડ વિલિંગ્ડન તેમની વહારે આવ્યા. આથી, તેમની ખુદની નિષ્ઠામાંથી તેમણે પાછાં ડગ ભર્યાં અને શક્ય તેટલી મોટી સંખ્યા સાથે આ ધારાસભામાં પાછા ફરવાની પ્રત્યેક પ્રયુક્તિ હવે પ્રયોજે છે. જો મંદિર પ્રવેશ ખરડાને કે અસ્પૃશ્યતાના પ્રશ્નને તે સમર્થન આપતા રહ્યા હોત તો તેમણે ઘણા મત ખોયા હોત કારણ કે તે લોકપ્રિય પ્રશ્ન નથી. મેં આમ કહ્યું હતું. જો કે, મહાત્મા ગાંધીએ ત્યારે મારો જાહેરમાં વિરોધ કર્યો હતો. જ્યારે મલબારમાં આવેલા પાલઘટમાં, મારા ભાઈના ઘરે શંકરાચાર્ય રહેતા હતા ત્યારે મેં આમ કહ્યું હતું. આ ખરડાનો વિરોધ કરવા વાઈસરોય પાસે રજૂઆત કરવા મારા ભાઈ આવ્યા હતા. મેં કહ્યું હતું, 'હું જાણું છું કે મલબારમાં સુધારકો બહુમતીમાં નથી.' બીજે ક્યાંય પણ સુધારકો બહુમતીમાં નથી પણ બહુમતીને પોતાની વિચારધારા સાથે જોડવા માટે મંડી પડવામાં સુધારકો માને છે. ત્યારે મેં કહ્યું હતું, કોંગ્રેસીઓએ મલબારના ગુરુવયુરમાં લીધેલા લોકમતનું પરિણામ ગમે તે આવે, પણ હું એક પળ માટેય માની શકતો નથી કે મલબારમાં મંદિર જનારા લોકોની બહુમતી તેમનાં મંદિરોમાં અસ્પૃશ્યોને પ્રવેશ આપવાના પક્ષમાં હોય. પણ હું તેમની સાથે લડવા તૈયાર

છું, તેમની સાથે દલીલ કરવા પણ તૈયાર છું. તેમને સમજાવવાય તૈયાર છું અને અસ્પૃશ્યોનાં દાવાઓ તથા કિસ્સાઓમાં તેમને રસ લેતાં કરવાય હું તૈયાર છું કારણ કે હું માનું છું કે અસ્પૃશ્યો મારી કોમનું જ અંગ છે. સાહેબ, મારી કોમના એક તૃતીયાંશ લોકો પણ ધર્મને નામે આવા બહિષ્કારમાં ગળાબૂડ રહેવાના હોય તો મને લાગે છે અને મને એવું સદાય લાગ્યું છે અને તેથી મેં કહ્યું પણ છે કે આવી કોમને અસ્તિત્વ ધરાવવાનો કોઈ અધિકાર નથી. હિંદુ કોમને એક રાખવાના ખ્યાલથી, વૈદિક યુગમાં જ્યારે અસ્પૃશ્યતા સાવ અપરિચિત હતી તેવા તે કોમના ભૂતકાળ પર ને કોમના ભવિષ્યની મહત્તા ઘડવાના ખ્યાલથી જ મેં તેમનાં હિત હાથ ધર્યાં છે અને હવે હું જોઉં છું કે ગઈ કાલે અસ્પૃશ્યતા અંગે તીવ્ર ઉત્સુક એવા કોંગ્રેસીઓ આજે સમજાવવા બેઠા છે કે આજે તે કાર્ય તે કેમ હાથ ધરતા નથી. આ દેશમાં સનાતનીઓના એક યા બીજા જૂથનું પ્રતિનિધિત્વ કરતા રાજા બહાદુર ક્રિષ્ણામાચારી, કોલેગોંડના રાજાસાહેબ અથવા તો શ્રી સત્યચરણ મુકર્જી જેવા તો એમ પણ કહેશે કે શ્રી રાજગોપાલાચારીએ મંદિર પ્રવેશ ખરડાની શબપેટી પર છેલ્લો ખીલો ઠોકયો.

"સાહેબ, શ્રી રાજગોપાલાચારી તો કહેતા જ ફરે છે કે તેઓ 'અન્ય કોઈ મુદ્દા પર નહિં' એટલે કે મંદિર પ્રવેશના મુદ્દા પર નહિ પણ માત્ર અંગ્રેજ-દ્રૂષના રાજકીય મુદ્દા પર, બ્રિટિશ વિરોધી મુદ્દા પર ચુંટાઈ આવવા માગે છે કારણ કે લોક લાગણીને પંપાળીને, અહિંસાને નામે, ધર્મને નામે શક્ય તેટલો કોમી દ્રૂષ તેમાં ભરીને કારણ કે અહિંસા પણ ક્યારેક ધાર્મિક પૂર્વગ્રહના રંગે રંગાતી હતી, દેશમાં અવિશ્વાસનું વાતાવરણ ઊભુ કરીને અને અસ્પૃશ્યતા નિવારણના જ વધુ મોટા, વધુ સ્વચ્છ અને વધુ ઊંચા મુદ્દાઓ પર જો તેઓ ચૂંટણી લડશે તો આ વાતાવરણ તેમને ચૂંટણીમાં સહાય નહીં કરે એવું જાણીને તેઓ તેમની નિષ્ઠાથી દૂર ભાગી ગયા :"

'તેઓ એવા ગુલામ છે કે
બે કે ત્રણ સાચા માણસો સાથે રહેવાની
તેમની હિંમત નથી.'

અને પછી ગાંધીના તે મુખ્ય વિશ્વાસુ પ્રતિનિધિ કહેતા જ ફરે છે :

'જો મતદાન મથકે સફળતા મળશે તો પછી બીજા કોઈ પ્રશ્નો પર મતદારોનો આદેશ તેમને મળશે તેવું તેઓ માની જ નહિ શકે.'

તેનો અર્થ એ કે મંદિર પ્રવેશ ખરડા પર તેઓ મતદારોનો આદેશ નથી મેળવતા. આ માણસ જે અમારે દ્વારે ચીસો પાડતો હતો, અમારા ટેકાની ભીખ માગતો હતો, કોંગ્રેસનાં હિત માટેના આ ભિખારીઓ - જેમણે આ મંદિર પ્રવેશ ખરડામાં આગળ વધવા અમારી પાસે ભીખ માગી. તેઓ અસ્પૃશ્યોનાં દાવાઓને જ છેહ નથી દેતાં પણ ખુદ મહાત્માના સિદ્ધાંતોને જ તેઓ છેહ દે છે કારણ કે અમે જાણીએ છીએ કે મહાત્માના ઉપવાસ, કોંગ્રેસે જેને અમાન્ય કરવામાં સ્વાભાવિક ખચકાટ અનુભવ્યો હતો તે કોમી ચુકાદામાં અસ્પૃશ્યોને છૂટ આપીને તેમના ઉત્થાન માટે જ આદરાયા હતા અને આથી જ, અમે જાણીએ છીએ કે તેને અસ્પૃશ્યતા સાથે પ્રત્યક્ષ સંબંધ છે કારણ કે તે જ પ્રશ્નને સમજવા, તેને ઉકેલવા મહાત્મા, મહાન મહાત્મા દેશનો પ્રવાસ કરવા ઈચ્છતા હતા. પણ આજે, ધારાસભાઓમાં કોંગ્રેસના બહિષ્કાર દ્વારા સૌ પ્રથમ તેમને છેહ દેનારી કોંગ્રેસ, ધારાસભાઓમાં ચુંટાઈ આવવા તેમના ખુદના સંબંધી રાજગોપાલાચારીના સહયોગથી વધુ છેહ દઈ રહી છે. રાજગોપાલાચારી અને તે લોકો કહે છે કે લોકોના આદેશ વિના તેઓ અસ્પૃશ્યતાના પ્રશ્ન અને મંદિર પ્રવેશ ખરડામાં આગળ નહિ વધે.

સાહેબ, હું પૂછું છું કે રાજાબહાદુર કૃષ્ણમાચારી અને શ્રીમાન રાજગોપાલાચારીમાં ભેદ શો છે ? રાજાબહાદુર કૃષ્ણમાચારીએ હંમેશ માન્ય રાખ્યું હતું, 'લોકો પાસેથી આદેશ મેળવો, પછી આવો અને કાયદો ઘડો.' સાહેબ, તેઓ કાયર નથી, પોતે મહાન સનાતની હોવા છતાંય પરિણામ ભોગવવા તૈયાર છે.તેથી ઊલટું, સમગ્ર દેશમાં સનાતનીઓની ફજેતી કરતા આ લોકો, શાશ્વત સત્ય તે જ સનાતન ધર્મ છે તે ભૂલી જઈને, સનાતનીઓ પણ ન કબૂલે તે રીતે વર્તી રહ્યા છે કારણ કે શાશ્વત સત્ય તે જ સનાતન ધર્મ છે અને સત્ય સાથે છેહ માત્ર જૂઠા માણસોને જ પાલવે. આપણા રાષ્ટ્રીય ધ્યેય ભણી દોરી ગયા હોત તેવા અનેક સિદ્ધાંતોને છેહ દઈને, માત્ર પોતાનું અપમાન થતું ટાળવા ખાતર જ અસ્પૃશ્યોનો મુદ્દો હાથ ધરીને આપણે અત્યારે જોઈએ છીએ

તેમ તેની પાછળ કોઈ નિષ્ઠા ન હોવાથી મહાત્મા ગાંધીના અપવાદ સિવાયના મહાન કોંગ્રેસી નેતાઓએ, આગામી ચૂંટણીના કોંગ્રેસના તેમના પ્રમુખ સંચાલક રાજગોપાલાચારી દ્વારા કહી દીધું :

'આ મુદ્દાને ક્યારેક કોંગ્રેસનો અધિકૃત મુદ્દો બનાવાય તે પહેલાં તે બધા જ કોંગ્રેસીઓની તેના પરની યોગ્ય-પૂરતી વિચારણા માટે ખુલ્લો રહેશે.'

"અસ્પૃશ્યોનાં હિતને દીધેલા આ છેહ બદલ હું આશા રાખું છું કે બધા જ બંધારણવાદીઓ ભલે તે હિંદુઓ હોય કે મુસલમાનો એક થશે. પાછળથી કોમી પ્રશ્નો અંગે છૂટા થવા તે સંમત થઈ શકે છે પણ તે એક થશે અને કોંગ્રેસને મહાન લડત આપશે અને આ ઢોંગીઓની સંસ્થાને ધૂંટણિયે પાડશે. સાહેબ, અહીં અસ્પૃશ્યો અને દલિત વર્ગોના હિતને છેહ દેવાયો છે અને જો મહાત્મા ગાંધીએ આ ચળવળ હાથ ધરી અને શ્રી રાજગોપાલાચારી દિલ્હીમાં દ્વારે દ્વારે ભટક્યા તે પહેલાંથી જ હું આ આંદોલનમાં ન માનતો હોત તો આજે આ ખરડો રજૂ કરવા હું અહીં ઊભો ન થયો હોત."

૬

અને આ હતો કીર્તિથી પીછેહઠનો કિસ્સો ! અને વળી તે કેવી અપકીર્તિભરી પીછેહઠ ? શ્રી ગાંધીએ તેના કેવા પ્રત્યાઘાત આપ્યા ? ૧૯૩૨ની ૪થી નવેમ્બરે પ્રસિદ્ધ કરાયેલા એક નિવેદનમાં શ્રી ગાંધીએ કહ્યું :

"ગામડાના અસ્પૃશ્યોમાં એવી લાગણી જન્માવવી જોઈએ કે તેમની બેડીઓ તૂટી ગઈ છે, તેમના સાથી ગ્રામવાસીઓ કરતાં તે કોઈ રીતેય ઊતરતા નથી, અન્ય ગ્રામવાસીઓ જે દેવની પૂજા કરે છે તેના જ તે પણ પૂજકો છે અને અન્ય ગ્રામવાસીઓ જેટલાને જેવા જ હકો તથા અધિકારો ભોગવવાના તે અધિકારી છે."

"પણ જો આ કરારની મહત્ત્વની શરતોનું પાલન સવર્ણ હિંદુઓ દ્વારા ન થાય તો શું મારે ઈશ્વર અને માનવીને સામસામા આવવા દેવા ? ડૉ. આંબેડકર, રાવ બહાદુર એમ. સી. રાજા અને દલિત જૂથોના અન્ય મિત્રોને કહેવાનું હું સાહસ કરું છું કે ઉચ્ચ વર્ણના હિંદુઓ દ્વારા કરારની શરતોના સંપૂર્ણ પાલનના

બાન તરીકે તે મને માને. ઉપવાસ જો કરવા જ પડશે તો તે જેઓ સુધારાના વિરોધીઓ છે તેમના પરના દબાણ તરીકે નહિ કરાય પણ મારા જે સાથીઓ રહ્યા છે અથવા તો જેમણે અસ્પૃશ્યતા નિવારણના શપથ લીધા છે તેમને ક્રિયાશીલ કરવા માટે કરાશે. જો તે તેમની પ્રતિજ્ઞાઓનો ભંગ કરે અને તેમને વળગી રહેવાનો સંકેત ન દર્શાવે અને તેમનો હિંદુધર્મ લોકોને અવળે માર્ગે દોરવાનું નિમિત્ત જ હોય તો મારે માટે જિંદગીમાં બીજો કોઈ રસ ન હોવો જોઈએ."

આનું પુનરાવર્તન કરતાં તે થાકતા નહોતા. હિંદુ મંદિરોમાં અસ્પૃશ્યો પરના પ્રતિબંધને તે પોતાના આત્માની વ્યથા તરીકે વર્ણવતા તો શ્રી ગાંધીએ આ સંદર્ભમાં શું કર્યું ? જે યોજના સિવાય તેમને જિંદગીમાં બીજો કોઈ રસ નહોતો એવું તે કહેતા હતા તે યોજનાને શ્રી રાજગોપાલાચારી દ્વારા દેવાતા છેહનો તેમણે પ્રતિકાર કર્યો ? મતદાન મથકો પર સફળતા મેળવવા કોંગ્રેસ પક્ષે દીધેલાં આ છેહની શ્રી ગાંધીએ નિંદા કરી હોત એવી કોઈ અપેક્ષા રાખે. પણ તેથી ઊલટું જ બન્યું. શ્રી રાજગોપાલાચારીને ઠપકો આપવાને બદલે તેમણે ખરડાને પોતાનું સમર્થન પાછું ખેંચી લેવા બદલ કોંગ્રેસ પક્ષની ઉગ્ર જાહેર નિંદા કરનાર શ્રી રંગા આયરને ઠપકો આપ્યો. ૧૯૩૪ના ૩૧મી ઓગસ્ટના 'હરિજન'ના અંકમાં શ્રી ગાંધીએ આમ કહ્યું :

'કમભાગી મંદિર પ્રવેશ ખરડાની, જો દફન વિધિ થવાની જ હોત તો તે ખરડાને રજૂ કરનારને હાથે થઈ તેના કરતાં વધુ શિષ્ટ રીતે થઈ હોતો. તે ખરડો સુધારકોએ રજૂ કર્યો નહોતો કે તેમના વતી રજૂ નહોતો કરાયો. આથી તેને રજૂ કરનારે સુધારકો સાથે ચર્ચા વિચારણા કરવી જોઈતી હતી અને તેમની સૂચનાઓ પ્રમાણે અનુસરવું જોઈતું હતું. જ્યાં સુધી હું જાણું છું ત્યાં સુધી તેવો ભાગ્યે જ કોઈ પ્રસંગ બન્યો હશે કે જેથી આવો રોષ પ્રગટ કરવા તેમને પોતાની જાત ઉઘાડી પાડવી પડે કે કોંગ્રેસીઓ સામે આવો અણગમો પ્રગટ કરવો પડે. દેખીતી રીતે જ, ૧૯૩૨ના સપ્ટેમ્બરની ૨૫મીએ મુંબઈમાં પંડિત માલવીયાજીની અધ્યતામાં ભરાયેલી હિંદુ પ્રતિનિધિઓની સભામાં જાહેરમાં કરાયેલા ગંભીર નિવેદનના અનુસંધાનમાં ઘડાયેલું તે ધાર્મિક પગલું હતું, તેવું

જ થવા પ્રયોજાયું હતું. જિજ્ઞાસુએ 'હરિજન'ના પ્રથમ પાને લગભગ દરેક અઠવાડિયે પ્રસિધ્ધ થતું તે નિવેદન વાંચી લેવું. આથી,તે એક એવું પગલું નહોતું કે જેમાં બીજા હિંદુઓ સિવાય માત્ર કોંગ્રેસી હિંદુઓને જ વધુ રસ હતો. આથી, ચર્ચામાં કોંગ્રેસનું નામ ઘસડી જવું તે કમનસીબ બિના છે. આ ખરડો વધુ સૌમ્યતાથી હાથ ધરાવો જોઈતો હતો.'

મંદિર પ્રવેશને આમ, રાજકીય કસરતના દાવની વિચિત્ર રમત તરીકે વર્ણવવા સિવાય બીજું કોઈ કહે પણ શું ? શ્રી ગાંધી મંદિર પ્રવેશના વિરોધી તરીકે પ્રારંભ કરે છે. જયારે અસ્પૃશ્યો રાજકીય અધિકારોની માગણી આગળ ધરે છે ત્યારે તે પોતાની સ્થિતિ પલટીને મંદિર પ્રવેશના હિમાયતી બને છે. જો કોંગ્રેસ તેને આખરી તબક્કા સુધી વળગી રહે તો કોંગ્રેસને ચૂંટણીમાં હરાવવાની જયારે હિંદુઓ ધમકી આપે છે ત્યારે કોંગ્રેસના હાથમાં રાજકીય સત્તા ટકાવી રાખવા મંદિર પ્રવેશને પડતો મૂકે છે ! આ નિષ્ઠા છે ? આમાં ક્યાંય સંન્નિષ્ઠા દેખાય છે ? શ્રી ગાંધીએ અનેક વાર ગંભીરતાપૂર્વક ઉચ્ચારણ કર્યું તે 'આત્માની વ્યથા' આ ?

## પ્રકરણ-૫

# રાજકીય ઉદારતા

### કૃપા કરી અસ્પૃશ્યોને મારવાની કોંગ્રેસની યોજના

૧૯૩૨ની ૩૦મી સપ્ટેમ્બરે મુંબાઈના હિંદુઓની સભા કાવસજી જહાંગીર હોલમાં પંડિત માલવિયાની અધ્યક્ષતામાં મળી હતી. તેમાં હિંદુઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. આ સભાનો હેતુ હતો અખિલ-ભારતીય અસ્પૃશ્યતા વિરોધી સંઘ સ્થાપવાનો અને જુદા જુદા પ્રાંતોમાં તેની શાખાઓ ખોલવાનો. આ સંઘનું વડું મથક દિલ્હીમાં રહેવાનું હતું. શ્રી જી.ડી. બિરલા તેના અધ્યક્ષ હતા અને શ્રી અમૃતલાલ વી. ઠક્કર હતા તેના મહામંત્રી. અખિલ ભારતીય અસ્પૃશ્યતા વિરોધી સંઘ તે શ્રી ગાંધીનું આયોજન હતું. તેમની પ્રેરણા અને પુના કરારનું તે પરિણામ હતું. જે ક્ષણે તેનો જન્મ થયો તે ક્ષણે જ શ્રી ગાંધીએ તેને પોતાના સંતાન તરીકે દત્તક લીધું. શ્રી ગાંધીએ પહેલું કાર્ય કર્યું તેનું નામ બદલવાનું. ૧૯૩૨ની ૯મી ડિસેમ્બરે મોકલેલા અખબારી સંદેશામાં શ્રી ગાંધીએ જાહેર જનતાને કહ્યું કે હવે પછી આ સંસ્થા 'સર્વન્ટસ ઓફ અનટચેબલ સોસાયટી (અસ્પૃશ્ય સમાજની સેવા સંસ્થા) તરીકે ઓળખાશે. શ્રી ગાંધીને આ નામ પણ શ્રેષ્ઠ ન લાગ્યું તે બીજા નામની શોધમાં હતા. છેવટે, તેમણે તેને એક નવું નામ આપવાનો નિર્ણય કર્યો. તેમણે તેને 'હરિજન સેવક સંઘ 'એવું નામ આપ્યું. તેનો અર્થ થતો હતો- અસ્પૃશ્યોની સેવામાં પડેલા લોકોનો સંઘ. ગાંધી અસ્પૃશ્યોને 'હરિજન' શબ્દથી સંબોધતા હતા તેથી આ નામ તેની સ્વભાવિક ફળશ્રૃતિ હતું. પણ આ પરિવર્તન શૈવો અને વૈષ્ણવો વચ્ચેના વિવાદ વિના પસાર ન થયું. હરિ તે વિષ્ણુનાં સહસ્ત્ર નામમાંનું એક છે અને હર તે શિવસહસ્ત્ર નામમાંનું એક છે. 'હરિજન' શબ્દની પસંદગીમાં શ્રી ગાંધી પર સાંપ્રદાયિક પક્ષપાતનો આક્ષેપ મુકાયો. અસ્પૃશ્યો હરિજન તરીકે જ ઓળખાય તે સામે શૈવોએ ઝઘડો કર્યો. પણ શ્રી ગાંધીએ તેમની શરણાગતિ ન સ્વીકારી અને આ નવી સંસ્થાના પ્રથમ ફળ રૂપે અસ્પૃશ્યોને નવું નામ પ્રાપ્ત થયું. ૧૯૩૨ની ૩જી નવેંબરે શ્રી બિરલા તથા શ્રી ઠક્કરે એક અખબારી

નિવેદન પ્રસિદ્ધ કર્યું તેમાં તેમણે આ સંસ્થાનો કાર્યક્રમ અને તે કાર્યક્રમના અમલીકરણ માટેના વ્યવસ્થાતંત્રની જાહેરાત કરી, કાર્યક્રમ અંગે તેમણે કહ્યું -

'આ સંઘ માને છે કે સનાતનીઓમાંના સારા એવા લોકો આંતર જ્ઞાતીય ભોજન અને લગ્નનાં જેટલા વિરોધીઓ છે તેટલા અસ્પૃશ્યતા નિવારણના વિરોધીઓ નથી. પોતાના કાર્યક્ષેત્રની પારના સુધારાઓ હાથ ધરવાનો હેતુ આ સંઘનો નહિ હોવાથી તે સ્પષ્ટતા કરવી ઇચ્છનીય છે કે સંઘ ઉચ્ચવર્ણના હિંદુઓને અસ્પૃશ્યતાનું દરેક ચિહ્ન દૂર કરવા સમજાવશે. મુખ્ય કાર્ય તો રચનાત્મક હશે. જેવું કે, દલિત વર્ગોનો શૈક્ષણિક, આર્થિક અને સામાજિક ઉત્કર્ષ. આ કાર્યો જ અસ્પૃશ્યતા નિવારણ માટે અતિ ઉપયોગી નીવડશે, આવા કાર્ય પરત્વે ચુસ્તમાં ચુસ્ત સનાતનીને પણ સહાનુભૂતિ સિવાય બીજું કશું હોઈ ન શકે, અને મુખ્યત્વે તો આ જ કાર્ય માટે સંઘની સ્થાપના કરવામાં આવી છે. જ્ઞાતિપ્રથાની નાબૂદી અને આંતરજ્ઞાતીય ભોજન જેવા સામાજિક સુધારાઓને આ સંઘના કાર્યક્ષેત્રની બહાર રાખવામાં આવ્યા છે.

કાર્યક્રમનો સરળ અમલ થઈ શકે તેટલા માટે એવું ઠરાવવામાં આવ્યું છે કે પ્રત્યેક પ્રાંતનું અસંખ્ય ઘટકોમાં વિભાજન કરવું અને પ્રત્યેક ઘટકનો હવાલો પગારદાર કાર્યકરોને સોંપવો. ઘટકની સીમા જિલ્લાની સીમા સાથે સુસંગત હોય કે ન પણ હોય. બે જિલ્લાઓ કે બે રાજ્યોનાં જૂથ બનાવીને ય તેની રચના કરવામાં આવે.

તે નિવેદનમાં તે વર્ષનું અંદાજપત્ર પણ મુકાયું. તે નીચે દર્શાવેલ પરિમાણલક્ષી હતું -

'ખર્ચના બે તૃતીયાંશ ભાગથી ઓછી નહિ તેટલી રકમ ખરેખરા કલ્યાણ કાર્ય માટે વાપરવામાં આવશે અને બાકીની એક તૃતીયાંશ ભાગની રકમ કર્મચારીઓ અને તેમનાં ભથ્થાં પાછળ ખર્ચાશે. ઓછામાં ઓછા બે પગારદાર કાર્યકરો તો ઘટકમાં હોવા જ જોઈએ તેમ વિચારાયું છે અને તેઓ ગામડામાં મહિનામાં પંદરથી ઓગણત્રીસ દિવસો સુધી ફરીને કામ કરશે.

બે હરતા ફરતા કાર્યકરો માટેનો

| | | |
|---|---|---|
| પગાર.................... | ૩૦+૨૦=૫૦x૧૨ = | ૬૦૦ |

| | | | |
|---|---|---|---|
| બે હરતા ફરતા કાર્યકરોનો પ્રવાસ ખર્ચ - | ૨x૧૦x૧૨ | = | ૨૪૦ |
| કાર્યકરોએ કરેલો અથવા તેમના દ્વારા કરાવેલો પરચુરણ ખર્ચ.... | ૨x૧૦x૧૨ | = | ૨૪૦ |
| કલ્યાણ કાર્યો જેવાકે - પાઠય પુસ્તકોની કીમત, શિષ્યવૃત્તિઓ, પારિતોષિકો, કૂવાઓ (જો હોય તો) માટેનો હિસ્સો તથા હરિજન પંચાયતો સ્થાપવાનો ખર્ચ............. | | | ૨૦૦૦ |
| | કુલ. | | ૩૦૮૦ |

## સમગ્ર રાષ્ટ્ર માટેનું અંદાજપત્ર

અમે, નીચે, આખા હિંદ માટે કરવા પડે તેવા ઓછામાં ઓછા કુલ ખર્ચની રકમનો અંદાજે ખ્યાલ આપીએ છીએ. કાર્યના સ્વરૂપની વિરાટતાને જોતાં આ યોજના તો સાવ મધ્યમસરની છે અને તેને માટે જોઈતી રકમનો ફાળો ઊભો કરવામાં લોકોને મુશ્કેલી નહિ જ પડે. આ ફાળામાં આપેલી એકે એક પાઈનું પણ મૂલ્યવાન પ્રદાન હશે અને આથી અમે જાહેરજનતાને આ મહાન હેતું માટે થોડોક ભોગ આપવાની વિનંતી કરીએ છીએ. પ્રત્યેક પ્રાંત માટે સૂચવાયેલી ઘટકોની સંખ્યા તે તો માત્ર કામચલાઉ પ્રસ્તાવ છે. આ અંગેનો અંતિમ નિર્ણય તો પ્રાંતીય બોર્ડોએ પોતે જ લેવાનો છે.

"એવી ગણતરી કરવામાં આવી છે કે ભિન્નભિન્ન પ્રાંતોમાં કામ કરવા માટે નીચે દર્શાવ્યા પ્રમાણે ઘટકોની ઓછામાં ઓછી સંખ્યાની જરૂર પડશે જ. પ્રાંતની સામે તેમનાં જિલ્લાઓ અને રાજયોની સંખ્યા આપવામાં આવી છે -

| પ્રાંતનું નામ | જિલ્લાઓની સંખ્યા | ઘટકોની સંખ્યા |
|---|---|---|
| આસામ | ૧૧ | ૬ |
| આન્ધ્ર | - | ૬ |
| બંગાળ | ૨૬ | ૧૫ |
| કલકત્તા શહેર | ૧ | ૩ |
| બિહાર | ૧૬ | ૧૬ |
| મુંબાઈ, મુંબાઈ શહેર અને પરાં જિલ્લાઓ | ૧ | ૩ |
| મહારાષ્ટ્ર | ૧૦ | ૮ |
| ગુજરાત વડોદરા, કાઠિયાવાડ, કચ્છ | | |

| | | |
|---|---|---|
| અને અન્ય પાંચ રાજયો તથા દસ રાજયો | | |
| મધ્ય પ્રાંત તથા બેરાર (મરાઠી) | ૯ | ૭ |
| મધ્ય હિંદનાં રાજયો | ૧૧ | ૮ |
| દિલ્હી પ્રાંત | ૧ | ૨ |
| કાશ્મીર | ૧ | ૧ |
| મલબાર, કોચિન અને ત્રાવણકોર | ૪ | ૧૦ |
| માયસોર અને કર્ણાટક, મુંબઈ | | |
| અને મદ્રાસના જિલ્લાઓ | ૮ | ૧૦ |
| નિઝામના તાબાનો મુલ્ક | ૧૪ | ૧૦ |
| ઓરિસ્સાના જાગીરી રાજયો,૫+૨૬ | - | ૮ |
| પંજાબ, વાયવ્યસરહદી | | |
| પ્રાંત અને પંજાબનાં રાજયો ૩૨+૭ | ૩૯ | ૧૦ |
| રાજપુતાનાનાં રાજયો, અજમેર-મેવાડ | | |
| રાજયો..................૧૮ | | |
| વડોદરા જિલ્લો.... ૧ | ૧૯ | ૯ |
| સિંધ | ૮ | ૫ |
| તામિલનાડુ | ૧૩ | ૮ |
| સંયુક્ત પ્રાંત | ૪૮ | ૨૪ |
| કુલ | | ૧૮૪ |

**૧૮૪ ઘટકો માટે થનારો ખર્ચ**

| | |
|---|---|
| ૩૦૦૦ x ૧૮૪ = | રૂ. ૫,૫૨,૦૦૦ |

**કેન્દ્રીય તથા પ્રાંતીય કાર્યાલયો**

| | | |
|---|---|---|
| કેન્દ્રીય કાર્યાલય ૧૦૦૦x૧૨ | = | રૂ. ૧૨,૦૦૦ |
| પ્રાંતીય કાર્યાલયો ૪૦૦૦x૧૨ | = | રૂ. ૪૮,૦૦૦ |
| | કુલ | રૂ. ૬૦,૦૦૦ |
| | સમગ્ર કુલ ખર્ચ | રૂ. ૬,૧૨,૦૦૦ |
| | એટલે કે | રૂ. ૬,૦૦,૦૦૦ |

આ રકમ કેન્દ્રીય ફાળામાંથી અને સાથે સાથે પ્રાંતો અને જિલ્લાઓએ ઊભા કરેલા ફાળામાંથી, બંનેમાંથી, ઊભી કરવાની હતી.

"આ ઉપરથી જોઈ શકાશે કે પ્રત્યેક વર્ષે લગભગ છ લાખ રૂપિયાની રકમ એકઠી કરવાની હતી અને પ્રત્યેક વર્ષે, સમગ્ર દેશમાં અસ્પૃશ્યતા નિવારણ તથા હરિજનોની સ્થિતિ સુધારવાના કામમાં ખર્ચવાની હતી. આ કાર્યક્રમ, અને તેમાંય ખાસ કરીને હરિજનોની સ્થિતિ સુધારણાનું કાર્ય જો અસરકારક બનાવવું હોય તો તે ઓછામાં ઓછું પાંચ વર્ષ ચાલુ રહેવું જ જોઈએ. રાજયો સહિતના ૨૨ પ્રાંતો અને ચાર કરોડ અથવા ચારસો લાખ હરિજનોની સંખ્યાને લક્ષમાં લેતાં સાચે જ આ નાનું અંદાજપત્ર હતું.

આ સંઘ માટે ફાળો એકઠો કરવા શ્રી ગાંધીએ સમગ્ર હિંદનો પ્રવાસ આરંભ્યો. તેનો પ્રારંભ ૧૯૩૩ના નવેમ્બરની ૭મીએ થયો અને ૧૯૩૪ના જુલાઈની ૨૯મીએ તે પૂરો થયો. કુલ ફાળો આઠ લાખનો થયો હતો.[1] આ પ્રવાસનો હેતુ ફાળો એકઠો કરવાની સાથે સાથે હિંદુઓમાં અસ્પૃશ્યોનાં હિત અંગે ઉત્સાહ પ્રગટ કરવાનો હતો. આથી શ્રી ગાંધીએ મોટા ભાગનો પ્રવાસ પગપાળા જ કર્યો. શ્રી ગાંધીએ રૂપિયા ૮ લાખ એકઠા કર્યા. આ રકમ તથા શ્રી ગાંધીના ધનિક મિત્રોના વાર્ષિક દાનથી સંઘે પોતાની પ્રવૃત્તિનો પ્રારંભ કર્યો.

સપ્ટેંબર ૧૯૩૨થી હરિજન સેવક સંઘ પ્રવૃત્તિ કરતું આવે છે. અસ્પૃશ્યોની સ્થિતિ અંગે શ્રી ગાંધીના આત્માની વ્યથાના અને તેમના ઉત્થાન માટેની એમની મનોભાવનાના જવલંત પ્રમાણ તરીકે તેને ઉપસાવવામાં આવ્યું છે, સંઘના [1]એ દિલ્હી ખાતે આવેલા સંઘના ગૃહમાં અનેક અમેરિકનોને આમંત્ર્યા અસ્પૃશ્યોનાં કલ્યાણ માટે શ્રી ગાંધી દ્વારા થતું અનન્ય સામાજિક [1]ને દેખાડયું હતું.

ણ માટે થતા કોઈ પણ કાર્યનું સહુ કોઈ સ્વાગત કરે. કે તેની ક્યારેય ટીકા ન થઈ શકે. આવો ભાગ્યેજ [1] બડાશ ગવાય છે ત્યારે તે શું કાર્ય કરી રહ્યું [૯] પણ સંઘનો વાર્ષિક અહેવાલ વાંચશે તે એકધારી નીતિને અનુસરી રહ્યું છે. [1] તથા વ્યાવસાયિક અભ્યાસક્રમો

માટે શિષ્યવૃત્તિઓ આપી તેમને ઉચ્ચતર શિક્ષણ માટે પ્રોત્સાહિત કરવાનો પ્રયત્ન તેણે કર્યો. સંઘ મહાશાળાના વિદ્યાર્થીઓને પણ શિષ્યવૃત્તિઓ આપે છે. મહાશાળાઓમાં તથા કોલેજોમાં ભણતા અસ્પૃશ્ય વિદ્યાર્થીઓ માટે સંઘ છાત્રાલયોનું પણ સંચાલન કરે છે. નજીકના વિસ્તારમાં સાર્વજનિક શાળાઓ ન હોય ત્યાં અથવા જ્યાં સાર્વજનિક શાળાઓમાં અસ્પૃશ્યોને પ્રવેશ બંધ હોય ત્યાં અલગ પ્રાથમિક શાળાઓ ચલાવવામાં સંઘની શૈક્ષણિક પ્રવૃત્તિઓનો મોટો હિસ્સો ખર્ચાઈ જાય છે.

હવે સંઘની કલ્યાણ પ્રવૃત્તિઓની વાત. આમાં, અસ્પૃશ્યોને જે તબીબી સેવા આપવાનું સંઘે સ્વીકાર્યું છે તેનો સમાવેશ થાય છે. આ કામ સંઘના હરતાફરતા કાર્યકરો કરે છે. તેઓ માંદા અને બિમાર અસ્પૃશ્યોને તબીબી સહાય આપવા હરિજનવાસમાં જાય છે. અસ્પૃશ્યોના ઉપયોગ માટે સંઘ થોડાંક દવાખાનાં પણ ચલાવે છે. સંઘની આ ખૂબ જ નાની પ્રવૃત્તિ છે.

સંઘની કલ્યાણ પ્રવૃત્તિઓમાં પાણી પુરવઠો પૂરો પાડવાની પ્રવૃત્તિ તે તેની વિશેષ મહત્ત્વની પ્રવૃત્તિ છે. સંઘ આ પ્રવૃત્તિ આ પ્રમાણે કરે છે : (૧) અસ્પૃશ્યોના ઉપયોગ માટે નવા કૂવા ખોદીને અથવા તો ટ્યૂબવેલો કે પંપો મુકાવીને, (૨) જૂના કૂવાઓની મરમ્મત કરાવીને, અને (૩) સ્થાનિક સરકારો કે સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓને અસ્પૃશ્યોના ઉપયોગ માટે કૂવા ખોદાવવા કે મરમ્મત કરવા સમજાવીને.

સંઘે જે આ ત્રીજી પ્રવૃત્તિની દિશા પકડી છે તે આર્થિક છે. સંઘ કેટલીક ઔદ્યોગિક શાળાઓ ચલાવે છે અને એવો દાવો કરાય છે કે સંઘ દ્વારા ચલાવાતી ઔદ્યોગિક શાળાઓએ સંખ્યાબંધ શિક્ષિત કારીગરો પેદા કર્યા છે જે અત્યારે સ્વતંત્ર રોજી કમાય છે. પણ અહેવાલ પ્રમાણે તો, અસ્પૃશ્યોમાં સહકારી મંડળીઓનું સંચાલન કરવાની, તેના પર નિરીક્ષણ રાખવાની સંઘની પ્રવૃત્તિ એ જ તેની વધુ સફળ તથા મહત્ત્વની પ્રવૃત્તિ છે.

## ૨

આ પ્રવૃત્તિઓના સંક્ષેપાવલોકન પરથી તો એમ લાગશે કે અસ્પૃશ્યોનાં

કલ્યાણ માટે સંઘ સારા પ્રમાણમાં પૈસા ખર્ચી રહી છે. પણ હકીકત શું છે ? અહીં એ યાદ કરવું ઘટે કે અસ્પૃશ્યોનાં ઉત્થાન કાર્ય પાછળ સંઘ વાર્ષિક રૂ. ૬,૦૦,૦૦૦ની સામાન્ય રકમ તો સહજ રીતે ખર્ચી શકશે તેવી અપેક્ષા હતી. ખરેખર સંઘ કેટલી રકમ ખર્ચતો હતો ? ૧૯૪૧ના મેમાં પ્રસિદ્ધ કરેલા અહેવાલમાં સંઘના મંત્રી જણાવે છે :[1]

"છેલ્લાં આઠ વર્ષના ગાળા દરમ્યાન સંઘની વિવિધ શાળાઓએ તથા કેન્દ્રીય કાર્યાલયે હરિજનોનાં કામ પાછળ અનુક્રમે રૂ. ૨૪,૨૫,૭૦૦ અને રૂ. ૩,૪૧,૬૦૭ ખર્ચ્યા છે. આ પ્રશ્નની જરૂરિયાતો જોતાં રૂ. ૨૭,૬૭,૩૦૭ની રકમ સાવ નજીવી રકમ છે."

આ આધારે, સંઘનો ખર્ચો વાર્ષિક લગભગ રૂ. ૩,૪૫,૮૮૮ જેવો થાય. સંઘ જે ખર્ચો એકઠો કરવાની આશા રાખતું હતું તેનાથી આ ખર્ચો ૫૦% જેટલો ઓછો છે. તે જોઈ શકાશે કે સંઘના મિત્રો સંઘને જેટલું મોટું સ્વરૂપ આપતા હતા તેટલો મોટો તે નહોતો. સંઘ અતિ કંગાળ સ્થિતિમાં ચાલતું હતું. અસ્પૃશ્યોની ૫ કરોડની વસ્તી માટે વાર્ષિક રૂ. ત્રણ લાખનું અંદાજ પત્ર તે કોઈ એવી ઘટના નહોતી કે જેથી અસ્પૃશ્યોએ અતિ આનંદિત થવું ઘટે. જુદાજુદા પ્રાંતોની કોંગ્રેસ સરકારે પોતાના બે વર્ષના શાસનકાળ દરમ્યાન સંઘને મોટી રકમનાં અનુદાન જો ન આપ્યાં હોય તો આટલું કામ કરેલું દેખાડવા માટે પણ સંઘનું ગજું ન હોત.

તેના નબળા અર્થતંત્ર માટે સંઘને ઉપાલંભ ન આપવો જોઈએ. આનો સઘળો દોષ હિંદુઓનો છે. સંઘની આવી સ્થગિત નહિ તો કથળતી જતી સ્થિતિ જ દર્શાવે છે કે અસ્પૃશ્યોનાં કલ્યાણ માટે હિંદુઓને કેટલી ખેવના હતી. રાજકીય હેતુસર તેમણે એક કરોડ રૂપિયાનો ફાળો આપ્યો જે તિલક સ્વરાજ ફાળો ઊભો કરવા વપરાયો. સામાન્ય કલ્યાણકાર્ય માટે તેમણે તાજેતરમાં જ એક કરોડ અને પંદર લાખ રૂપિયાનો ફાળો આપ્યો છે જેનાથી કસ્તુરબા મેમોરિઅલ ફંડ ઊભું કરાશે. આ બંને સાથે સરખાવતાં હિંદુઓએ હરિજન સેવક સંઘને આપેલો ફાળો સાવ તુચ્છ હતો.

૧ અહેવાલ પૃ.૫૮

જે પ્રકારનું કલ્યાણ કાર્ય સંઘ કરે છે તેના સ્વરૂપ અંગે મતભેદ હોઈ શકે. સંઘ જે કાર્ય કરે છે તેમાંનું મોટા ભાગનું કાર્ય તો કોઈ પણ સંસ્કારી સરકાર જાહેર આવકમાંથી કરવા બંધાયેલી છે. એવો પણ પ્રશ્ન પુછાય: શા માટે સંઘે આ કામની જવાબદારી લેવા સરકારને કહેવું જોઈએ અને જે યોજનાઓ સત્વરે થવી જોઈએ અને છતાંય સરકાર જે કરતી નથી તેમની પાછળ પોતાનો ફાળો ખર્ચવો જોઈએ ?

છતાંય, આ પ્રશ્ન સંઘ પ્રત્યે અસ્પૃશ્યોમાં વેર ભાવની લાગણી નહીં જન્માવી શકે. કબૂલ કરવું જોઈએ કે આવો વેર ભાવ અસ્તિત્વમાં છે જ. આ પરિસ્થિતિ અને તેનાં કારણોનો ઉલ્લેખ[1] એક લેખકે ૧૪, ઓક્ટોબર, ૧૯૪૪ના 'ઇન્ડિયન સોશ્યલ રીફોર્મર'માં કર્યો છે. તે કહે છે :

"હરિજનોનું પ્રતિનિધિ મંડળ ગાંધીજીને સેવાગ્રામમાં મળ્યું અને તેમને વિનંતી કરી કે, 'અનુસૂચિત જ્ઞાતિઓના વર્ગમાં જે જ્ઞાતિઓ આવે છે તેમના પ્રતિનિધિઓને હરિજન સેવક સંઘની કારોબારીમાં પ્રતિનિધિત્વ આપવું જોઈએ. એમ માનવામાં આવે છે કે ગાંધીજીએ એવો ઉત્તર આપ્યો કે સંઘ હરિજનોને સહાય કરવા માટે છે અને હરિજનોનું સંગઠન નથી અને તેથી તેમની વિનંતી અસ્વીકાર્ય છે. ગોળમેજી પરિષદમાં હરિજનો માટેની અનામત બેઠકોનો વિરોધ એ આધાર પર કર્યો હતો કે તેઓ હિંદુઓ હતા અને તેમના સર્વસામાન્ય વર્ગથી તેમને અલગ પાડવામાં ન આવે. પાછળથી, યરવડા કરારમાં હિંદુઓના ખાસ જથ્થામાંથી તેમને માટે બેઠકો ફાળવવાની સંમતિ આપવાની તેમને ફરજ પડી હતી. અને આના મુસદ્દાને બહાલી આપતો ખરડો પંડિત મદનમોહન માલવિયાની અધ્યક્ષતામાં મુંબાઈમાં ભરાયેલી સામાન્ય સભા સમક્ષ મંજૂરી માટે આવ્યો ત્યારે ત્યાં ઉપસ્થિત રહેલી એક વ્યક્તિએ આતુર પ્રેક્ષકોને જણાવ્યું કે હિંદુ સમાજ પર લાગેલા અસ્પૃશ્યતાના લાંછનને દૂર કરવા આટલો મોટો ફાળો (પંડિતજીએ સૂચવ્યા મુજબનો) એકઠો કરવાની કોઈ અનિવાર્યતા નહોતી. અને જો ત્યાં હાજર રહેલાં સ્ત્રી કે પુરુષ (સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં હાજર હતી) એવો દઢ નિર્ધાર કરે કે તે તેમનાં ઘરમાં અન્ય હિંદુઓની જેમ હરિજનોને પણ આવકારશે તો આ પ્રશ્નનું અસ્તિત્વ તત્કાલ નાબૂદ થઈ જશે. મુંબાઈના અગ્રણી

ઉદ્યોગપતિએ આ આગંતુક ભણી ફરી શાંતિપૂર્વક કહ્યું હતું, "તમે તેમને સચોટ સત્ય કહ્યું છે. આને અનુસરવા કોઈ તૈયાર નથી." મને તો પહેલેથી જ લાગ્યું હતું કે હરિજન સેવક સંઘની આ જ મૂળભૂત નબળાઈ છે અને પરિણામ શું? સંઘનો લાભ લેનાર લગભગ એકે એક વ્યક્તિ ડૉ. આંબેડકરની ચુસ્ત અનુયાયી છે અને તે હકીકતનો અર્થ એ જ કે તેઓ હિંદુઓ પ્રત્યેના ડૉ. આંબેડકરના ઝનૂની અને કટુ તિરસ્કારના પૂરેપૂરા સહભાગી બને છે. આ કથનના સમર્થનમાં હું અનેક ઉદાહરણો આપી શકું તેમ છું પણ આથી પરિસ્થિતિ વધુ ખરાબ રીતે કથળશે. હું માનું છું કે કેન્દ્રની કે સ્થાનિક સઘળી મહત્ત્વની સંસ્થાઓમાં હરિજન સજજનો અને સ્ત્રીઓને અન્ય હિંદુઓ સાથે ભાગીદાર બનાવી અને આમ કરી મહત્ત્વના નિર્ણયો ઘડવામાં તેમને નિર્ણયાત્મક પ્રદાન કરવાની તક આપી આને ટાળી શકાય. તેમની સાથે ભાગીદાર બન્યા વિના હરિજનોને સહાય કરવાનો ખ્યાલ તે સમાજ સુધારણાની ભાવના વિરોધનો છે. હરિજનોના ઉત્થાનની પ્રારંભિક ચળવળોમાં હું સંકળાયેલો હતો અને જે સ્ત્રી-પુરુષોમાં સંપર્કમાં જે કોઈ પણ આવતું તેને આ સ્ત્રી-પુરુષોમાં દુશ્મનાવટની ભાવના ક્યારેય નહોતી દેખાતી. આનું કારણ એ હતું કે આ ચળવળના પુરસ્કર્તાઓ - મારી નજર સમક્ષ મુખ્યત્વે ડીપ્રેસ્ડ કલાસ મિશન છે - ધાર્મિક શ્રદ્ધા અને સામાજિક સન્નિષ્ઠાથી દલિત વર્ગોના સભ્યો સાથેના પોતાનો સઘળો વર્તનભેદ ટાળવા પ્રતિબદ્ધ હતા. હરિજન સંઘ અનુસૂચિત જ્ઞાતિઓના સભ્યોને પ્રવેશ ન આપી શકે તેવું કહેવામાં ગાંધીજી જરાય સાચા નહોતા તેમ મને લાગે છે. એક મિત્રે મને યાદ દેવડાવ્યું કે સંઘની રચના થઈ ત્યારે ડૉ. આંબેડકર તેના સભ્ય હતા."

દ્વેષનાં કારણો સમજાવવા તથા સંઘનું સાચું સ્વરૂપ ખુલ્લું પાડવામાં આ અવતરણ મને પ્રસંગ પૂરો પાડે છે તેથી તે હું ટાંકું છું.

## ૩

'ઇન્ડિયન સોશ્યલ રીફોર્મર'નો લેખક દલીલ કરે છે કે અસ્પૃશ્યોને સંઘની તંત્રવ્યવસ્થામાં હિસ્સેદાર બનાવવા જોઈએ. તેમનું નિવેદન લોકોને એમ માનવા પ્રેરે કે સંઘની કેન્દ્રીય કારોબારીમાં અસ્પૃશ્યોને ક્યારેય સ્થાન નહોતું. પણ તેવી માન્યતા તે એક ભૂલ બનશે, સાચી પરિસ્થિતિ તો એ છે કે જ્યારે સંઘનો

પ્રારંભ થયો ત્યારે અગત્યની અસ્પૃશ્ય વ્યક્તિઓ સારી એવી સંખ્યામાં સંઘની કેન્દ્રીય કારોબારીમાં હતી. ૧૯૩૨ના નવેંબરની ૩જી તારીખે શ્રી બિરલા અને શ્રી ઠક્કરે પ્રસિદ્ધ કરેલા નિવેદનમાં જેઓ કેન્દ્રીય કારોબારીમાં હતાં તેમનાં નામ આપવામાં આવ્યાં છે. ત્યારે જાહેર કરવામાં આવ્યું હતું કે :

નીચેના સંચાલક સભ્યોની કેન્દ્રીય કારોબારી રચવામાં આવી છે :

શ્રી જી.ડી. બિરલા, દિલ્હી તથા કલકત્તા; સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ, મુંબાઈ; સર લલ્લુભાઈ શામળદાસ, મુંબાઈ; ડૉ. બી.આર. આંબેડકર, મુંબાઈ; શેઠ અંબાલાલ સારાભાઈ, અમદાવાદ; ડૉ. બી.સી. રૉય, કલકત્તા; લાલા શ્રીરામ, દિલ્હી; રાવ બહાદુર એમ. સી. રાજા, મદ્રાસ; ડૉ. ટી.એસ.એસ. રાજન, ત્રિચિનોપોલી; રાવ બહાદુર શ્રીનિવાસન, મદ્રાસ, શ્રી એ.વી. ઠક્કર, મહામંત્રી, દિલ્હી."

એ જોઈ શકાશે કે આઠ સભ્યોમાંથી ત્રણ તો અસ્પૃશ્યોમાંથી પસંદ થયા હતા. કારોબારીમાંથી મારી નિવૃત્તિ પછી બીજા બે, રાવ બહાદુર એમ.સી. રાય તથા રાવ બહાદુર શ્રીનિવાસન પણ નિવૃત્ત થયા. તેઓએ સંઘ સાથેનો પોતાનો સંબંધ કેમ તોડયો તેનાં કારણોની મને જાણ નથી.

સંઘ સાથે મેં મારા સંબંધો કેમ તોડયા તેનાં કારણો મારે જણાવવાં જોઈએ તે સાચું અને યોગ્ય છે. પુના કરાર પછી હું 'ભૂલી જાવ અને માફ કરો'ની ભાવનાને અનુસરતો હતો. તેમના કેટલાક મિત્રોના કહેવાથી મેં શ્રી ગાંધીની સચ્ચાઈ સ્વીકારી લીધી હતી અને તે જ ભાવનાથી સંઘની કેન્દ્રીય કારોબારીમાં મેં સ્થાન સ્વીકાર્યું હતું અને તેની પ્રવૃત્તિઓમાં મારું પ્રદાન કરવાની તકની પ્રતીક્ષા કરતો હતો. હકીકતમાં તો, સંઘે જે પ્રકારનો કાર્યક્રમ હાથ ધરવો જોઈએ તે અંગે હું જે માનતો હતો તે હું શ્રી ગાંધી સાથે ચર્ચવા માગતો હતો. પણ હું તે કરું તે પહેલાં જ મને લંડનમાં યોજાનારી ત્રીજી ગોળમેજી પરિષદમાં જવાનું કહેવામાં આવ્યું. એટલે હવે મારા દષ્ટિબિંદુઓની માહિતી હું શ્રી એ. વી. ઠક્કરને, સંઘના મંત્રીને જ આપું તે જ મારે માટે એકમાત્ર શ્રેષ્ઠ માર્ગ હતો. તદનુસાર, મેં સ્ટીમરમાંથી નીચેનો પત્ર લખ્યો :-

એમ \ એન 'વિક્ટોરિયા'
પોર્ટ સેઈડ
નવે. ૧૪. ૧૯૩૨

વહાલા શ્રી ઠક્કર,

લંડન જતાં પહેલાં જ મને તમારો તાર મળ્યો. તેમાં રાવબહાદુર શ્રીનિવાસનની કેન્દ્રીય કારોબારીમાં તથા શ્રી ડી.વી. નાયકની મુંબાઈ પ્રાંતીય કારોબારીમાં નિયુક્તિ કરવા અંગેના મારાં સૂચનનો તમે કરેલા સ્વીકારની જાણ કરાઈ હતી. મને આનંદ થયો કે આ પ્રશ્નની શાંતિપૂર્વક થઈ ગઈ અને હવે આપણે સાથે બેસીને અસ્પૃશ્યતા વિરોધી સંઘનો કાર્યક્રમ[૧] ઘડી શકીશું. મારી ઈચ્છા હતી કે કેન્દ્રીય કારોબારીના સભ્યોને મળી કાર્યક્રમની રૂપરેખા ઘડતાં સંઘે કયા સિધ્ધાંતો અપનાવવા જોઈએ તેની ચર્ચા કરવી. પરંતુ, કમભાગ્યે, ટૂંક સમયની સૂચનામાં જ લંડન જવા માટે મારે ઊપડવું પડયું તેથી તે તક મારે જવા દેવી પડી. છતાંય, હું અન્ય શ્રેષ્ઠ માર્ગ અપનાવું છું એટલે કે મારા લેખિત મંતવ્યો તમને જણાવું છું જે તમે કારોબારી સમક્ષ તેની વિચારણા માટે મૂકી શકશો.

મારા મને દલિત વર્ગોના ઉન્થાન માટેનું કાર્ય કરવાના અભિગમની બે સાવ અલગ તરી આવતી રીતો છે. એક વિચાર સંપ્રદાય એવો પણ છે કે જે એવી ધારણા પર આગળ વધે છે કે દલિત વર્ગોની વ્યક્તિની સ્થિતિ તેના અંગત વર્તન પર આધારિત છે. જો તે અભાવ તથા દુઃખોથી પીડાતો હોય તો તેનું કારણ એ છે કે તે દુરાચારી અને પાપી હોવો જોઈએ, આ ધારણાનો આધાર લઈને સુધારકોનો આ સંપ્રદાય તેમના સઘળા પ્રયત્નો અને સાધનો તેના અંગત સદ્‌ગુણોને પ્રોત્સાહન આપવા માટેના કાર્યક્રમો પર, જેવા કે મદ્યપાન નિષેધ, અખાડાઓ, સહકારી મંડળીઓ, પુસ્તકાલયો, શાળાઓ વગેરેને અપનાવીને તે વ્યક્તિને વધુ સારી અને સદ્‌ગુણી વ્યક્તિ બનાવવાની ગણતરી પર કેન્દ્રિત કરે છે. મારે મને આ પ્રશ્નના અભિગમની બીજી પણ રીત છે. તેનો એ આધાર લઈને ચાલે છે કે વ્યક્તિનું નસીબ તેના વાતાવરણ અને જીવવા માટે તેને જે ફરજ પાડવામાં આવી છે તે પરિસ્થિતિ દ્વારા ઘડાય છે. અને જો વ્યક્તિ અભાવ

અને દુઃખથી પીડાતી હશે તો તે પ્રતિકૂળ વાતાવરણને કારણે જ. મને જરાય શંકા નથી કે આ બીજો અભિગમ વધુ સાચો છે. પહેલો અભિગમ થોડીક છૂટીછવાઈ વ્યક્તિઓને તેમના વર્ગના લોકોથી સહેજ ઊંચા સ્તરે લઈ જાય. તે સમગ્ર વર્ગનું ઉત્થાન તો ન જ કરે. અસ્પૃશ્યતા વિરોધી સંઘના ધ્યેય અંગે મારું એમ માનવું છે કે તે છુટીછવાઈ કેટલીક વ્યક્તિઓને કે દલિત વર્ગોના પસંદ કરેલા કેટલાક યુવાનોને સહાય કરવા અસ્તિત્વમાં નથી આવ્યો પરંતુ સમગ્ર વર્ગનું સ્તર ઊંચે લઈ જવા અસ્તિત્વમાં આવ્યો છે. પરિણામે, સંઘ અંગત સદ્‌ગુણોને ઉત્તેજન આપવાની ગણતરીથી લેવાયેલા કાર્યક્રમો પર પોતાની શક્તિ ન વેડફે તેમ હું ઇચ્છું છું : હું તો ઇચ્છું કે સંઘ તેની સઘળી શક્તિ દલિત વર્ગોના સામાજિક વાતાવરણમાં પરિવર્તન લાવે તેવા કાર્યક્રમ પાછળ કેન્દ્રિત કરે. આમ સામાન્યપણે મારાં મંતવ્યો જણાવી સંઘે હાથ ધરવાં જેવાં કાર્યોનાં કેટલાંક નક્કર સૂચનો કરવાનું હું સાહસ કરું છું.

## ૧. નાગરિક અધિકારોની પ્રાપ્તિ માટેની ઝુંબેશ

હું માનું છું કે સંઘે સૌ પ્રથમ તો, દલિત વર્ગો ગામડાંના કૂવામાંથી પાણી લઈ શકે, ગામડાની શાળામાં પ્રવેશ મેળવી શકે, ગામડાની ચાવડીમાં પ્રવેશ મેળવી શકે. જાહેર વાહન વ્યવહારોનો ઉપયોગ કરી શકે અને અન્ય તેવાં તેમના નાગરિક અધિકારોનો ઉપભોગ કરી શકે તે માટે સમગ્ર હિંદમાં ઝુંબેશ ચલાવવી જોઈએ. આવો કાર્યક્રમ જો ગામડામાં અમલમાં મૂકવામાં આવે તો તે હિંદુ સમાજમાં અનિવાર્ય એવી સામાજિક ક્રાંતિ લાવશે, જે ક્રાંતિ વિના સમાન સામાજિક દરજ્જો પ્રાપ્ત કરવાનું દલિતો માટે અશક્ય છે. જોકે નાગરિક અધિકારો માટેની આ ઝુંબેશ ચલાવવામાં આવે તો તેને શી મુશ્કેલીઓનો સામનો કરવો પડશે તે સંઘે જાણી લેવું જોઈએ. હું મારા અનુભવને આધારે અહીં તે કહી શકવા સમર્થ છું કારણ કે ડીપ્રેસ્ડ ક્લાસીઝ ઇન્સ્ટિટ્યૂટ તથા સોશ્યલ ઇક્વિટી લીગે મુંબાઈ પ્રાંતના કોલાબા અને નાસિક જિલ્લાઓમાં આવી યોજનાનો પ્રારંભ કર્યો હતો ત્યારે શું થયું હતું તે તેમના પ્રમુખ તરીકે હું જાણું છું. સૌ પ્રથમ તો દલિત વર્ગો અને ઉચ્ચવર્ણના હિંદુઓ વચ્ચે રમખાણ થશે જેને પરિણામે માથાં ભાંગશે અને એક યા બીજા પક્ષ સામે ફોજદારી કાર્યવાહીઓ પણ થશે. આ

સંઘર્ષમાં દલિત વર્ગોને ખરાબ રીતે સહન કરવું પડશે કારણ કે પોલીસ તથા મેજિસ્ટ્રેટો હંમેશ તેમના વિરોધમાં હોવાના. આ બંને જિલ્લાઓમાં, સામાજિક સંઘર્ષ દરમ્યાન એક પણ એવો કિસ્સો નહોતો બન્યો કે પોલીસ કે મેજિસ્ટ્રેટો દલિત વર્ગોની સહાયે - તેમને પક્ષે ન્યાય હોવા છતાંય - આવ્યા હોય. પોલીસ અને મેજિસ્ટ્રેટો થઈ શકાય તેટલાં ભ્રષ્ટ તો છે જ. પણ બદતર સ્થિતિ તો એ છે કે તે ચોક્કસપણે રાજકારણી પણ છે, તે એ અર્થમાં કે ન્યાય ન થાય તે જોવાને પ્રયત્નશીલ તો છે જ પણ સાથે સાથે દલિત વર્ગો સામે ઉચ્ચ વર્ણના હિંદુઓનો મોભો તથા તેમનાં હિત જળવાઈ રહે તેને ટેકો આપવા પણ પ્રયત્નશીલ છે જ. બીજું એ કે ગામડાંઓ જે ક્ષણે જોશે કે દલિત વર્ગો તેમની સાથે સમાન દરજ્જો મેળવવા પ્રયત્ન કરે છે તે જ ક્ષણે તે તેમનો સંપૂર્ણ બહિષ્કાર જાહેર કરશે. સ્ટાર્ટ સમિતિ સમક્ષ દલિતવર્ગોએ કનડગત, બેકારી અને ભુખમરાના કેવા મર્મભેદક વર્ણનો કર્યા હતા એ તમે જાણો જ છો. તમે એ સમિતિના સભ્ય હતા, આથી, આ શસ્ત્રની કડકાઈ અને પોતાની અવનત પરિસ્થિતિમાંથી ઊંચે ઊઠવાના દલિત વર્ગોના સઘળા પ્રયત્નોને સ્થગિત બનાવી દેવાની તેની ભયંકર શક્તિ વિશે ઝાઝું કહેવું મને અનિવાર્ય નથી લાગતું.

જો આ નાગરિક અધિકારની ઝુંબેશને સફળ બનાવવી હોય અને ગામડાઓમાં પોતાના કાર્યકરોનું સૈન્ય, દલિત વર્ગોને તેમના અધિકારો માટે લડવાની પ્રેરણા આપે અને તેમાંથી જો કોઈ પણ કાયદાકીય કાર્યવાહી ઊભી થાય તો તેને સફળ મુદ્દો બનાવવામાં સહાય કરે તેવું સૈન્ય ઊભું કરવું હોય તો સંઘે અનેક અવરોધો પાર કરવા પડશે. મેં તો તેમાંના માત્ર બેનો જ ઉલ્લેખ કર્યો છે. આ કાર્યક્રમની ક્ષમતા વિશે મને ગળા સુધીની એટલી ખાતરી છે કે સંઘે બીજી કોઈ પણ બાબત કરતાં આને પ્રાથમિક મહત્ત્વ આપવું જોઈએ તેવું કહેતાં હું સહેજ પણ ખચકાતો નથી. એ વાત સાચી કે આ કાર્યક્રમમાં સામાજિક તોફાનોનું અને કદાચ રક્તપાતનું પણ જોખમ રહેલું છે. પણ હું નથી માનતો કે તે ટાળી શકાય. ઓછામાં ઓછા પ્રતિકારનો રાહ અપનાવવાની વૈકલ્પિક નીતિ હું જાણું છું. પણ મને ખાતરી થઈ ચૂકી છે કે અસ્પૃશ્યતાને નિર્મૂળ કરવામાં તે બિનઅસરકારક પુરવાર થશે. ઉચ્ચવર્ણના હિંદુઓના અજ્ઞાની સમૂહમાં તર્કસંગત

વિચારોની શાંત ઘૂસણખોરી દલિત વર્ગોના ઉત્કર્ષ માટે કાર્યસાધક નહિ નીવડે તેની મને ચોક્કસ ખાતરી છે. સૌ પ્રથમ તો, બધા જ માનવીઓની જેમ કોઈ પણ ઉચ્ચ હિંદુ દલિત વર્ગો પ્રત્યે અસ્પૃશ્યતા પાળવાના તેના પરંપરાગત આચારનું અનુસરણ કરશે. સામાન્ય લોકો તેમના રૂઢિગત આચારને, ભલે કોઈ તેના વિરોધમાં ગમે તેટલો ઉપદેશ આપે તોય છોડી દેના નથી. પણ જ્યારે રૂઢિગત આચારની પાછળ માત્ર ઉપદેશ પૂરતી જ ધાર્મિક સંમતિ હોય છે અથવા હોય છે તેવું માનવામાં આવે છે ત્યારે અને જો તેના પ્રત્યે ગુસ્સો કે પ્રતિકાર ન કરાય ત્યારે તો તે મન પર કોઈ પ્રકારની અસર પહોંચાડયા વિના પવનની સાથે ઊડી જાય છે. જો સવર્ણ હિંદુને એમ વિચારવાની અને માનવાની ફરજ પડાશે કે તેણે તેની રીતો બદલવી જોઈએ તો જ દલિત વર્ગો મુક્તિ પ્રાપ્ત કરશે. આ માટે, તમારે તેમના રૂઢિગત આચાર સામે સીધું પગલું ભરીને કટોકટી ઊભી કરવી પડશે. આ કટોકટી તેને વિચારવાની ફરજ પાડશે અને એકવાર તે વિચારતો થશે તો બીજા કશાય કરતાં પણ આનાથી તે પરિવર્તન માટે વધુ તૈયાર થશે. ઓછામાં ઓછા પ્રતિકાર અને તર્કસંગત વિચારોની ઘૂસણખોરીની નીતિઓમાં મોટો દોષ એ છે કે તે કશીય કટોકટી ઊભી કરતી નથી. મહાડના ચવદાર તળાવ સામે, નાસિકના કાલારામ મંદિર સામે અને મલબારના ગુરુવયુર મંદિર સામે લીધેલાં સીધાં પગલાંએ થોડા જ દિવસોમાં જે કર્યું તે સુધારકોનો લાખો દિવસોનો ઉપદેશ પણ ન કરી શકયો હોત. એટલે અસ્પૃશ્યતા વિરોધી સંઘ દલિત વર્ગો માટે નાગરિક અધિકારો મેળવવા સીધા પગલાંની ઝુંબેશ ઉપાડે તેવી ભારપૂર્વકની સૂચના હું કરું છું. આ ઝુંબેશની મુશ્કેલી હું સમજું છું અને મને થયેલા તેના અનુભવોને આધારે મને ખાતરી થઈ ચૂકી છે કે તેને જો સફળ બનાવવી હોય તો કાયદો અને વ્યવસ્થાનું બળ આપણે પક્ષે હોવું જોઈએ. આને કારણે જ મેં જાણી જોઈને તેના ક્ષેત્રમાંથી મંદિરોને બાકાત રાખ્યાં છે અને નાગરિક સ્વરૂપનાં જાહેર હકો પૂરતું જ તે સીમિત રાખ્યું છે. આ અધિકારોના અમલનું સંરક્ષણ કરવા સરકાર બંધાયેલી છે તેમ હું માનું છું.

## ૨. તકોની સમાનતા

અસ્પૃશ્યતા વિરોધી સંઘે બીજું કામ દલિત વર્ગો માટે તકની સમાનતા

સિધ્દ કરવાનું કરવું જોઈએ તેમ મને લાગે છે. અસ્પૃશ્યો હોવાને કારણે તકની સમાનતા તેમને મળતી નથી અને દલિત વર્ગોનાં દુ:ખ અને દારિદ્રયનું કારણ તે પરિસ્થિતિમાં રહેલું છે. ગામડાંમાં અને કસબાઓમાં પણ દલિત વર્ગો શાક, દૂધ કે માખણ નથી વેચી શકતા, બીજા બધાને માટે રોજી રળવાનો જે માર્ગ ખુલ્લો છે તે તેમને માટે નથી તે તો તમે જાણતા જ હશો. તેવી મને ખાતરી છે. સવર્ણ હિંદુ આ વસ્તુઓ અન્ય કોઈ બિનહિંદુ પાસેથી ખરીદશે પણ તે દલિત વર્ગની વ્યક્તિ પાસેથી નહિ. આનંદોપભોગમાં તો તેની પરિસ્થિતિ કનિષ્ઠ છે. સરકારી ખાતાઓમાં ભેદભાવની ભૂલભરેલી નીતિ પ્રવર્તે છે અને તેને કોન્સ્ટેબલ અથવા તો ખેપિયાનો દરજ્જો આપવાનો પણ ઈન્કાર થાય છે. અમેરિકાના હબસીની જેમ સમૃધ્દિના દિવસોમાં તેનું સ્થાન છેલ્લું હોય છે અને વિપત્તિના દિવસોમાં તેને પહેલો કમી કરાય છે અને તેને જો પગ મૂકવાનું સ્થાન મળે છે ત્યારે પણ તેને માટે ભવિષ્યની કઈ ઊજળી તકો હોય છે ? મુંબાઈ અને અમદાવાદની સુતરાઉ કાપડની મિલોમાં ઓછું કમાઈ આપતાં ખાતામાં જ તેને નોકરી અપાય છે. જયાં તે મહિને માત્ર રૂ. ૨૫ કમાઈ શકે. વણાટ ખાતાં જેવાં વધુ કમાઈ આપનાર ખાતાંઓ તેને માટે કાયમના બંધ હોય છે. આ ઓછી કમાણી કરી આપતાં ખાતાંઓમાં પણ તે સીડીની ઊંચામાં ઊંચી ટોચે ચઢી શકતો નથી. તેના અધિકારીની જગા સવર્ણ હિંદુ માટે અનામત હોય છે. જયારે દલિત વર્ગની વ્યક્તિ ગમે તેટલી જુની કે કાર્યક્ષમ હોય તો પણ તેણે ગરીબની જેમ તેની ગુલામી કરવી પડે છે. છૂટક કામ પર જયાં રોજી ચૂકવાય છે તેવા ખાતાંઓમાં પણ સવર્ણ હિંદુ કારીગર જેટલું પણ તે આ સામાજિક ભેદભાવને કારણે કમાઈ શકતો નથી. ફાળકા વીંટવાના ખાતામાં કામ કરતી દલિત વર્ગની અનેક સ્ત્રીઓ મારી પાસે સૌથી વધુ ફરિયાદ કરતી આવી છે કે બધા જ કામદારો વચ્ચે કાચી સામગ્રીની સરખી વહેંચણી કરવાને બદલે કે પ્રમાણસર વહેંચવાને બદલે તેમની ઉપરી સ્ત્રી તે બધી સવર્ણ હિંદુ સ્ત્રીઓને આપી દે છે અને તેમને હાથ જોડી બેસી રહેવું પડે છે. મુખ્યત્વે હિંદુઓને હાથે જ દલિતવર્ગો તકની સદંતર અસમાનતાથી પીડાય છે. તેનાં થોડાંક જ ઉદાહરણો મેં આપ્યાં છે. તેની વિરુધ્દમાં જાહેર મત જાગૃત કરી આ

પ્રશ્ન અસ્પૃશ્યતા વિરોધી સંઘ ઉપાડી લે અને અસમાનતાના તાત્કાલિક કિસ્સાઓ માટે કાર્યાલયો સ્થાપે તે વાજબી અને યોગ્ય હશે તેમ હું માનું છું. હું ખાસ તો એમ ઈચ્છું કે સંઘ સુતરાઉ કાપડની મિલનું વણાટ ખાતું દલિત વર્ગો માટે ખુલ્લું મૂકાય તે પ્રશ્ન હાથ ધરે કારણ કે તેથી દલિત વર્ગોની વ્યક્તિઓ માટે સમૃદ્ધ નોકરીનું એક અતિ વિશાળ દ્વાર ખુલ્લું થશે. હિંદુઓ દ્વારા સંચાલિત અનેક ખાનગી પેઢીઓ અને કંપનીઓમાં દલિત વર્ગોને તેમનું ઉત્તેજન આપી અને તેમનાં કાર્યાલયોમાં વિવિધ સ્તરે અને કામે અરજદારની ગુણવત્તા પ્રમાણે નોકરી આપી ઘણું બધું થઈ શકે.

### ૩. અરસપરસ સામાજિક વ્યવાહર

અંતે, મને લાગે છે કે સ્પૃશ્યો અસ્પૃશ્યો પ્રત્યે જે સૂગ કેળવે છે તે ઓગાળવાનો સંઘે પ્રયત્ન કરવો જોઈએ. આ જ એક મુખ્ય કારણ છે કે જેને કારણે બંને વિભાગો પરસ્પરથી એટલા અળગા રહ્યા છે કે તેમણે તેમનાં અલગ અને ભિન્ન તરી આવતા ચોકા પાડયા છે. મારે મને તો આ હેતુ સિદ્ધ કરવાનો શ્રેષ્ઠ રસ્તો છે બંને વચ્ચે પ્રગાઢ સંપર્ક સાધવાનો. માત્ર સહભાગીત્વનો સાર્વજનિક ક્રમ જ એકબીજાને પરસ્પરના સંપર્કમાં આણીને તેમના દ્વારા અનુભવાતી અપરિચિતતાની લાગણીને દૂર કરવામાં સહાય કરી શકે. મારે મતે તો સવર્ણ હિંદુઓના ઘરોમાં અતિથિઓ કે સેવકો તરીકે દલિત વર્ગોના લોકોને પ્રવેશ અપાય તો તેના સિવાય બીજું કશું વધુ અસરકારક નહિ નીવડે. આવી રીતે સ્થપાયેલો જીવંત સંપર્ક બંનેને સર્વસામાન્ય અને સહસંકલિત જીંદગીનો પરિચય કરાવશે અને જે એકતા આપણે ઝંખીએ છીએ તે એકતા માટેનો માર્ગ ખુલ્લો કરશે . મને તે કહેતાં દિલગીરી થાય છે કે ઘણા સવર્ણ હિંદુઓએ પોતે આ વિચારને અનુકૂળ પ્રતિભાવ આપ્યો છે. છતાં તેઓ આ માટે તૈયાર નથી. હિંદી વિશ્વને હચમચાવી નાંખનાર મહાત્માના ઉપવાસના તે દસ દિવસો દરમ્યાન વિલેપાર્લે તથા મહાડમાં એવા દાખલાઓ બન્યા હતા. જયારે હિંદુ નોકરોએ તેમનાં કામો છોડી દીધાં હતાં કારણ કે તેમના માલિકોએ અસ્પૃશ્યો સાથે ભાતૃભાવ કેળવી અસ્પૃશ્યતાના નિયમો નેવે મૂકયા હતા. મને હતું કે તેઓ દલિત વર્ગોના લોકોને તેમની જગાએ રાખીને આ હડતાળનો અંત આણશે

અને તેમને સબક શિખવાડશે. તેમ કરવાને બદલે તેઓ રૂઢિચુસ્તતાનાં બળોને શરણે ગયા અને તેમને બળવાન બનાવ્યાં. મને તે સમજાતું નથી કે દલિત વર્ગોના આવા પવન પ્રમાણે દિશા બદલાતા મિત્રો તેમને કેટલા પ્રમાણમાં સહાયભૂત થઈ શકશે: જો સહાનુભૂતિ દર્શાવનારાઓ સહાનુભૂતિ બતાવ્યા સિવાય બીજું કૈં જ કરે નહિ તો દુઃખમાં પડેલા લોકોને તેમના પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા છે તે હકીકતથી બહુ જ ઓછું આશ્વાસન મળે છે અને હું તો સંઘને એટલુંયે કહીશ કે હબસીઓની મુક્તિ માટે ઉત્તરના ગોરાઓએ તેમના જ બાંધવો એટલે કે દક્ષિણના ગોરાઓ સામે જેવી લડત આપી હતી તેવી સાચેસાચી લડત, જો આપવી પડે તો, દલિત વર્ગો માટે તેમનો જ બાંધવા સામે લડત આપવા આ સવર્ણ હિંદુઓ તૈયાર થશે. તેવી દલિત વર્ગોને પ્રતીતિ નહીં થાય ત્યાં સુધી સવર્ણ હિન્દુઓની સચ્ચાઈ અંગે ક્યારેય તેમને સંતોષ નહીં થાય. પણ આ વાત બાજૂએ મૂકીએ. હું માનું છું કે હિંદુઓના મનમાં મેં બતાવ્યું તે પ્રમાણે સંપર્ક તથા સ્પૃશ્યો - અસ્પૃશ્યો વચ્ચે અરસપરસનો સામાજિક વ્યવહાર સ્થાપવાની અનિવાર્યતા ઠસાવનો પ્રયત્ન સંઘે કરવો જ જોઈએ.

## ૪. ઉપયોગમાં લેવાનાં સાધનો

પોતાનો કાર્યક્રમ અમલમાં મૂકવા સંઘે કાર્યકરોનું અતિ મોટું સૈન્ય રોકવું પડશે. સામાજિક કાર્યકરોની નિયુક્તિ તે કદાચ ગૌણ પ્રશ્ન લેખવામાં આવે. મારી વાત કરું તો, આ અંગે યોગ્ય કર્તૃત્વ પસંદગીને હું ઝાઝું મહત્ત્વ આપું છું. અમુક પ્રકારનાં કાર્ય કરવા કાર્યકરો શોધી શકાય અને અન્ય કાર્યકરો અન્ય પ્રકારનાં કાર્ય માટે શોધી શકાય. જો તેમને તે માટે પૈસા આપીએ તો પણ આવા ભાડુતી કાર્યકરો સંઘનો હેતુ પાર નહિ પાડે. ટોલસ્ટોયે કહ્યું છે તેમ, 'જેઓ ચાહે છે તેઓ જ સેવા કરી શકે.' મારે મતે તો દલિત વર્ગમાંથી લીધેલા કાર્યકરો જ આ કસોટીમાંથી સારી રીતે પાર પડશે. એટલે કોની નિયુક્તિ કરવી કે કોની ન કરવી તેનો નિર્ણય લેતી વખતે સંઘ આ પ્રશ્નના આ પાસાંનો પણ ખ્યાલ રાખે તે મને ગમશે જ. હું એવું નથી સૂચવવા માગતો કે સમાજ સેવાને અંતિમ આશ્રય તરીકે સ્વીકારનારા લુચ્ચાઓ દલિત વર્ગોમાં પણ નથી પણ

દલિત વર્ગો આ કામને સ્નેહના પરિશ્રમ તરીકે સ્વીકારશે અને સંઘની સફળતા માટે આ અતિ મહત્ત્વનું છે. બીજું, એવા કાર્યકરો છે જ કે જે આવા પ્રકારની સામાજિક સેવાઓમાં વર્ગ કે હેતુની સીમા વિના રોકાયેલા જ છે અને અસ્પૃશ્યતા વિરોધી સંઘનું કાર્ય અનુદાનરૂપે સ્વીકારીને તેમની પ્રવૃત્તિઓમાં ઉમેરો કરવા તૈયાર થશે. મને લાગે છે કે આ કામમાં હપ્તા-ખરીદી પ્રથા - જો તેવા શબ્દો વાપરું તો-કોઈ સ્થાયી પરિણામ નહિ લાવી શકે. અનિવાર્યતા છે એવી કાર્યપદ્ધતિની કે જેની નિષ્ઠા સ્થિર અને એક જ કાર્યને અને માત્ર એક જ કાર્યને વરેલી હોય. પોતાનાં હિત અંગે ઉત્સાહ પ્રદર્શિત કરવા જાણી જોઈને સંકુચિત માનસ ધરાવે તેવી સંસ્થાઓ અને વ્યવસ્થા તંત્રો આપણે ઈચ્છીએ છીએ. પણ જે કામ આપણે સોંપવાનું છે તે એવા લોકોને સોંપાવું જોઈએ જે એકમાત્ર દલિત વર્ગોના જ કાર્ય માટે પોતાની નિષ્ઠા સમર્પવાની જવાબદારી લે.

મને લાગે છે કે મેં પત્રની સીમાઓને ક્યારનીય ઓળંગી દીધી છે અને કંટાળો ચઢાવે તેવો લાંબો બનાવ્યા સિવાય તે દિશામાં વધવાની ભૂલ કરી શકું તેવું હું નથી માનતો. મારે કહેવાની બીજી અનેક વાતો છે પણ બીજા કોઈ પ્રસંગ માટે હું તેમને આરક્ષિત રાખવા માગું છું. આ પત્ર પૂરો કરતાં પહેલાં હું આ આટલું જ કહેવા માગું છું. મને લાગે છે બાલ્ફરે એમ કહ્યું હતું કે, 'બ્રિટિશ સામ્રાજ્યને જોડી રાખનારી કડી સ્નેહની હતી, કાયદાની નહિ.' મને લાગે છે તેનું તે નિરીક્ષણ હિંદુ સમાજને પણ સમાન રીતે સ્પર્શે છે. સ્પૃશ્યો અને અસ્પૃશ્યોને કાયદાની કડીએ સાથે નહિ જોડી શકાય. સંયુક્ત મતદારમંડળોની અવેજીમાં અલગ મતદારમંડળોનો કોઈ પણ ચૂંટણી કાયદો ઘડીને તો નહિ જ. તેમને સાથે જોડનારી એકમાત્ર કડી હોય તો તે સ્નેહ જ કડી છે. મારે મતે તો, કુટુંબની બહાર માત્ર ન્યાય જ સ્નેહની શક્યતાને ખોલી શકે અને અસ્પૃશ્યતા વિરોધી સંઘનું તે જોવાનું કર્તવ્ય છે કે સ્પૃશ્યો અસ્પૃશ્યોને ન્યાય કરે અને તેમ જો ન થાય તો તેમને તેમ કરવાની ફરજ પાડે. મારે મન તો આના સિવાય સંઘની આયોજનાનું કે અસ્તિત્વનું કોઈ કારણ નથી.

શુભેચ્છાઓ તથા આદરસહિત.

હું છું તમારો સન્નિષ્ઠ.

(સહી) બી. આર. આંબેડકર

**તા.ક. :** *હું આ પત્રને અખબારોમાં પ્રસિધ્ધ કરુ છું કે જેથી લોકોને મારા દષ્ટિબિંદુની જાણ થાય અને તેમને તે અંગે વિચારણાની તક મળે.*

પ્રતિ
શ્રી એ. વી. ઠક્કર,

મહામંત્રી,
અસ્પૃશ્યતા વિરોધી સંઘ,
બિરલા હાઉસ,
ન્યૂ દિલ્હી.

૪

મારા પ્રસ્તાવો પર જરાય ધ્યાન અપાયું નહિ તે મેં જોયું અને મને મહાન આશ્ચર્ય થયું. અરે, સાચે જ મારો પત્ર મળ્યાની નોંધ સરખીય ન લીધી. મને થયું કે સંઘમાં રહેવાનું મારે માટે કોઈ પ્રયોજન નહોતું. મેં તેનાથી વિચ્છેદ સ્વીકારી લીધો. મેં જોયું કે મારી ગેરહાજરીમાં તેનાં ધ્યેય તથા હેતુઓનું સંપૂર્ણ પરિવર્તન થયું હતું. ૧૯૩૨ની ૩૦મી સપ્ટેમ્બરે, મુંબાઈમાં કાવસજી જહાંગીરજી હોલમાં મળેલી સભામાં આ સંસ્થાના ધ્યેય આ પ્રમાણે વર્ણવાયા હતા :

"અસ્પૃશ્યતા વિરુધ્ધ પ્રચાર કરવો અને સઘળા કૂવાઓ, ધર્મ શાળાઓ, માર્ગો, શાળાઓ, સ્મશાનો, સ્મશાનઘાટો અને સઘળાં મંદિરો દલિત વર્ગો માટે ખુલ્લાં મૂકાયેલાં જાહેર થાય તેવું શક્ય તેટલી વ્યવહારુ ત્વરાએ પ્રાપ્ત કરવા સત્વરે પગલાં લેવાં શરત માત્ર એટલી કે આ માટે કોઈ બળ કે દબાણનો ઉપયોગ થશે નહિ અને આ લક્ષ્ય સિધ્ધ કરવા માટે શાંતિભરી સમજાવટનો માર્ગ અપનાવાશે."

પણ શ્રી જી. ડી. બિરલા તથા શ્રી એ. વી. ઠક્કરે તેના ઉદ્‌ઘાટન પછીના બે મહિને, ૩જી નવેમ્બરે જાહેર કરેલા નિવેદનમાં જણાવ્યું હતું :

યહૂદી કોમના મતદારોનો સમાવેશ થાય છે. મુંબાઈ સિવાય પારસીઓ તથા યહૂદીઓની સંખ્યા નગણ્ય હોવાથી સંયુક્ત મતદાર મંડળોમાં માત્ર હિંદુઓ તથા અનુસૂચિત જ્ઞાતિઓનો જ સમાવેશ થાય છે.

જો કે અસ્પૃશ્યો માટે અનામત બેઠક રાખતું સામાન્ય મતદાર મંડળ બે ઉમેદવારોના મતદાન મથક કરતાં મોટું પણ હોય અને એક સામાન્ય મતદાર મંડળમાં અસ્પૃશ્યો માટે એકથી વધુ બેઠકો સામાન્ય મતદાર મંડળમાં હોય છતાંય બધા જ પ્રાંતોમાં બે ઉમેદવારોનું મતદાર મંડળ પસંદ કરવાની અને એક બેઠક હિંદુઓ માટે તથા એક બેઠક અનુસૂચિત જાતિઓ માટે અનામત રાખવાની સામાન્ય યોજના પ્રવર્તે છે. માત્ર બંગાળમાં એવાં ત્રણ મતદાર મંડળો છે. જ્યાં અનુસૂચિત જાતિઓ માટે બે બેઠકો અનામત રખાઈ છે. આમ, સંયુક્ત મતદાર મંડળ ને કડીરૂપ મતદાર મંડળ છે. સંયુક્ત મતદાર મંડળની બે લાક્ષણિકતાઓ નોંધવી જોઈએ. (૧) સંયુક્ત મતદાર મંડળમાં હિંદુ મતદારો પ્રચંડ બહુમતીમાં ન હોય તોય હંમેશા બહુમતીમાં જ હોય છે અને અનુસૂચિત જાતિના મતદારો નગણ્ય લઘુમતીમાં ન હોય તોય લગભગ લઘુમતીમાં જ હોય છે (૨) અનુસૂચિત જાતિઓ માટે અનામત રખાયેલી બેઠક માટેના અનુસૂચિત જાતિના ઉમેદવારને હિંદુ મતદાર મત આપી શકે છે અને હિંદુઓની બેઠક માટે ઊભા રહેલા હિંદુ ઉમેદવારને અનુસૂચિત જ્ઞાતિનો મતદાર મત આપી શકે છે.

આ પ્રથા નીચે કઈ કઈ શક્યતાઓ છે ? શું અનુસૂચિત જ્ઞાતિઓ પોતાનો વિશ્વાસ ધરાવતા અનુસૂચિત જ્ઞાતિના ઉમેદવારને, તેમને માટે અનામત રખાયેલી બેઠક પર ચૂંટી શકશે કે પછી હિંદુઓ અનુસૂચિત જ્ઞાતિના ઉમેદવારને જે ઉમેદવાર તેમનું પ્યાદું હોય અને અનુસૂચિત જ્ઞાતિઓનો વિશ્વાસ ન ધરાવતો હોય તેવા ઉમેદવારને ચૂંટશે ? બે બાબતોની વિચારણા પર જ આવી શક્યતાઓ નક્કી કરી શકાશે. (૧) હિંદુઓ માટે અનામત રખાયેલી બેઠકોની સંખ્યાથી અને (૨) હિન્દુઓની રાજકીય સંસ્થાઓના સ્વરૂપથી. જો હિંદુઓ માટે એક જ બેઠક અનામત રખાઈ હોય અને તેમની બેઠક પરની સ્પર્ધા અટકાવવા તથા તેમના મતોનું વિભાજન થતું અટકાવવા જેટલા હિંદુઓ સંગઠિત હોય તો નિશ્ચિત છે કે અનુસૂચિત જ્ઞાતિનો, હિંદુઓએ નિયુક્ત કરેલો જ ઉમેદવાર જીતશે.

આનું કારણ એ છે કે હિંદુઓ પાસે મતોનું બળ વિશાળ હોવાથી અને પોતાની બેઠક માટે તેની અનિવાર્યતા ન હોવાથી તેમની પાસે વધારાના મતો હોવાના જ. આ વધારાના મતો તે અનુસૂચિત જ્ઞાતિના પોતાના ઉમેદવારને આપી તેને જીતાડવામાં સહાય કરવાના. સંયુક્ત મતદાર મંડળ અને અનામત બેઠકોની જે પ્રથા અમલમાં છે તે બે ઉમેદવારોના મતદાર મંડળની પ્રથા છે. કૉંગ્રેસની નિશ્રામાં હિંદુઓ એટલા તો સંપૂર્ણ સંગઠિત છે કે મતદાન સ્પર્ધા અને પરિણામે નકામા નીવડતા મતોની શક્યતા જ નથી. પરિણામે આ પ્રથા અનામત બેઠકો જીતવામાં તથા અનુસૂચિત જ્ઞાતિઓ વિરુદ્ધ કામ કરવામાં હિંદુઓને સહાય કરે છે. વળી, સંયુક્ત મતદાર મંડળમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રખાયેલી બેઠકોમાં, ઉમેદવારને જીતવા માટે જેને માટે તે અનામત રખાઈ છે તે અનુસૂચિત જ્ઞાતિઓના મતદારોની બહુમતી હોવી જોઈએ તેવી અનિવાર્યતા નથી અને આ સ્થિતિનો લાભ પણ હિંદુઓને ઝાઝો મળે છે.

સંયુક્ત મતદાર મંડળની પ્રથાની આ મર્યાદાઓનો લાભ કૉંગ્રેસે ૧૯૩૭ની ચૂંટણીમાં કેવી રીતે લીધો તેની ચર્ચા પછી કરીશું. અત્યારે તો હું અનુસૂચિત જ્ઞાતિઓને પ્રતિનિધિત્વ આપવા માટે રચાયેલ ચૂંટણી પ્રથા અને તેની કેટલીક ટીકાપાત્ર લાક્ષણિકતાઓ પ્રત્યે જ ધ્યાન ખેંચવા માગું છું.

## ૩

હવે આપણે ચૂંટણીના પરિણામો તપાસીએ. માત્ર એક સરળ પ્રશ્ન પૂછવાથી જ કદાચ સાચો પ્રારંભ થશે : ૧૯૩૭ની ચૂંટણીના પરિણામો દર્શાવે છે કે અસ્પૃશ્યો કૉંગ્રેસની સાથે છે તેવું કૉંગ્રેસીઓ જયારે કહ્યા કરે છે ત્યારે તેઓ શું કહેવા માગે છે ? આની સ્પષ્ટતા અનિવાર્ય છે. કારણ કે દેખીતી રીતે જ આ પ્રશ્નના બે અર્થો થાય. તેનો એક અર્થ એ પણ થાય કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પર કૉંગ્રેસની ટિકિટ પર ઊભા રહેલા ઉમેદવારો કૉંગ્રેસની ટિકિટ પર નહીં ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારો સામે જીત્યા હતા. તેનો એવો પણ અર્થ થાય કે અન્ય અસ્પૃશ્ય ઉમેદવારો કરતાં કૉંગ્રેસની ટિકિટ પર ઊભા રહેલા ઉમેદવારોની તરફેણમાં અસ્પૃશ્યોએ વધુ મતો આપ્યા હતા. હું આ બંને દષ્ટિકોણથી આ પરિણામોને તપાસવા માગું છું.

જીતેલી બેઠકોના સંદર્ભમાં ચૂંટણીનાં પરિણામો દર્શાવાઈ ગયાં છે. તે આંકડાઓનું પુનરાવર્તન કરવાની કોઈ અનિવાર્યતા નથી. એવું બતાવાઈ ગયું છે કે ૧૫૧ બેઠકોમાંથી કોંગ્રેસ ૭૮ બેઠકો જીતી હતી. કોંગ્રેસ અને અસ્પૃશ્યો વચ્ચેની આ સ્પર્ધાનું પરિણામ કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તેવા કૉંગ્રેસના દાવાને સમર્થન આપે છે તેવું કોઈ નહિ કહી શકે. જો કોંગ્રેસે ૭૮ બેઠકો મેળવી હતી તો અસ્પૃશ્યોએ ૭૩ મેળવી હતી, તે ગળાકાપ સ્પર્ધા હતી.

કોંગ્રેસના ટેકાથી ઊભા રહેલા અસ્પૃશ્ય ઉમેદવારની તરફેણમાં નંખાયેલા મતોના સંદર્ભમાં અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરવાના કોંગ્રેસના દાવાને તપાસીએ. ૧૯૩૭ની ચૂંટણીમાં અસ્પૃશ્ય મતદારોએ આપેલા કુલ મતોની સંખ્યા ૧,૫૮૬,૪૫૬ હતી.

નીચેનો કોઠો દર્શાવે છે કે તે મતો વહેંચાઈ ગયા હતા. કેટલા મતો કોંગ્રેસના ટેકાથી ઊભા રહેલા અસ્પૃશ્ય ઉમેદવારોને મળ્યા અને કેટલા બિનકૉંગ્રેસી અસ્પૃશ્ય ઉમેદવારોને મળ્યાં તે તેમાં દર્શાવાયું છે :

**કોઠો ૧૦**

| પ્રાંતો | અસ્પૃશ્ય મતદાતાઓ દ્વારા થયેલું મતદાન | | |
|---|---|---|---|
| | કોંગ્રેસના પક્ષમાં | કોંગ્રેસ વિરુદ્ધમાં | ચૂંટણીમાં અસ્પૃશ્યોએ કરેલા મતદાનની કુલ સંખ્યા |
| સંયુક્ત પ્રાંત | ૫૨,૬૦૯ | ૭૯,૫૭૧ | ૧૩૨,૧૮૦ |
| મદ્રાસ | ૧૨૬,૧૫૨ | ૧૯૫,૪૬૪ | ૩૨૧,૬૧૬ |
| બંગાળ | ૫૯,૬૪૬ | ૬૨૪,૭૯૭ | ૬૮૪,૪૪૩ |
| મધ્ય પ્રાંત | ૧૯,૫૦૭ | ૧૧૫,૩૫૪ | ૧૩૪,૮૬૧ |
| મુંબાઈ | ૧૨,૯૭૧ | ૧૫૮,૦૭૬ | ૧૭૧,૦૪૭ |
| બિહાર | ૮,૬૫૪ | ૨૨,૧૮૭ | ૩૦,૮૪૧ |
| પંજાબ | શૂન્ય | ૬૯,૧૨૬ | ૬૯,૧૨૬ |
| આસામ | ૫,૩૨૦ | ૨૨,૪૩૭ | ૨૭,૭૫૭ |
| ઓરિસ્સા | ૫,૮૭૮ | ૮,૭૦૭ | ૧૪,૫૮૫ |
| કુલ | ૨૯૦,૭૩૭ | ૧,૨૯૫,૭૧૯ | ૧,૫૮૬,૪૫૬ |

તે તો સુપેરે જાણીતું છે કે પક્ષે જીતેલી બેઠકોની સંખ્યા પક્ષની તરફેણમાં

નંખાયેલા મતોની સંખ્યાના પ્રમાણમાં હંમેશાં હોતી જ નથી. ઘણીયે વાર લઘુમતી મતોથી પણ પક્ષ બહુમતી બેઠકો જીતી જાય છે, હિંદમાં પ્રવર્તમાન એવી એક જ ઉમેદવારના મતદારમંડળની પ્રથામાં આમ ઘણીવાર બનતું જ હોય છે. પક્ષનું સાચું બળ તો તેણે પ્રાપ્ત કરેલા મતોની સંખ્યાને આધારે જ મપાય. આ માપદંડે માપીએ તો તે સ્પષ્ટ છે કે કુલ ૧,૫૮૬,૪૫૬ મતોમાંથી માત્ર ૨૯૦,૭૩૭ એટલે કે માત્ર અઢાર ટકા જ મતો કોંગ્રેસની તરફેણમાં પડયા હતા. બ્યાસી ટકા મતો કોંગ્રસની વિરુદ્ધમાં પડયા હતા. અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરવાના કોંગ્રેસના દાવા વિરુદ્ધ આનાથી વિશેષ નિર્ણયાત્મક કોઈ અન્ય પુરાવો હોઈ શકે ? કોંગ્રેસીઓ મતસંખ્યા બળને માપદંડ તરીકે નહિ સ્વીકારે. કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તેવો કોંગ્રેસનો દાવો જીતેલી બેઠકોના આધારે ચાલુ રાખશે, કોઈ ડાહ્યો માણસ ૧૫૧માંથી ૭૮ બેઠકોને અથવા તો પાંચ બેઠકોની બહુમતીને બૂંગિયા ફૂંકવા જેવો વિજય નહિ માને. હકીકતમાં તો, બેઠકોને આધારે પણ કોંગ્રેસનો દાવો વંધ્ય છે, કારણ કે ચૂંટણી પરિણામોનું વિશેષ પૃથક્કરણ તો એમ દર્શાવે છે કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકોમાંથી બહુમતી બેઠકો જીતવાને બદલે કોંગ્રેસે માત્ર લઘુમતી બેઠકો જીતી હતી.

જો કોંગ્રેસનું જમા પાસું બનાવટી નહિ પણ સાચું હોય તો કોંગ્રેસે જીતેલી ૭૮ બેઠકોમાંથી નીચે પ્રમાણે બાદબાકી કરવી જોઈએ :

(૧) જો માત્ર અસ્પૃશ્યોના જ મતોથી જ તેનો નિર્ણય લેવાનો હોત તો કોંગ્રેસે તે ગુમાવી હોત એવી પણ હિંદુ મતદાતાઓની સહાયથી કોંગ્રેસે જીતેલી બેઠકો,

(૨) કોંગ્રેસની ટિકિટ પર ઊભા રહેતા એક જ અસ્પૃશ્ય ઉમેદવાર સામે અનેક બિન કોંગ્રેસી અસ્પૃશ્ય ઉમેદવારો ઊભા રહેતા, અસ્પૃશ્યોના મતોના વિભાજનને કારણે અને નહિ કે સંપૂર્ણ બહુમતીને કારણે કોંગ્રેસે જીતેલી બેઠકો.

(૩) જો અસ્પૃશ્યોએ તેમને માટે અનામત રખાયેલી બેઠકોની ચૂંટણી માટે જ પોતાના મતોનો ઉપયોગ કર્યો હોત અને સામાન્ય અથવા તો બિનઅનામત

બેઠકો પરની ચૂંટણી લડતા ઉમેદવારોને તે મતો ન આપ્યા હોત તો જે બેઠકો જીતવાનું અસ્પૃશ્યોના હાથમાં જ હતું તે બેઠકો.

કોઈ પણ વિવેકી વ્યક્તિ આવી બાદબાકીનો વિરોધ કરે તેમ હું માનતો નથી. જે વ્યક્તિની બહુમતી અસ્પૃશ્યો સિવાયની વ્યક્તિઓના મતોને કારણે છે તેને પોતે અસ્પૃશ્યોનો પ્રતિનિધિ છે તેવો દાવો કરવાનો અધિકાર નથી અને તે માત્ર અસ્પૃશ્ય હોવાથી અને કોંગ્રેસની ટિકિટ પર ઊભો રહેલો હોવાથી તેના દ્વારા અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનો દાવો કોંગ્રેસ પણ ન કરી શકે, એક અસ્પૃશ્ય ઉમેદવાર જેની બહુમતી તેના વિરોધીઓની છાવણીમાં પડેલી તડનું પરિણામ છે અને જો તે તડ ન પડી હોત તો તે હાર્યો જ હોત તે ઉમેદવારને અસ્પૃશ્યોના સાચા પ્રતિનિધિ તરીકે સ્વીકારી ન શકાય અને તે માત્ર અસ્પૃશ્ય હોવાથી અને કોંગ્રેસની ટિકિટ પર ઊભો રહેલો હોવાથી અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનો દાવો કોંગ્રેસ પણ ન કરી શકે. મતદારોના મોટાભાગની બહુમતીએ જેમાં પોતાના મતો આપ્યા નથી તેવી અસ્પૃશ્યો માટેની અનામત બેઠકની ચૂંટણીમાં વિજયી બનતો ઉમેદવાર, તે માત્ર અસ્પૃશ્યો માટેની બેઠક હોવાને કારણે જ મતદારોનો પ્રતિનિધિ બની શકતો નથી. અસ્પૃશ્યો માટેની બેઠક પર વિજયી બનેલા આવા અસ્પૃશ્ય ઉમેદવારોની બાદબાકી પણ કોંગ્રેસે જીતેલી કુલ બેઠકોમાંથી કરવી જોઈએ. કેવળ અસ્પૃશ્ય મતદારોના જ મતોથી તેણે જે બેઠકો જીતી છે તેટલી જ માત્ર અસ્પૃશ્યોની બેઠકો જીતવાનો દાવો કોંગ્રેસ કરી શકે. બાકીની બધી જ બેઠકો બાદ કરવાની. નીચેના કોઠામાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રખાયેલી અને કોંગ્રેસે જીતેલી બેઠકોનું વિભાજન તથા તેની સફળતા માટેની જવાબદાર પરિસ્થિતિ દર્શાવાઈ છે.

## કોઠો ૧૧
## કૉંગ્રેસે મેળવેલી બેઠકો જીતવામાં તેને સહાય કરતી પરિસ્થિતિઓનું પૃથક્કરણ

| પ્રાંતો | કૉંગ્રેસે જીતેલી બેઠકોની સંખ્યા | | | | |
|---|---|---|---|---|---|
| | હિંદુ મતોની સહાયથી | હિંદુ મતોની સહાય વિના | અનુસૂચિત જ્ઞાતિના મતોમાં પડેલી તડને કારણે | અનુસૂચિત જ્ઞાતિ માટેની બેઠકોની ચૂંટણીમાં અનુસૂચિત જ્ઞાતિની ઉદાસીનતા | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| સંયુક્ત પ્રાંત | ૩ | ૬ | ૩ | ૪ | ૧૬ |
| મદ્રાસ | ૫ | ૧૫ | ૪ | ૨ | ૨૬ |
| બંગાળ | -- | ૪ | -- | ૨ | ૬ |
| મધ્ય પ્રાંત | ૧ | ૫ | -- | ૧ | ૭ |
| મુંબાઈ | ૧ | ૧ | ૧ | ૧ | ૪ |
| બિહાર | ૧ | ૩ | -- | ૭ | ૧૧ |
| પંજાબ | -- | -- | -- | -- | -- |
| આસામ | ૧ | ૨ | -- | ૧ | ૪ |
| ઓરિસ્સા | ૧ | ૨ | -- | ૧ | ૪ |
| કુલ | ૧૩ | ૩૮ | ૮ | ૧૯ | ૭૮ |

ચૂંટણી પરિણામોના અભ્યાસે પ્રગટ કરેલી આ હકીકતો છે, આ વિવાદાસ્પદ નથી અને તેનો સ્વીકાર કરવો જ જોઈએ. મતદાનના માપદંડે માપતાં અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનું તો કૉંગ્રેસ માટે દૂર રહ્યું પણ અસ્પૃશ્યોએ તેને જાકારો આપ્યાનું પુરવાર થાય છે. બેઠકોના માપદંડે માપતાં કૉંગ્રેસે કુલ ૧૫૧ બેઠકોમાંથી માત્ર ૩૮ બેઠકો જ જીતી છે. ઉપરના આંકડાઓ તો દર્શાવે છે કે ૭૬ બેઠકો પર તેણે જીત ન મેળવી, ૧૩ હિંદુમતોની સહાયે તે જીતી, ૮ બેઠકો કૉંગ્રેસના અસ્પૃશ્ય ઉમેદવાર સામે અનેક અસ્પૃશ્ય ઉમેદવારો ઊભા રહેતાં તે તેમનામાં પડેલી તડને કારણે તે જીતી અને ૧૯ બેઠકો, પોતાને માટે અનામત રખાયેલી બેઠકોની ચૂંટણીમાં પૂરતો રસ ન લેવાની અસ્પૃશ્યોની મૂર્ખાઈને કારણે તે જીતી.

નીચેનો કોઠો આવી ઘટનાઓ જ્યાં બની તે ચોક્કસ મતદાર મંડળોનો

નિર્દેશ કરે છે. તેને ત્રણ શીર્ષકોમાં વહેંચ્યા છે અને પ્રાંત પ્રમાણે બતાવ્યા છે. પરિશિષ્ટમાં બતાવ્યા પ્રમાણે તેમના અનુક્રમથી નિર્દેશાયા છે.

## કોઠો ૧૨[1]

| પ્રાંતો | અનુસૂચિત જ્ઞાતિઓના મતદાર મંડળોનું પૃથક્કરણ | | |
|---|---|---|---|
| | હિંદુમતોની સહાયથી જે મતદાર મંડળોમાં કોંગ્રેસ વિજયી બની તેનો ક્રમાંક | અનુસૂચિત જ્ઞાતિઓના મતોના વિભાજનને કારણે જે મતદાર મંડળોમાં કોંગ્રેસ વિજયી બની તેનો ક્રમાંક | અનુસૂચિત જ્ઞાતિઓની ઉદાસીનતાને કારણે કોંગ્રેસ જે મતદાર મંડળોમાં વિજયી બની તેનો ક્રમાંક |
| સંયુક્ત પ્રાંત | ૧,૩ અને ૪ | ૮,૯ અને ૧૦ | ૧૧,૧૩,૧૪ અને ૧૮ |
| મદ્રાસ | ૧,૨૨,૨૩,૨૪ અને ૨૫ | ૮,૧૨,૧૫ અને ૧૭ | ૪ અને ૨૧ |
| બંગાળ | શૂન્ય | શૂન્ય | ૬ અને ૭ |
| મધ્ય પ્રાંત | ૬ | શૂન્ય | ૧૫ |
| મુંબાઈ | ૧ | ૧૪ | ૩ |
| બિહાર | ૧૧ | શૂન્ય | ૨,૬,૭,૮,૯,૧૦ અને ૧૩ |
| પંજાબ | શૂન્ય | શૂન્ય | શૂન્ય |
| આસામ | ૧ | શૂન્ય | ૪ |
| ઓરિસ્સા | ૬ | શૂન્ય | ૨ |

આમ, કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તે દાવો પ્રારંભથી તે અંત સુધી જૂઠો છે. તે એક ઊભી કરેલી કલ્પના છે જે ચૂંટણી પરિણામોના પ્રકાશમાં ઉઘાડી પડી જાય છે.

આ ચૂંટણી પરિણામો અન્ય રસપ્રદ હકીકતો પ્રગટ કરે છે જે નીચેના બે કોઠામાં દર્શાવાઈ છે :

## કોઠો ૧૩
## અનુસૂચિત જ્ઞાતિઓની બેઠકોની ચૂંટણી

| પ્રાંતો | જે બેઠકોની સ્પર્ધા થઈ | બિનહરીફ | કુલ |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંત | ૧૫ | ૫ | ૨૦ |

૧ વિગતો માટે જૂઓ પરિશિષ્ટ ૧૪, વિગતવાર

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૨૬ | ૪ | ૩૦ |
| બંગાળ | ૨૮ | ૨ | ૩૦ |
| મધ્ય પ્રાંત | ૧૯ | ૧ | ૨૦ |
| મુંબાઈ | ૧૪ | ૧ | ૧૫ |
| બિહાર | ૬ | ૯ | ૧૫ |
| પંજાબ | ૬ | ૨ | ૮ |
| આસામ | ૬ | ૧ | ૭ |
| ઓરીસ્સા | ૪ | ૨ | ૬ |
| કુલ | ૧૨૪ | ૨૭ | ૧૫૧ |

## કોઠો ૧૪
## કોંગ્રેસે જીતેલી અનુસૂચિત જ્ઞાતિની બેઠકો

| પ્રાંતો | જે બેઠકોની સ્પર્ધા થઈ | બિનહરીફ | કુલ |
|---|---|---|---|
| સંયુક્ત | ૧૪ | ૨ | ૧૬ |
| મદ્રાસ | ૨૪ | ૨ | ૨૬ |
| બંગાળ | ૬ | શૂન્ય | ૬ |
| મધ્ય પ્રાંત | ૬ | ૧ | ૭ |
| મુંબાઈ | ૩ | ૧ | ૪ |
| બિહાર | ૪ | ૭ | ૧૧ |
| પંજાબ | શૂન્ય | શૂન્ય | શૂન્ય |
| આસામ | ૩ | ૧ | ૪ |
| ઓરિસ્સા | ૪ | શૂન્ય | ૪ |
| કુલ | ૬૪ | ૧૪ | ૭૮ |

તેમને માટે અનામત રખાયેલી બેઠકોની ચૂંટણીમાં અસ્પૃશ્યોએ કેવો તીવ્ર રસ લીધો તેનું દર્શન કોઠા ૧૩ પરથી થાય છે. કુલ ૧૫૧ બેઠકોમાંથી ૧૨૧ બેઠકો જેટલી બેઠકો પર સ્પર્ધા થઈ હતી. અસ્પૃશ્યો પાસે રાજકીય કેળવણી નથી કે તેમનામાં રાજકીય જાગૃતિ નથી એટલે તેમને રાજકીય અધિકારો આપવાનો કોઈ અર્થ નથી એવો આક્ષેપ જે વારંવાર થયા કરે છે તેને તે ગેરવાજબી ઠેરવે છે. કોઠો ૧૪ દર્શાવે છે કે કોંગ્રેસને તેમની મિત્ર અને સાથી ગણવાનું તો દૂર રહ્યું પણ અસ્પૃશ્યો તેને પહેલા નંબરની રાજકીય દુશ્મન માને

છે. અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પરની ચૂંટણીમાં તેમણે કોંગ્રેસનો પ્રવેશ ભાગ્યે જ પડકાર વિના થવા દીધો છે. અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પર જ્યાં કોંગ્રેસે પોતાની ટિકિટ પર અસ્પૃશ્ય ઉમેદવાર મૂક્યો છે ત્યાં અસ્પૃશ્યોએ કાયરતાપૂર્વક તે બેઠક કોંગ્રેસને શરણે નથી ધરી પણ બિનકોંગ્રેસી ટિકિટ પર પોતાના ઉમેદવાર ઊભા રાખીને તે ચૂંટણી લડવા આગળ આવ્યા છે. કોંગ્રેસે અસ્પૃશ્ય જ્ઞાતિની અનામત ૭૮ બેઠકો માટે મૂકેલા ઉમેદવારો સામે ૬૪ બેઠકો પર તો સ્પર્ધા થઈ હતી.

## કોઠો-૧૫

| પ્રાન્તો | પ્રત્યેક ૧૦૦ સામાન્ય એટલે કે હિંદુ મત દારોના પ્રમાણમાં અનુસૂચિત જ્ઞાતિના મતદારોના પ્રમાણ પ્રમામે વર્ગીકૃત કરેલા મતદાર મંડળની સંખ્યા | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૦ અને તેથી નીચા | ૧૧ થી ૧૫ | ૧૬ થી ૨૦ | ૨૧ થીં ૨૫ | ૨૬ થી ૩૦ | ૩૧ થી ૩૫ | ૩૬ થી ૪૦ | ૪૧ થી ૪૫ | ૪૬ થી ૫૦ | ૫૦ થી ઉપર | કુલ | ટીકા |
| સંયુક્ત પ્રાંત | શૂન્ય | ૭ | ૩ | ૬ | ૨ | ૧ | શૂન્ય | ૧ | શૂન્ય | શૂન્ય | ૨૦ | |
| મદ્રાસ | શૂન્ય | ૫ | ૬ | ૧૦ | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | શૂન્ય | ૩૦ | |
| બંગાળ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૩ | ૧ | ૩ | ૧ | ૩ | શૂન્ય | ૧૪ | ૨૫* | |
| મધ્ય પ્રાંત | ૫ | ૫ | ૧ | ૨ | ૧ | શૂન્ય | ૧ | ૧ | ૧ | ૩ | ૨૦ | |
| બિહાર | ૪ | ૫ | ૨ | ૨ | ૨ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૧૫ | |
| પંજાબ | ૧ | ૧ | શૂન્ય | ૧ | ૨ | શૂન્ય | શૂન્ય | ૧ | શૂન્ય | ૨ | ૮ | |
| ઓરિસ્સા | ૨ | શૂન્ય | શૂન્ય | ૨ | શૂન્ય | ૨ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૬ | |
| આસામ | ૩ | ૧ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૧ | શૂન્ય | ૨ | ૭ | |
| મુંબાઈ | ૫ | ૩ | ૬ | ૧ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૧૫ | |
| કુલ | ૨૦ | ૩૭ | ૧૮ | ૨૭ | ૧૧ | ૯ | ૩ | ૮ | ૨ | ૨૧ | ૧૪૬ | |

* પાંચ મતદાર મંડળોમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે બબ્બે બેઠકો અનામત રાખવામાં આવી છે. એટલે બંગાળમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રખાયેલી ૩૦ બેઠકોનો સરવાળો થઈ જાય છે.

૪

એમ કહેવું કે ૧૯૩૭ની ચૂંટણીમાં એવું પુરવાર ન થયું કે ચૂંટણી સ્પર્ધામાં કોંગ્રેસ અસ્પૃશ્યો પર વિજયી નીવડી હતી તો તે અલ્પોક્તિ છે. સાચા અર્થમાં તો અસ્પૃશ્યોએ કોંગ્રેસ પર વિજય મેળવ્યો હતો. જો ઘણા આ કબૂલવા તૈયાર ન થાય તો તેમ કરવા માટેની અનિચ્છાનું કારણ કોંગ્રેસની સ્પર્ધા કરવા માટે અસ્પૃશ્યોને કેટલી મુશ્કેલીઓ સહન કરવી પડી હતી તે વિશેનું તેમનું અજ્ઞાન છે. આ મુશ્કેલીઓ અતિ વાસ્તવિક તથા અતિ મહાન હતી. પોતે કોંગ્રેસથી સ્વતંત્ર છે અને કોંગ્રેસ તેમનું પ્રતિનિધિત્વ કરતી નથી તે પુરવાર કરવા અસ્પૃશ્યો કેટલી હિંમત અને કેટલી ચીવટથી ચૂંટણી લડયા હતા તેની લોકોને જાણ થાય તે માટે તેની વિગતો આપવી યોગ્ય છે.

આ મુશ્કેલીઓના બે વિભાગ પાડી શકાય છે (૧) વ્યવસ્થાતંત્ર સંબંધી અને (૨) ચૂંટણી સંબંધી.

પ્રથમ વિભાગમાં બેનો વિશિષ્ટ ઉલ્લેખ કરી શકાય :

કોંગ્રેસ પાસે જે સાધન સામગ્રીની સજજતા હતી અને અસ્પૃશ્યો પાસે જે હતી તેમાં તુલનાત્મક ભેદ હતો. કોંગ્રેસ તે આર્થિક રીતે સમૃદ્ધ રાજકીય પક્ષ હતો તેને વિષે બે મત જ નહીં ! ૧૯૩૭ની ચૂંટણીમાં કોંગ્રેસે કેટલાં નાણાં ખર્ચ્યાં તેનો કોઈ અંદાજ હજી સુધી આવી શક્યો નથી. જો તેની તપાસ થાય તો જણાશે કે તેણે જાહેરાત પાછળ, વાહન વ્યવહાર પાછળ, તેની ટિકિટ પર ઊભા રહેલા ઉમેદવારોના પ્રચાર પાછળ ગંજાવર રકમ ખર્ચી હતી, કોંગ્રેસની ટિકિટ પર ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારોને ચરણે તેણે પોતાની સઘળી સાધનસજજતા મૂકી દીધી હતી. કોંગ્રેસ વિરુદ્ધ ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારો માટે તો આવી સાધન સજજતાનો દસમો ભાગ પણ સુલભ નહોતો. કેટલાકને તો પોતાની અનામત આપવાય ઉછીના પૈસા લેવા પડયા હતા. જાહેરાત, પ્રચાર કે વાહન વ્યવહાર વિના તે ચૂંટણી લડયા.

બીજું કોંગ્રેસ પાસે પક્ષનું વ્યવસ્થાતંત્ર હતું અને અસ્પૃશ્યો પાસે તેમાંનું કશું જ નહોતું. બધા જ જાણે છે કે પક્ષનું વ્યવસ્થાતંત્ર તે જ કોંગ્રેસનું સાચું

બળ હતું. પક્ષનું આવું વ્યવસ્થાતંત્ર ગોઠવવાનો યશ શ્રી ગાંધીને આપવો જોઈએ. તે છેલ્લાં વીસ વર્ષોથી અસ્તિત્વમાં હતું અને પોતાની સાધનસજ્જતા સાથે તેને ઊંજીને સંપૂર્ણ વ્યવસ્થિત રાખ્યું હતું. હંમેશા જરૂર પડે ત્યારે ચાંપ દાબીને તેને ગતિશીલ બનાવી શકાય તેવું તે તૈયાર હતું. તે દેશના પ્રત્યેક ગામ તથા પ્રત્યેક કસબાને આવરી લેતું વિશાળ તંત્ર હતું. એકે એવો વિસ્તાર નહોતો કે જ્યાં આ તંત્રને કાર્યાન્વિત કરવા કોંગ્રેસનો કોઈ આડતિયો ન હોય. જે અસ્પૃશ્યો કોંગ્રેસની ટિકિટ પર ઊભા હતા તેમનું ચૂંટણી કાર્ય પક્ષનું આ વ્યવસ્થાતંત્ર કરતું. જે અસ્પૃશ્યો કોંગ્રેસ વિરુદ્ધ ઊભા રહ્યા હતા તેમને સહાય કરવા આવું કોઈ પક્ષીય વ્યવસ્થાતંત્ર નહોતું. હિંદના રાજકારણમાં અલગ પ્રતિનિધિત્વની યોજના સૌ પ્રથમ ૧૯૦૯માં અમલમાં મુકાઈ. જોકે, તેનો લાભ માત્ર એક જ કોમને - મુસ્લિમોને મળ્યો. ૧૯૨૦માં બંધારણની પુનર્રચના થઈ. સુધારેલા બંધારણમાં આ લાભ બિન-બ્રાહ્મણો સુધી વિસ્તારાયો. અસ્પૃશ્યો ફરી તેનાથી બાકાત રહ્યા. જુદી જુદી પ્રાંતીય ધારાસભાઓમાં એક કે બે બેઠકો પર તેમના પ્રતિનિધિઓની નિયુક્તિ કરી તેમને આશ્વાસન આપવામાં આવ્યું. સૌ પ્રથમ વાર, ૧૯૩૫માં તેમને મતાધિકાર મળ્યો અને ચૂંટણી દ્વારા પ્રતિનિધિત્વ મળ્યું. તે તો દેખીતું જ હતું કે મતાધિકાર ન હોવાને કારણે અને કોઈ ચૂંટણી લડવાની ન હોવાથી અસ્પૃશ્યોને પોતાને પક્ષે કોઈ પક્ષીય વ્યવસ્થાતંત્ર યોજવાનું મુનાસિબ ન લાગ્યું. પોતાને જ વ્યવસ્થિત કરવાનો તથા પક્ષીય વ્યવસ્થાતંત્ર ગોઠવવાનો સમય ભાગ્યે જ તેમની પાસે હતો ત્યાં અચાનક જ, ૧૯૩૭માં તેમને ચૂંટણી લડવાનું આહવાન મળ્યું. કોંગ્રેસ અને અસ્પૃશ્યો વચ્ચેની લડત તે સૈન્ય અને ટોળા વચ્ચેની લડત હતી.

અસ્પૃશ્યોના માર્ગમાં ચૂંટણી સંબંધી મુશ્કેલીઓ પણ અપરંપાર હતી. જે સામાન્ય મતદારમંડળોમાં અસ્પૃશ્યો માટે બેઠકો અનામત રખાઈ હતી ત્યાં હિંદુઓ તથા અસ્પશ્યો વચ્ચે મતદાન બળની અસમાનતા તે સૌ પ્રથમ ચૂંટણી અવરોધ હતો. કોઠા નં.-૧૬માં બંનેનું તુલનાત્મક મતદાન બળ દર્શાવતા આંકડાઓ આપ્યા છે.

સામાન્ય મતદારમંડળોમાં હિંદુ મતદારોની સંખ્યા અનુસૂચિત જ્ઞાતિઓના

મતદારો કરતાં કેટલી ચડિયાતી છે તે આ કોઠામાં દર્શાવ્યું છે. હિંદુઓ કેટલા પ્રમાણમાં તેમનાથી ચડિયાતા છે તેના પર ખાસ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. કોઠામાંના આંકડા દર્શાવે છે તેમ ૨૦ મતદાર મંડળોમાં અનુસૂચિત જ્ઞાતિઓના મતદારોનું પ્રમાણ હિંદુ મતદારો સાથે સરખાવતાં તે સોમાં દસનું છે, ૨૭ મતદાર મંડળોમાં તે સોમાં ૧૧થી ૧૫નું છે, ૧૮ મતદાર મંડળોમાં તે સોમાં ૧૫થી ૨૦નું છે, ૨૭ મતદાર મંડળોમાં તે સોમાં ૨૧થી ૨૫નું છે અને ૧૧ મતદાર મંડળોમાં તે સોમાં ૨૦થી ૩૦નું છે. આ ઉદાહરણો દર્શાવે છે કે હિંદુ મતદારોની કેટલી પ્રચંડ બહુમતી છે અને કેટલા સધ્ધર તફાવતથી હિંદુઓ અનુસૂચિત જ્ઞાતિના મતદારો પર વર્ચસ્વ ભોગવી શકે છે. આ સંબંધે તે પણ યાદ રાખવું ઘટે કે પ્રત્યેક અનુસૂચિત જ્ઞાતિનું મતદારમંડળ તે સંયુક્ત મતદારમંડળ છે જેમાં બંને વર્ગોના મતદારો - અનુસૂચિત જ્ઞાતિના મતદારો તથા હિંદુ મતદારો - અનુસૂચિત જ્ઞાતિ માટેની બેઠક માટે મત આપી તેને જીતવાની સ્પર્ધા કરી શકે. આ રમતમાં બંનેના મતદાન બળનું સાપેક્ષ વિષમ પ્રમાણ ખૂબ મહત્ત્વનું બની જાય છે. આવા સંયુક્ત મતદાર મંડળની ચૂંટણીમાં સફળતા મુખ્યત્વે સ્પર્ધા કરનારા જૂથોના તુલનાત્મક મતદાન બળ પર આધારિત છે.

જેમાં અસ્પૃશ્યો માટે બેઠકો અનામત રાખવામાં આવી છે તે સામાન્ય મતદાર મંડળોમાં નિશ્ચિત કરેલી બેઠકોની સંખ્યામાંથી બીજો ચૂંટણી અવરોધ ઊભો થયો છે. જુદા જુદા પ્રાંતોમાં જુદીજુદી પ્રથા અપનાવાઈ છે તેનું નિદર્શન નીચેનો કોઠો કરે છે :

## કોઠો-૧૬
## જેમાં અસ્પૃશ્યો માટે બેઠકો અનામત રખાઈ છે તે સામાન્ય મતદારમંડળોનું વર્ગીકરણ

| પ્રાંત | અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો | બે બેઠકોવાળા મતદારમંડળોની સંખ્યા | ત્રણ બેઠકોવાળા મતદારમંડળની સંખ્યા | ચાર બેઠકોવાળા મતદારમંડળની સંખ્યા |
|---|---|---|---|---|
| મદ્રાસ | ૩૦ | ૩૦ | શૂન્ય | શૂન્ય |
| મુંબાઈ | ૧૫ | શૂન્ય | ૬ | ૯ |

| | | | | |
|---|---|---|---|---|
| બંગાળ | ૩૦ | ૨૦ | ૫ | શૂન્ય |
| સંયુક્ત પ્રાંત | ૨૦ | ૨૦ | શૂન્ય | શૂન્ય |
| પંજાબ | ૮ | ૮ | શૂન્ય | શૂન્ય |
| બિહાર | ૧૫ | ૧૫ | શૂન્ય | શૂન્ય |
| મધ્ય પ્રાંત | ૨૦ | ૨૦ | શૂન્ય | શૂન્ય |
| આસામ | ૭ | ૬ | ૧ | શૂન્ય |
| ઓરિસ્સા | ૬ | ૬ | શૂન્ય | શૂન્ય |
| કુલ | ૧૫૧ | ૧૨૫ | ૧૨ | ૯ |

આ કોઠો દર્શાવે છે કે અનુસૂચિત જ્ઞાતિ માટે અનામત જાહેર કરવામાં આવેલાં ૧૫૧ સામાન્ય મતદાર મંડળોમાંથી ૧૩૦ જેટલાં મતદારમંડળો બે ઉમેદવારો માટેનાં મતદારમંડળો હતાં કે જેમાં એક બેઠક અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રાખવામાં આવી હતી અને બીજી સર્વ સામાન્ય હતી. આ બે ઉમેદવારોનાં મતદાર મંડળની પ્રથામાં અસ્પૃશ્યો સામે જે ચૂંટણી ખતરો ઊભો થતો હતો તેનો ખ્યાલ ઘણાને ન આવે તે સંભવિત છે. જો તેને સામાન્ય મતદાર મંડળોમાં હિંદુઓ તથા અસ્પૃશ્યોનાં તુલનાત્મક મતદાન બળ સાથે વિચારવામાં આવે તો તે ભય કેટલો સાચો છે તેનો ખ્યાલ આવી જશે અને આ તુલનાત્મક મતદાન બળ પ્રત્યે તો ધ્યાન ક્યારનુંય દોર્યું જ છે. જ્યાં મતદાર મંડળ બહુસંખ્ય મતદાર મંડળ હોય એટલે કે જ્યાં ત્રણ-ચાર ઉમેદવારો ચૂંટવાના હોય - જેમાં એક અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત હોય અને બે કે ત્રણ અન્ય કોમો માટે હોય, ત્યાં હિંદુઓનું અધિક મતદાન બળ બે ઉમેદવાર ચૂંટવાના હોય તેવા મતદાર મંડળ કે જેમાં હિંદુઓએ એક જ ઉમેદવાર ચૂંટવાનો છે તેના કરતાં ખાસ ભયજનક નથી. વધુ ઉમેદવારો ચૂંટવાના હોવાથી, હિંદુઓ સામાન્ય બેઠક પર તેમના ઉમેદવારોની ચૂંટણી લડવામાં ખૂંપ્યા હોઈ હિંદુઓનું મતદાન બળ વિભાજિત થાય છે તે કારણે અને તેમની પાસે વધારાના મતો ન હોવાને કારણે પરિણામ એ આવે છે કે તે મતદાર મંડળમાં તેમનું અતિશય મતદાન બળ અનુસૂચિત જ્ઞાતિઓ માટે જોખમ બનતું નથી. પણ જ્યારે તેમને એક જ બેઠક જીતવાની હોય છે ત્યારે તેમના મતોનું વિભાજન થવાની શક્યતા અતિ દૂરની છે. કોંગ્રેસે પ્રસ્થાપિત કરેલ પક્ષીય વ્યવસ્થાતંત્ર જેવા વ્યવસ્થાતંત્ર નીચે તે નહિવત્ છે. તે જે સાચવી શકે છે તે વણવપરાયેલું મતદાન બળ

આમ વધારાનું અને તેમને માટે અનિવાર્ય બને છે અને તેનો ઉપયોગ પોતાની પસંદગીના, પોતાની ટિકિટ પર ઊભેલા ઉમેદવારો માટે અને સ્વતંત્રપણે ઊભેલા અને પોતાનું પ્યાદું નહિ બની શકે તેવા અનુસૂચિત જ્ઞાતિના અન્ય ઉમેદવાર સામે કરવા તે સ્વતંત્ર છે. આ હિંદુઓએ પોતાના વધારાના મતોથી કેવી પાયમાલી સર્જી હતી તે આ ચૂંટણીઓનાં પરિણામોએ સ્પષ્ટ કર્યું છે.

જ્યારે મતદાન પ્રથાનો, નિશ્ચિત કરેલી બેઠકોનો અને સામાન્ય મતદાર મંડળોમાં મતદાન બળના વિભાજનનો વિચાર કરીએ ત્યારે કોઈકને એમ પણ થાય કે અસ્પૃશ્યોને છેતરવા માટે આનાથી બહેતર બીજી કોઈ ચૂંટણી પ્રથા શોધાઈ હોત ખરી ? સંયુક્ત મતદાર મંડળો કે જેની સાથે અનુસૂચિત જ્ઞાતિઓ સંલગ્ન છે તે ૧૮૩૨ના સુધારા પહેલાં ઇંગ્લેન્ડમાં અસ્તિત્વ ધરાવતા રોટન બરો[૧] જેવાં છે. આ રોટન બરોમાં જે ઉમેદવાર ચૂંટાતો તે ખરેખર તો તે પ્રદેશનું નિયંત્રણ ધરાવતા માલિક દ્વારા નિયુક્ત જ થતો. તે જ પ્રમાણે, સંયુક્ત મતદાર મંડળની પ્રથા નીચે ધારાસભામાં ચૂંટાતો અનુસૂચિત જ્ઞાતિનો ઉમેદવાર ખરેખર તો હિંદુઓ દ્વારા જ નિયુક્ત થતો હતો. આ જ કારણસર શ્રી ગાંધી સંયુક્ત મતદાર મંડળની પ્રથાના આટલા બધા હિમાયતી હતા.

મુસ્લિમ લીગનું બળ ડગલે પગલે વધતું જાય છે તેવું સાંભળીએ છીએ. પણ અલગ મતદાર મંડળની પ્રથાને કારણે મુસ્લિમ લીગને કેવું સંરક્ષણ મળ્યું છે તેનો થોડાકને જ ખ્યાલ હશે. મુસ્લિમો કોંગ્રેસનાં જોખમો અને તોફાનોથી સુરક્ષિત છે. અસ્પૃશ્યો તેવા સુરક્ષિત નથી. કોંગ્રેસનાં નાણાં, કોંગ્રેસના કર્તા અને કોંગ્રેસના પ્રચારના સંપૂર્ણ સપાટા સામે તેમને ઝઝૂમવાનું છે. કશીય સાધન સજ્જતા વિના, કશાય પક્ષીય વ્યવસ્થાતંત્ર વિના અને આટલા બધા ચૂંટણી અવરોધો હોવા છતાંય અસ્પૃશ્યોએ આ મુશ્કેલીઓ પર વિજય મેળવ્યો તે જ તેમના કોંગ્રેસ પરના વિજયની અને તેમનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી રાખવાની તેમની ઇચ્છાની પ્રતીતિ કરાવે છે.

૧ થોડાક જ મતદારો ધરાવતો પણ પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો અધિકાર ધરાવતો પ્રદેશ.

# પ્રકરણ-૭

# જૂઠો આક્ષેપ

## શું અસ્પૃશ્યો બ્રિટિશરોનાં પ્યાદાં છે ?

મેં અગાઉ જણાવ્યું છે તેમ શ્રી ગાંધીના પ્રભાવ નીચે આવતાં જ કોંગ્રેસનું આમૂલ પરિવર્તન થયું. આમાનું એક પરિવર્તન નોંધપાત્ર છે કારણ કે તેણે જ કોંગ્રેસને આટલી સુપ્રસિદ્ધ બનાવી, એટલું જ નહિ પણ તેને કારણે જ કોંગ્રેસ લોકોનું આટલું બધું ધ્યાન ખેંચી શકી. શ્રી ગાંધીના પ્રવેશ પહેલાં કોંગ્રેસ દર વર્ષે હિંદના જુદાજુદા સ્થળોએ અધિવેશન ભરવાના અને તેમાં બ્રિટિશ વહીવટના દોષ બતાવતા કેટલાંક અને ક્યારેક તો એના એ જ — પ્રસ્તાવો પસાર કરવાના કામ સિવાય અન્ય કશું કામ કરતી નહોતી. ૧૯૧૯માં શ્રી ગાંધીએ કોંગ્રેસનો હવાલો સંભાળ્યા પછી તે ક્રિયાશીલ પક્ષ બની અથવા તો કોંગ્રેસીઓના શબ્દોમાં કહીએ તો તેણે પોતાના શસ્ત્રોનો અમલ કરવા માંડયો, જે વાતનો આજ પૂર્વે ક્યારેય વિચાર નહોતો થયો તેનો કોંગ્રેસના શસ્ત્રાગારમાં જે શસ્ત્રો હતાં અને વારંવાર જેનો ઉપયોગ કરતી હતી તે આ હતાં (૧) અસહકાર (૨) બહિષ્કાર (૩) સત્યાગ્રહ અને (૪) ઉપવાસ. સરકારી શાળાઓ, કૉલેજો, અદાલતોના સ્વીકારનો ઇન્કાર કરીને અથવા તો તેને અમાન્ય ગણીને અને સરકારી નોકરીઓમાં જોડાવાની ના પાડીને સરકારને અકાર્યક્ષમ બનાવવાનો ઉદ્દેશ અસહકારનો હતો. બહિષ્કાર તે એક એવું શસ્ત્ર હતું જે કોંગ્રેસના આદેશોનું પાલન નહિ કરનાર વ્યક્તિ પર જબરદસ્તી કરવા વપરાતું. તેને બે ધાર હતી - સામાજિક અને આર્થિક. તેની સામાજિક ધાર વ્યક્તિનો સર્વાંગી સામાજિક વ્યવહાર કાપી નાંખતી. અરે, તેને નાઈની, ધોબીની, ખાટકીની, કરિયાણું વેચનારની અને વેપારીની સેવાથી પણ વંચિત રખાતી, ટૂંકમાં, તેની જિંદગી ગુનેગાર જેવી બનાવાતી, સર્વ પ્રકારે અસંભવિત બનાવાતી, અને તેની આર્થિક ધાર સઘળા વ્યાપારી સંબંધોનો છેદ ઉડાડતી - માલસામાન લેવા વેચવાનો વ્યવહાર બંધ થતો. તેનું નિશાન હતું વિદેશી માલ વેચતો વેપારી વર્ગ. બ્રિટિશ સરકારને સીધો પ્રહાર કરવા માટે સત્યાગ્રહનું શસ્ત્ર પ્રયોજાયું હતું. તેમાં કેદ

"આ સંઘ માને છે કે સનાતનીઓમાંના સારા એવા લોકો આંતર જ્ઞાતીય ભોજન અને લગ્નના જેટલા વિરોધીઓ છે તેટલા અસ્પૃશ્યતા નિવારણના નથી. પોતાના કાર્યક્ષેત્રની પારના સુધારાઓ હાથ ધરવાનો હેતુ આ સંઘનો નહિ હોવાથી તે સ્પષ્ટતા કરવી ઈચ્છનીય છે કે સંઘ સવર્ણ હિંદુઓને અસ્પૃશ્યતાનું એક એક ચિહ્‌ન દૂર કરવા સમજાવશે. મુખ્ય કાર્ય તો રચનાત્મક હશે. જેવા કે દલિત વર્ગોનો શૈક્ષણિક, આર્થિક, સામાજિક ઉત્કર્ષ : આ કાર્યો જ અસ્પૃશ્યતા નિવારણ માટે અતિ ઉપયોગી નીવડશે. આવાં કાર્ય પરત્વે ચુસ્તમાં ચુસ્ત સનાતનીને પણ સહાનુભૂતિ સિવાય બીજું કશું ન હોઈ શકે અને મુખ્યત્વે તો આ કાર્ય માટે જ સંઘની સ્થાપના કરવામાં આવી છે. જ્ઞાતિપ્રથાની નાબૂદી અને આંતરજ્ઞાતીય ભોજન જેવા સામાજિક સુધારાઓને આ સંઘના કાર્યક્ષેત્રની બહાર રાખવામાં આવ્યા છે."

અહીં સંસ્થા તેના મૂળ ધ્યેયથી સાવ જુદી ફંટાતી હતી. અસ્પૃશ્યતા નિવારણને કાર્યક્રમમાં સાવ મામૂલી સ્થાન હતું. રચનાત્મક કાર્ય તે જ સંઘનું પ્રમુખ અંગ બની ગયું. તેના ધ્યેયો અને હેતુઓમાં આવું પરિવર્તન કેમ કરવામાં આવ્યું તેવો પ્રશ્ન જાગે તે પ્રસ્તુત છે. તેના ધ્યેયો અને હેતુઓમાં આવું પરિવર્તન શ્રી ગાંધીની જાણ તથા સંમતિ વિના નહિ જ કરાયું હોય. આમાં માત્ર એક જ કારણ જોઈ શકાય છે અને તે એ કે મૂળ કાર્યક્રમ શ્રી ગાંધીને અતિ પ્રતિકૂળ હતો. અસ્પૃશ્યતા નિવારણની વાત મંચ પરથી સારી લાગતી હતી પણ એક સક્રિય કાર્યક્રમ તરીકે તેણે શ્રી ગાંધીને હિંદુઓમાં અતિ અળખામણાં બનાવ્યા હોત. આવી બિનલોકપ્રિયતા સાથે સંવનન કરવા તે તૈયાર નહોતા. આથી તેમણે રચનાત્મક કાર્યક્રમ પસંદ કર્યો જેમાં બધા જ લાભ હતા અને આવો ગેરલાભ એક પણ નહોતો. હિંદુઓને તેની પડી નહોતી. હિંદુઓનો રોષ વહોર્યા વિના શ્રી ગાંધી તેમાં આગળ વધી શકતા હતા. ઊલટું તે સૂચવવામાં પણ એક નક્કર લાભ મળતો હતો. અસ્પૃશ્યોએ ઊભી કરેલી એક સ્વતંત્ર ચળવળ કે જેને કારણે ૧૯૩૨માં પુના કરારને સંમતિ આપીને તેમની માગણીઓને માન્ય રાખવાની શ્રી ગાંધીને ફરજ પડી હતી. તે ચળવળનો નાશ કરવાની તેમાં શક્યતા રહી હતી કારણ કે પુના કરારને સંમતિ આપતી વખતે રચનાત્મક

કાર્યક્રમના લાભો અસ્પૃશ્ય સામે લટકાવી રાખવામાં આવ્યા હતા જેની પરિપૂર્ણતા કોંગ્રેસીઓની અંત:કરણપૂર્વકની ઈચ્છા હતી. તે અસ્પૃશ્યોને કોંગ્રેસીઓ બનાવે અને અતિશય મોહકતાથી. રચનાત્મક કાર્યનો કાર્યક્રમ કૃપા દ્વારા અસ્પૃશ્યોને મારવાની યોજનામાં પરિવર્તિત થઈ શકે તેમ હતો અને હકીકતમાં આ જ બન્યું.

અસ્પૃશ્યોની કોઈ પણ ચળવળ જે સ્વતંત્ર હોય અને હિંદુઓ તથા કોંગ્રેસની વિરોધી હોય તથા તેમનો નાશ કરવા જ આરંભાઈ હોય તેને હરિજન સેવક સંઘ સહી શકતો નહોતો. ધ્યેયો અને હેતુઓમાંનાં પરિવર્તનનું આ જ પરિણામ આવશે તેવી અપેક્ષા રાખીને મેં સંઘમાંથી નિવૃત્તિ લીધી.

અસ્પૃશ્યોના પ્રથમ જૂથે સંઘમાંથી વિદાય લીધા પછી શ્રી ગાંધીએ તેમની જગ્યાએ અન્ય અસ્પૃશ્યોની નિયુક્તિ કરવાનો કોઈ પ્રયત્ન ન કર્યો. ઊલટું, સંઘની સઘળીય વ્યવસ્થા કોંગ્રેસ નીતિને વરેલા હિંદુઓના હાથમાં સરકી જવા દીધી. ખરેખર, હવે તો સંઘના વ્યવસ્થા તથા ઉચ્ચ માર્ગદર્શનમાંથી અસ્પૃશ્યોને બાકાત રાખવા તે સંઘની નીતિ બની છે. અસ્પૃશ્યોના પ્રતિનિધિમંડળે[1] કારોબારીમાં અસ્પૃશ્ય સભ્યની નિયુક્તિ કરવાની વિનંતીનો શ્રી ગાંધીએ જ ઈન્કાર કર્યો. તેના પરથી આ જોઈ શકાશે. આ પ્રતિનિધિમંડળને આશ્વાસન આપવા શ્રી ગાંધીએ એક નવો સિદ્ધાંત પ્રસ્થાપિત કર્યો છે. તે કહે છે : 'અસ્પૃશ્યો માટેનું કલ્યાણકાર્ય તે તો અસ્પૃશ્યતાના પાપ માટે હિંદુઓએ કરવાનું પ્રાયશ્ચિત્ત છે. જે પૈસા એકઠા કરાયા છે તેમાં હિંદુઓએ ફાળો આપ્યો છે. આ બંને કારણે હિંદુઓએ એકલાએ જ સંઘની વ્યવસ્થા કરવી જોઈએ. કોઈ નીતિ કે ન્યાય સંઘની કારોબારીમાં સભ્યપદ મેળવવાની અસ્પૃશ્યોની માંગને વાજબી ઠેરવતાં નથી. પોતાના આ સિદ્ધાંત દ્વારા - જે તેમાં રહેલી અશિષ્ટતા તથા જૂઠાણાની તરકીબ ઢાંકવા નિષ્ફળ નીવડયો છે તેવા આવા સિદ્ધાંત દ્વારા શ્રી ગાંધીએ અસ્પૃશ્યોનું કેવું હડહડનું અપમાન કર્યું છે તે શ્રી ગાંધી જાણતા નથી. જો શ્રી ગાંધીનું માનવું એમ હોય કે હિંદુઓએ નાણાં એકઠા કર્યા છે અને તેથી તે કેવી રીતે ખર્ચાશે તે કહેવાનો અસ્પૃશ્યોને અધિકાર નથી તો કોઈ

૧ શ્રી ગાંધીને મળનારું અસ્પૃશ્યોનું આ પ્રતિનિધિમંડળ તે પહેલું જ પ્રતિનિધિમંડળ નહોતું. અગાઉ બીજાં પણ મળ્યાં હતાં અને પરિણામ આવું જ આવ્યું હતું.

સ્વમાની અસ્પૃશ્ય તેમનો ભાવ નહિ પૂછે અને સદ્‌ભાગ્યે જે અસ્પૃશ્યો તેમની પાસે તેમની આવી કૃપા યાચવા ગયા હતા. તે તો માત્ર બેકાર લુચ્ચાઓ છે જે માત્ર રાજકારણને પોતાનું ઉપાર્જન બનાવવા માગે છે. પણ શ્રી ગાંધીએ સમજી લેવું જોઈએ કે પોતે કહે છે તે તો પેલા પરિવર્તનને વાજબી ઠરાવવા માટે જ કહેવાયેલું છે. પણ સંઘના મૂળભૂત ધ્યેયમાં આટલો ગહન ફેરફાર થવાનું કારણ શું તેની સ્પષ્ટતા તેમાંથી થતી નથી. એમ પણ પૂછવું પ્રસ્તુત છે. શા માટે એક વાર તે સંઘની કારોબારીમાં અસ્પૃશ્યોને લેવા તૈયાર હતા અને હવે શા માટે તે તેમને બાકાત રાખવા માગે છે ?

## ૫

'ઈન્ડિયન સોશ્યલ રીફોર્મર'ના પત્ર લેખકે સાચું જ કહ્યું છે કે 'ડિપ્રેસ્ડ ક્લાસ મિશન સોસાયટી' પ્રત્યે અસ્પૃશ્યોએ કોઈ ધૃણા પ્રદર્શિત કરી નથી અને તે પણ હરિજન સેવક સંઘની જેમ દલિત વર્ગોના કલ્યાણ કાર્યોમાં જ ખૂંપેલી છે. મિશનનું કાર્ય આગળ ધપાવવા હિંદુઓ તથા અસ્પૃશ્યો બંને સાથે મળીને સંપૂર્ણ સંવાદિતાથી કામ કરે છે. મિશનની વ્યવસ્થા સમિતિમાં નિશ્ચિત સંખ્યામાં અસ્પૃશ્યોને રાખવાની મિશને કાળજી રાખી હોવાથી આમ થાય છે તેવું કહેવામાં તે લેખક સાચા નથી. આ સાચું છે પણ મિશન તથા અસ્પૃશ્યો વચ્ચે કેમ ધૃણા નથી અને અસ્પૃશ્યો અને સંઘ વચ્ચે કેમ ધૃણા છે તેનાં કારણો જુદાં છે. તેનું કારણ એ છે કે તેનાં કાર્યો પાછળ મિશનનો કોઈ રાજકીય હેતુ નથી. જ્યારે સંઘનો તેવો હેતુ છે.

એ સાચું છે કે સંઘને સાવધતાપૂર્વક રાજકારણથી પર રાખવાનો પ્રારંભિક હેતુ હતો. ૧૯૩૨ની ૩જી નવેંબરે પ્રસિદ્ધ કરાયેલા નિવેદનમાં કહેવાયું છે કે:

"બિનરાજકીય ધોરણે જ સંઘ પોતાનું કાર્ય કરવા શક્તિમાન બનશે, તેણે કોઈ પણ પ્રકારના રાજકીય કે ધાર્મિક પ્રચાર સાથે પોતાને નહીં સાંકળવાનું નક્કી કર્યું છે. આથી, પ્રાંતીય તેમજ કેન્દ્રીય કારોબારી સમિતિના વડાઓએ તેમના સક્રિય કાર્યકરોની પસંદગીમાં અતિ સાવધ રહેવું પડશે. આ દષ્ટિબિન્દુને ખ્યાલમાં રાખીને સંઘના બધા જ પૂર્ણ સમયના પગારદાર કાર્યકરોએ રાજકારણ કે કોઈ સાંપ્રદાયિક-ધાર્મિક પ્રચારમાં ભાગ લેવો નહિ."

પણ આ જાહેરાતનો, તેનું પાલન કરવાને બદલે તેનો ભંગ કરવા પૂરતો આદર કરવામાં આવ્યો : કદાચ એમ હશે કે સંઘે કરેલી સેવાઓને કારણે ભલેને તે તુચ્છ હોય - અસ્પૃશ્યોમાં પ્રગટેલી ઉપકારવશતાની ભાવનાને લીધે તેઓ સ્વીકારવા તૈયાર થાય તેવી વિશિષ્ટ પરિસ્થિતિને કારણે અસ્પૃશ્યોને કોંગ્રેસ પક્ષમાં ભેળવવા માટે, કોંગ્રેસની નીતિનો સ્વીકાર તેમની પાસે કરાવવા માટે અને તેમના પર કોંગ્રેસના સિધ્ધાંતો લાદવા માટે હરિજન સેવક સંઘનો ઉપયોગ કરવાનું પ્રલોભન ટાળવાનું અશક્ય બન્યું હશે. કદાચ એમ પણ હશે કે હરિજન સેવક સંઘને અસ્પૃશ્યો માટેનું સેવા કેન્દ્ર બનાવવા ઉપરાંત તેને રાજકીય કારખાનું બનાવવાનું અનિવાર્ય લાગ્યું હશે. અસ્પૃશ્યોને જીવનસંઘર્ષ માટે સજજ કરવા અને તેમનું રાજકારણ પસંદ કરવા તેમને મુક્ત રાખવા તે શુધ્ધ-સરળ ઉદારતા છે. પણ હિંદુઓએ આવી ઉદારતાને ક્યાં સુધી સમર્થન આપ્યું હોત ? લાંબા સમય સુધી તો નહિ જ. હિંદુઓ દ્વારા અસ્પૃશ્યો પ્રત્યેનાં આચરણ પાછળ કોઈ પાપ ભાવનાનો અનુભવ નહોતો અને તે માટે કોઈ પશ્ચાતાપ કે પ્રાયશ્ચિત દ્વારા તે પાપ ધોવાની કોઈ ભાવના નહોતી ત્યારે સંઘ જે ઉદારતા પર જીવતો હતો તે સુકાઈ જ ગઈ હોત. આમ થતું અટકાવવા જ સંઘને લાગ્યું હોય કે આ ઉદારતા જો ચાલુ જ રખાવવી હોય તો તેણે પરિણામો દેખાડવાં જોઈએ એટલે કે તેણે હિંદુઓને પ્રતીતિ કરાવી આપવી જોઈએ કે ધર્મ અને રાજકારણનાં વિષયમાં અસ્પૃશ્યો હવે હિંદુઓથી સ્વતંત્ર નથી, તેમનાં વિરોધી નથી. કારણોનું મારું આ પૃથક્કરણ સાવ ચોક્કસ નહિ હોય. પણ તે વાતનો ઈન્કાર નહિ થઈ શકે કે હરિજન સેવક સંઘ તે રાજકીય સંસ્થા છે. જેનું ધ્યેય છે અસ્પૃશ્યોને કોંગ્રેસ પક્ષમાં ખેંચવાનું.

મને જે મહત્ત્વના લાગે છે તેવાં માત્ર થોડાંક ઉદાહરણો હું આપી શકું છું.

હરિજન સેવક સંઘ તેના કાર્યકરોનાં અધિવેશનો યોજે છે. તે અધિવેશનો દેખીતી રીતે તો ભિન્ન ભિન્ન ભાષાકીય પ્રાંતોમાં થયેલાં કાર્યોની પ્રગતિ તપાસવાના અને વિચારો તથા અનુભવોનું આદાન-પ્રદાન કરવાના હેતુથી યોજાય છે. ૧૯૩૯ના જૂનના પ્રથમ સપ્તાહમાં આવું એક અધિવેશન પુનામાં યોજાયું હતું. ત્યારે તેવું જાણવા મળ્યું કે આ અધિવેશને પુના કરાર નીચે નક્કી થયેલી

મતદાન પદ્ધતિને બદલીને, બધા જ મત એક જ ઉમેદવારને આપી શકાય તેવી મતદાન પદ્ધતિની અવેજીમાં બધા જ મતો જુદા જુદા ઉમેદવારોને ફરજિયાત આપી શકાય તેવી મતદાન પદ્ધતિ સરકાર અપનાવે તેવો ઠરાવ પસાર કરવાની યોજના ઘડી હતી. મેં દર્શાવ્યું જ છે કે પુના કરાર દ્વારા પોતાની શરણાગતિ સ્વીકાર્યા પછી કોંગ્રેસ બધા જ મતો જુદા જુદા મતદારોને ફરજિયાત આપવાની મતદાન પદ્ધતિનો આગ્રહ કેવી રીતે રાખી શકે ? અને તે આગ્રહ અસ્પૃશ્યો માટે કેટલો ખતરનાક નીવડે. અને તે પુના કરારને કેવો બિનઅસરકારક બનાવે! કોંગ્રેસ તેમાં નિષ્ફળ ગઈ હતી. કોંગ્રેસ જેમાં નિષ્ફળ ગઈ તેની વકીલાત કરવાની જવાબદારી સંઘે પોતે, તે અસ્પૃશ્યોની વિરોધમાં છે તે જાણ્યા છતાં સ્વીકારી. બિનરાજકીય પક્ષનો વિચિત્ર ઠરાવ રાતાચોળ નાકવાળો, દારૂ ઢીંચેલો માણસ પોતાના પાડોશીઓને એમ સમજાવવા મથે કે તે તો ચાનો બંધાણી છે તેવી આ વાત થઈ. અસ્પૃશ્યોએ દેખાવોનો માર્ગ અપનાવીને સંઘને આમ કરતાં અટકાવ્યો.

હું છાતી ઠોકીને એમ કહી શકું તેમ છું કે હરિજન સેવક સંઘની મુંબાઈ શાખાએ મુંબાઈમાં રહેતી કેટલીક અસ્પૃશ્ય કોમોને તેમનું વલણ કોંગ્રેસ વિરોધી હોવાને કારણે કાળી યાદીમાં મૂકવાની નીતિ અપનાવી હતી. જે કોમોનો સમાવેશ આ કાળી યાદીમાં થતો હતો તે કોમોના વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિઓ તથા અન્ય શૈક્ષણિક સહાયો આપવાનું બંધ થયું હતું. અસ્પૃશ્યોની રાજકીય ચળવળમાં મહાર કોમે અગ્રણી ભાગ ભજવ્યો હતો અને સદાય તે કોંગ્રેસ સાથે સંઘર્ષતી આવી હતી. તેને કાળી યાદીમાં મૂકી હતી.. અને એટલે જ્યાં સુધી મહાર વિદ્યાર્થી એવું પુરવાર ન કરે કે તે પોતાની કોમની કોંગ્રેસ વિરોધી લાગણીઓમાં ભાગ લેતો નથી ત્યાં સુધી તેને પણ આ ભેદભાવની શરણાગતિ સ્વીકારવી પડતી હતી.

જે છેલ્લો કિસ્સો હું આલેખું છું તેનો સંદર્ભ હરિજન સેવક સંઘના મહામંત્રી શ્રી એ.વી. ઠક્કર સાથે છે. શ્રી ઠક્કર મુંબાઈ સરકારના પછાત વર્ગો માટેના બોર્ડના પણ સભ્ય હતા. તેની સ્થાપના ૧૯૨૯માં થઈ હતી. સમયાંતરે તે

બોર્ડ મળતું અને અસ્પૃશ્યો તથા અન્ય પછાત વર્ગોને સ્પર્શતા વિષયો પર સરકારને સલાહ આપતું.

આ બોર્ડમાં સરકારને સૂચવતો એવો પ્રસ્તાવ શ્રી ઠક્કર લાવ્યા કે અસ્પૃશ્ય વિદ્યાર્થીઓ માટે સરકારે અનામત રાખેલી શિષ્યવૃત્તિઓ મહાર વિદ્યાર્થીઓને ન આપવી. તેમની એવી દલીલ હતી કે મહાર કોમે શિક્ષણ ક્ષેત્રે અતિશય પ્રગતિ સાધી છે અને અન્ય અસ્પૃશ્ય કોમો માટે અનામત રખાવા જોઈતા સરકારી ફાળાનો હિસ્સો તે પચાવી પાડે છે. કદાચ તેમને મન તે ઉચાપત કરે છે. જે હકીકતો પર તે ઠરાવ ઘડાયો હતો તે હકીકતોની જાંચતપાસ માટે તે ઠરાવ મોકલવામાં આવ્યો. તપાસને અંતે જણાયું કે આ હકીકતો ખોટી હતી અને મહાર કોમે પ્રગતિ તો સાધી નહોતી પણ તેને બદલે તે કોમ અન્ય અસ્પૃશ્ય કોમોની તુલનામાં શિક્ષણ ક્ષેત્રે પછાત હતી. આ ઠરાવ બીજું કશું જ નહીં પણ કૉંગ્રેસ વિરોધી નીતિ બદલ મહાર કોમને દંડવાનો એક દાવપેચ હતો અને તે પણ હરિજન સેવક સંઘના મહામંત્રી જેવી વ્યક્તિ દ્વારા.

આ બધું શું બતાવે છે ? એ તેવું નથી દર્શાવતું કે હરિજન સેવક સંઘ તે તો માત્ર નામની જ ધર્માદા સંસ્થા હતી અને તેનું સાચું લક્ષ્ય તો અસ્પૃશ્યોને જાળમાં ફસાવવાનું, હિંદુઓ તથા કૉંગ્રેસની છાવણીના અનુયાયી બનાવવાનું અને હિંદુઓના સામાજિક, ધાર્મિક, આર્થિક તથા રાજકીય વર્ચસ્વમાંથી તેમને મુક્ત કરવાના ધ્યેય તથા હેતુસરની તેમની કોઈ પણ ચળવળને દાબી દેવાનું હતું ? જેનો ઉદ્દેશ તેમને કૃપા દ્વારા મારવાનો જ હોય તે હરિજન સેવક સંઘને અસ્પૃશ્યો ઘૃણાસ્પદ માને તો તેમાં કોઈ આશ્ચર્ય ખરું ?

# પ્રકરણ-૬

# જૂઠો દાવો

## શું કૉંગ્રેસ બધાનું પ્રતિનિધિત્વ કરે છે ખરી ?

કૉંગ્રેસ જોરશોરથી, ભારપૂર્વક એવો દાવો કર્યા જ કરે છે કે સમગ્ર હિંદમાં તે એક જ એવી રાજકીય સંસ્થા છે જે હિંદના લોકોનું પ્રતિનિધિત્વ કરે છે. એકવાર તો તે તેવો પણ દાવો કરતી કે તે મુસલમાનોનું પણ પ્રતિનિધિત્વ કરે છે. ગમે તેમ પણ અત્યારે તે આ દાવો એટલા જોરશોરથી અને એટલા ભારપૂર્વક કરતી નથી. પણ જ્યાં સુધી અસ્પૃશ્યોને લાગે વળગે છે ત્યાં સુધી કૉંગ્રેસ ઝનૂનપૂર્વક દાવો કરે છે કે તે તેમનું પ્રતિનિધિત્વ કરે છે. બીજી બાજુ બિનકૉંગ્રેસી રાજકીય પક્ષોએ હંમેશ આ દાવાનો ઈન્કાર કર્યો છે. અસ્પૃશ્યો પૂરતું આ સવિશેષ સાચું છે. કૉંગ્રેસ તેમનું પ્રતિનિધિત્વ કરે છે તેવા કૉંગ્રેસના દાવાને અમાન્ય કરતાં તે ક્યારેય ખચકાયાં નથી.

આ સ્પર્ધામાં કૉંગ્રેસ તેનાં જાહેરાત અને પ્રચારનાં સાધનોની શક્તિને જ આધારે અસ્પૃશ્યો અને અન્ય બિનકૉંગ્રેસી પક્ષોને પરાજિત કરવામાં શક્તિશાળી નીવડી છે. પરિણામ તે આવ્યું કે હિંદી રાજકારણમાં રસ લેતા મોટાભાગના વિદેશીઓ આ પ્રચારથી અંજાઈ ગયા અને કૉંગ્રેસના દાવાની નક્કરતાને સ્વીકારતા ગયા. જ્યાં સુધી વિશ્વને અન્ય કશા સિવાય માત્ર પ્રચાર પર જ અવલંબવાનું છે ત્યાં સુધી કૉંગ્રેસ વિદેશીઓને સહેલાઈથી મૂર્ખ બનાવ્યા જ કરશે અને બધાનું પ્રતિનિધિત્વ કરવાના કૉંગ્રેસના દાવાનો જે ઈન્કાર કરે છે તેમને તો હાથ જોડીને બેસી જ રહેવાનું છે : પરિસ્થિતિને પહોંચી વળવા તેમની પાસે કશું સાધન નથી. પણ ૧૯૩૭ની પ્રાંતીય ધારાસભાઓની ચૂંટણી પછી પરિસ્થિતિ પલટાઈ ગઈ છે. પ્રચારનું પીઠબળ ધરાવતા જાહેર નિવેદનો પર આધાર રાખવાને બદલે બેઠકો અને મતોના સંદર્ભે કોઈ પણ વ્યક્તિ આ પ્રશ્નનો નિર્ણય લઈ શકે છે અને માત્ર પ્રચારને ઠંડો પાડવા આ સંદર્ભ વધુ નક્કર છે.

ચૂંટણીના પરિણામો શું સૂચવે છે? કૉંગ્રેસે જીતેલી બેઠકોની કુલ સંખ્યા કેટલી ? કોંગ્રેસ મેળવેલા કુલ મતો કેટલા ?

સૌ પ્રથમ, આપણે કૉંગ્રેસે જીતેલી બેઠકોની સંખ્યા નક્કી કરીએ. ચૂંટણી થઈ ગયા પછી તરત જ, કૉંગ્રેસ ટિકિટ પર પ્રાંતીય ધારાસભાઓમાં ચૂંટાયેલા સહુનું અધિવેશન કૉંગ્રેસે ભર્યું. આ અધિવેશન ૧૯૩૭ના માર્ચની ૧૯મી અને ૨૦મીએ નવી દિલ્હીમાં ભરાયું હતું.આ સંબંધે કૉંગ્રેસે એક સમાચાર પત્ર પ્રગટ કર્યું. જેમાં તેમનાં નામ અપાયાં છે. આ માહિતીને ચોક્કસ માનીએ તો પ્રત્યેક પ્રાંતીય ધારાસભામાં કૉંગ્રેસનું બળ નીચે પ્રમાણે દેખાય છે.

## કોઠો ૬
## પ્રાંતીય ધારાસભાઓમાં કૉંગ્રેસનું બળ

| પ્રાંત | ધારાસભાની કુલ બેઠકો | ધારાસભામાં કૉંગ્રેસની બઠકો |
|---|---|---|
| આસામ | ૧૦૮ | ૩૫ |
| બંગાળ | ૨૫૦ | ૬૦ |
| બિહાર | ૧૫૨ | ૯૫ |
| મુંબાઈ | ૧૭૫ | ૮૫ |
| મધ્ય પ્રાંત અને વિરાર | ૧૧૨ | ૭૦ |
| મદ્રાસ | ૨૧૫ | ૧૫૯ |
| ઓરિસ્સા | ૬૦ | ૩૬ |
| પંજાબ | ૧૭૫ | ૧૮ |
| સિંધ | ૬૦ | ૮ |
| સંયુક્ત પ્રાંત | ૨૨૮ | ૧૩૪ |
| વાયવ્ય સરહદી પ્રાંતો | ૫૦ | ૧૯ |
| કુલ | ૧,૫૮૫ | ૭૧૯ |

## કોઠો ૭
## પ્રાંતીય ઉપલી ધારાસભાઓમાં કોંગ્રેસનું બળ

| પ્રાંત | ઉપલી ધારાસભાઓની કુલ બેઠક | ઉપલી ધારાસભાઓમાં કોંગ્રેસની બેઠકો |
|---|---|---|
| આસામ | ૧૮ | ૦ |
| બંગાળ | ૫૭ | ૧૦ |
| બિહાર | ૨૬ | ૮ |
| મુંબાઈ | ૨૬ | ૧૪ |
| મદ્રાસ | ૪૬ | ૨૬ |
| કુલ | ૧૭૩ | ૫૮ |

આ કોઠાઓ બનાવે છે કે બંને ગૃહોને સાથે લેતાં કોંગ્રેસ કુલ ૧,૭૫૮ બેઠકોમાંથી ૭૭૭ બેઠકો મેળવી. દેખીતી રીતે જ કોંગ્રેસ બહુમતી પક્ષ નથી. તેણે અર્ધી બેઠકો જેટલીય બેઠકો ન મેળવી.

બેઠકોની સંખ્યાના સંદર્ભમાં કોંગ્રેસની આ પરિસ્થિતિ છે. મેળવેલા મતોના સંદર્ભમાં કોંગ્રેસની શી સ્થિતિ છે ? નીચેના આંકડાઓ દર્શાવશે કે મતોના બળના મુદ્દા પર પણ કોંગ્રેસ લઘુમતી પક્ષ તરીકે બહાર આવી હતી.

## કોઠો - ૮
## ચૂંટણીમાં થયેલા મતદાન પ્રમાણે કોંગ્રેસ પક્ષ તથા બિન કોંગ્રેસી પક્ષો વચ્ચે વહેંચાયલા મતોનો નિષ્કર્ષ

| પ્રાંત | | કુલ થયેલું મતદાન | કોંગ્રેસને મળેલા મતો | બિનકોંગ્રેસી પક્ષોને મળેલા મતો |
|---|---|---|---|---|
| મદ્રાસ | ધારાસભા | ૪,૩૨૭,૩૪ | ૨,૬૫૮,૯૬૬ | ૧,૬૬૮,૭૬૮ |
| | વિધાન પરિષદ | ૩૩,૫૧૧ | ૧૬,૯૦૭ | ૧૬,૬૦૪ |
| મુંબાઈ | ધારાસભા | ૩,૪૦૮,૩૦૮ | ૧,૫૬૮,૦૯૩ | ૧,૮૪૦,૨૧૫ |
| | વિધાન પરિષદ | ૨૩,૭૩૦ | ૯,૪૨૦ | ૧૪,૩૧૦ |
| બંગાળ | ધારાસભા | ૩,૪૭૫,૭૩૦ | ૧,૦૫૫,૯૦૦ | ૨,૪૧૯,૮૩૦ |
| | ઉપલી ધારા | ૫,૫૯૩ | ૧,૪૮૯ | ૪,૧૦૪ |
| સંયુકત પ્રાંતો | ધારાસભા | ૩,૩૬૨,૭૩૬ | ૧,૮૯૯,૩૨૫ | ૧,૪૬૩,૪૧૧ |
| | વિધાન પરિષદ | ૯,૭૯૫ | ૧,૫૮૦ | ૮,૨૧૫ |
| બિહાર | ધારાસભા | ૧,૪૭૭,૬૬૮ | ૯૯૨,૬૪૨ | ૪૮૫,૦૨૬ |

| | | | | |
|---|---|---|---|---|
| | વિધાન પરિષદ. | ૪,૩૧૮ | ૯૬ | ૪,૨૨૨ |
| પંજાબ | ધારાસભા | ૧,૭૧૦,૯૩૪ | ૧૮૧,૨૬૫ | ૧,૫૨૯,૬૬૯ |
| મધ્યપ્રાંત | ધારાસભા | ૧,૩૧૭,૪૬૧ | ૬૭૮,૨૬૫ | ૬૩૯,૧૯૬ |
| આસામ | ધારાસભા | ૫૨૨,૩૨૨ | ૧૨૯,૨૮૮ | ૩૯૩,૧૧૪ |
| | વિધાન પરિષદ | ૨,૬૨૩ | શૂન્ય | ૨,૬૨૩ |
| વાય. સરહદી પ્રાંતો | ધારાસભા | ૧૭૯,૫૨૯ | ૪૩,૮૪૫ | ૧૩૫,૬૮૪ |
| ઓરિસ્સા | ધારાસભા | ૩૦૪,૭૮૯ | ૧૯૮,૬૮૦ | ૧૦૬,૦૬૯ |
| સિંધ | ધારાસભા | ૩૩૩,૫૮૯ | ૧૮,૯૪૪ | ૩૧૪,૬૪૫ |
| કુલ | | ૨૦,૫૦૦,૩૪૦ | ૯,૪૫૪,૬૩૫ | ૧૧,૦૪૫,૭૦૫ |

આ આંકડાઓ જાણવા તે પૂરતું નથી. અન્ય પરિસ્થિતિઓના સંદર્ભમાં પણ તેની તુલના થવી જોઈએ. આવી પ્રથમ પરિસ્થિતિ છે. મતદાનની કક્ષા અને બીજી છે ચૂંટણીમાં બે પક્ષોની સાપેક્ષ સ્થિતિ. આ બંનેની નોંધ લીધા સિવાય ચૂંટણીના પરિણામોનું સંપૂર્ણ મહત્ત્વ સમજવું શક્ય નહિ બને. મતદાન પરત્વે જોઈએ તો તેની કક્ષા ઘણી ઊંચી છે અને કુલ વસ્તીના પ્રમાણમાં મતદારોની સંખ્યા સાચે જ ખૂબ ઓછી છે. નીચેના કોઠામાં આપેલા તુલનાત્મક આંકડાઓ પરથી જોઈ શકાશે કે કુલ વસ્તીનો કેટલો અલ્પ અંશ તે આવરી લે છે.

**કોઠો - ૯**

| પ્રાંત | વસ્તી (૧૯૩૧) | મતદારો |
|---|---|---|
| મદ્રાસ | ૪૭,૧૯૩,૬૦૨ | ૬,૧૪૫,૪૫૦ |
| મુંબાઈ તથા સિંધ | ૨૬,૩૯૮,૯૯૭ | ૩,૨૪૯,૫૦૦ |
| બંગાળ | ૫૧,૦૮૭,૩૩૮ | ૬,૬૯૫,૪૮૩ |
| સંયુક્ત પ્રાંત | ૪૯,૬૧૪,૮૮૩ | ૫,૩૩૫,૩૦૯ |
| પંજાબ | ૨૪,૦૧૮,૬૩૯ | ૨,૬૮૬,૦૯૪ |
| બિહાર અને ઓરિસ્સા | ૪૨,૩૨૯,૫૮૩ | ૨,૯૩૨,૪૫૪ |
| મધ્ય પ્રાંત | ૧૭,૯૯૦,૯૩૭ | ૧,૩૪૧,૩૬૪ |
| આસામ | ૯,૨૪૭,૮૫૭ | ૮૧૫,૩૪૧ |
| વાયવ્ય સરહદી પ્રાંત | ૪,૬૮૪,૩૬૪ | ૨૪૬,૬૦૯ |
| કુલ | ૨૭૨,૫૬૬,૧૫૦ | ૨૯,૮૪૭,૬૦૪ |

કુલ જનસંખ્યાના લગભગ દસ ટકાને જ મતદાનનો અધિકાર આપવામાં આવ્યો હતો. મધ્યમ અને બૌદ્ધિક વર્ગોના અસંખ્ય મતદારોએ મતદાન ઊંચુ બનાવ્યું અને આ બંને વર્ગોનું વલણ કૉંગ્રેસ તરફી હતું. કૉંગ્રેસ પક્ષ તથા બિનકૉંગ્રેસી પક્ષો વચ્ચેની સાપેક્ષ પરિસ્થિતિ જોતાં નીચેના મુદ્દાઓ ધ્યાન ખેંચે છે. કૉંગ્રેસપક્ષ પાસે યુદ્ધનો સઘળો સરંજામ - ધન તથા વ્યવસ્થાતંત્ર - એકઠો થયો હતો. બિનકૉંગ્રેસી ઉમેદવારો પાસે પક્ષનો ખજાનો નહોતો કે નહોતું વ્યવસ્થાતંત્ર. કૉંગ્રેસી ઉમેદવારો જનતાના લાડીલાં હતા. તે બ્રિટિશ શાહીવાદના દુશ્મન હતા, રાષ્ટ્રની સ્વાધીનતા અને મુક્તિ મેળવવા મરજીવા બન્યા હતા. કૉંગ્રેસી ઉમેદવારો માટે તેમનો જેલનિવાસ શહાદત ભાવનારૂપી મૂડી બની ગયો હતો. નિયમાનુસાર, જેલમાં ન ગયેલી વ્યક્તિની કૉંગ્રેસી ઉમેદવાર તરીકે પસંદગી થતી જ નહિં. અને કૉંગ્રેસી અખબારો દ્વારા - અને મેં જણાવી દીધું છે તેમ હિંદમાં બીજું કોઈ અખબાર હતું જ નહિ. બિનકૉંગ્રેસી ઉમેદવારોને બ્રિટિશરોની કઠપૂતળીઓ તરીકે ઓળખાવાતા, તેમણે દેશની કશી જ સેવા કરી નહોતી કે દેશ માટે કશો જ ત્યાગ કર્યો નહોતો તેવા બ્રિટિશ શાહીવાદના આડતિયા, રાષ્ટ્રના દુશ્મન, સ્વાર્થસાધક, ચપટી ધાન માટે રાષ્ટ્રહિત વેચનારા વગેરે વગેરે તરીકે ઓળખાવાતા, કૉંગ્રેસી ઉમેદવારોના પક્ષમાં અને બિનકૉંગ્રેસી ઉમેદવારોની વિરુદ્ધમાં એક બીજોય મહત્ત્વનો મુદ્દો હતો. કૉંગ્રેસે ૧૯૨૦ના મોંટેગ્યૂ-ચેમ્સફર્ડ સુધારાઓનો બહિષ્કાર કર્યો હતો. એટલે દેશના વહીવટ અંગેના કોઈ પણ કાર્યના અમલ કે ઉપેક્ષા અંગે કૉંગ્રેસી ઉમેદવારોને કશો ઉત્તર આપવાનો નહોતો. જ્યારે જેમણે આ સુધારાઓનો અમલ કર્યો હતો. તેવા લોકોમાંથી બિન કૉંગ્રેસી ઉમેદવારો પંસદ કરાયા હતા. અને તેમણે અનેક કાર્યોના અમલ તથા ઉપેક્ષા અંગે ઉત્તરો આપવાના હતા. પોતાને કંધે વહીવટની જવાબદારીઓ સ્વીકારવાની હિંમત જેમનામાં હોય છે તેમને માટે આવું નિર્માયું જ હોય છે અને તેમને માટે તે નિર્માયું હતું. બિનકૉંગ્રેસી ઉમેદવારો પર વહીવટી તંત્રને ગંદું કરવાનો આક્ષેપ મૂકાયો હતો અને તે ગંદા તબેલાઓને સ્વચ્છ કરવા જનારા દૂતો પોતે છે તેવો કૉંગ્રેસી ઉમેદવારોનો દાવો હતો. આવી પરિસ્થિતિઓમાં, પાસાં એવી સધ્ધર રીતે કૉંગ્રેસના પક્ષે પડેલાં હતાં ત્યારે ચૂંટણીમાં કૉંગ્રેસનો આવો કંગાળ

દેખાવ જોઈને કોઈનેય આશ્ચર્ય જ થાય. પોતાનાં સઘળાં સાધનો પોતાની પ્રતિષ્ઠા તથા લોકોની તેના પ્રત્યેની સહાનુભૂતિ લક્ષ્યમાં લેતાં તો ચૂંટણીમાં કૉંગ્રેસની પેટીઓ છલકાઈ જવી જોઈની હતી, પરંતુ તે પચાસ ટકાય બેઠકો કે મત ન મેળવી શકી.

બધા જ વર્ગો તથા કોમોનું પોતે પ્રતિનિધિત્વ કરે છે તેવો કૉંગ્રેસનો દાવો કશાય આધાર વિનાનો પોકળ દાવો છે તેમાં હવે કોઈ શંકા રહે છે ખરી ?

## ૨

કૉંગ્રેસ અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનો જે દાવો કરે છે તેને હવે ચકાસી જોવા દો. ૧૯૩૭માં થયેલી ચૂંટણીના પરિણામોનો સંદર્ભ લઈને પણ આ દાવો હવે ચકાસી શકાય તેમ છે. અસ્પૃશ્યોને પ્રતિનિધિત્વ આપવા માટે જે મતદાર મંડળ યોજના ઘડાઈ હતી તેનું જેને જ્ઞાન નથી તેઓ માટે કદાચ મને ભય છે કે કૉંગ્રેસ અને અસ્પૃશ્યો વચ્ચેની ચૂંટણી સ્પર્ધાના પરિણામોની સાચી સમજ શક્ય નહીં બને, એટલે સૌ પ્રથમ તો મને ખાસ કરીને વિદેશીઓના લાભાર્થે, હિંદી ચૂંટણી પદ્ધતિની સમજ આપવી અનિવાર્ય લાગે છે. ચૂંટણી પદ્ધતિના ચાર ઘટકો જેવાં કે (૧) મતદાર મંડળો જે તે મતદાર વિસ્તારનો ભારતીય પર્યાય છે. (૨) મતાધિકાર (૩) ચૂંટણીમાં ઉમેદવાર તરીકે ઊભા રહેવાનો અધિકાર (૪) અને સફળ ઉમેદવાર કોણ તે નક્કી કરવાના નિયમો : - આ ચાર ઘટકોને સમજવાથી તેનો ખ્યાલ આવી જશે.

૧. હિંદ સરકારના અધિનિયમ, ૧૯૩૫એ બે પ્રકારના મતદારમંડળોનો સ્વીકાર કર્યો છે. (૧) બિનપ્રાદેશિક (૨) પ્રાદેશિક

૨. બિનપ્રાદેશિક મતદારમંડળોમાં જમીનદારો, વ્યાપારી મંડળો, મજૂર સંઘો, જેવા વિશિષ્ટ હિતોને પ્રતિનિધિત્વ આપવા રચાયેલાં મતદાર મંડળો છે.

૩. પ્રાદેશિક મતદારમંડળોનાં ત્રણ પ્રકારો પડે છે :

(અ) અલગ પ્રાદેશિક મતદારમંડળો જે સંક્ષિપ્તમાં અલગ મતદાર મંડળો તરીકે ઓળખાય છે.

(બ) સામાન્ય પ્રાદેશિક મતદારમંડળો.

(ક) સંયુક્ત પ્રાદેશિક મતદારમંડળો જેમાં બેઠકો અનામત રખાય છે. આ મતદારમંડળો સંયુક્ત મતદારમંડળો તરીકે ઓળખાય છે.

૪. અલગ મતદારમંડળો તે કોમી મતદાર મંડળો છે. - મુસ્લિમો, ભારતીય ખ્રિસ્તીઓ, યુરોપીઅનો, એંગ્લો ઈન્ડિયનો, જેવી વિશિષ્ટ કોમોને પ્રતિનિધિત્વ આપવાનાં હેતુથી તે રચાયેલાં છે. આ પ્રત્યેક કોમના મતદારોનું નિશ્ચિત વિસ્તારમાં અન્યથી ભિન્ન તેવા એક મતદારમંડળ તરીકે વર્ગીકરણ કરવામાં આવે છે. તે એકમાત્ર પોતાના જ મતોથી તેમના પ્રતિનિધિ તરીકે તેમની કોમના મતદારો ચૂંટે છે. અલગ મતદારમંડળની વર્ચસ્વી લાક્ષણિકતા એ છે કે અલગ મતદાર મંડળ દ્વારા થતી ચૂંટણીમાં તે જ કોમનો ઉમેદવાર જ ઊભો રહી શકે અને તે જ કોમનો મતદાર મત આપી શકે. જો તે મુસ્લિમ મતદાર મંડળ હોય તો મતદાર અને ઉમેદવાર બંને મુસ્લિમ હોવો જોઈએ. જો તે ખ્રિસ્તી મતદાર મંડળ હોય તો મતદાર અને ઉમેદવાર બંને ખ્રિસ્તી હોવા જોઈએ. અને આ જ પ્રમાણે અન્ય અલગ મતદાર મંડળોમાં તે ખાસ કોમના મતદારોએ નાંખેલા બહુમતી મતો પરથી ચૂંટણીનું પરિણામ નક્કી કરાય છે.

૫. સામાન્ય મતદારમંડળો તે મતદારમંડળનું સામાન્ય સ્વરૂપ છે. નિશ્ચિત વિસ્તારમાં રહેતી પણ અલગ મતદાર મંડળની બહારની સહુ કોમોના મતદારોનો તેમાં સમાવેશ થાય છે. તેને સામાન્ય મતદારમંડળ એટલા માટે કહેવામાં આવે છે કે તેમાં કોઈ ખાસ કોમ કે ધર્મનો ખ્યાલ રાખવામાં આવતો જ નથી. તે અન્યોનું એટલે કે મુસ્લિમો, ભારતીય ખ્રિસ્તીઓ, યુરોપિઅનો, અને એંગ્લો ઈન્ડિયનો સિવાયની કોમોનું મતદારમંડળ છે.

સામાન્ય મતદારમંડળમાં -

(અ) જેને અલગ મતદારમંડળમાં ચૂંટણીમાં ઊભો રહેવાનો કે મત આપવાનો અધિકાર છે. તેને મતાધિકાર હોતો નથી.

(બ) તેની મતદાર યાદી પર જેનું નામ છે તે મતદારને જ્ઞાતિ, વર્ણ કે કોમના કોઈ પણ ભેદ ભાવ વિના ચૂંટણીમાં ઊભા રહેવાનો કે મત આપવાનો અધિકાર હોય છે.

(ક) પડેલા મતોની સરળ બહુમતીથી આ ચૂંટણીનું પરિણામ નક્કી કરાય છે.

૬. સંયુક્ત મતદારમંડળ તે અલગ મતદાર મંડળ અને સામાન્ય મતદાર મંડળ વચ્ચેનો સમન્વય છે. તેમાં અલગ મતદારમંડળની અને સામાન્ય મતદાર મંડળની કેટલીક લાક્ષણિકતાઓ છે પણ કેટલીક ખાસ બાબતોમાં તે બંનેથી અલગ તરી આવે છે. તેમની સમાન અને અસમાન લાક્ષણિકતાઓ નીચે દર્શાવી છે :

(અ) અલગ મતદારમંડળ અને સંયુક્ત મતદારમંડળની તુલના :

(૧) બંને મતદાર મંડળો એક વિશિષ્ટ કોમની બેઠક મુકરર કરવા માંગે છે અને આ બાબતમાં સંયુક્ત મતદાર મંડળનું અલગ મતદાર મંડળ સાથે સામ્ય છે.

(૨) સંયુક્ત મતદાર મંડળ અલગ મતદાર મંડળથી બે પ્રકારે ભિન્ન પડે છે.

(અ) અલગ મતદાર મંડળમાં જે કોમ માટે બેઠક મુકરર કરવામાં આવી હોય તે જ કોમના મતદારોને ચૂંટણીમાં મત આપવાનો અધિકાર હોય છે. જ્યારે સંયુક્ત મતદાર મંડળમાં કોઈ એક ખાસ કોમ માટે બેઠક મુકરર કરવામાં આવી હોય છતાંય, એટલે કે બીજા શબ્દોમાં કહીએ તો કોઈ એક ખાસ કોમની વ્યક્તિ પૂરતો જ ઉમેદવાર તરીકે ઊભો રહેવાનો અધિકાર સીમિત હોવા છતાંય તે બેઠકની ચૂંટણી માટેનો મતાધિકાર સામાન્ય મતદાર મંડળમાં સમાવિષ્ટ સહુ કોમના મતદારોને હોય છે.

(બ) બંને કિસ્સાઓમાં બહુમતી મતોને આધારે પરિણામ નક્કી થાય છે. પણ અલગ મતદાર મંડળના કિસ્સામાં ઉમેદવાર જે કોમનો હોય તે જ કોમના મતદારોના મતોની બહુમતી હોય છે અને હોવી જોઈએ. જ્યારે સંયુક્ત મતદાર મંડળના કિસ્સામાં ઉમેદવાર જે કોમનો હોય તે કોમના મતદારોની બહુમતી અનિવાર્ય નથી.

(બ) સંયુક્ત મતદારમંડળ અને સામાન્ય મતદારમંડળની તુલના :

(૧) સંયુક્ત મતદારમંડળ અને સામાન્ય મતદારમંડળનું એક બાબતમાં સામ્ય છે અને છે એ કે મતદાર મતદાર મંડળમાં ઊભા રહેલા કોઈ પણ ઉમેદવારને મત આપવા સ્વતંત્ર હોય છે.

(૨) સંયુક્ત મતદારમંડળ સામાન્ય મતદારમંડળથી બે બાબતમાં ભિન્ન તરી આવે છે :

(અ) સામાન્ય મતદારમંડળ એ એક સામાન્ય ઉમેદવારનું મતદાર મંડળ હોઈ શકે જ્યારે સંયુક્ત મતદારમંડળમાં ઓછામાં ઓછા બે ઉમેદવારો આવશ્યક છે - એક સામાન્ય અને બીજો અનામત.

(બ) સામાન્ય મતદારમંડળમાં કોઈ ખાસ કોમ માટે કોઈ એકેય બેઠક અનામત રાખવામાં આવતી નથી. જ્યારે સંયુક્ત મતદાર મંડળમાં ઓછામાં ઓછી એક બેઠક તો અનામત રાખવામાં જ આવે છે.

### ૭. સંયુક્ત મતદાર મંડળની વિશિષ્ટ લાક્ષણિકતાઓ :

અનામત બેઠકો સાથેનું સંયુક્ત મતદારમંડળ આમ તો સામાન્ય મતદારમંડળ છે. પણ તેમાં નીચે પ્રમાણેની કેટલીક વિશિષ્ટ લાક્ષણિકતાઓ છે :

(૧) સામાન્ય મતદારમંડળ એ એક સામાન્ય ઉમેદવારનું મતદારમંડળ હોઈ શકે. પણ સંયુક્ત મતદારમંડળમાં એકથી વધુ ઉમેદવાર હોવો જોઈએ.

(૨) સામાન્ય મતદારમંડળમાં જે બેઠક કે બેઠકો ચૂંટણી દ્વારા પૂરવાની હોય તે સહુ માટે ખુલ્લી હોય છે અને અલગ મતદારમંડળમાં સમાવિષ્ટ નહિ થયેલી સહુ કોમ સ્પર્ધા કરી શકે છે અને ચૂંટણીનું પરિણામ ઉમેદવારની કે મતદારની જ્ઞાતિને લક્ષ્યમાં લીધા વિના ઉમેદવારે મેળવેલા બહુમતી મતો પરથી નક્કી થાય છે. પણ સંયુક્ત મતદારમંડળમાં ઓછામાં ઓછી એક બેઠક તો એક વિશિષ્ટ કોમ માટે મુકરર કરવામાં આવી હોય છે.તેનો અર્થ એ કે આ અનામત બેઠક પર ઉમેદવાર તરીકે ઊભા રહેવાનો અધિકાર તે કોમની વ્યક્તિ પૂરતો જ સીમિત હોય છે.

(૩) સંયુક્ત મતદાર મંડળમાં ઉમેદવાર તરીકે ઊભા રહેવાનો અધિકાર સીમિત છે પણ મતાધિકાર સીમિત નથી અને સામાન્ય મતદાર મંડળના સઘળા

મતદારો એટલે કે જે કોમ માટે બેઠક અનામત રખાઈ છે તે કોમ સિવાયની અન્ય કોમના મતદારો પણ અનામત બેઠક પરના ઉમેદવારની ચૂંટણી માટે મત આપવા સ્વતંત્ર છે.

(૪) અનામત બેઠકનું પરિણામ જાહેર કરતી વખતે તે અનિવાર્ય નથી કે સફળ ઉમેદવારે તે કોમના મતદારોના મત ચોક્કસ સંખ્યામાં પ્રાપ્ત કર્યા જ હોવા જોઈએ. નિયમ તો એવો છે કે જે કોમના ઉમેદવાર માટે બેઠક અનામત રખાઈ હોય તે જો એક હોય તો તેને અથવા જો તે એકથી વધુ હોય તો જે ઉમેદવારને વધુમાં વધુ મતો મળે તેને ચૂંટાયેલો જાહેર કરવો, ભલે પછી સામાન્ય કોમના ઉમેદવારે તે કોમના ઉમેદવાર કરતાં વધુ મતો મેળવ્યા હોય.

હિંદમાં આવી ચૂંટણી પ્રથા પ્રવર્તમાન છે. અસ્પૃશ્યોને જે પ્રથા લાગુ પડે છે તે પ્રથા અનામત બેઠકો સાથેની સંયુક્ત મતદારમંડળની, ઉપર ક્રમાંક ૭માં વર્ણવેલી પ્રથા છે. અસ્પૃશ્યો માટે અનામત બેઠકોની સંખ્યા નક્કી કરવામાં આવી પ્રથા અપનાવાય છે.- સામાન્ય મતદારમંડળોની આવશ્યક સંખ્યા અલગ તારવવી. અને તેને બહુસંખ્ય મતદારમંડળોમાં ફેરવવી અને આવા મતદાર મંડળોમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે એક કે બે બેઠક અનામત રાખવી. અલગ અલગ પ્રાંતોમાં આવાં સંયુક્ત મતદારમંડળોની સંખ્યા અલગ અલગ છે. તેમની સાચી સંખ્યા પ્રાંતીય ધારાસભામાં અનુસૂચિત જ્ઞાતિઓને ફાળવેલી બેઠકો અને પ્રત્યેક સંયુક્ત મતદારમંડળમાં તેમને માટે અનામત રાખેલી બેઠકો પરથી નક્કી થાય છે. આ યોજનાની કેટલીક વિલક્ષણતાઓ પ્રત્યે પણ ધ્યાન ખેંચવું રહ્યું કારણ કે પરિણામોની દ્રષ્ટિએ એ નિર્ણાયક ભાગ ભજવે છે.

સંયુક્ત મતદારમંડળ તે સામાન્ય મતદારમંડળ છે. પણ તેને કારણે તેમ ધારી લેવાની જરૂર નથી કે તે સર્વ કોમના મતદારોનો સમાવેશ કરતું મતદારમંડળ છે. અગાઉ દર્શાવ્યું છે તેમ મુસ્લિમો, ભારતીય ખ્રિસ્તીઓ, એંગ્લો ઈન્ડિયનો, યુરોપિયનોને અલગ મતદાર મંડળો અપાયાં છે અને પરિણામે મુસ્લિમ, ભારતીય ખ્રિસ્તીઓ, એંગ્લો ઈન્ડિયનો અને યુરોપિયન મતદારોને સંયુક્ત મતદાર મંડળમાંથી બાકાત રાખવામાં આવ્યાં છે. પરિણામે, સંયુક્ત મતદાર મંડળ તે એવું મતદાર મંડળ છે જેમાં માત્ર અનસૂચિત જ્ઞાતિના, હિંદુ, પારસી અને

યહૂદી કોમના મતદારોનો સમાવેશ થાય છે. મુંબાઈ સિવાય પારસીઓ તથા યહૂદીઓની સંખ્યા નગણ્ય હોવાથી સંયુક્ત મતદાર મંડળોમાં માત્ર હિંદુઓ તથા અનુસૂચિત જ્ઞાતિઓનો જ સમાવેશ થાય છે.

જો કે અસ્પૃશ્યો માટે અનામત બેઠક રાખતું સામાન્ય મતદાર મંડળ બે ઉમેદવારોના મતદાન મથક કરતાં મોટું પણ હોય અને એક સામાન્ય મતદાર મંડળમાં અસ્પૃશ્યો માટે એકથી વધુ બેઠકો સામાન્ય મતદાર મંડળમાં હોય છતાંય બધા જ પ્રાંતોમાં બે ઉમેદવારોનું મતદાર મંડળ પસંદ કરવાની અને એક બેઠક હિંદુઓ માટે તથા એક બેઠક અનુસૂચિત જાતિઓ માટે અનામત રાખવાની સામાન્ય યોજના પ્રવર્તે છે. માત્ર બંગાળમાં એવાં ત્રણ મતદાર મંડળો છે. જયાં અનુસૂચિત જાતિઓ માટે બે બેઠકો અનામત રખાઈ છે. આમ, સંયુક્ત મતદાર મંડળ તે કડીરૂપ મતદાર મંડળ છે. સંયુક્ત મતદાર મંડળની બે લાક્ષણિકતાઓ નોંધવી જોઈએ. (૧) સંયુક્ત મતદાર મંડળમાં હિંદુ મતદારો પ્રચંડ બહુમતીમાં ન હોય તોય હંમેશા બહુમતીમાં જ હોય છે અને અનુસૂચિત જાતિના મતદારો નગણ્ય લઘુમતીમાં ન હોય તોય લગભગ લઘુમતીમાં જ હોય છે (૨) અનુસૂચિત જાતિઓ માટે અનામત રખાયેલી બેઠક માટેના અનુસૂચિત જાતિના ઉમેદવારને હિંદુ મતદાર મત આપી શકે છે અને હિંદુઓની બેઠક માટે ઊભા રહેલા હિંદુ ઉમેદવારને અનુસૂચિત જ્ઞાતિનો મતદાર મત આપી શકે છે.

આ પ્રથા નીચે કઈ કઈ શકયતાઓ છે ? શું અનુસૂચિત જ્ઞાતિઓ પોતાનો વિશ્વાસ ધરાવતા અનુસૂચિત જ્ઞાતિના ઉમેદવારને, તેમને માટે અનામત રખાયેલી બેઠક પર ચૂંટી શકશે કે પછી હિંદુઓ અનુસૂચિત જ્ઞાતિના ઉમેદવારને જે ઉમેદવાર તેમનું પ્યાદું હોય અને અનુસૂચિત જ્ઞાતિઓનો વિશ્વાસ ન ધરાવતો હોય તેવા ઉમેદવારને ચૂંટશે ? બે બાબતોની વિચારણા પર જ આવી શકયતાઓ નક્કી કરી શકાશે. (૧) હિંદુઓ માટે અનામત રખાયેલી બેઠકોની સંખ્યાથી અને (૨) હિન્દુઓની રાજકીય સંસ્થાઓના સ્વરૂપથી. જો હિંદુઓ માટે એક જ બેઠક અનામત રખાઈ હોય અને તેમની બેઠક પરની સ્પર્ધા અટકાવવા તથા તેમના મતોનું વિભાજન થતું અટકાવવા જેટલા હિંદુઓ સંગઠિત હોય તો નિશ્ચિત છે કે અનુસૂચિત જ્ઞાતિનો, હિંદુઓએ નિયુક્ત કરેલો જ ઉમેદવાર જીતશે.

આનું કારણ એ છે કે હિંદુઓ પાસે મતોનું બળ વિશાળ હોવાથી અને પોતાની બેઠક માટે તેની અનિવાર્યતા ન હોવાથી તેમની પાસે વધારાના મતો હોવાના જ. આ વધારાના મતો તે અનુસૂચિત જ્ઞાતિના પોતાના ઉમેદવારને આપી તેને જીતાડવામાં સહાય કરવાના. સંયુક્ત મતદાર મંડળ અને અનામત બેઠકોની જે પ્રથા અમલમાં છે તે બે ઉમેદવારોના મતદાર મંડળની પ્રથા છે. કોંગ્રેસની નિશ્રામાં હિંદુઓ એટલા તો સંપૂર્ણ સંગઠિત છે કે મતદાન સ્પર્ધા અને પરિણામે નકામા નીવડતા મતોની શક્યતા જ નથી. પરિણામે આ પ્રથા અનામત બેઠકો જીતવામાં તથા અનુસૂચિત જ્ઞાતિઓ વિરુદ્ધ કામ કરવામાં હિંદુઓને સહાય કરે છે. વળી, સંયુક્ત મતદાર મંડળમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રખાયેલી બેઠકોમાં, ઉમેદવારને જીતવા માટે જેને માટે તે અનામત રખાઈ છે તે અનુસૂચિત જ્ઞાતિઓના મતદારોની બહુમતી હોવી જોઈએ તેવી અનિવાર્યતા નથી અને આ સ્થિતિનો લાભ પણ હિંદુઓને ઝાઝો મળે છે.

સંયુક્ત મતદાર મંડળની પ્રથાની આ મર્યાદાઓનો લાભ કોંગ્રેસે ૧૯૩૭ની ચૂંટણીમાં કેવી રીતે લીધો તેની ચર્ચા પછી કરીશું. અત્યારે તો હું અનુસૂચિત જ્ઞાતિઓને પ્રતિનિધિત્વ આપવા માટે રચાયેલ ચૂંટણી પ્રથા અને તેની કેટલીક ટીકાપાત્ર લાક્ષણિકતાઓ પ્રત્યે જ ધ્યાન ખેંચવા માગું છું.

## ૩

હવે આપણે ચૂંટણીના પરિણામો તપાસીએ. માત્ર એક સરળ પ્રશ્ન પૂછવાથી જ કદાચ સાચો પ્રારંભ થશે : ૧૯૩૭ની ચૂંટણીના પરિણામો દર્શાવે છે કે અસ્પૃશ્યો કોંગ્રેસની સાથે છે તેવું કોંગ્રેસીઓ જ્યારે કહ્યા કરે છે ત્યારે તેઓ શું કહેવા માગે છે ? આની સ્પષ્ટતા અનિવાર્ય છે. કારણ કે દેખીતી રીતે જ આ પ્રશ્નના બે અર્થો થાય. તેનો એક અર્થ એ પણ થાય કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પર કોંગ્રેસની ટિકિટ પર ઊભા રહેલા ઉમેદવારો કોંગ્રેસની ટિકિટ પર નહીં ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારો સામે જીત્યા હતા. તેનો એવો પણ અર્થ થાય કે અન્ય અસ્પૃશ્ય ઉમેદવારો કરતાં કોંગ્રેસની ટિકિટ પર ઊભા રહેલા ઉમેદવારોની તરફેણમાં અસ્પૃશ્યોએ વધુ મતો આપ્યા હતા. હું આ બંને દૃષ્ટિકોણથી આ પરિણામોને તપાસવા માગું છું.

જીતેલી બેઠકોના સંદર્ભમાં ચૂંટણીનાં પરિણામો દર્શાવાઈ ગયાં છે. તે આંકડાઓનું પુનરાવર્તન કરવાની કોઈ અનિવાર્યતા નથી. એવું બતાવાઈ ગયું છે કે ૧૫૧ બેઠકોમાંથી કોંગ્રેસ ૭૮ બેઠકો જીતી હતી. કોંગ્રેસ અને અસ્પૃશ્યો વચ્ચેની આ સ્પર્ધાનું પરિણામ કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તેવા કૉંગ્રેસના દાવાને સમર્થન આપે છે તેવું કોઈ નહિ કહી શકે. જો કોંગ્રેસે ૭૮ બેઠકો મેળવી હતી તો અસ્પૃશ્યોએ ૭૩ મેળવી હતી, તે ગળાકાપ સ્પર્ધા હતી.

કોંગ્રેસના ટેકાથી ઊભા રહેલા અસ્પૃશ્ય ઉમેદવારની તરફેણમાં નંખાયેલા મતોના સંદર્ભમાં અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરવાના કોંગ્રેસના દાવાને તપાસીએ. ૧૯૩૭ની ચૂંટણીમાં અસ્પૃશ્ય મતદારોએ આપેલા કુલ મતોની સંખ્યા ૧,૫૮૬,૪૫૬ હતી.

નીચેનો કોઠો દર્શાવે છે કે તે મતો વહેંચાઈ ગયા હતા. કેટલા મતો કોંગ્રેસના ટેકાથી ઊભા રહેલા અસ્પૃશ્ય ઉમેદવારોને મળ્યા અને કેટલા બિનકૉંગ્રેસી અસ્પૃશ્ય ઉમેદવારોને મળ્યા તે તેમાં દર્શાવાયું છે :

**કોઠો ૧૦**

| પ્રાંતો | અસ્પૃશ્ય મતદાતાઓ દ્વારા થયેલું મતદાન | | |
|---|---|---|---|
| | કોંગ્રેસના પક્ષમાં | કોંગ્રેસ વિરુદ્ધમાં | ચૂંટણીમાં અસ્પૃશ્યોએ કરેલા મતદાનની કુલ સંખ્યા |
| સંયુક્ત પ્રાંત | ૫૨,૬૦૯ | ૭૯,૫૭૧ | ૧૩૨,૧૮૦ |
| મદ્રાસ | ૧૨૬,૧૫૨ | ૧૯૫,૪૬૪ | ૩૨૧,૬૧૬ |
| બંગાળ | ૫૯,૬૪૬ | ૬૨૪,૭૯૭ | ૬૮૪,૪૪૩ |
| મધ્ય પ્રાંત | ૧૯,૫૦૭ | ૧૧૫,૩૫૪ | ૧૩૪,૮૬૧ |
| મુંબાઈ | ૧૨,૯૭૧ | ૧૫૮,૦૭૬ | ૧૭૧,૦૪૭ |
| બિહાર | ૮,૬૫૪ | ૨૨,૧૮૭ | ૩૦,૮૪૧ |
| પંજાબ | શૂન્ય | ૬૯,૧૨૬ | ૬૯,૧૨૬ |
| આસામ | ૫,૩૨૦ | ૨૨,૪૩૭ | ૨૭,૭૫૭ |
| ઓરિસ્સા | ૫,૮૭૮ | ૮,૭૦૭ | ૧૪,૫૮૫ |
| કુલ | ૨૯૦,૭૩૭ | ૧,૨૯૫,૭૧૯ | ૧,૫૮૬,૪૫૬ |

તે તો સુપેરે જાણીતું છે કે પક્ષે જીતેલી બેઠકોની સંખ્યા પક્ષની તરફેણમાં

નંખાયેલા મતોની સંખ્યાના પ્રમાણમાં હંમેશાં હોતી જ નથી. ઘણીયે વાર લઘુમતી મતોથી પણ પક્ષ બહુમતી બેઠકો જીતી જાય છે, હિંદમાં પ્રવર્તમાન એવી એક જ ઉમેદવારના મતદારમંડળની પ્રથામાં આમ ઘણીવાર બનતું જ હોય છે. પક્ષનું સાચું બળ તો તેણે પ્રાપ્ત કરેલા મતોની સંખ્યાને આધારે જ મપાય. આ માપદંડે માપીએ તો તે સ્પષ્ટ છે કે કુલ ૧,૫૮૬,૪૫૬ મતોમાંથી માત્ર ૨૯૦,૭૩૭ એટલે કે માત્ર અઢાર ટકા જ મતો કોંગ્રેસની તરફેણમાં પડયા હતા. બ્યાસી ટકા મતો કોંગ્રસની વિરુદ્ધમાં પડયા હતા. અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરવાના કોંગ્રેસના દાવા વિરુદ્ધ આનાથી વિશેષ નિર્ણયાત્મક કોઈ અન્ય પુરાવો હોઈ શકે ? કોંગ્રેસીઓ મતસંખ્યા બળને માપદંડ તરીકે નહિ સ્વીકારે. કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તેવો કોંગ્રેસનો દાવો જીતેલી બેઠંકોના આધારે ચાલુ રાખશે, કોઈ ડાહ્યો માણસ ૧૫૧માંથી ૭૮ બેઠકોને અથવા તો પાંચ બેઠકોની બહુમતીને બૂંગિયા ફૂંકવા જેવો વિજય નહિ માને. હકીકતમાં તો, બેઠકોને આધારે પણ કોંગ્રેસનો દાવો વંધ્ય છે, કારણ કે ચૂંટણી પરિણામોનું વિશેષ પૃથક્કરણ તો એમ દર્શાવે છે કે અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકોમાંથી બહુમતી બેઠકો જીતવાને બદલે કોંગ્રેસે માત્ર લઘુમતી બેઠકો જીતી હતી.

જો કોંગ્રેસનું જમા પાસું બનાવટી નહિ પણ સાચું હોય તો કોંગ્રેસે જીતેલી ૭૮ બેઠકોમાંથી નીચે પ્રમાણે બાદબાકી કરવી જોઈએ :

(૧) જો માત્ર અસ્પૃશ્યોના જ મતોથી જ તેનો નિર્ણય લેવાનો હોત તો કોંગ્રેસે તે ગુમાવી હોત એવી પણ હિંદુ મતદાતાઓની સહાયથી કોંગ્રેસે જીતેલી બેઠકો,

(૨) કોંગ્રેસની ટિકિટ પર ઊભા રહેતા એક જ અસ્પૃશ્ય ઉમેદવાર સામે અનેક બિન કોંગ્રેસી અસ્પૃશ્ય ઉમેદવારો ઊભા રહેતા, અસ્પૃશ્યોના મતોના વિભાજનને કારણે અને નહિ કે સંપૂર્ણ બહુમતીને કારણે કોંગ્રેસે જીતેલી બેઠકો.

(૩) જો અસ્પૃશ્યોએ તેમને માટે અનામત રખાયેલી બેઠકોની ચૂંટણી માટે જ પોતાના મતોનો ઉપયોગ કર્યો હોત અને સામાન્ય અથવા તો બિનઅનામત

બેઠકો પરની ચૂંટણી લડતા ઉમેદવારોને તે મતો ન આપ્યા હોત તો જે બેઠકો જીતવાનું અસ્પૃશ્યોના હાથમાં જ હતું તે બેઠકો.

કોઈ પણ વિવેકી વ્યક્તિ આવી બાદબાકીનો વિરોધ કરે તેમ હું માનતો નથી. જે વ્યક્તિની બહુમતી અસ્પૃશ્યો સિવાયની વ્યક્તિઓના મતોને કારણે છે તેને પોતે અસ્પૃશ્યોનો પ્રતિનિધિ છે તેવો દાવો કરવાનો અધિકાર નથી અને તે માત્ર અસ્પૃશ્ય હોવાથી અને કોંગ્રેસની ટિકિટ પર ઊભો રહેલો હોવાથી તેના દ્વારા અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનો દાવો કોંગ્રેસ પણ ન કરી શકે, એક અસ્પૃશ્ય ઉમેદવાર જેની બહુમતી તેના વિરોધીઓની છાવણીમાં પડેલી તડનું પરિણામ છે અને જો તે તડ ન પડી હોત તો તે હાર્યો જ હોત તે ઉમેદવારને અસ્પૃશ્યોના સાચા પ્રતિનિધિ તરીકે સ્વીકારી ન શકાય અને તે માત્ર અસ્પૃશ્ય હોવાથી અને કોંગ્રેસની ટિકિટ પર ઊભો રહેલો હોવાથી અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનો દાવો કોંગ્રેસ પણ ન કરી શકે. મતદારોના મોટાભાગની બહુમતીએ જેમાં પોતાના મતો આપ્યા નથી તેવી અસ્પૃશ્યો માટેની અનામત બેઠકની ચૂંટણીમાં વિજયી બનતો ઉમેદવાર, તે માત્ર અસ્પૃશ્યો માટેની બેઠક હોવાને કારણે જ મતદારોનો પ્રતિનિધિ બની શકતો નથી. અસ્પૃશ્યો માટેની બેઠક પર વિજયી બનેલા આવા અસ્પૃશ્ય ઉમેદવારોની બાદબાકી પણ કોંગ્રેસે જીતેલી કુલ બેઠકોમાંથી કરવી જોઈએ. કેવળ અસ્પૃશ્ય મતદારોના જ મતોથી તેણે જે બેઠકો જીતી છે તેટલી જ માત્ર અસ્પૃશ્યોની બેઠકો જીતવાનો દાવો કોંગ્રેસ કરી શકે. બાકીની બધી જ બેઠકો બાદ કરવાની. નીચેના કોઠામાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રખાયેલી અને કોંગ્રેસે જીતેલી બેઠકોનું વિભાજન તથા તેની સફળતા માટેની જવાબદાર પરિસ્થિતિ દર્શાવાઈ છે.

## કોઠો ૧૧
## કોંગ્રેસે મેળવેલી બેઠકો જીતવામાં તેને સહાય કરતી પરિસ્થિતિઓનું પૃથક્કરણ

| પ્રાંતો | કોંગ્રેસે જીતેલી બેઠકોની સંખ્યા | | | | |
|---|---|---|---|---|---|
| | હિંદુ મતોની સહાયથી | હિંદુ મતોની સહાય વિના | અનુસૂચિત જ્ઞાતિના મતોમાં પડેલી તડને કારણે | અનુસૂચિત જ્ઞાતિ માટેની બેઠકોની ચૂંટણીમાં અનુસૂચિત જ્ઞાતિની ઉદાસીનતા | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| સંયુક્ત પ્રાંત | ૩ | ૬ | ૩ | ૪ | ૧૬ |
| મદ્રાસ | ૫ | ૧૫ | ૪ | ૨ | ૨૬ |
| બંગાળ | -- | ૪ | -- | ૨ | ૬ |
| મધ્ય પ્રાંત | ૧ | ૫ | -- | ૧ | ૭ |
| મુંબાઈ | ૧ | ૧ | ૧ | ૧ | ૪ |
| બિહાર | ૧ | ૩ | -- | ૭ | ૧૧ |
| પંજાબ | -- | -- | -- | -- | -- |
| આસામ | ૧ | ૨ | -- | ૧ | ૪ |
| ઓરિસ્સા | ૧ | ૨ | -- | ૧ | ૪ |
| કુલ | ૧૩ | ૩૮ | ૮ | ૧૯ | ૭૮ |

ચૂંટણી પરિણામોના અભ્યાસે પ્રગટ કરેલી આ હકીકતો છે, આ વિવાદાસ્પદ નથી અને તેનો સ્વીકાર કરવો જ જોઈએ. મતદાનના માપદંડે માપતાં અસ્પૃશ્યોના પ્રતિનિધિ હોવાનું તો કોંગ્રેસ માટે દૂર રહ્યું પણ અસ્પૃશ્યોએ તેને જાકારો આપ્યાનું પુરવાર થાય છે. બેઠકોના માપદંડે માપતાં કોંગ્રેસે કુલ ૧૫૧ બેઠકોમાંથી માત્ર ૩૮ બેઠકો જ જીતી છે. ઉપરના આંકડાઓ તો દર્શાવે છે કે ૭૬ બેઠકો પર તેણે જીત ન મેળવી, ૧૩ હિંદુમતોની સહાયે તે જીતી, ૮ બેઠકો કોંગ્રેસના અસ્પૃશ્ય ઉમેદવાર સામે અનેક અસ્પૃશ્ય ઉમેદવારો ઊભા રહેતાં તે તેમનામાં પડેલી તડને કારણે તે જીતી અને ૧૯ બેઠકો, પોતાને માટે અનામત રખાયેલી બેઠકોની ચૂંટણીમાં પૂરતો રસ ન લેવાની અસ્પૃશ્યોની મૂર્ખાઈને કારણે તે જીતી.

નીચેનો કોઠો આવી ઘટનાઓ જ્યાં બની તે ચોક્કસ મતદાર મંડળોનો

નિર્દેશ કરે છે. તેને ત્રણ શીર્ષકોમાં વહેંચ્યા છે અને પ્રાંત પ્રમાણે બતાવ્યા છે. પરિશિષ્ટમાં બતાવ્યા પ્રમાણે તેમના અનુક્રમથી નિર્દેશાયા છે.

## કોઠો ૧૨[1]

| પ્રાંતો | અનુસૂચિત જ્ઞાતિઓના મતદાર મંડળોનું પૃથક્કરણ | | |
|---|---|---|---|
| | હિંદુમતોની સહાયથી જે મતદાર મંડળોમાં કોંગ્રેસ વિજયી બની તેનો ક્રમાંક | અનુસૂચિત જ્ઞાતિઓના મતોના વિભાજનને કારણે જે મતદાર મંડળોમાં કોંગ્રેસ વિજયી બની તેનો ક્રમાંક | અનુસૂચિત જ્ઞાતિઓની ઉદાસીનતાને કારણે કોંગ્રેસ જે મતદાર મંડળોમાં વિજયી બની તેનો ક્રમાંક |
| સંયુક્ત પ્રાંત | ૧,૩ અને ૪ | ૮,૯ અને ૧૦ | ૧૧,૧૩,૧૪ અને ૧૮ |
| મદ્રાસ | ૧,૨૨,૨૩,૨૪ અને ૨૫ | ૮,૧૨,૧૫ અને ૧૭ | ૪ અને ૨૧ |
| બંગાળ | શૂન્ય | શૂન્ય | ૬ અને ૭ |
| મધ્ય પ્રાંત | ૬ | શૂન્ય | ૧૫ |
| મુંબાઈ | ૧ | ૧૪ | ૩ |
| બિહાર | ૧૧ | શૂન્ય | ૨,૬,૭,૮,૯,૧૦ અને ૧૩ |
| પંજાબ | શૂન્ય | શૂન્ય | શૂન્ય |
| આસામ | ૧ | શૂન્ય | ૪ |
| ઓરિસ્સા | ૬ | શૂન્ય | ૨ |

આમ, કોંગ્રેસ અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરે છે તે દાવો પ્રારંભથી તે અંત સુધી જૂઠો છે. તે એક ઊભી કરેલી કલ્પના છે જે ચૂંટણી પરિણામોના પ્રકાશમાં ઉઘાડી પડી જાય છે.

આ ચૂંટણી પરિણામો અન્ય રસપ્રદ હકીકતો પ્રગટ કરે છે જે નીચેના બે કોઠામાં દર્શાવાઈ છે :

## કોઠો ૧૩
## અનુસૂચિત જ્ઞાતિઓની બેઠકોની ચૂંટણી

| પ્રાંતો | જે બેઠકોની સ્પર્ધા થઈ | બિનહરીફ | કુલ |
|---|---|---|---|
| સંયુક્ત પ્રાંત | ૧૫ | ૫ | ૨૦ |

૧ વિગતો માટે જૂઓ પરિશિષ્ટ ૧૪, વિગતવાર

| | | | |
|---|---|---|---|
| મદ્રાસ | ૨૬ | ૪ | ૩૦ |
| બંગાળ | ૨૮ | ૨ | ૩૦ |
| મધ્ય પ્રાંત | ૧૯ | ૧ | ૨૦ |
| મુંબાઈ | ૧૪ | ૧ | ૧૫ |
| બિહાર | ૬ | ૯ | ૧૫ |
| પંજાબ | ૬ | ૨ | ૮ |
| આસામ | ૬ | ૧ | ૭ |
| ઓરીસ્સા | ૪ | ૨ | ૬ |
| કુલ | ૧૨૪ | ૨૭ | ૧૫૧ |

## કોઠો ૧૪
## કોંગ્રેસે જીતેલી અનુસૂચિત જ્ઞાતિની બેઠકો

| પ્રાંતો | જે બેઠકોની સ્પર્ધા થઈ | બિનહરીફ | કુલ |
|---|---|---|---|
| સંયુક્ત | ૧૪ | ૨ | ૧૬ |
| મદ્રાસ | ૨૪ | ૨ | ૨૬ |
| બંગાળ | ૬ | શૂન્ય | ૬ |
| મધ્ય પ્રાંત | ૬ | ૧ | ૭ |
| મુંબાઈ | ૩ | ૧ | ૪ |
| બિહાર | ૪ | ૭ | ૧૧ |
| પંજાબ | શૂન્ય | શૂન્ય | શૂન્ય |
| આસામ | ૩ | ૧ | ૪ |
| ઓરિસ્સા | ૪ | શૂન્ય | ૪ |
| કુલ | ૬૪ | ૧૪ | ૭૮ |

તેમને માટે અનામત રખાયેલી બેઠકોની ચૂંટણીમાં અસ્પૃશ્યોએ કેવો તીવ્ર રસ લીધો તેનું દર્શન કોઠા ૧૩ પરથી થાય છે. કુલ ૧૫૧ બેઠકોમાંથી ૧૨૧ બેઠકો જેટલી બેઠકો પર સ્પર્ધા થઈ હતી. અસ્પૃશ્યો પાસે રાજકીય કેળવણી નથી કે તેમનામાં રાજકીય જાગૃતિ નથી એટલે તેમને રાજકીય અધિકારો આપવાનો કોઈ અર્થ નથી એવો આક્ષેપ જે વારંવાર થયા કરે છે તેને તે ગેરવાજબી ઠેરવે છે. કોઠો ૧૪ દર્શાવે છે કે કોંગ્રેસને તેમની મિત્ર અને સાથી ગણવાનું તો દૂર રહ્યું પણ અસ્પૃશ્યો તેને પહેલા નંબરની રાજકીય દુશ્મન માને

છે. અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પરની ચૂંટણીમાં તેમણે કોંગ્રેસનો પ્રવેશ ભાગ્યે જ પડકાર વિના થવા દીધો છે. અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પર જ્યાં કોંગ્રેસે પોતાની ટિકિટ પર અસ્પૃશ્ય ઉમેદવાર મૂક્યો છે ત્યાં અસ્પૃશ્યોએ કાયરતાપૂર્વક તે બેઠક કોંગ્રેસને શરણે નથી ધરી પણ બિનકોંગ્રેસી ટિકિટ પર પોતાના ઉમેદવાર ઊભા રાખીને તે ચૂંટણી લડવા આગળ આવ્યા છે. કોંગ્રેસે અસ્પૃશ્ય જ્ઞાતિની અનામત ૭૮ બેઠકો માટે મૂકેલા ઉમેદવારો સામે [illegible]૪ બેઠકો પર તો સ્પર્ધા થઈ હતી.

**કોઠો-૧૫**

| પ્રાન્તો | પ્રત્યેક ૧૦૦ સામાન્ય એટલે કે હિંદુ મત દારોના પ્રમાણમાં અનુસૂચિત જ્ઞાતિના મતદારોના પ્રમાણ પ્રમામે વર્ગીકૃત કરેલા મતદાર મંડળની સંખ્યા | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૦ અને તેથી નીચા | ૧૧ થી ૧૫ | ૧૬ થી ૨૦ | ૨૧ થી ૨૫ | ૨૬ થી ૩૦ | ૩૧ થી ૩૫ | ૩૬ થી ૪૦ | ૪૧ થી ૪૫ | ૪૬ થી ૫૦ | ૫૦ થી ઉપર | કુલ | ટીકા |
| સંયુક્ત પ્રાંત | શૂન્ય | ૭ | ૩ | ૬ | ૨ | ૧ | શૂન્ય | ૧ | શૂન્ય | શૂન્ય | ૨૦ | |
| મદ્રાસ | શૂન્ય | ૫ | ૬ | ૧૦ | ૩ | ૩ | ૧ | ૧ | ૧ | શૂન્ય | ૩૦ | |
| બંગાળ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૩ | ૧ | ૩ | ૧ | ૩ | શૂન્ય | ૧૪ | ૨૫* | |
| મધ્ય પ્રાંત | ૫ | ૫ | ૧ | ૨ | ૧ | શૂન્ય | ૧ | ૧ | ૧ | ૩ | ૨૦ | |
| બિહાર | ૪ | ૫ | ૨ | ૨ | ૨ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૧૫ | |
| પંજાબ | ૧ | ૧ | શૂન્ય | ૧ | ૨ | શૂન્ય | શૂન્ય | ૧ | શૂન્ય | ૨ | ૮ | |
| ઓરિસ્સા | ૨ | શૂન્ય | શૂન્ય | ૨ | શૂન્ય | ૨ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૬ | |
| આસામ | ૩ | ૧ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૧ | શૂન્ય | ૨ | ૭ | |
| મુંબાઈ | ૫ | ૩ | ૬ | ૧ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | ૧૫ | |
| કુલ | ૨૦ | ૩૭ | ૧૮ | ૨૭ | ૧૧ | ૯ | ૩ | ૮ | ૨ | ૨૧ | ૧૪૬ | |

* પાંચ મતદાર મંડળોમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે બબ્બે બેઠકો અનામત રાખવામાં આવી છે. એટલે બંગાળમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રખાયેલી ૩૦ બેઠકોનો સરવાળો થઈ જાય છે.

૪

એમ કહેવું કે ૧૯૩૭ની ચૂંટણીમાં એવું પુરવાર ન થયું કે ચૂંટણી સ્પર્ધામાં કોંગ્રેસ અસ્પૃશ્યો પર વિજયી નીવડી હતી તો તે અલ્પોકિત છે. સાચા અર્થમાં તો અસ્પૃશ્યોએ કોંગ્રેસ પર વિજય મેળવ્યો હતો. જો ઘણા આ કબૂલવા તૈયાર ન થાય તો તેમ કરવા માટેની અનિચ્છાનું કારણ કોંગ્રેસની સ્પર્ધા કરવા માટે અસ્પૃશ્યોને કેટલી મુશ્કેલીઓ સહન કરવી પડી હતી તે વિશેનું તેમનું અજ્ઞાન છે. આ મુશ્કેલીઓ અતિ વાસ્તવિક તથા અતિ મહાન હતી. પોતે કોંગ્રેસથી સ્વતંત્ર છે અને કોંગ્રેસ તેમનું પ્રતિનિધિત્વ કરતી નથી તે પુરવાર કરવા અસ્પૃશ્યો કેટલી હિંમત અને કેટલી ચીવટથી ચૂંટણી લડયા હતા તેની લોકોને જાણ થાય તે માટે તેની વિગતો આપવી યોગ્ય છે.

આ મુશ્કેલીઓના બે વિભાગ પાડી શકાય છે (૧) વ્યવસ્થાતંત્ર સંબંધી અને (૨) ચૂંટણી સંબંધી.

પ્રથમ વિભાગમાં બેનો વિશિષ્ટ ઉલ્લેખ કરી શકાય :

કોંગ્રેસ પાસે જે સાધન સામગ્રીની સજજતા હતી અને અસ્પૃશ્યો પાસે જે હતી તેમાં તુલનાત્મક ભેદ હતો. કોંગ્રેસ તે આર્થિક રીતે સમૃદ્ધ રાજકીય પક્ષ હતો તેને વિષે બે મત જ નહીં ! ૧૯૩૭ની ચૂંટણીમાં કોંગ્રેસે કેટલાં નાણાં ખર્ચ્યાં તેનો કોઈ અંદાજ હજી સુધી આવી શક્યો નથી. જો તેની તપાસ થાય તો જણાશે કે તેણે જાહેરાત પાછળ, વાહન વ્યવહાર પાછળ, તેની ટિકિટ પર ઊભા રહેલા ઉમેદવારોના પ્રચાર પાછળ ગંજાવર રકમ ખર્ચી હતી, કોંગ્રેસની ટિકિટ પર ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારોને ચરણે તેણે પોતાની સઘળી સાધનસજજતા મૂકી દીધી હતી. કોંગ્રેસ વિરુદ્ધ ઊભેલા અસ્પૃશ્ય ઉમેદવારો માટે તો આવી સાધન સજજતાનો દસમો ભાગ પણ સુલભ નહોતો. કેટલાકને તો પોતાની અનામત આપવાય ઉછીના પૈસા લેવા પડયા હતા. જાહેરાત, પ્રચાર કે વાહન વ્યવહાર વિના તે ચૂંટણી લડયા.

બીજું કોંગ્રેસ પાસે પક્ષનું વ્યવસ્થાતંત્ર હતું અને અસ્પૃશ્યો પાસે તેમાંનું કશું જ નહોતું. બધા જ જાણે છે કે પક્ષનું વ્યવસ્થાતંત્ર તે જ કોંગ્રેસનું સાચું

બળ હતું. પક્ષનું આવું વ્યવસ્થાતંત્ર ગોઠવવાનો યશ શ્રી ગાંધીને આપવો જોઈએ. તે છેલ્લાં વીસ વર્ષોથી અસ્તિત્વમાં હતું અને પોતાની સાધનસજ્જતા સાથે તેને ઊંજીને સંપૂર્ણ વ્યવસ્થિત રાખ્યું હતું. હંમેશા જરૂર પડે ત્યારે ચાંપ દાબીને તેને ગતિશીલ બનાવી શકાય તેવું તે તૈયાર હતું. તે દેશના પ્રત્યેક ગામ તથા પ્રત્યેક કસબાને આવરી લેતું વિશાળ તંત્ર હતું. એકે એવો વિસ્તાર નહોતો કે જ્યાં આ તંત્રને કાર્યાન્વિત કરવા કોંગ્રેસનો કોઈ આડતિયો ન હોય. જે અસ્પૃશ્યો કોંગ્રેસની ટિકિટ પર ઊભા હતા તેમનું ચૂંટણી કાર્ય પક્ષનું આ વ્યવસ્થાતંત્ર કરતું. જે અસ્પૃશ્યો કોંગ્રેસ વિરુદ્ધ ઊભા રહ્યા હતા તેમને સહાય કરવા આવું કોઈ પક્ષીય વ્યવસ્થાતંત્ર નહોતું. હિંદના રાજકારણમાં અલગ પ્રતિનિધિત્વની યોજના સૌ પ્રથમ ૧૯૦૯માં અમલમાં મુકાઈ. જોકે, તેનો લાભ માત્ર એક જ કોમને - મુસ્લિમોને મળ્યો. ૧૯૨૦માં બંધારણની પુનર્રચના થઈ. સુધારેલા બંધારણમાં આ લાભ બિન-બ્રાહ્મણો સુધી વિસ્તારાયો. અસ્પૃશ્યો ફરી તેનાથી બાકાત રહ્યા. જુદી જુદી પ્રાંતીય ધારાસભાઓમાં એક કે બે બેઠકો પર તેમના પ્રતિનિધિઓની નિયુક્તિ કરી તેમને આશ્વાસન આપવામાં આવ્યું. સૌ પ્રથમ વાર, ૧૯૩૫માં તેમને મતાધિકાર મળ્યો અને ચૂંટણી દ્વારા પ્રતિનિધિત્વ મળ્યું. તે તો દેખીતું જ હતું કે મતાધિકાર ન હોવાને કારણે અને કોઈ ચૂંટણી લડવાની ન હોવાથી અસ્પૃશ્યોને પોતાને પક્ષે કોઈ પક્ષીય વ્યવસ્થાતંત્ર યોજવાનું મુનાસિબ ન લાગ્યું. પોતાને જ વ્યવસ્થિત કરવાનો તથા પક્ષીય વ્યવસ્થાતંત્ર ગોઠવવાનો સમય ભાગ્યે જ તેમની પાસે હતો ત્યાં અચાનક જ, ૧૯૩૭માં તેમને ચૂંટણી લડવાનું આહવાન મળ્યું. કોંગ્રેસ અને અસ્પૃશ્યો વચ્ચેની લડત તે સૈન્ય અને ટોળા વચ્ચેની લડત હતી.

અસ્પૃશ્યોના માર્ગમાં ચૂંટણી સંબંધી મુશ્કેલીઓ પણ અપરંપાર હતી. જે સામાન્ય મતદારમંડળોમાં અસ્પૃશ્યો માટે બેઠકો અનામત રખાઈ હતી ત્યાં હિંદુઓ તથા અસ્પશ્યો વચ્ચે મતદાન બળની અસમાનતા તે સૌ પ્રથમ ચૂંટણી અવરોધ હતો. કોઠા નં.-૧૬માં બંનેનું તુલનાત્મક મતદાન બળ દર્શાવતા આંકડાઓ આપ્યા છે.

સામાન્ય મતદારમંડળોમાં હિંદુ મતદારોની સંખ્યા અનુસૂચિત જ્ઞાતિઓના

મતદારો કરતાં કેટલી ચડિયાતી છે તે આ કોઠામાં દર્શાવ્યું છે. હિંદુઓ કેટલા પ્રમાણમાં તેમનાથી ચડિયાતા છે તેના પર ખાસ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. કોઠામાંના આંકડા દર્શાવે છે તેમ ૨૦ મતદાર મંડળોમાં અનુસૂચિત જ્ઞાતિઓના મતદારોનું પ્રમાણ હિંદુ મતદારો સાથે સરખાવતાં તે સોમાં દસનું છે, ૨૭ મતદાર મંડળોમાં તે સોમાં ૧૧થી ૧૫નું છે, ૧૮ મતદાર મંડળોમાં તે સોમાં ૧૫થી ૨૦નું છે, ૨૭ મતદાર મંડળોમાં તે સોમાં ૨૧થી ૨૫નું છે અને ૧૧ મતદાર મંડળોમાં તે સોમાં ૨૦થી ૩૦નું છે. આ ઉદાહરણો દર્શાવે છે કે હિંદુ મતદારોની કેટલી પ્રચંડ બહુમતી છે અને કેટલા સધ્ધર તફાવતથી હિંદુઓ અનુસૂચિત જ્ઞાતિના મતદારો પર વર્ચસ્વ ભોગવી શકે છે. આ સંબંધે તે પણ યાદ રાખવું ઘટે કે પ્રત્યેક અનુસૂચિત જ્ઞાતિનું મતદારમંડળ તે સંયુક્ત મતદારમંડળ છે જેમાં બંને વર્ગોના મતદારો - અનુસૂચિત જ્ઞાતિના મતદારો તથા હિંદુ મતદારો - અનુસૂચિત જ્ઞાતિ માટેની બેઠક માટે મત આપી તેને જીતવાની સ્પર્ધા કરી શકે. આ રમતમાં બંનેના મતદાન બળનું સાપેક્ષ વિષમ પ્રમાણ ખૂબ મહત્ત્વનું બની જાય છે. આવા સંયુક્ત મતદાર મંડળની ચૂંટણીમાં સફળતા મુખ્યત્વે સ્પર્ધા કરનારા જૂથોના તુલનાત્મક મતદાન બળ પર આધારિત છે.

જેમાં અસ્પૃશ્યો માટે બેઠકો અનામત રાખવામાં આવી છે તે સામાન્ય મતદાર મંડળોમાં નિશ્ચિત કરેલી બેઠકોની સંખ્યામાંથી બીજો ચૂંટણી અવરોધ ઊભો થયો છે. જુદા જુદા પ્રાંતોમાં જુદીજુદી પ્રથા અપનાવાઈ છે તેનું નિદર્શન નીચેનો કોઠો કરે છે :

## કોઠો-૧૬
## જેમાં અસ્પૃશ્યો માટે બેઠકો અનામત રખાઈ છે તે સામાન્ય મતદારમંડળોનું વર્ગીકરણ

| પ્રાંત | અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો | બે બેઠકોવાળા મતદારમંડળોની સંખ્યા | ત્રણ બેઠકોવાળા મતદારમંડળની સંખ્યા | ચાર બેઠકોવાળા મતદારમંડળની સંખ્યા |
|---|---|---|---|---|
| મદ્રાસ | ૩૦ | ૩૦ | શૂન્ય | શૂન્ય |
| મુંબાઈ | ૧૫ | શૂન્ય | ૬ | ૯ |

| | | | | |
|---|---|---|---|---|
| બંગાળ | ૩૦ | ૨૦ | ૫ | શૂન્ય |
| સંયુક્ત પ્રાંત | ૨૦ | ૨૦ | શૂન્ય | શૂન્ય |
| પંજાબ | ૮ | ૮ | શૂન્ય | શૂન્ય |
| બિહાર | ૧૫ | ૧૫ | શૂન્ય | શૂન્ય |
| મધ્ય પ્રાંત | ૨૦ | ૨૦ | શૂન્ય | શૂન્ય |
| આસામ | ૭ | ૬ | ૧ | શૂન્ય |
| ઓરિસ્સા | ૬ | ૬ | શૂન્ય | શૂન્ય |
| કુલ | ૧૫૧ | ૧૨૫ | ૧૨ | ૯ |

આ કોઠો દર્શાવે છે કે અનુસૂચિત જ્ઞાતિ માટે અનામત જાહેર કરવામાં આવેલાં ૧૫૧ સામાન્ય મતદાર મંડળોમાંથી ૧૩૦ જેટલાં મતદારમંડળો બે ઉમેદવારો માટેનાં મતદારમંડળો હતાં કે જેમાં એક બેઠક અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત રાખવામાં આવી હતી અને બીજી સર્વ સામાન્ય હતી. આ બે ઉમેદવારોનાં મતદાર મંડળની પ્રથામાં અસ્પૃશ્યો સામે જે ચૂંટણી ખતરો ઊભો થતો હતો તેનો ખ્યાલ ઘણાને ન આવે તે સંભવિત છે. જો તેને સામાન્ય મતદાર મંડળોમાં હિંદુઓ તથા અસ્પૃશ્યોનાં તુલનાત્મક મતદાન બળ સાથે વિચારવામાં આવે તો તે ભય કેટલો સાચો છે તેનો ખ્યાલ આવી જશે અને આ તુલનાત્મક મતદાન બળ પ્રત્યે તો ધ્યાન ક્યારનુંય દોર્યું જ છે. જયાં મતદાર મંડળ બહુસંખ્ય મતદાર મંડળ હોય એટલે કે જયાં ત્રણ-ચાર ઉમેદવારો ચૂંટવાના હોય - જેમાં એક અનુસૂચિત જ્ઞાતિઓ માટે અનામત હોય અને બે કે ત્રણ અન્ય કોમો માટે હોય, ત્યાં હિંદુઓનું અધિક મતદાન બળ બે ઉમેદવાર ચૂંટવાના હોય તેવા મતદાર મંડળ કે જેમાં હિંદુઓએ એક જ ઉમેદવાર ચૂંટવાનો છે તેના કરતાં ખાસ ભયજનક નથી. વધુ ઉમેદવારો ચૂંટવાના હોવાથી, હિંદુઓ સામાન્ય બેઠક પર તેમના ઉમેદવારોની ચૂંટણી લડવામાં ખૂંપ્યા હોઈ હિંદુઓનું મતદાન બળ વિભાજિત થાય છે તે કારણે અને તેમની પાસે વધારાના મતો ન હોવાને કારણે પરિણામ એ આવે છે કે તે મતદાર મંડળમાં તેમનું અતિશય મતદાન બળ અનુસૂચિત જ્ઞાતિઓ માટે જોખમ બનતું નથી. પણ જયારે તેમને એક જ બેઠક જીતવાની હોય છે ત્યારે તેમના મતોનું વિભાજન થવાની શકયતા અતિ દૂરની છે. કોંગ્રેસે પ્રસ્થાપિત કરેલ પક્ષીય વ્યવસ્થાતંત્ર જેવા વ્યવસ્થાતંત્ર નીચે તે નહિવત્ છે. તે જે સાચવી શકે છે તે વણવપરાયેલું મતદાન બળ

આમ વધારાનું અને તેમને માટે અનિવાર્ય બને છે અને તેનો ઉપયોગ પોતાની પસંદગીના, પોતાની ટિકિટ પર ઊભેલા ઉમેદવારો માટે અને સ્વતંત્રપણે ઊભેલા અને પોતાનું પ્યાદું નહિ બની શકે તેવા અનુસૂચિત જ્ઞાતિના અન્ય ઉમેદવાર સામે કરવા તે સ્વતંત્ર છે. આ હિંદુઓએ પોતાના વધારાના મતોથી કેવી પાયમાલી સર્જી હતી તે આ ચૂંટણીઓનાં પરિણામોએ સ્પષ્ટ કર્યું છે.

જયારે મતદાન પ્રથાનો, નિશ્ચિત કરેલી બેઠકોનો અને સામાન્ય મતદાર મંડળોમાં મતદાન બળના વિભાજનનો વિચાર કરીએ ત્યારે કોઈકને એમ પણ થાય કે અસ્પૃશ્યોને છેતરવા માટે આનાથી બહેતર બીજી કોઈ ચૂંટણી પ્રથા શોધાઈ હોત ખરી ? સંયુક્ત મતદાર મંડળો કે જેની સાથે અનુસૂચિત જ્ઞાતિઓ સંલગ્ન છે તે ૧૮૩૨ના સુધારા પહેલાં ઈંગ્લેન્ડમાં અસ્તિત્વ ધરાવતા રોટન બરો[1] જેવાં છે. આ રોટન બરોમાં જે ઉમેદવાર ચૂંટાતો તે ખરેખર તો તે પ્રદેશનું નિયંત્રણ ધરાવતા માલિક દ્વારા નિયુક્ત જ થતો. તે જ પ્રમાણે, સંયુક્ત મતદાર મંડળની પ્રથા નીચે ધારાસભામાં ચૂંટાતો અનુસૂચિત જ્ઞાતિનો ઉમેદવાર ખરેખર તો હિંદુઓ દ્વારા જ નિયુક્ત થતો હતો. આ જ કારણસર શ્રી ગાંધી સંયુક્ત મતદાર મંડળની પ્રથાના આટલા બધા હિમાયતી હતા.

મુસ્લિમ લીગનું બળ ડગલે પગલે વધતું જાય છે તેવું સાંભળીએ છીએ. પણ અલગ મતદાર મંડળની પ્રથાને કારણે મુસ્લિમ લીગને કેવું સંરક્ષણ મળ્યું છે તેનો થોડાકને જ ખ્યાલ હશે. મુસ્લિમો કોંગ્રેસનાં જોખમો અને તોફાનોથી સુરક્ષિત છે. અસ્પૃશ્યો તેવા સુરક્ષિત નથી. કોંગ્રેસનાં નાણાં, કોંગ્રેસના કર્તા અને કોંગ્રેસના પ્રચારના સંપૂર્ણ સપાટા સામે તેમને ઝઝૂમવાનું છે. કશીય સાધન સજજતા વિના, કશાય પક્ષીય વ્યવસ્થાતંત્ર વિના અને આટલા બધા ચૂંટણી અવરોધો હોવા છતાંય અસ્પૃશ્યોએ આ મુશ્કેલીઓ પર વિજય મેળવ્યો તે જ તેમના કોંગ્રેસ પરના વિજયની અને તેમનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી રાખવાની તેમની ઈચ્છાની પ્રતીતિ કરાવે છે.

---

૧ થોડાક જ મતદારો ધરાવતો પણ પાર્લામેન્ટમાં પ્રતિનિધિ મોકલવાનો અધિકાર ધરાવતો પ્રદેશ.

# પ્રકરણ-૭

# જૂઠો આક્ષેપ

## શું અસ્પૃશ્યો બ્રિટિશરોનાં પ્યાદાં છે ?

મેં અગાઉ જણાવ્યું છે તેમ શ્રી ગાંધીના પ્રભાવ નીચે આવતાં જ કોંગ્રેસનું આમૂલ પરિવર્તન થયું. આમાનું એક પરિવર્તન નોંધપાત્ર છે કારણ કે તેણે જ કોંગ્રેસને આટલી સુપ્રસિદ્ધ બનાવી, એટલું જ નહિ પણ તેને કારણે જ કોંગ્રેસ લોકોનું આટલું બધું ધ્યાન ખેંચી શકી. શ્રી ગાંધીના પ્રવેશ પહેલાં કોંગ્રેસ દર વર્ષે હિંદના જુદાજુદા સ્થળોએ અધિવેશન ભરવાના અને તેમાં બ્રિટિશ વહીવટના દોષ બનાવતા કેટલાંક અને ક્યારેક તો એના એ જ — પ્રસ્તાવો પસાર કરવાના કામ સિવાય અન્ય કશું કામ કરતી નહોતી. ૧૯૧૯માં શ્રી ગાંધીએ કોંગ્રેસનો હવાલો સંભાળ્યા પછી તે ક્રિયાશીલ પક્ષ બની અથવા તો કોંગ્રેસીઓના શબ્દોમાં કહીએ તો તેણે પોતાના શસ્ત્રોનો અમલ કરવા માંડયો, જે વાતનો આજ પૂર્વે ક્યારેય વિચાર નહોતો થયો તેનો કોંગ્રેસના શસ્ત્રાગારમાં જે શસ્ત્રો હતાં અને વારંવાર જેનો ઉપયોગ કરતી હતી ને આ હતાં (૧) અસહકાર (૨) બહિષ્કાર (૩) સત્યાગ્રહ અને (૪) ઉપવાસ. સરકારી શાળાઓ, કૉલેજો, અદાલતોના સ્વીકારનો ઇન્કાર કરીને અથવા તો તેને અમાન્ય ગણીને અને સરકારી નોકરીઓમાં જોડાવાની ના પાડીને સરકારને અકાર્યક્ષમ બનાવવાનો ઉદ્દેશ અસહકારનો હતો. બહિષ્કાર તે એક એવું શસ્ત્ર હતું જે કોંગ્રેસના આદેશોનું પાલન નહિ કરનાર વ્યક્તિ પર જબરદસ્તી કરવા વપરાતું. તેને બે ધાર હતી - સામાજિક અને આર્થિક. તેની સામાજિક ધાર વ્યક્તિનો સર્વાંગી સામાજિક વ્યવહાર કાપી નાંખતી. અરે, તેને નાઈની, ધોબીની, ખાટકીની, કરિયાણું વેચનારની અને વેપારીની સેવાથી પણ વંચિત રખાતી, ટૂંકમાં, તેની જિંદગી ગુનેગાર જેવી બનાવાતી, સર્વ પ્રકારે અસંભવિત બનાવાતી, અને તેની આર્થિક ધાર સઘળા વ્યાપારી સંબંધોનો છેદ ઉડાડતી - માલસામાન લેવા વેચવાનો વ્યવહાર બંધ થતો. તેનું નિશાન હતું વિદેશી માલ વેચતો વેપારી વર્ગ. બ્રિટિશ સરકારને સીધો પ્રહાર કરવા માટે સત્યાગ્રહનું શસ્ત્ર પ્રયોજાયું હતું. તેમાં કેદ

ભોગવવા, જેલોભરવા, અને તે બહાને સરકારને વગોવવા સમજણપૂર્વક કાયદાનો ભંગ થતો. ક્યાં તો તે સામુહિક સત્યાગ્રહ રૂપે અથવા તો વ્યક્તિગત સત્યાગ્રહ રૂપે પ્રયોજાય છે. કમભાગ્યે, કોંગ્રેસીઓએ સામુહિક ઉપવાસનો આશ્રય નહોતો લીધો. ઉપવાસ તે માત્ર વ્યક્તિગત પ્રવૃત્તિ હતી. તે સદાય નિશ્ચિત્ત સમય પૂરતી હતી. આ શસ્ત્ર વિશેષ કરીને શ્રી ગાંધીએ પોના પૂરતું જ આરક્ષિત રાખ્યું હતું. તે પણ તેનો નિશ્ચિત્ત સમય મર્યાદા પૂરતો ઉપયોગ કરતા. એટલે આ ચાર શસ્ત્રો હતાં કે જેનો ઉપયોગ કોંગ્રેસે, હિંદની આઝાદી માટેની પોતાની માગણી માટે કર્યો.

એક વાર આ શસ્ત્રોનો ઉપયોગ કર્યા પછી કોંગ્રેસે આ શસ્ત્રોના ઉપયોગનાં પ્રદર્શન કરવા માંડયાં. સમગ્ર દેશે જોયું છે કે ૧૯૨૦થી ૧૯૪૦ની વચ્ચે કોંગ્રેસીઓએ આ શસ્ત્રોમાંથી કોઈ એક યા બીજાનાં પ્રદર્શનો કર્યાં છે, તેમણે જે શોરબકોર કર્યો તેણે વાતાવરણને ભરી દીધું. અને તેમને જોવા માટે ટોળાં આકર્ષ્યાં. 'મુક્તિ સંગ્રામ' તરીકે આ શસ્ત્ર પ્રદર્શનોને નવાજવામાં આવ્યાં. આવાં શસ્ત્રોનો ઉપયોગ શો તે પણ એક એવો વિષય છે જે વિચારણા માગી લે છે. પણ તે માટે આ સ્થળ નથી. પુરાણી કોંગ્રેસ આવું બદતર ન કરી શકી હોત તે ખ્યાલથી જ વ્યક્તિએ સંતોષ માનવો રહ્યો, આ શસ્ત્રોનો ઉપયોગ તે સાચે જ એક કરુણાંતિકા છે. સ્વરાજ પૂરતું તેનું ધ્યેય વાજબી હતું પણ આ શસ્ત્રોના અવિચારી ઉપયોગે હિંદના ભાગલાને વધુ નક્કર, વધુ ચોક્કસ બનાવ્યા અને તેને વધુ નિકટ આણ્યા. જયારે આ શસ્ત્રોના ઉપયોગને પરિણામે થયેલા લાભોની ચર્ચા અશક્ય છે ત્યારે તે હકીકતનો તો ઉલ્લેખ થવો જ જોઈએ કે આ 'મુક્તિસંગ્રામ' મોટે ભાગે હિંદુઓ દ્વારા જ લડાતો હતો. એક જ વાર મુસલમાનો એ તેમાં ભાગ લીધો અને તેય ક્ષણજીવી ખિલાફત ચળવળમાં. તેઓ સત્વરે તેમાંથી બહાર નીકળી ગયા. અન્ય કોમો, સવિશેષ કરીને અસ્પૃશ્યોએ તેમાં ક્યારેય ભાગ ન લીધો. પોતાના અંગત સ્વાર્થ માટે કેટલીક છૂટી-છવાઈ વ્યક્તિઓ તેમાં જોડાઈ હશે પણ કોમ તો કોમ રૂપે તેનાથી અળગી જ રહી હતી. આ હકીકત 'મુક્તિ સંગ્રામ'ની આખરી ઝુંબેશ, જેના પછી તરત જ

૧૯૪૨ના ઓગસ્ટમાં કોંગ્રેસે 'હિંદ છોડો'નો પ્રસ્તાવ પસાર કર્યો તેમાં ખાસ ધ્યાન ખેંચે છે.

આ એક ઉઘાડી હકીકત છે અને ખાસ કરીને જયારે હિંદ આવતો કોઈ વિદેશી એમ જુએ છે કે કોંગ્રેસના આ 'મુક્તિ સંગ્રામ'માં અડધી જનસંખ્યાથીય વધુ લોકોનો ય અસહકાર છે ત્યારે. આવા વિચિત્ર વાતાવરણથી સ્વાભાવિક રીતે જ તે સ્તબ્ધ બને છે. તે પૂછે છે : શા માટે મુસ્લિમો, ખ્રિસ્તીઓ અને અસ્પૃશ્યો આ 'મુક્તિ સંગ્રામ'માં ભાગ નથી લેતા ? અને કોંગ્રેસ પાસે તેની સ્પષ્ટતા માગે છે. અને કોંગ્રેસ પાસે તેનો તૈયાર જવાબ છે અને તે એ છે કે અસ્પૃશ્યો બ્રિટિશ શાહીવાદનાં પ્યાદાં બન્યા છે અને એટલે જ તે આ 'મુક્તિ સંગ્રામ'માં નથી જોડાતા. યુદ્ધ દરમ્યાન વ્યક્તિને જે કોઈ વિદેશીઓનો સંપર્ક થયો હશે તેવા અનેક વિદેશીઓના મુખમાંથી આ આક્ષેપનો પડઘો સાંભળવા મળ્યો છે અને અસ્વસ્થ કરી મૂકે તેવો અનુભવ તો એ છે કે મોટા ભાગના વિદેશીઓએ આ આક્ષેપને સાચો માની લીધો છે. આ દલીલમાં રહેલાં સરળતા અને સત્યાભાસ તે જ તેમના આવા સ્વીકારનું એક માત્ર કારણ હોઈ શકે. તેનાથી બેવડો હેતુ સરે છે. તેનાથી કોંગ્રેસ વિચિત્ર પરિસ્થિતિની સ્પષ્ટતા આપવા સમર્થ બને છે અને તે એવી સ્પષ્ટતા કરે છે કે જેને પરિસ્થિતિ દેખીતી રીતે જ સાચી ઠેરવે છે.

પ્રભાવશાળી વિદેશીઓને પણ આ વિચારનો ચેપ લાગ્યો હતો. અને જો હકીકત તેમ ન હોય તો આવા દુષ્ટ પ્રચારની નોંધ લેવા પૂરતીય ભાગ્યે જ કોઈ પોતાની જાતને સાવધાન કરે. કારણ કે કહેવાતા 'મુક્તિ સંગ્રામ'માં અસ્પૃશ્યોના અસહકાર અંગે કોંગ્રેસે જે સ્પષ્ટતા કરી હતી તે વાહિયાત સ્પષ્ટતા છે. માત્ર કોઈ હરામખોર આવું કરવાની હિંમત કરે તથા કોઈ મૂર્ખ આને સંતોષજનક માને તેવી આ સ્પષ્ટતા છે. પણ એટલું નિશ્ચિત છે કે હવે પછી બનનારી ઘટનાઓમાં વિદેશીઓ હિંદના પ્રશ્નો અંગે જે વિચારે તે કૈંક મહત્ત્વનું હશે એટલે સાચી પરિસ્થિતિની સ્પષ્ટતા કરવાનું તથા તેમના મનમાં અસ્પૃશ્યો અંગે ખોટાં ખ્યાલ જડ ન ઘાલે - ખાસ કરીને અસ્પૃશ્યો સામેનો આ આક્ષેપ સાવ જૂઠો છે તે સાબિત કરવામાં કોઈ મુશ્કેલી નથી ત્યારે — તે જોવાનું મને

અનિવાર્ય લાગે છે. એમ પુરવાર કરવું પણ મુશ્કેલ નથી કે બ્રિટિશ શાહીવાદનાં પ્યાદાં હોવાને કારણે અસ્પૃશ્યો આ 'મુક્તિ સંગ્રામ'માં જોડાતા નથી પણ તેઓ એટલા માટે નથી જોડાતા કે તેમને ભય છે કે હિંદની સ્વતંત્રતા હિંદુઓનું વર્ચસ્વ સ્થાપશે જે તેમને માટે જિંદગીની સર્વ તકો, મુક્તિ અને સુખપ્રાપ્તિનાં દ્વાર હંમેશ માટે બંધ કરી દેશે અને તેમને કઠિયારા તથા ભિસ્તી બનાવી દેવાશે.

'મુક્તિ સંગ્રામ'માં કોંગ્રેસ સાથે જોડાવાનો અસ્પૃશ્યોએ કરેલો ઇન્કાર જ સ્વયં એક નક્કર પ્રતીતિ છે કે કોંગ્રેસ સાથેના તેમના અસહાકારનું કારણ કોંગ્રેસે સૂચવ્યું છે તેવું બાલિશ તો ન હોઈ શકે. તે કૈંક સાચું અને મહત્ત્વનું હોવું જોઈએ. તો તે શું છે ? કોંગ્રેસ સાથેના અસ્પૃશ્યોના અસહાકારનું કારણ તેમણે ખુલ્લે ખુલ્લા જણાવી જ દીધું છે. તેમના કથનમાં જ તેનું કારણ પડેલું છે. તેઓ કહે છે કે તેઓ એવા હિંદુ રાજ નીચે જીવવા માગતા નથી કે જેમાં વાણિયા બ્રાહ્મણોનું શાસન હોય અને અન્ય શૂદ્ર વર્ગના હિંદુઓ તેમના સિપાઈઓ હોય કારણકે આ બધાં જ અસ્પૃશ્યોના વંશપરંપરાગત દુશ્મનો રહ્યા છે. આ ભાષા સુરુચિનો ભંગ કરે તેવી છે. હશે કદાચ. પણ તેથી એમ ધારી લેવામાં ન આવે કે બોલવામાં આ સૂત્રો આઘાતજનક હોવાથી તે અર્થહીન છે અથવા તો જે દૃષ્ટિકોણ તે દાખવે છે અને જે વિચારો તે ધરાવે છે તેમાં જબરદસ્ત સામર્થ્ય નથી અથવા તે તેમને સાચી અને આદરણીય રાજકીય વિચારધારાનો વેશ પહેરવાની મના ફરમાવાય.

રાજ્યશાસ્ત્રની ભાષામાં જો રૂપાંતર કરીએ તો આ સૂત્રોનો અર્થ શો છે ? તેનો અર્થ તો એ છે કે અસ્પૃશ્યો બ્રિટિશ શાહીવાદમાંથી હિંદની મુક્તિના વિરોધી નથી પણ માત્ર બ્રિટિશ શાહીવાદમાંથી મુક્તિથી જ માત્ર તેમને સંતોષ નથી. તેમનો આગ્રહ તો એવો છે કે સ્વતંત્ર હિંદ પૂરતું નથી. સ્વતંત્ર હિંદને લોકશાહી માટે સલામત બનાવવું જોઈએ. આ ધ્યેયથી પ્રારંભ કરીને તેઓ કહે છે કે હિંદની વિશિષ્ટ સામાજિક રચનાને કારણે હિંદની અન્ય લઘુમતી કોમો હિંદુ કોમની બહુમતીની સામે પડી છે અને જો હિંદુ કોમની બહુમતીના ઝેરીલા દાંત તોડી નાંખવાની જોગવાઈઓ બંધારણમાં નહિ કરવામાં આવે તો હિંદમાં લોકશાહી સલામત નહિ હોય. આથી, અસ્પૃશ્યો એવું બંધારણ ઘડવાનો આગ્રહ

રાખે છે કે જે હિંદની વિશિષ્ટ પરિસ્થિતિને ખ્યાલમાં રાખે અને સલામતીની એવી જોગવાઈઓ કરે કે જે ભારતીય સમાજની હિંદુ કોમની બહુમતીને અસ્પૃશ્યોનું દમન તથા શોષણ કરવા માટે રાજકીય સત્તા હાથ કરતાં અટકાવે અને જે અસ્પૃશ્યોને તેમનું પોતાનું દમન તથા શોષણ અટકાવવા તથા કોમી બહુમતીની સામેના પોતાના જીવન સંઘર્ષમાં પોતાનું ખુદનું અસ્તિત્વ ટકાવી રાખવા કમ-સે-કમ, અલ્પાંશ રાજકીય સત્તા પણ આપે. ટૂંકમાં, હિંદુકોમની બહુમતીની ક્રૂરતાને અસ્તિત્વમાં આવતી અટકાવે તેવી સલામતીઓની જોગવાઈઓ ખુદ બંધારણમાં હોવી જોઈએ તેવી અસ્પૃશ્યોની માગણી હતી.

બીજે પક્ષે, કોંગ્રેસ બ્રિટિશ શાહીવાદમાંથી હિંદની મુક્તિને હિંદી રાષ્ટ્રવાદનું સર્વેસર્વા અને પૂર્ણ વિરામ માનતી હતી. સ્વતંત્ર હિંદમાં હિંદીઓનાં કલ્યાણ માટે બીજું કશું જ અનિવાર્ય નથી તેવું તે વિચારતી હતી. સ્વતંત્ર હિંદના બંધારણના પ્રશ્નને કોંગ્રેસે કોઈ મહત્ત્વનો પ્રશ્ન લેખ્યો જ નહિ. તેને પૂછવામાં આવતું કે સ્વતંત્ર હિંદના બંધારણ વિશે શું ? કોંગ્રેસનો માત્ર ઉત્તર હતો કે તે લોકશાહી હશે. તે કેવા પ્રકારની લોકશાહી હશે ? કોંગ્રેસનો ઉત્તર હતો કે તે મુખ્ય મતાધિકાર પર આધારિત લોકશાહી હશે. હિંદુ કોમની બહુમતીની ક્રૂરતાને અટકાવવા પુખ્ત મતાધિકાર સિવાય અન્ય કોઈ સલામતીની જોગવાઈ તેમાં હશે ખરી ? કોંગ્રેસનો ઉત્તર ભારપૂર્વક નકારાત્મક રહેતો. તેમને પૂછવામાં આવતું કે આ સલામતીઓ સામે વિરોધ શા માટે ? તો કોંગ્રેસ ઉત્તર આપતી કે તે તો રાષ્ટ્રનું વિચ્છેદન છે — આ દલીલ જેની આકર્ષકતા જ તેમાં રહેલી મૂર્ખામીને છાવરવા પ્રયોજાઈ છે, જેનું મૂળ શ્રી ગાંધીની બુદ્ધિ પ્રતિભામાં રહેલું છે અને આ સલામતીઓથી જેમને ખોટ જવાની હતી તેવા ઉચ્ચવર્ણના હિંદુઓ તેમના અત્યંત આભારી હતા.

અસ્પૃશ્યોએ તેમનું આ બુદ્ધિહીન વાક્છળ સ્વીકારવાનો ઇન્કાર કર્યો. તેમણે કહ્યું કે હિંદના સામાજિક જીવનને કોમોના સંદર્ભમાં જ ગણતરીમાં લેવું જોઈએ. આમાંથી કોઈ છટકબારી છે જ નહિ. હિંદના સામાજિક જીવનમાં આ કોમો તે એક એવી નક્કર વાસ્તવિકતા છે કે કોમોના પારસ્પરિક સંબંધોમાં કોમી આવેગો તથા કોમી પૂર્વગ્રહોનું વર્ચસ્વ જ નથી તેવું સ્વીકારવું તે ભ્રમ છે. હિંદુ કોમની

બહુમતીના સામાજિક માનસ પર માત્ર અસમાનતાને સ્વીકારતો સિદ્ધાંત જ વર્ચસ્વી બન્યો છે એટલું જ નહિ પણ વિવિધ કોમો વચ્ચેના આંતર સંબધોમાં પણ વિવિધ સ્તરની અસમાનતાનું જ શાસન પ્રવર્તે છે. આ સ્તરીય અસમાનતાનો સિદ્ધાંત તે સ્વાતંત્ર્ય અને બંધુત્વ માટે પ્રતિકૂળ છે, એમ માની પણ નહિ શકાય કે આ સ્તરીય અસમાનતાનો નાશ થશે અથવા તો હિંદુઓ તેનો નાશ કરવા પ્રયત્ન કરશે. તે અશક્ય છે. આ સ્તરીય અસમાનતા તે આકસ્મિક નથી કે નથી પ્રસંગોપાત. તે તો હિંદુઓનો ધર્મ છે. તે હિંદુધર્મનો અધિકૃત સિદ્ધાંત છે. તે પવિત્ર છે અને કોઈ પણ હિંદુ તેને ત્યજવાનો વિચાર સરખોય ન કરી શકે. આથી, આ સ્તરીય અસમાનતાનો ધર્મ અપનાવતી હિંદુ કોમી બહુમતી તે ક્ષણિક ઘટના નથી. તે એક સ્થાયી હકીકત છે અને હંમેશનું જોખમ છે. હિંદ માટે બંધારણ ઘડતી વખતે સ્થાયી કોમી બહુમતીનાં અસ્તિત્વની ઉપેક્ષા થઈ શકે નહિ અને રાજકીય લોકશાહી સાથે સમાધાન સાધે તેવી સલામતીઓ શોધવાના પ્રશ્નનો સામનો કરવો જ પડે. આ અસ્પૃશ્યોની દલીલ છે.

અસ્પૃશ્યો જે બંધારણીય સલામતીઓ માગતા રહ્યા છે તે ઓલ ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારીએ હમણાં જ પસાર કરેલા પ્રસ્તાવોમાં વિગતે સમાવાઈ છે તથા તે પરિશિષ્ટ ૧૧માં પ્રગટ કરવામાં આવી છે. દલીલ ખાતર હું તેમાંની ત્રણની ચર્ચા કરું છું. (૧) ધારાસભામાં ઓછામાં ઓછા પ્રતિનિધિત્વની ખાતરી (૨) પ્રધાનમંડળમાં ઓછામાં ઓછા પ્રતિનિધિત્વની ખાતરી અને (૩) જાહેર સેવાઓમાં ઓછામાં ઓછા પ્રતિનિધિત્વની ખાતરી, આ માગણીઓને કોમવાદી લેખીને કોંગ્રેસે હસી કાઢી અને અસ્પૃશ્યોના નેતાઓને નોકરી પાછળ દોડનારા તરીકે ઓળખાવ્યા. આ માગણીઓ સામે કોંગ્રેસ પોતાનો વિરોધ રાષ્ટ્રવાદની ઊંચી પ્રતિમાને નામે કરે છે, પોતાની જાતને જે પ્રતિમાની તે પાલ્ય દૂત માને છે. આ સલામતીઓ સામેની કોંગ્રેસની દલીલોનું વાહિયાતપણું સમજવામાં વિદેશીઓને મુશ્કેલી પડે. પણ કયા હેતુસર આ ખાતરીઓ માગવામાં આવી છે તે હેતુઓ જો તે ધ્યાનમાં લે તો તેને સમજાશે કે તેમને કોમવાદી ગણાવવાનો કોંગ્રેસનો પ્રયત્ન તે એક હડહડતી મૂર્ખતા છે.

અસ્પૃશ્યોએ માગેલી આ ખાતરીઓ પાછળનો હેતુ અસ્પૃશ્યોના પ્રતિનિધિઓ

દ્વારા ધારાસભા, પ્રધાન મંડળ કે વહીવટીતંત્રને ભરી દેવાનું નથી. આ ખાતરીઓ નો એક એવી નક્કર ભોંય છે કે હિંદુ કોમની બહુમતીના ચગદતાં દબાણ નીચે પણ, તેની નીચે તો અસ્પૃશ્યો પડશે જ નહિ. હિંદુ કોમની બહુમતીને એક સીમામાં રાખવાનો તેનો હેતુ છે. કારણ કે જો અસ્પૃશ્યોને આવી કોઈ ખાતરીઓ ન મળે તો પરિણામ એ આવે કે હિંદુ કોમની બહુમતી ધારાસભા, પ્રધાનમંડળ કે વહીવટી તંત્રને માત્ર કબજે જ ન કરે પણ ધારાસભા, પ્રધાનમંડળ કે વહીવટીતંત્ર હિંદુ કોમની બહુમતીથી છલકાઈ જાય અને રાજ્યનાં આ સમર્થ તંત્રો લઘુમતીઓનું સંરક્ષણ કરવાને બદલે હિંદુ કોમની બહુમતીનાં પ્યાદાં બની તેમનાં હુકમોનું પાલન કરે.

આ સ્પષ્ટતાના પ્રકાશમાં બહારની કોઈ પણ સામાન્ય બુદ્ધિની વ્યક્તિને કોંગ્રેસ તથા અસ્પૃશ્યો વચ્ચેના પ્રશ્નો સમજવામાં કોઈ મુશ્કેલી પડવી ન જોઈએ. સૌ પ્રથમ તો તે સમજી શકશે કે કોંગ્રેસે કોમી બહુમતીના અસ્તિત્વમાં રાજકીય લોકશાહી સામે મહાન જોખમ રહેલું છે તે સ્વીકારવ.ના કરેલા ઇન્કારથી અને અસ્પૃશ્યોએ તેનાથી વિરુદ્ધ વલણ અખત્યાર કરીને આ જોખમ નિવારવા બંધારણે નક્કર જોગવાઈઓ કરવી જોઈએ તેવા રાખેલા આગ્રહથી તેમની વચ્ચેનો પ્રશ્ન સર્જાયો છે. બીજા શબ્દોમાં કહીએ તો, અસ્પૃશ્યો હિંદની લોકશાહીને સલામત બનાવવા ઇચ્છે છે જ્યારે કોંગ્રેસ, જો તે લોકશાહીની વિરુદ્ધ નથી તોય તેને સાચી લોકશાહી બનાવે તેવી પરિસ્થિતિ સર્જવાની વિરોધી છે

બીજું એ કે, વિદેશી તે પણ જોઈ શકશે કે અસ્પૃશ્યોની આ સલામતીઓની માગણી તે કોઈ નવી માગણી નથી જો તે આ સલામતીઓને નિયંત્રણ તથા સમતુલાનાં બીજા નામ તરીકે સ્વીકારશે અને ખ્યાલમાં રાખશે કે એવું કોઈ પણ બંધારણ નથી કે જેણે ઊથલી પડવાના જોખમથી રાજકીય લોકશાહીને સંરક્ષવા માટે આવાં નિયંત્રણો અને સમતુલાનો સમાવેશ ન કર્યો હોય તથા જો તે એમ પણ નોંધશે કે અમેરિકાના બંધારણમાં મૂળભૂત અધિકારો અને સત્તાઓનાં વિભાજન તે બે વિભાગોમાં આવાં નિયંત્રણ તથા સમતુલાનો પૂરો સમાવેશ કરાયો છે તો તેની સમજશક્તિ સરળ બનશે. જો તે આટલું કરશે તો અસ્પૃશ્યોએ માગેલી સલામતીઓ અન્ય દેશોની તેવી સલામતીઓ કરતાં

જુદું સ્વરૂપ ધારણ કરે તો પણ તે મુઝાશે નહિ કારણ કે, સલામતીઓનું સ્વરૂપ રાજકીય લોકશાહી માટે જોખમરૂપ બનતાં પરિબળોનાં સ્વરૂપ પ્રમાણે જુદું પડવું જોઈએ અને હિંદમાં આ પરિબળો જુદાં સ્વરૂપનાં હોવાથી આ સલામતીઓએ પણ અલગ સ્વરૂપ જ ધારવું પડે.

ત્રીજી વાત એ કે વિદેશીને તે સમજવામાં તો મુશ્કેલી નહિ પડી હોય કે જો કોઈ પણ જૂથ કોમવાદી હોય તો તે કોંગ્રેસ છે, અસ્પૃશ્યો નહીં અને કોંગ્રેસ ભલેને ગમે તે નીતિવિષયક દલીલો આગળ ધરે પણ આ બંધારણીય ખાતરીઓની માગણીઓનો વિરોધ કરવા પાછળ તેનો સાચો હેતુ તો આ રાજકીય ખેતર હિંદુ બહુમતીને ચરવા માટે મુક્ત રાખવાનો છે, તે જોઈ શકશે કે કોંગ્રેસ આવું ખુલ્લં ખુલ્લા કહેતી નથી છતાંય કોંગ્રેસ માટે કોમવાદી બનવું કેટલું સ્વાભાવિક છે. હિંદુકોમની બહુમતી તે કોંગ્રેસની કરોડરજ્જુ છે. તે હિંદુઓની બનેલી છે અને હિંદુઓ દ્વારા તે પોસાય છે. આ બહુમતી જ કોંગ્રેસની આશ્રયદાતા છે અને તેથી તે પોતાના આશ્રયદાતાના અધિકારોનું સંરક્ષણ કરે તે સ્વભાવિક છે. જો તે આ સમજશે તો તે રાષ્ટ્રવાદને નામે આ માગણીઓનો વિરોધ કરે છે તેવી કોંગ્રેસની દલીલોથી તે છેતરાશે નહિ. ઊલટું તેને સમજાશે કે ભારોભાર કોમવાદના મુક્ત ક્ષેત્ર માટે રાષ્ટ્રવાદના અંચળાનો ઉપયોગ કરીને કોંગ્રેસ વિશ્વને છેતરી રહી છે.

અંતે, તે એમ પણ જાણશે કે હિંદના રાજકારણમાં કોંગ્રેસનું આ પ્રતિનિધિત્વ સ્વરૂપ આટલો મહત્ત્વનો પ્રશ્ન કેમ બન્યો છે. તેને તે પણ સમજાશે કે સ્વતંત્ર ભારતનું બંધારણ કેવું હોવું જોઈએ તે કહેવાનો પોતાને અધિકાર છે તેવો ગેરવાજબી દાવો કોંગ્રેસે પોતે ન કર્યો હોત તો કોંગ્રેસના પ્રતિનિધિત્વ સ્વરૂપ વિશે તથા તે કોનું પ્રતિનિધિત્વ કરે છે અને કોનું નથી કરતી તેની તપાસ અંગે કોઈએ ચિંતા ન કરી હોત, પણ તે જેમ કરે છે તેમ, દેશને નામે તેને બોલવાનો અધિકાર મહત્ત્વનો પ્રશ્ન બને છે અને જે તેનો સ્વીકાર કરતા નથી તેમને માટે તો તેને પડકારવા સિવાય અન્ય કોઈ વિકલ્પ નથી.

૨

આ બધું કહ્યા છતાંય, વિદેશીઓ એમ કહે છે, 'શા માટે 'મુક્તિ સંગ્રામ'માં

કોંગ્રેસ સાથે જોડાતા નથી ? બંધારણીય સલામતીઓ અંગેની સંમતિને કોંગ્રેસ સાથેના સહકારની પૂર્વશરત કેમ બનાવો છો ? છેવટે તો જો મુક્તિ મળે તો જ આ સલામતીઓ મળી શકે.' જે વિદેશીને કોંગ્રેસને અલગ પાડતી બાબતો અંગેની ઉપર્યુક્ત ચર્ચાની પૂરી સમજ પડી છે. તે તો સમજી જ શકશે કે આ 'મુક્તિ સંગ્રામ'માં કોંગ્રેસને સહકાર આપવામાં સલામતી નથી તેવું અસ્પૃશ્યો કેમ વિચારે છે. પણ એવાય કેટલાક હશે કે જે તે કારણોની કલ્પના નહીં કરી શકતા હોય અને તે કયાં કારણો છે તેની જિજ્ઞાસા પણ તેને હોય. તેઓ કોઈ ખોટાં કારણો શોધી કાઢે તેના કરતાં તેમને સાચાં કારણો દર્શાવવાનો શ્રમ લેવો બહેતર. કારણો વિવિધ છે. તેમાંના મહત્ત્વના કારણો નીચે આપ્યાં છે.

પ્રથમ કારણ વ્યવહારુ છે. અસ્પૃશ્યો કહે છે, 'કોંગ્રેસ પાસેથી અગાઉથી કબૂલાત માગવામાં વાંધો શો છે ? કોંગ્રેસ જો અગાઉથી કબૂલાત આપે તો ખોવાપણુંય શું છે ?' તેમની દલીલ એવી છે કે જો કોંગ્રેસ આ સલામતીઓ અંગેની માગણી સાથે અગાઉથી સંમત થાય તો તેની બેવડી અસર પડશે. સૌ પ્રથમ તો, હિંદુ કોમની બહુમતી નીચે પોતાનું ભવિષ્ય કેવું હશે તેનો આટલો બધો ભય સેવતા અસ્પૃશ્યોને ખાતરી પૂરી પાડશે અને બીજું આવી ખાતરી લાંબા ગાળે કોંગ્રેસ સાથે સહકાર સાધવા અસ્પૃશ્યોને પ્રેરશે. છેવટે, અસ્પૃશ્યો સહકાર કેમ નથી આપતા ? કારણ કે તેમને ભય છે કે જો એક વાર સ્વતંત્રતા મળી જશે તો તે સ્વતંત્રતા તેમને ફરીવાર ગુલામ બનાવવામાં હિન્દુ બહુમતીને સહાયરૂપ થશે. જો ઓછા મૂલ્યે એટલે કે અગાઉથી સંમતિ મેળવીને આ ભય દૂર થતો હોય તો તેમ કેમ ન કરવું ?

બીજું કારણ અનુભવ આધારિત છે. અસ્પૃશ્યોનું કહેવું છે કે વિશ્વના કોઈ અનુભવે એવું કોઈ વાજબી ઉદાહરણ નથી દર્શાવ્યું કે 'મુક્તિ સંગ્રામ'નો અંત આવતાં જ સશક્ત તત્ત્વોએ સવિશેષ નબળાં તત્ત્વોને સલામતી આપવાની ઉદારતા દર્શાવી હોય.

આવા કપટનાં કેટલાંય ઉદાહરણો ટાંકી શકાય તેમ છે. અતિશય નામચીન ઉદાહરણ તો આંતરવિગ્રહને અંતે અમેરિકામાં નિગ્રો લોકો સાથે થયેલા વિશ્વાસઘાતનું છે.

આંતર વિગ્રહમાં નિગ્રો લોકોએ જે ભાગ ભજવ્યો હતો તેને વિશે બોલતાં મિ. હર્બર્ટ આપ્થેકર કહે છે :[1]

"ગુલામ રાજ્યોમાંથી સવા લાખ નિગ્રો લોકોએ સમવાયી સૈન્યમાં પોતાની સેવા આપી હતી. ઉત્તરના અન્ય એંસી હજાર નિગ્રો લોકો સાથે રહીને તેમણે સાડીચારસો યુદ્ધોમાં ભાગ લીધો હતો. છૂટા પડેલા સંઘના પતન તેમજ ગુલામીની નાબુદી માટે અત્યંત મહત્ત્વની એવી પ્રેરણાદાયી અને ઉદાત્ત હિમ્મત સાથે તેઓ લડયા હતા.

જે કોઈ મનુષ્ય જન્મથી અને હંમેશને માટે જાય રહેવા સર્જાયો હોય તો તે નિગ્રો જ હતો અને તે ગુલામ રહેવા જ યોગ્ય હતો એવી નીતિના આધાર પર રચાયેલા અને તેને વરેલા એક રાજ્યમાં બે લાખથી વધુ નિગ્રો પુરૂષો લડતા હતા.

* * * *

"અને અમેરિકન પ્રજાસત્તાક સૈન્યના આ નિગ્રો સૈનિકો લજ્જાસ્પદ ભેદભાવો અને ગેરલાભો સહીને પણ લડયા. ગોરા સૈનિકોને મહિને તેર ડોલર મળતા હતા. જ્યારે નિગ્રો સૈનિકોને માત્ર સાત ડોલર (૧૪, જુલાઈ, ૧૮૬૪ સુધી. ત્યાર પછી ૧, જાન્યુઆરી, ૧૮૬૪ની પશ્ચાતવર્તી અસર સાથે પગાર ધોરણ સુધારાયાં હતાં.) મળતા હતા, ભરતી થતા ગોરા સૈનિકો માટે અનેક પ્રકારની સખાવતો હતી, નિગ્રો સૈનિકો માટે એક પણ નહિ (૧૫, જૂન, ૧૮૬૪ સુધી) અને નિગ્રો સૈનિકો માટે લશ્કરી અધિકારીઓના હોદ્દાની કોઈ કક્ષાઓ માટે બઢતીની કોઈ શકયતા જ નહોતી. ઓકટોબર, ૧૮૬૪ સુધી રાજ્યસંઘે ગુલામ રખાયેલા નિગ્રો સૈનિકોને યુદ્ધમાં જીતાયેલા કેદીઓ તરીકે માન્ય રાખ્યા નહોતા, નિગ્રો લોકોને ક્યાં તો મારી નાંખવામાં આવતા, તેમને ગુલામી વેઠવી પડતી અથવા તો કઠોર પરિશ્રમ કરવો પડતો.

'અને અહીં હતો અત્યાર સુધી ગુલામ બનાવાયેલો શોષિત સમૂહ જેને શસ્ત્રસજ્જ કરી તેમના જ દેશમાં જેની ખાડીઓ અને ટેકરાઓથી તે પરિચિત હતા તેવા તેમના જ દેશમાં તેમનું નવપ્રાપ્ત સ્વાતંત્ર્ય ટકાવવા, તેમના પૌરુષની

૧ ધ નિગ્રો ઈન ધ સિવિલ વોર. પૃ. ૩૫-૪૦.

પ્રતીતિ કરાવા અને તેમના જ લોકોને, તેમના માતપિતા, સંતાનો અને પત્નીઓને ગુલામીમાંથી, જે ગુલામીથી તે પરિચિત હતા તે ગુલામીમાંથી મુક્ત કરવા મોકલાયા હતા અને તે પણ હંમેશ માટે યાદ રાખવું ઘટે કે યુધ્ધમાં અમેરિકી પ્રજાસત્તાકને બચાવવા સાડત્રીસ હજાર નિગ્રો સૈનિકોને લડતાં લડતાં જ મારી નાખવામાં આવ્યા હતા.'

આંતરવિગ્રહ પૂરો થયા પછી આ નિગ્રોનું શું થયું ? છૂટા પડેલાં રાષ્ટ્રસંઘને બચાવવા જેમણે યુધ્ધ આદર્યું હતું અને તે જીતવા નિગ્રોની સહાય લીધી હતી તે પ્રજાસત્તાકવાદીઓએ વિજયના પ્રથમ ઉન્સાહમાં બંધારણનો તેરમો સુધારો પસાર કર્યો. તે સુધારા નીચે પણ લોકો કાયદેસર રીતે ગુલામો ગણાતા બંધ થયા. પણ મતદારો તરીકે અથવા તો અધિકારીઓ તરીકે નિગ્રો લોકોને સરકારમાં સાજેદારીનો કોઈ અધિકાર મળ્યો ? નિગ્રો લોકોને રાજકીય ક્ષેત્રે ગોરાઓ સમાન ગણવાની દક્ષિણનાં રાજ્યોને ફરજ પાડવા પ્રજાસત્તાકવાદીઓએ થોડાંક પગલાં ભર્યાં. ચૌદમો સુધારો પસાર કરીને આ કરાયું. આ સુધારાએ રાજય અને સમવાયતંત્રનું નાગરિકત્વ, તેના સત્તા ક્ષેત્રમાં આવતા પ્રદેશોમાં અમેરિકામાં જન્મેલા અથવા આવીને વસેલા, નિગ્રો સમેત સહુને આપ્યું અને રાજયના કોઈ પણ કાયદા દ્વારા અમેરિકાના નાગરિકના અધિકારો અથવા સંરક્ષણો પર કાપ મૂકવાની મના ફરમાવી. તદુપરાંત આ સુધારાએ જે રાજયે તેના નાગરિકોને મતાધિકારથી જેટલા પ્રમાણમાં બાકાત રાખ્યા હોય તેટલા પ્રમાણમાં કોંગ્રેસમાં તેના પ્રતિનિધિત્વ પર કાપ મૂક્યો. આ ચૌદમા સુધારાને આદર આપવાની દક્ષિણના રાજયોની લગીરે ઈચ્છા નહોતી. ટેનિસી સિવાય સહુ રાજયોએ આ સુધારો ફગાવી દીધો અને ગોરા વતનીઓની સરકારો સ્થાપી. ત્યાર પછી પ્રજાસત્તાકવાદીઓએ ૨, માર્ચ, ૧૮૬૭ને દિવસે 'પુનર્રચના કાયદો' (રીકન્સ્ટ્રક્શન એક્ટ-બળવાખોર રાજયોમાં કાર્યક્ષમ સરકાર પૂરી પાડવા માટેનો ખરડો) પસાર કરવાની કાર્યવાહી કરી. તેમાં સંઘમાં હજી સુધી ફરી દાખલ ન કરાયેલાં (ગોરા વતનીઓએ સ્થાપેલી સરકારોની અવજ્ઞા કરીને) રાજયોમાં કાયદેસરની સરકારો સ્થાપવાનું અને તેમના પુનઃપ્રવેશ માટેની યોગ્ય શરતો ઘડવાનું પ્રયોજન હતું. આ કાયદા પ્રમાણે, આ રાજયો એટલે કે ટેનિસી

સિવાયનાં છૂટાં પડેલાં રાજ્યોનું પાંચ લશ્કરી જિલ્લાઓમાં વિભાજન કરવામાં આવ્યું. પ્રત્યેક જિલ્લા પર સમવાયી સૈન્યના બ્રિગેડિઅર જનરલની હકૂમત જ્યાં સુધી (૧) રાજ્ય સરકારનું નવું બંધારણ ઘડાય, (૨) ચૌદમા સુધારાને બહાલી અપાય, (૩) અને યોગ્ય રીતે તે રાજ્યોનો પુનઃપ્રવેશ થાય ત્યાં સુધી રહેવાની હતી. પ્રજાસત્તાકવાદીઓએ બીજો, પંદરમો સુધારો પસાર કર્યો. તેમાં નાગરિકના મતાધિકારને ઈન્કારવાની, જાતિ, રંગ અથવા ગુલામીની પૂર્વ પરિસ્થિતિને કારણે તેના પર તરાપ મારવાની મના ફરમાવવામાં આવી હતી. બંધારણના અન્ય અંગો જેમ જ આને પણ સ્વીકારવાનો જ હતો અને તે બધાં જ રાજ્યો માટે બંધનકર્તા હતો.

દક્ષિણના ગોરાઓ નિગ્રો લોકોને સમાન નાગરિકત્વ આપવા ઈચ્છતા નહોતા. નિગ્રોના મતાધિકારો છિનવી લેવાની પ્રક્રિયા ઝડપથી ચાલી. દક્ષિણની રાજ્ય સરકારો ઉપરાંત દક્ષિણનાં ગોરાઓએ તેને પરમ કર્તવ્ય તરીકે અપનાવી લીધી. પંદરમાં સુધારાને ટાળવા રાજ્ય સરકારોએ નિગ્રોને જાતિ તથા રંગ સિવાયનાં અન્ય કારણોસર મતાધિકારથી વંચિત રાખવાના ચૂંટણી કાયદા ઘડવામાં પોતાનું કૌશલ્ય વાપર્યું. તેમાંના મોટા ભાગનાએ 'દાદા'[1]ની કલમ ઉમેરી જેને કારણે નિગ્રો લોકોને પ્રભાવક રીતે બાકાત રાખવામાં આવ્યા અને ગોરાઓને સંપુર્ણપણે સમાવવામાં આવ્યા. લોકોને પક્ષે આ પ્રક્રિયાનો અમલ કુ કલુકસ કલાન (આંતર વિગ્રહ પછી અમેરિકાનાં દક્ષિણનાં રાજ્યોમાં સ્થપાયેલું નિગ્રો વિરોધી ગુપ્તમંડળ) દ્વારા થતો હતો. મૂળ તો આ ક્લાન મનોરંજન માટે યુવાનો દ્વારા ટેનિસીમાં પ્રસ્થાપિત ગુપ્તમંડળ હતું. નિગ્રો લોકોનું દમન કરવા અને તેમના રાજકીય અધિકારો ભોગવતાં તેમને અટકાવવા માટે તેનું વ્યવસ્થિત સંગઠનમાં રૂપાંતર કરવામાં આવ્યું. નિગ્રો પર વારંવાર અને ક્યારેક ક્યારેક નિગ્રો પ્રત્યે સહાનુભૂતિ દર્શાવનારા ગોરાઓ પર પણ ક્યારેક ક્યારેક તે દક્ષિણના ગ્રામ પ્રદેશોમાં અત્યાચારો કરતું. આ ટોળાના લોકોની ક્યારેય ભાળ ન લાગતી. આ દર્શાવે છે કે દક્ષિણની સમગ્ર ગોરી વસ્તીનું ક્લાન લોકોને સમર્થન સાંપડયું હતું.

૧ તે 'દાદા'ની કલમ કહેવાય છે કારણ કે તેમાં જેના દાદાએ મતાધિકાર ભોગવ્યો હોય તે વ્યક્તિનો તેવો અધિકાર મર્યાદિત કરવામાં આવ્યો હતો.

સમવાયી લશ્કરોનો ખુલ્લો સામનો કરવાનો કોઈ પ્રયત્ન ન થતો પણ તેમની પ્રવૃત્તિઓ કે કોંગ્રેસે પસાર કરેલા શિક્ષાત્મક કાયદાઓ આ વર્ષો દરમ્યાન કેટલાંક પરગણાંને નીચાજોણું કરાવે તેવી ફટકા મારવાની, ઘરો બાળવાની અને હત્યાઓની ઘટનાઓને નિયંત્રણમાં લાવવા અસરકારક ન નીવડયા.

દક્ષિણનાં રાજયો તથા દક્ષિણના ગોરાઓના હેતુઓને અમેરિકાની વરિષ્ઠ અદાલતે સરળતા કરી આપી. વરિષ્ઠ અદાલતે એવો ચુકાદો આપ્યો કે પંદરમો સુધારો હોવા છતાંય નિગ્રોના મતાધિકાર રદ કરવાના રાજયોના કાયદાઓ પ્રમાણભૂત છે. કારણ કે તે જાતિ અને રંગને આધારે ઘડાયેલા નથી. વળી, વરિષ્ઠ અદાલતે એવો પણ ચુકાદો આપ્યો કે કુ કલુકસ કલાનની પ્રવૃત્તિઓ જો નિગ્રોને તેમના મતાધિકારોનો ઉપયોગ કરતાં રોકતી હોય તો તેમાં કશું નુકસાન નથી. કારણ કે પંદરમાં સુધારાએ રાજયોને મતાધિકારોમાં દરમ્યાનગીરી કરતાં રોકયા છે પણ તેણે ખાનગી સંસ્થાઓ દ્વારા થતી દરમ્યાનગીરીને અટકાવી નથી.

ત્યારે પ્રજાસત્તાકવાદીઓએ શું કર્યું ? બંધારણમાં સુધારો કરી નિગ્રો લોકોને બહેતર અને સવિશેષ પ્રભાવક ખાતરીઓ આપવાને બદલે તેઓ દક્ષિણનાં રાજયોને માન્યતા આપવા માંડયા અને તેમને રાજયસંઘમાં પ્રવેશ પણ આપવા માંડયા. તેઓ વિદ્રોહીઓને સાર્વત્રિક માફી આપવા માંડયા એટલું જ નહિ ત્યાં રાખેલા લશ્કરો પાછાં ખેંચીને નિગ્રોને તેમના માલિકોની મનસ્વી દયા પર છોડી દીધા. શ્રી આપ્થેકર કહે છે તેમ : [૧]

'પણ દક્ષિણમાં નિગ્રો લોકોની અને તેમના સાથીઓની લોકશાહી જમીન અને નાગરિકત્વના અધિકારો માટેની વીરતાભરી લડતને મુખ્યત્વે તો ઉત્તરના ઔદ્યોગિક તથા આર્થિક ભદ્ર વર્ગના લજજાસ્પદ દગાને કારણે પરાજય મળ્યો. ૧૮૭૭માં ઉત્તરના આ જૂથે દક્ષિણના પ્રત્યાઘાતી કારસ્થાનીઓ સાથે સમજૂતી સાધી. પ્રજાસત્તાક પક્ષની આ પ્રત્યાઘાતી પાંખ સાથે કાર્ય કરી, ઉત્તરના આ મોટા ઉમરાવશાહી જૂથે દક્ષિણની આ અલ્પજન સત્તાને છૂટો દોર (સ્થાનિક સ્વરાજ) આપીને વિપ્લવને વેચી માર્યો. આ 'સજજનોની સમજૂતી' એટલે નિગ્રોના

૧ ધ નિગ્રો ઈન ધ સિવિલ વોર. પૃ. ૪૫-૪૬.

મતાધિકારોનું બાકાતીકરણ, ગણોતિયાગીરીની ગુલામી, ટોળાશાહીની ક્રૂરતા અને નાગરિક સ્વાતંત્ર્ય તથા શૈક્ષણિક તકોની ખોટ.'

દગાની આ વાત અહીંથી જ અટકતી નથી. તે કહેવું અનિવાર્ય છે કે જો પ્રજાસત્તાકવાદીઓએ દક્ષિણના ડેમોક્રેટો (લોકશાહીવાદીઓ) સાથે તેમના પક્ષનો વિરોધ ચાલુ રાખ્યો હોત તો નિગ્રો લોકોને હજી પણ આ નરક યાતનામાંથી બચાવી શકાત. જેઓ જાણે છે તેમનો અભિપ્રાય છે કે ઉત્તરની જેમ દક્ષિણના ગોરાઓ પ્રજાસત્તાકવાદીઓ તથા લોકશાહીવાદીઓના જૂથોમાં વહેંચાયેલા હોત તો દક્ષિણમાં નિગ્રોના મતાધિકારો વડે જ મોટે ભાગે નિયંત્રિત ન થતું ભાગ્યે જ એકાદું રાજ્ય હોત. અરે, પ્રજાસત્તાકવાદીઓ પણ તેમ ન કરી શકત. પ્રજાસત્તાકવાદીઓએ લોકશાહીવાદી જૂથ સાથે નિગ્રોના મતો માટે પ્રચાર નહિ કરવા જ કરાર કર્યો હોય તેવું જણાય છે. ખરેખર તો, દક્ષિણમાં પ્રજાસત્તાકવાદી પક્ષનું અસ્તિત્વ જ નથી. તેનું અસ્તિત્વ એટલા માટે નથી કે ત્યાં તે નિગ્રોનો પક્ષ લેતાં ડરે છે.

નિગ્રોની આ નિયતિને અસ્પૃશ્યો ભૂલી ન શકે. આવું કપટ અટકાવવા માટે જ અસ્પૃશ્યોએ 'મુક્તિસંગ્રામ' અંગે તેમનું આ વલણ અખત્યાર કર્યું છે અને તેમાં ખોટું શું છે ? બર્કની પેલી શિખામણ છે કે અતિવિશ્વાસું સલામતીથી વિનાશ પામવો તેના કરતાં તો કાયરતાનો આક્ષેપ સહેવો બહેતર છે અને તે શિખામણનું પાલન કરવા કરતા વધુ કૈં તેઓ કરે છે ?

ત્રીજી દલીલ એ છે કે 'મુક્તિ સંગ્રામ' પહેલાં અને બંધારણીય સલામતીઓની સમજૂતી પછી તેવી કોંગ્રેસની વાતમાં કોઈ વજૂદ નથી. હિંદના મુક્તિ અધિકાર પ્રત્યે બ્રિટિશ સરકારનું વલણ જોતાં અસ્પૃશ્યોને લાગે છે કે કોંગ્રેસ જેનો આટલો બધો મહિમા ગાય છે તે આ સંગ્રામની કોઈ અનિવાર્યતા નથી. આતો ઘોડા આગળ ગાડી મૂકવા જેવી વાત છે. ૧૮૫૭ના બળવા પછી હિંદના સ્વાતંત્ર્ય માટેના દાવા પ્રત્યે બ્રિટિશ સરકારનું વલણ તદ્દન બદલાઈ ગયું છે. એક સમય એવો હતો કે જયારે બ્રિટિશ સરકારનો અભિપ્રાય એવો હતો કે હિંદનો આઝાદીનો દાવો ખોટો છે. કલકત્તામાં, લોરેન્સના બાવલા નીચેનું સૂત્ર બાપોકાર કહે છે : 'અંગ્રેજોએ તલવાર વડે હિંદ જીત્યું અને તલવારથી જ તેને તે જકડી રાખશે.'

આ વલણ મૃત્યુ પામ્યું છે, દફનાવાયું છે અને એમ કહેવામાં અતિશયોક્તિ નથી કે પ્રત્યેક અંગ્રેજ આજે તેનાથી લજ્જા અનુભવે છે. આ તબક્કા પછી એક બીજો તબક્કો આવ્યો જ્યારે હિંદની આઝાદી વિરુદ્ધ બ્રિટિશ સરકારની એવી દલીલ હતી કે હિંદીઓ સંસદીય સંસ્થાઓ ચલાવવા અસમર્થ છે. લૉર્ડ રિપનના શાસન દરમ્યાન આનો પ્રારંભ થયો અને ત્યાર પછી હિંદીઓને રાજકીય તાલીમ આપવાનો પ્રયત્ન થયો. સૌ પ્રથમ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં અને પછી મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ સુધારા દ્વારા પ્રાંતીય સરકારોમાં. હવે આપણે ત્રીજા વર્તમાન તબક્કામાં પ્રવેશ્યા છે. હિંદને પોતે તલવારથી જકડી રાખશે તેમ હવે કહેતાં બ્રિટિશ સરકાર શરમાય છે. હવે તે એમ પણ કહેતી નથી કે સંસદીય સંસ્થાઓ ચલાવવા હિંદીઓ અસમર્થ છે. હિંદના આઝાદીના અધિકારને, તે સ્વીકારે છે. અરે, હિંદ ઈચ્છે તો આઝાદી આપવાય તે તૈયાર છે. પોતાનું બંધારણ ઘડવાનો હિંદીઓને અધિકાર છે. તેવું પણ બ્રિટિશ સરકાર સ્વીકારે છે. ક્રિપ્સની દરખાસ્તો જ આ નવા દૃષ્ટિકોણની મોટામાં મોટી સાબિતી છે. હિંદની આઝાદી આપવા માટેની બ્રિટિશ સરકારની પૂર્વશરત એ છે કે હિંદે એવું બંધારણ ઘડવું જોઈએ જેને દેશના રાષ્ટ્રીય જીવનનાં મહત્ત્વનાં ઘટકોની સંમતિ હોય. આ તબક્કે આપણે પહોંચ્યા છીએ. ત્યારે અસ્પૃશ્યોને તે સમજાતું નથી કે કોંગ્રેસ હિંદીઓ વચ્ચે સમજૂતી સાધવાનો પ્રયત્ન કરવાને બદલે 'મુક્તિ સંગ્રામ'ની વાતો જ કેમ કર્યા કરે છે અને તેમાં ન જોડાવા બદલ અસ્પૃશ્યોની નિંદા કેમ કરે છે ?

## ૩

કોંગ્રેસ બ્રિટિશ સરકારની દરખાસ્તનો વિરોધ કેમ કરે છે ? બે મુદ્દાઓ પર તે પોતાનો વિરોધ વાજબી ઠેરવે છે. તે કહે છે કે બ્રિટિશ સરકારે મૂકેલી શરતને કારણે અસ્પૃશ્યોને હિંદની આઝાદીને અટકાવવાની સત્તા મળે છે. બે કારણોસર આ દલીલ મૂર્ખામી ભરી છે. સૌ પ્રથમ તો એ કે હિંદના અસ્પૃશ્યોએ ક્યારેય અશક્ય માગણીઓ મૂકી નથી. અરે, તેમણે ક્યારેય અજૂગતી માગણીઓ પણ મૂકી નથી. કાર્સને જેમ રેડમોન્ડને કહ્યું હતું તેમ ક્યારેય તે કહેતા નથી, 'જહન્નમમાં જાય તમારી સલામતીઓ. અમારે તમારી ગુલામી નથી જોઈતી.'

હિંદુ બહુમતીનું શાસન સ્વીકારવા અસ્પૃશ્યો સંપૂર્ણપણે તૈયાર છે. ભલે પછી તેની નીતિમત્તાનું ધોરણ અસામાજિક અને બિન લોકશાહી હોય તોય. માત્ર તેમને એ જ જોઈએ છે કે બંધારણ તેમને વિવેકપૂર્ણ સલામતીઓ આપે. અશક્ય માગણીઓ ઊભી કરીને અસ્પૃશ્યો હિંદની આઝાદીને અટકાવવાની સત્તા વાપરશે એ તો સાવ બદનક્ષી છે. તેને માટે કશું જ વાજબીપણું નથી. માની લઈએ કે આ ભય પ્રમાણભૂત છે તો કોંગ્રેસ પાસે તેના રસ્તા નથી જ તેવું નથી. કોંગ્રેસ એમ પણ કહી શકે છે કે જો હિંદુઓ તથા અસ્પૃશ્યો વચ્ચે સંમતિ ન સધાય તો આંતરરાષ્ટ્રીય લવાદીપંચ પાસે આ વિવાદ લઈ જવો. જો કોંગ્રેસ આવી દલીલ કરે તો બ્રિટિશ સરકાર કે અસ્પૃશ્યોને તેમાં લગીરે વાંધો નહિ હોય. પણ જયારે, સર્વસંમત બંધારણ ઘડવાના પ્રામાણિક અને સન્નિષ્ઠ પ્રયત્નો કરવાને બદલે કોંગ્રેસ આઝાદી મેળવવા માટે પોતાની ઝુંબેશો, પ્રસંગોપાતના વિરામ કે મોકૂફી વિના ચલાવ્યા જ કરે છે ત્યારે તો અસ્પૃશ્યો એકમાત્ર તે જ તારણ પર આવે છે કે કોંગ્રેસ બ્રિટિશ સરકાર પર સત્તા તબદીલી કરવા અથવા અસ્પૃશ્યોએ માગેલી સલામતીઓ સાથે લગીરે સંમત થયા વિના, શ્રી ગાંધીના શબ્દોમાં કહીએ તો, 'કોંગ્રેસને ચાવીઓ સોંપી દેવા' દબાણ લાવવા માગે છે. ટૂંકમાં, કોંગ્રેસ એવું આઝાદ હિંદ માગે છે કે જે આઝાદ ભારતમાં પોતાની ઈચ્છા પ્રમાણે અસ્પૃશ્યોનો નિકાલ કરવાની હિંદુઓને સંપૂર્ણ, અમર્યાદિત સ્વતંત્રતા હોય. આવા અપ્રામાણિક આંદોલનમાં ભલેને પછી તે 'મુક્તિ સંગ્રામ' જેવા ગૌરવવંતા નામે નવાજાયું હોય - જોડાવા અસ્પૃશ્યોએ ઈન્કાર કર્યો હોય તેમાં નવાઈ નહીં.

સંમતિ નહીં સાધવા માટે કોંગ્રેસ દ્વારા બીજી દલીલ એમ થાય છે કે બ્રિટિશ સરકાર પ્રામાણિક નથી અને હિંદીઓ બંધારણ અંગે એકમતી સાધે તોય તેણે જાહેર કર્યા પ્રમાણે તે સત્તા સોંપણી કરવાની નથી અને છેવટે તો તેમના હાથમાંથી સત્તા છીનવી લેવા માટે હિંદીઓએ અંગ્રેજો સાથે સંઘર્ષ તો કરવાનો જ છે. આ સામે અસ્પૃશ્યોનો ઉત્તર એ છે કે હિંદીઓ અંગ્રેજોની સદ્ભાવના ઉપર આવો સંપૂર્ણ અવિશ્વાસ મૂકીને જ ચાલે તેવું કોઈ કારણ તેમને દેખાતું નથી. અંતે તો, હિંદીઓની આકાંક્ષાઓ પૂર્ણ કરવાની દિશામાં

બ્રિટિશ સરકારે પગલું ભર્યું છે અને તે આગળ વધી રહી છે. તેની ગતિ ધીમી છે કારણ કે હિંદીઓ નાની-નાની વસ્તુઓથી સંતોષ પામે છે. અંગ્રેજોનાં હિંદ વિજય પછી ઠેઠ ૧૮૮૬ની સાલ સુધી હિંદીઓએ ક્યારેય દરકાર નથી કરી કે કોણ તેમના પર રાજ્ય કરતું હતું અને કેવી રીતે રાજ્ય કરતું હતું. આ બધા પ્રશ્નોથી સહેજ પણ અસ્વસ્થ થયા વિના તેમને જીવાતા જીવનથી સંતોષ હતો. ૧૮૮૬માં કોંગ્રેસની સ્થાપના થઈ અને પહેલી જ વાર હિંદીઓએ હિંદની સરકારમાં રસ લેવો શરૂ કર્યો અને કોંગ્રેસ પણ ૧૯૧૦ સુધી માત્ર સારી સરકાર માટે જ આંદોલન કરતી હતી. પહેલી જ વાર, ૧૯૧૦માં કોંગ્રેસે સ્વરાજ્યની માગણી કરી. ૧૯૧૯માં જ્યારે મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ સુધારાઓ એરણ પર હતા ત્યારે સ્વરાજ્ય અંગેની પોતાની માગણીનો વ્યાપ કહેવાનો હિંદીઓને મોકો મળ્યો હતો. જે 'મેમોરેન્ડમ ઓફ નાઈન્ટીન' (ઓગણીસનું આવેદન)[૧] તરીકે ઓળખાય છે. તેમાં ૧૯૧૭માં હિંદીઓની જે મહેચ્છાઓ હતી તે વર્ણવાઈ છે. તેનું જેને જ્ઞાન છે તેને યાદ હશે કે સૌ શ્રેષ્ઠ અને સૌથી વિશેષ ક્રાંતિકારી હિંદીઓને પણ ત્યારે પ્રાંતોમાં દ્વિમુખી રાજ્ય પદ્ધતિથી સંતોષ હતો. સર દિનશા વાચ્છા અને શ્રી સમરથ જેવા નેતાઓને પણ આ હરણફાળ લાગી હતી. ૧૯૩૦માં, આઝાદી માટેના આગ્રહ અંગેના કોંગ્રેસ ઠરાવ છતાંય, શ્રી ગાંધી, ગોળમેજી પરિષદમાં [૨]પ્રાંતીય સ્વરાજ્યથી સંતોષ માનવા તૈયાર હતા. અંગ્રેજોએ તેનાથીય વધારે આપ્યું. ૧૯૩૯ પછી તેમાં જો વિરામ આવ્યો હોય તો તેનું મુખ્ય કારણ તો એ છે કે પોતાના દેશ માટે કેવા પ્રકારનું બંધારણ તે માગે છે તે અંગે હિંદીઓમાં સંમતિ પ્રવર્તતી નથી.

લોકકથામાં આવે છે તેમ નાગ ખજાના પર બેસી રહે અને તેની પાસે કોઈને જવા ન દે તે રીતે અંગ્રેજો હિંદની આઝાદી પર બેસી રહ્યા હતા તે

૧ હિંદ વિશેની પોતાની ડાયરીમાં મિ. મોન્ટેગ્યૂ નોંધે છે કે જ્યારે તેઓ તેમને રાજકીય સુધારાઓનો પ્રશ્ન ચર્ચવા મળ્યા ત્યારે તેમણે કહ્યું, 'અમને પ્રસ્તાવો પસાર કરવાની, સરકાર પર પ્રભાવ પાડવાની સત્તા આપો. અમે સરસ વિવેકપૂર્ણ ભાવનાથી તેનો ઉપયોગ કરીશું. પણ અમે જવાબદાર સરકાર માટે લાયક નથી.'

૨ ગોળમેજી પરિષદમાં શું બન્યું તે કથાના આ અંશ વિશે કહેવાયું નથી. પણ ગોળમેજી પરિષદમાં હાજર રહેલી પ્રત્યેક વ્યક્તિ જાણે છે કે પ્રાંતીય સ્વરાજ્ય માટે શ્રી ગાંધીને કેવી રીતે જીતી લેવામાં આવ્યા હતા. હિંદ સરકારના ૧૯૩૫ના કાયદામાં કેન્દ્રમાં કેટલીક જવાબદારીઓ સોંપાઈ હોય તો ગોળમેજી પરિષદમાં હાજર રહેલા બિનકોંગ્રેસી પક્ષોના પ્રતિનિધિઓને તેનો યશ જાય છે.

વાત તો હવે ભૂતકાળ છે તેમ અસ્પૃશ્યો માને છે. હિંદની આઝાદી તે તો રિસીવરના હાથમાં રહેલી મિલકત જેવી છે. બ્રિટિશ સરકાર તો માત્ર રિસીવર છે. જેવો વિવાદનો અંત આવશે અને સાચા પ્રકારનું બંધારણ ઘડાશે કે તેમણે તે મિલકત તેના સાચા માલિકોને એટલે કે હિંદીઓને આપવી જ પડશે. અસ્પૃશ્યો પૂછે છે : શા માટે આનો લાભ ન લેવો ? શા માટે દેશનાં મહત્ત્વના ઘટકો વચ્ચે સર્વસંમતિ સાધવાનો સીધો તથા પ્રામાણિક માર્ગ ન અપનાવવો ? અને ત્યાર પછી, મિલકતની સોંપણી માટે સંયુક્ત અરજી કેમ ન કરવી ? અસ્પૃશ્યો તો એમ પણ કહે છે કે કોંગ્રેસ આ માર્ગ અપનાવવા ઈચ્છતી નથી. તે જ દર્શાવે છે કે તેનો આ 'મુક્તિ સંગ્રામ' તે માત્ર એક પ્રયુક્તિ જ છે અને અસ્પૃશ્યોએ માંગેલી અને બ્રિટિશ સરકારે આઝાદી આપવાની પૂર્વ શરત તરીકે મૂકેલી સર્વમાન્ય બંધારણની અનિવાર્યતા ટાળવાનો જ તેનો હેતુ છે.

અસ્પૃશ્યો એવું કહેતા નથી કે બ્રિટિશ સરકારે કરેલાં નિવેદનોની તે જવાબદારી લેવા નીકળ્યા છે. તે એવું નથી કહેતા કે જો હિંદીઓ સર્વસંમતિ સાધશે તો એકાએક 'બારણાં ઠોકો ને તે ઊઘડી જશે. માગો અને મળશે.' તેવું બનશે. તે કબૂલે છે કે અંગ્રેજો પોતે કરેલાં નિવેદનો પ્રમાણે ન વર્તે. એવુંય બને કે સર્વસંમત બંધારણ ઘડવામાં આવે ત્યારે તેઓ તેમનાં વચનો ન પાળે અને મુક્તિ સંગ્રામ અનિવાર્ય બને. અસ્પૃશ્યો આ શક્યતાઓને નકારી કાઢતા નથી. પણ તેમનું કહેવું એમ છે કે હિંદીઓએ અંગ્રેજોની પરીક્ષા કરી નથી અને જયાં સુધી સર્વસંમત બંધારણ ન ઘડાય ત્યાં સુધી તેમની પરીક્ષા થઈ શકે તેમ નથી. જયાં સુધી કોંગ્રેસ સૌ પ્રથમ પોતાની નીતિ તરીકે આ માર્ગ નહિ અપનાવે - જો કે માર્ગ છેલ્લો જ નહિ હોય. - ત્યાં સુધી અસ્પૃશ્યોને લાગે છે કે તેમની સાથેના વ્યવહારમાં, અરે, દેશ સાથેના વ્યવહારમાં કોંગ્રેસ પ્રામાણિક નથી. હવે કોણ કહી શકશે કે કોંગ્રેસના 'મુક્તિ સંગ્રામ'માં સહભાગી થવાનો ઈન્કાર કરવામાં અસ્પૃશ્યો પાસે પૂરતાં કારણો નથી ?

# પ્રકરણ-૮

# સાચો મુદ્દો

## અસ્પૃશ્યો શું ચાહે છે ?

કોંગ્રેસ તથા અસ્પૃશ્યો વચ્ચેના વિવાદમાં મૂળભૂત મુદ્દો શો છે ? હું જે રીતે વાતને સમજું છું તેમ મૂળભૂત મુદ્દો આ છે : હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યો એક અલગ ઘટક છે ? અથવા તેઓ નથી ?

આ જ આ વિવાદનો સાચો મુદ્દો છે અને આ જ મુદ્દા પર કોંગ્રેસ અને અસ્પૃશ્યોએ વિરોધી દિશાઓ લીધી છે. અસ્પૃશ્યોનો ઉત્તર છે, હા, તેઓ અલગ ઘટક છે. તેઓ કહે છે કે તેઓ હિંદુઓથી વિશિષ્ટ અને ભિન્ન છે. બીજી બાજૂ કોંગ્રેસ ના પાડે છે અને આગ્રહપૂર્વક કહે છે કે અસ્પૃશ્યો હિંદુઓનું જ એક અંગ છે. આ મુદ્દાના સંબંધકર્તા પક્ષોનું આ વલણ છે. લોર્ડ લિન્લિથગોએ, [1]વાઈસરોય અને હિંદના ગવર્નર જનરલ તરીકેના પોતાના નિવેદનમાં બ્રિટિશ સરકારનું વલણ સ્પષ્ટ કર્યું હતું. તેમાં તેમણે સાવ સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યો એક અલગ ઘટક છે. જે લોકો બંધારણીય સલામતીઓના પ્રશ્નને મૂળભૂત મુદ્દો માને છે. તેમને આશ્ચર્ય થશે કે તેઓ જેને મૂળભૂત મુદ્દો માને છે તેનાથી દેખીતી રીતે જ અલગ મુદ્દાને હું મૂળભૂત મુદ્દો માનું છું. ખરેખર તો કોઈ તફાવત છે જ નહિ. વ્યક્તિ કોને નિકટનું અને કોને અંતિમ માને છે તેના પર સઘળો આધાર છે. બીજાઓ બંધારણીય સલામતીઓના પ્રશ્નને અંતિમ માને છે. હું તેને નિકટનો માનું છું. જેને મેં મૂળભૂત કહ્યો છે તેને હું અંતિમ માનું છું. જેમાંથી નિકટનો મુદ્દો આવવાનો છે. જેમ તાર્કિક અનુમાનમાંથી દલીલ અવતરે છે તેમ. આવા ભેદ પાડવાનું મને અનિવાર્ય કેમ લાગ્યું તે મારે કહી દેવું જોઈએ. હિંદના બંધારણની ઉત્ક્રાંતિ મને તો તાર્કિક અનુમાન જેવી પ્રસ્થાપિત જ લાગે છે. આ અનુમાનની મુખ્ય દલીલ એ છે કે હિંદના રાષ્ટ્રીય જીવનમાં જ્યાં ઘટકનું અસ્તિત્વ હોય અને તેની અલગ અને વિશિષ્ટ ઘટક તરીકે વ્યાખ્યા થઈ શકતી હોય તો તે

૧ જૂઓ પરિશિષ્ટ ૬, વિગતો ૯ તથા ૧૨.

ઘટકને બંધારણીય સલામતીઓ મેળવવાનો અધિકાર છે. બંધારણીય સલામતીનો દાવો કરતા ઘટકે પુરવાર કરવું જોઈએ કે વિશિષ્ટ અને અલગ ઘટક તરીકે તે વ્યાખ્યેય છે. જો તે પુરવાર કરે કે તે વિશિષ્ટ અને અલગ છે તો બંધારણીય સલામતીઓ માગવાનો તેનો અધિકાર સ્વીકારવો પડે.

આ જ રીતે મુસ્લિમો, ભારતીય ખ્રિસ્તીઓ, એંગ્લો-ઈન્ડિયનો, યુરોપિયનો અને શીખોની બંધારણીય સલામતીઓની જોગવાઈઓ અસ્તિત્વમાં આવી છે. તે સાચું છે કે હિંદનું બંધારણ સિધ્ધાતોના પ્રકાશમાં ઘડાયું નથી. તે અવ્યવસ્થિત રીતે વિકસ્યું છે. સિધ્ધાંતો પ્રમાણે વિકસવા કરતાં જરૂરિયાતની માંગ પ્રમાણે સવિશેષ વિકસ્યું છે. છતાંય, મેં દર્શાવેલ આ શાંત પૂર્વપક્ષ ભલે તે સિધ્ધાંત ન હોય તોય સતત કામ કરતો જ રહ્યો છે. બંધારણીય સલામતીઓ માટેના જૂથના અધિકારને પરિણામરૂપે જ સ્વીકારવામાં આવ્યો છે. તેઓ હિંદના રાષ્ટ્રીય જીવનનું વિશિષ્ટ અને અલગ ઘટક છે એ મૂળભૂત શરત સંતોષાય ત્યારે આ આપમેળે થતું લાગવાનું જ. આ વિવાદનો વિચાર કરતી વ્યક્તિએ અનુમાનમાં અજમાવાતી રીતો જ અપનાવવી જોઈએ. તાર્કિક અનુમાનમાં ભૂમિકા અને તારણ બંને મૂળભૂત હોય છે અને દલીલ પુરી કરતી વખતે તારણનો જ વિચાર કરવો અને ભુમિકા તપાસવી છોડી દેવી તે પૂરતું નથી. આ દષ્ટિકોણથી જોતાં મને લાગે છે કે મારે અસ્પૃશ્યોનો પક્ષ બંધારણીય સલામતીઓની ચર્ચાથી છોડી ન દેવો જોઈએ. મને લાગે છે કે મારે ભુમિકાનો - તે અંતિમ હોય કે મૂળભૂત વિધાન હોય વિચાર કરવો જ જોઈએ કે જેમાંથી સ્વાભાવિક ક્રમે નહિ તોય પ્રણાલિકારૂપે બંધારણીય સલામતીઓનો પ્રશ્ન આવ્યો લાગે છે.

આ પરથી સમજી શકાશે કે નિકટના વિધાનથી જુદા તરી આવતાં મૂળભૂત વિધાનની અલગ માવજત કરવાનો જે મેં નિર્ણય કર્યો છે તેમાં વાજબીપણું તો છે જ. તેની માવજત અલગ અને મહત્ત્વપૂર્ણ રીતે થવી અનિવાર્ય લાગે છે કારણ કે કોંગ્રેસ પૂરતી સભાન લાગે છે કે આ મૂળભૂત મુદ્દો છે અને તે જાણે છે કે અસ્પૃશ્યો અલગ ઘટક છે એમ જો એકવાર માન્ય થઈ જાય તો પછી તે બંધારણીય સલામતીઓના તેમના દાવાને સફળ થતો રોકી શકશે નહિ. જો કોંગ્રેસ આ વિધાનની સ્પર્ધા માટે આગળ આવી હોય તો તેનું કારણ એ કે

તે જાણે છે કે આ પહેલી ખાઈ ખોદાઈ રહી છે અને જો તે તે નહિ જાળવી શકે તો તે પરિસ્થિતિને નહિ સાચવી શકે.

૨

હિંદની પરિસ્થિતિથી જેઓ સભાન છે તેમને માટે તો આ મોટું આશ્ચર્ય હશે કે જે બિનવિવાદાસ્પદ છે તેને માટે વિવાદ કરવા કોંગ્રેસ આગળ આવે એટલે કે અસ્પૃશ્યો હિંદુઓથી અલગ હોવા છતાંય તે અલગ નથી કહીને તેનો વિવાદ સર્જે પણ જયારે કોંગ્રેસે આમ કરવું પસંદ જ કર્યું છે ત્યારે મારે પણ આ મુદ્દાને શક્ય તેટલો શ્રેષ્ઠ ન્યાય આપવો જોઈએ.

પોતે હિંદુઓ કરતાં અલગ છે તે માટે અસ્પૃશ્યોએ રજૂ કરેલાં કારણો સમજવા અઘરાં નથી અને તેને માટે લાંબા અને જટિલ નિવેદનનીય જરૂર નથી. તેમના કિસ્સા અંગેનું નિવેદન એક સરળ પ્રશ્નમાં જ આવરી લેવાય. તેઓ કઈ દષ્ટિએ હિંદુઓ છે ? સૌ પહેલાં તો જાણી લેવું જોઈએ કે 'હિંદુ' શબ્દનો ઉપયોગ વિવિધ અર્થોમાં થાય છે અને તે કયા અર્થમાં વપરાયો છે તે જાણ્યા પછી જ વ્યક્તિ તેનો યોગ્ય ઉત્તર આપી શકે. તે પ્રાદેશિક અર્થમાં વપરાય છે. હિંદુસ્તાનનો જે કોઈ વતની છે તે હિંદુ છે. આ અર્થમાં અસ્પૃશ્યો હિંદુઓ છે તેવો દાવો કરી શકાય. પણ તો પછી મુસ્લિમો, ખ્રિસ્તીઓ, શીખો, યહૂદીઓ, પારસીઓ વગેરેનું પણ તેવું જ. બીજા અર્થમાં 'હિંદુ' શબ્દ વપરાય છે. તે ધાર્મિક અર્થમાં વ્યક્તિ કોઈ પણ તારણ પર આવે તે પહેલાં હિંદુ ધર્મનાં સિધ્ધાંતોને હિંદુ ધર્મના સંપ્રદાયથી અલગ તારવવા અનિવાર્ય છે. અસ્પૃશ્યો હિન્દુ શબ્દના ધાર્મિક અર્થમાં. હિંદુઓ છે કે નહિ તે તો તે વ્યક્તિ સિધ્ધાંતો કે સંપ્રદાયને માપદંડ તરીકે સ્વીકારે છે કે નહિ તેના પર આધારિત છે. જો હિંદુ ધર્મના માપદંડો જ્ઞાતિ તથા અસ્પૃશ્યતા જેવા સિધ્ધાંતો હોય તો પ્રત્યેક અસ્પૃશ્ય હિંદુ ધર્મનો અને પોતે હિંદુ છે તે કથનનો ઈન્કાર કરશે. જો સંપ્રદાય સ્વીકારને જેમ કે હિંદુ ધર્મે સ્વીકારેલી રામ, કૃષ્ણ, વિષ્ણુ, શિવ અને અન્ય દેવીદેવતાઓની ભક્તિને હિંદુ ધર્મના માપદંડ તરીકે અપનાવવામાં આવે તો અસ્પૃશ્યો હિંદુ હોવાનો દાવો કરી શકે. હંમેશની જેમ કોંગ્રેસ અસ્પૃશ્યોમાંથી કેટલાક દલાલો રાખે છે જે જરૂર પડે બૂમો પાડે કે અસ્પૃશ્યો હિંદુ છે અને તેઓ હિંદુ તરીકે

જ મરશે પણ જો જ્ઞાતિ અને અસ્પૃશ્યતાની માન્યતાને જ હિંદુ ધર્મનો અર્થ ઘટાવવામાં આવશે તો આ પગારદાર દલાલો પણ, જો તેમને પોતે હિંદુ છે તેવું જાહેર કરવાનું કહેવામાં આવે તો, પોતાની જાતને હિંદુ ગણાવવા તૈયાર નહિ થાય.

એકબીજા મુદ્દા પર પણ ભાર મૂકાવો જોઈએ. ઉપર્યુક્ત પૃથક્કરણ પ્રમાણે જો હિંદુ શબ્દનો ઉપયોગ ધાર્મિક સ્વરૂપે પણ એક માન્યતા પ્રાપ્ત સંપ્રદાયના મર્યાદિત અર્થમાં થાય તો અસ્પૃશ્યોને હિંદુ માનવા પડે. અહીં પણ હિંદુઓ તથા અસ્પૃશ્યોનો ધર્મ સમાન છે, તેવા તારણ પર આવતાં પહેલાં એક ચેતવણી આપવાની જરૂર છે. એક માન્યતાપ્રાપ્ત સંપ્રદાયોના અનુયાયી હોવા છતાંય તેમનો ધર્મ સમાન છે, તેમ ન કહી શકાય. આ માટે ચોક્કસ અને યોગ્ય વિધાન તો એ છે કે તેમનો ધર્મ સરખો છે. સમાન ધર્મ એટલે સહભાગીપણાનો સમાન ક્રમ. હવે, સંપ્રદાયોના પાલનમાં પણ સહભાગીપણાનો આવો સમાન ક્રમ હોતો નથી. હિંદુઓ તથા અસ્પૃશ્યો અલગ અલગ રીતે તેમના સંપ્રદાયોનું પાલન કરે છે. એટલે તેમના સંપ્રદાયોમાં સરખાપણું હોવા છતાંય તેઓ બે વિદેશીઓની જેમ અલગ જ રહે છે. હિંદુ શબ્દના આ બંને અર્થો આ ચર્ચાને ઉચિત ઠેરવી શકે તેવા રાજકીય પ્રશ્નનો નિવેડો લાવવામાં મદદરૂપ થઈ શકતા નથી.

એક જ કસોટી ઉપયોગી નીવડી શકે અને તે એ કે હિંદુ સમાજનો તે સભ્ય છે કે નહિ તે સામાજિક દષ્ટિ. અસ્પૃશ્યને હિંદુ સમાજની અંગભૂત વ્યક્તિ કહી શકાય ? તેમને શેષ હિંદુઓ સાથે સાંકળતી કોઈ માનવીય કડી ખરી ? ના, એકકે નહિ. નથી બેટી વ્યવહાર કે નથી રોટી વ્યવહાર. અરે, સ્પર્શવાનો ય અધિકાર નથી. પછી ભેળા મળવાની તો વાત જ ક્યાં ? તેવા પ્રસંગો તો જવલ્લે જ. ઊલટું, માત્ર સ્પર્શ જ હિંદુઓને અભડાવવા પૂરતો છે. હિંદુઓની સમગ્ર પરંપરા અસ્પૃશ્યને અલગ ઘટક તરીકે સ્વીકારવાની છે અને તેનો હકીકત તરીકે તે આગ્રહ રાખે છે. હિંદુઓ તથા અસ્પૃશ્યોને અલગ તારવતી પરંપરાગત સંજ્ઞા જ અસ્પૃશ્યોની દલીલના પક્ષનો શ્રેષ્ઠ પુરાવો છે. આ પરંપરાગત સંજ્ઞા પ્રમાણે હિંદુઓને 'સવર્ણો' કહેવામાં આવે છે અને અસ્પૃશ્યોને 'અવર્ણો'. તે

હિંદુઓને 'ચતુર્વર્ણિકા' તરીકે ઓળખાવે છે અને અસ્પૃશ્યોને 'પંચમા' તરીકે. જો અલગતાનું અસ્તિત્વ ઊભું ન જ થયું હોત અને તેનું પાલન એટલું અનિવાર્ય ન જ બન્યું હોત કે તે હકીકતને વાચા આપવા વિશિષ્ટ સંજ્ઞા ઊભી કરવી પડે તો આવી સંજ્ઞા અસ્તિત્વમાં આવત જ નહિ.

આથી, અસ્પૃશ્યો હિંદુઓ છે અને તેથી મુસ્લિમો અને અન્યોની જેમ તે અલગ રાજકીય અધિકારો માગી જ ન શકે તેવી કોંગ્રેસની દલીલમાં કંઈ તથ્ય નથી. પરંપરા પ્રાપ્ત દલીલ જ એ અસ્પૃશ્યો હિંદુઓ નથી તેવું પુરવાર કરવા માટે સરસ અને નક્કર છે. છતાંય કોકને તે નબળી લાગે. કોંગ્રેસની દલીલનો સીધો પ્રત્યુત્તર આપ્યા વિના હું આ મેદાન છોડવા ઈચ્છતો નથી. આટલા ખાતર અસ્પૃશ્યો ધાર્મિક રીતે હિંદુઓ છે તે વાત હું મંજૂર રાખીશ. પણ પ્રશ્ન તો એ છે : તે હિંદુઓ હોય તેથી શો ફેર પડે ? તેનાથી હિંદી રાષ્ટ્રીય જીવનના અલગ ઘટક તરીકેની તેમની ઓળખાણમાં કશો વાંધો આવે ખરો ? ધાર્મિક રીતે, માત્ર મર્યાદિત અર્થમાં જ તે હિંદુ કહેવાતા હોય તે જ માત્ર હકીકત, તેઓ હિંદુ સમાજનું અતંર્ગત અંગ છે તેવી દલીલનો આધાર કેમ બની શકે તે સમજી શકાતું નથી.

દલીલ ખાતર સ્વીકારી લઈએ કે ધાર્મિક રીતે તે હિંદુઓ છે તો તેનાથી મેં જે કહ્યું તેમાં તે અન્ય હિંદુઓની જેમ એ જ દેવદેવીઓને પૂજે છે, તે એ જ તીર્થધામોએ જાય છે, તેવી જ અંધશ્રદ્ધા ધરાવે છે અને એ જ પથ્થરો, વૃક્ષો, પર્વતોને અન્ય હિંદુઓની જેમ પવિત્ર માની પૂજે છે. આ જે મેં કહ્યું તેમાં કશો વિશેષ ફેર પડે છે ખરો ? અસ્પૃશ્યો અને હિંદુઓ એક જ કોમના ભાગ છે તેવું તારવવા માટે આ પૂરતું છે ? જો કોંગ્રેસની દલીલ પાછળ આ જ તર્ક હોય તો પછી બેલ્જિઅનો, ડચ, નોર્વેજિઅનો, સ્વીસવાસીઓ, જર્મનો, ફ્રેન્ચ, ઈટાલીઅનો, સ્લાવ વગેરેનું શું ? ? તે બધાં શું ખ્રિસ્તીઓ નથી ? તે બધાં શું એક પ્રભુને પૂજતા નથી ? તે બધા શું ઈસુને તેમના તારણહાર તરીકે સ્વીકારતા નથી ? તેમની ધાર્મિક શ્રદ્ધાઓ શું એક નથી ? એ તો સ્પષ્ટ છે કે વિચારોમાં, ભક્તિમાં અને શ્રદ્ધામાં તેમની સૌની વચ્ચે ધાર્મિક એકતા છે અને છતાંય ફ્રેન્ચો, જર્મનો, ઈટાલીઅનો અને બીજાઓ એક જ કોમના નથી.

તેવો વિવાદ કોણ કરી શકશે ? બીજો દાખલો લ્યો અને તે અમેરિકાના ગોરાઓ અને નિગ્રોનો. તેમનોય ધર્મ સમાન છે. બંને ખ્રિસ્તીઓ છે અને આ જ માત્ર કારણસર બંને એક જ કોમના છે તેવું કોઈ કહી શકશે ? ત્રીજો દાખલો લ્યો અને તે ભારતીય ખ્રિસ્તીઓ, યુરોપીઅનો અને એંગ્લો-ઈન્ડિઅનોનો. એક જ ધર્મમાં તેમની શ્રદ્ધા છે અને એક જ ધર્મ તે પાળે છે અને છતાંય તે વાત જાહેર છે કે તેઓ એક જ ખ્રિસ્તી કોમ રચતા નથી. શીખોનો દાખલો લ્યો. શીખો છે, મઝહબી શીખો છે અને રામદાસિયા શીખો છે. બધાને જ શીખધર્મમાં શ્રદ્ધા છે. પણ એથી સ્વીકારાયું છે કે તેઓ એક કોમ રચતા નથી. આ ઉદાહરણોના પ્રકાશમાં એ તો દેખીતું જ છે કે કોંગ્રેસની દલીલ ભ્રમોથી ભરેલી છે - ભ્રામક છે.

બંધારણીય સલામતીઓ આપવી કે ન આપવી તે પ્રશ્નના હલ માટે મૂળભૂત મુદ્દો સંઘ વિરુદ્ધ જનસંખ્યામાં એક સામાજિક જુથની અલગતાનો છે તે મૂળભૂત મુદ્દાને સમજવાની નિષ્ફળતા તે જ કોંગ્રેસનો સૌ પહેલો ભ્રમ છે. ધર્મ તો માત્ર એક પરિસ્થિતિ છે કે જેના પરથી એકતા કે અલગતા તારવી શકાય. મુસલમાનો તથા ભારતીય ખ્રિસ્તીઓનો અલગ રાજકીય સ્વીકાર તેઓ મુસલમાનો કે ભારતીય ખ્રિસ્તીઓ હોવાને કારણે નથી થયો પરંતુ હિંદુઓથી હકીકતે તેમનું અલગ ઘટક હોવાને કારણે થયો છે.

જયાં ધાર્મિક સમાનતા હોય ત્યાં સામાજિક એકતા ધારી જ લેવી તેવું પુરવાર કરવાના તેના પ્રયત્નમાં કોંગ્રેસનો બીજો ભ્રમ રહેલો છે. આ જ દલીલને આધારે કોંગ્રેસ જીતવાની આશા રાખે છે. કોંગ્રેસના કમભાગ્યે તે જીતી નહિ શકે. હકીકતો આવા નિર્ણયાત્મક નિષ્કર્ષ પર આવવાની સખત વિરુદ્ધમાં જાય છે. જો ધર્મ એક જ એવી પરિસ્થિતિ હોય કે જેમાંથી સામાજિક એકતા રચાતી હોય તો માત્ર એવા જ તારણ પર આવી શકાય કે યુરોપમાં ઈટાલિયનો, ફ્રેન્ચો, જર્મનો, સ્લાવ લોકો, અમેરિકામાં નિગ્રો તથા ગોરાઓ અને હિંદમાં ભારતીય ખ્રિસ્તીઓ, યુરોપીઅનો અને એંગ્રો-ઈન્ડિઅનો એક જ ધર્મ પાળે છે છતાં તે એક કોમના નથી તે હકીકત જ આવી દલીલને નકારવા પૂરતી છે. આ વાતની કરુણતા તો એ છે કે ધર્મ તે સમાનતાસાધક તત્ત્વ છે તેવી પોતાની દલીલમાં

મોહિત થઈ ગયેલી કોંગ્રેસ તે સમજવામાં નિષ્ફળ ગઈ છે કે એ બે વચ્ચે કોઈ પણ પ્રકારનું સહચારીપણું નથી અને એવાય કિસ્સાઓ છે. જ્યાં ધર્મો અલગ હોવા છતાંય કશી જ અલગતા નથી, તો એવા વળી કિસ્સાઓ છે. જ્યાં ધર્મ એક હોવા છતાં અલગતાનું અસ્તિત્વ છે અને કનિષ્ઠ પરિસ્થિતિ તો એ છે કે જ્યાં ધર્મના બોધને કારણે જ અલગતાનું અસ્તિત્વ છે.

કોંગ્રેસની દલીલને સદાને માટે ચૂપ કરવા આવા પ્રત્યેક કિસ્સાનું ઉદાહરણ આપવું ઈચ્છનીય છે. પ્રથમ પ્રકારમાં શીખો તથા હિંદુઓનું ઉદાહરણ શ્રેષ્ઠ અને સરળ છે. તેમના ધર્મો અલગ છે અને છતાંય સામાજિક રૂપે તે બંને અલગ નથી. તેઓ સાથે જમે છે, તેઓ વચ્ચે લગ્ન વ્યવહાર છે, તેઓ સાથે રહે છે. હિંદુ કુટુંબમાં એક દીકરો શીખ પણ હોય અને બીજો હિંદુ હોય તેવુંય બને. ધર્મના ભેદ સામાજિક કડીઓને તોડતાં નથી. જ્યારે બીજા પ્રકારના ઉદાહરણમાં યુરોપમાં ઈટાલીઅનો, ફ્રેન્ચ, જર્મનો તથા અમેરિકામાં ગોરાઓ અને નિગ્રોનાં ઉદાહરણો આપણે માગીએ છીએ તેવાં સારાં ઉદાહરણો છે. ધર્મ તે જોડતી કડી છે પણ તે જાતિની લાગણી જેવાં અન્ય પરિબળોની ટક્કર ઝીલે તેવી સમર્થ નથી. હિંદુઓ અને હિંદુધર્મ તે ત્રીજા પ્રકારનું શ્રેષ્ઠ અને એક માત્ર ઉદાહરણ છે. ત્યાં અલગતા તે ધર્મનો ખુદનો પ્રભાવ છે. આવોય પ્રકાર હોઈ શકે તે હિંદુઓને કહેવાની કોઈ આવશ્યકતા જણાતી નથી. કારણ કે હિંદુધર્મ એકતાને બદલે અલગતાને પ્રબોધે છે. હિંદુ હોવું એટલે કોઈ સાથે કશા સાથે ભળવું નહિ, પ્રત્યેક વાતમાં અલગ હોવું. હિંદુધર્મ જ્ઞાતિ અને અસ્પૃશ્યતાનો બચાવ કરે છે. તેવી સામાન્યતાપણે વપરાતી ભાષા કદાચ હિન્દુધર્મની અદ્ભૂત બુધ્ધિને છુપાવે છે, ઢાંકે છે. હિન્દુધર્મની અદ્ભૂત બુધ્ધિ ભાગલા પાડવામાં છે. આ હકીકત વિવાદથી પર છે. જ્ઞાતિ અને અસ્પૃશ્યતાનું અસ્તિત્વ શેને માટે છે ? દેખીતી રીતે અલગતા માટે જ. કારણ જ્ઞાતિ તે અલગતાનું બીજું નામ છે અને અસ્પૃશ્યતા એક કોમની બીજી કોમથી અલગતાનું આત્યંતિક સ્વરૂપ છે. જ્ઞાતિ તથા અસ્પૃશ્યતા સિધ્ધાંતો મૃત્યુ પછી આત્માની સ્થિતિ જેવા સિધ્ધાંતોની માફક સીધાસાદા નથી એ નિર્વિવાદ છે. હિંદુ ધર્મમાં તેના પાલનને મહત્ત્વનું સ્થાન અપાયું છે. જ્ઞાતિ અને અસ્પૃશ્યતાના સિધ્ધાંતોને હિંદુ માને તે જ પર્યાપ્ત

નથી. તેના દૈનિક જીવનના આચારમાં પણ તેણે જ્ઞાતિ તથા અસ્પૃશ્યતાનું પાલન કરવું જ પડે.

પોતાના અસ્પૃશ્યતાના સિધ્ધાંતથી હિંદુ ધર્મે હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચે જે ભેદ ઊભો કર્યો છે તે એકવાર પોર્ચુગીઝો તથા તેમના સ્પર્ધકો વચ્ચે સંસ્થાનોના સ્વામીત્વની તકરારની બાબતમાં પોપે ઊભા કરેલા ભેદ જેવો કાલ્પનિક ભેદ નથી. રંગભેદને લંબાઈ હોય છે પણ તેને પહોળાઈ હોતી નથી અને તે કોઈ નીરખી શકે કે ન પણ નીરખી શકે તેવો પણ તે ભેદ નથી. જે અલગતા તારવે છે પણ જેમાં વિવેક હોતો નથી તેવો વંશભેદ પણ તે નથી. તેને ઊંડાણ અને પહોળાઈ બંને છે. હકીકતમાં તો હિંદુઓ અને અસ્પૃશ્યો કાંટાળી તારની વાડથી વિભાજિત થયેલા છે અને તે એક એવી અભિપ્રેત લક્ષ્મણ રેખા છે જે અસ્પૃશ્યોને કદી આંતરવા દીધી નથી અને જે આંતરી શકવાની અસ્પૃશ્યો ક્યારેય આશા રાખી શકતા નથી.

સામાન્ય શબ્દોમાં કહીએ તો હિંદુત્વ અને સામાજિક ઐક્ય બંને વાતો અસંગત છે. પોતાની વિશિષ્ટ લાક્ષણિકતાને કારણે હિંદુધર્મ અલગતામાં માને છે અને તે અલગતા તે સામાજિક ભેદનું બીજું નામ છે. અને તે સામાજિક અલગતા સર્જે છે. જો હિંદુઓએ એક થવું હશે તો તેમણે હિંદુ ધર્મનો ત્યાગ કરવો પડશે. હિંદુ ધર્મને ત્યજયા વિના તેઓ એક નહિ થઈ શકે. હિંદુ ઐક્યમાં હિંદુ ધર્મ તે જ મોટો અવરોધ છે. સર્વ સામાજિક એકતાના પાયારૂપ જે ઝંખના રહી હોય છે તે હિંદુધર્મ ક્યારે નહિ સર્જી શકે. ઊલટું, હિંદુ ધર્મ તો અલગતાની આતુરતા સર્જે છે.

કોંગ્રેસને એ જ સમજાતું નથી કે જે દલીલનો તે ઉપયોગ કરે છે તે જ તેની વિરુધ્ધ જાય છે. આ દલીલ તો કોંગ્રેસના મુદ્દાને સમર્થન આપવાને બદલે અસ્પૃશ્યોના મુદ્દાને પુરવાર કરવા રજૂ કરી શકાય તેવી સૌથી શ્રેષ્ઠ અને અસરકારક દલીલ છે કારણ કે અસ્પૃશ્યો હિંદુઓ છે તેવા અનુમાન પરથી તો જો કોઈ એક તારણ પર આવી શકાય તો તે તારણ એ છે કે હિંદુ ધર્મે સિધ્ધાંત તથા આચરણ બંનેમાં સદાય આગ્રહ રાખ્યો છે કે અસ્પૃશ્યોને હિંદુઓના અંગરૂપ ન ગણવા પણ તેમને અલગ ઘટક ગણવા અને હિંદુઓથી છૂટા પાડવા.

એટલે, જો અસ્પૃશ્યો એમ કહે કે તેઓ એક અલગ ઘટક છે તો રાજકીય લાભો માટે તેમણે એક નવો સિદ્ધાંત શોધી કાઢયો છે તેવો આક્ષેપ તેમના પર મૂકી શકાશે નહિ. તેઓ તો માત્ર જે હકીકતો છે અને આ હકીકતો હિંદુધર્મનો ખુદનો વારસો છે તેનો નિર્દેશ કરે છે. અસ્પૃશ્યોને અલગ ઘટક ગણવાનો ઇન્કાર કરવા માટે કોંગ્રેસ દલીલ તરીકે પ્રામાણિકતાથી તથા ખાતરીપૂર્વક હિંદુ ધર્મનો ઉપયોગ કરી શકે નહિ. જો તે તેમ કરે તો તે માત્ર કોઈક સ્વાર્થી હેતુઓથી પ્રેરાઈને જ કરે છે. તે જાણે છે કે હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યોનો ઘટક તરીકે સ્વીકાર કરવાથી પરિણામ એ આવશે કે વહીવટી તંત્રમાં ધારાસભામાં અને જાહેર સેવાઓમાં અસ્પૃશ્યો અને હિંદુઓ વચ્ચે જગ્યાઓની વહેંચણી કરવી પડશે અને આથી હિંદુઓનો હિસ્સો મર્યાદિત બનશે. અસ્પૃશ્યોનો જે હિસ્સો પોતાને માટે પચાવી પાડવા હિંદુઓ ટેવાયલા છે તે હિસ્સાથી હિંદુઓ વંચિત બને તે કોંગ્રેસને ગમતું નથી. હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યો એક અલગ ઘટક છે તે સ્વીકારવાનો કોંગ્રેસ ઇન્કાર કરે છે તેની પાછળ આ જ સાચું કારણ છે.

હિંદના રાષ્ટ્રજીવનમાં અસ્પૃશ્યોનો એક અલગ ઘટક તરીકે રાજકીય સ્વીકાર ન થવા દેવો જોઈએ કારણ કે તેમ થવાથી હિંદુઓ તથા અસ્પૃશ્યો વચ્ચેની અલગતા કાયમી બની જશે તેવી કોંગ્રેસની બીજી દલીલ છે.

આ દલીલ વિચારવા યોગ્ય જ નથી. તે ખૂબ નબળી છે અને દર્શાવે છે કે આના સિવાય આગળ ધરવા માટે કોંગ્રેસ પાસે બીજો કોઈ મુદ્દો નથી. તે તેની અગાઉની દલીલ વિરુધ્ધ તો જાય છે, એટલું જ નહિ પણ તે સાવ ભૂલભરેલી છે.

જો હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચે ખરેખર અલગતા હોય અને હિંદુઓ અસ્પૃશ્યો પ્રત્યે ભેદભાવનું વલણ અખત્યાર કરે તેવો ભય હોય તો અસ્પૃશ્યોનો રાજકીય ઘટક તરીકે સ્વીકાર થવો જોઈએ અને હિંદુઓની ક્રૂરતાથી તેમને સંરક્ષણ આપવા તેમને રાજકીય સલામતીઓ આપવી જોઈએ. વર્તમાનની ક્રૂરતા સામે સંરક્ષણનાં પગલાં મેળવતા અસ્પૃશ્યોને અટકાવવા બહેતર ભાવિની શકયતાની દલીલ ન થઈ શકે.

વળી, હિંદુઓ તથા અસ્પૃશ્યો વચ્ચેના એકીકરણમાં જે માને છે અને આવું એકીકરણ કરે તેવાં પગલાં તથા રીતોમાં જે સક્રિયપણે ખૂંપી રહ્યા છે તે જ આ દલીલ કરી શકે. વારંવાર આપણે કોંગ્રેસીઓને એમ કહેતા સાંભળીએ છીએ કે અસ્પૃશ્યોનો પ્રશ્ન સામાજિક તથા રાજકીય છે પણ મુદ્દો તો એ છે કે કોંગ્રેસીઓ જ્યારે એમ કહે છે કે તે સામાજિક પ્રશ્ન છે ત્યારે તે સંનિષ્ઠાપૂર્વક કહે છે ખરા ? કે પછી, અસ્પૃશ્યો સાથે રાજકીય સત્તાનું વિભાજન કરવું પડે તે પરિણામને ટાળવા તેનો બહાના તરીકે ઉપયોગ કરે છે ? અને તે સામાજિક પ્રશ્ન છે તેવું તે જો સાચેસાચ માનતા હોય તો આ અંગે તેમની સન્નિષ્ઠાની સાબિતી શી ? કોંગ્રેસીઓએ હિંદુઓમાં સામાજિક સુધારાને પ્રોત્સાહન આપ્યું છે ? પરસ્પરના રોટીવ્યવહાર તથા બેટીવ્યવહારના પક્ષમાં તેમણે ઝુંબેશ ઉપાડી છે ? સામાજિક સુધારાના ક્ષેત્રમાં કોંગ્રેસીઓનું પ્રદાન શું ?

## ૩

અસ્પૃશ્યોના પ્રશ્ન અંગે અસ્પૃશ્યોએ કેવું વલણ લીધું તે વિશે કહેવું પણ યોગ્ય ગણાશે. અંગ્રેજોના આગમન સુધી તો અસ્પૃશ્યો અસ્પૃશ્યો તરીકે જીવવામાં સંતોષ માનતા હતા. હિંદુ ઈશ્વરે તેમને માટે પૂર્વનિયત કરેલી આ નિયતિ હતી અને હિંદુ રાજ્યો જબરદસ્તીથી તેનો અમલ કરતા. ખરેખર તો તેમાંથી કોઈ છટકબારી જ નહોતી. સદ્‌ભાગ્યે કે કમભાગ્યે હિંદમાંના પોતાના લશ્કર માટે ઇસ્ટ ઇન્ડિયા કંપનીને સૈનિકોની જરૂર પડી અને તેને અસ્પૃશ્યો સિવાય કોઈ ન મળ્યું. ઇસ્ટ ઇન્ડિયા કંપનીનું લશ્કર, ગમે તેમ પણ તેના પ્રારંભિક ઇતિહાસમાં તો, અસ્પૃશ્યોનું જ બનેલું હતું. જો કે હવે અસ્પૃશ્યોનો સમાવેશ બિનલશ્કરી વર્ગોમાં પણ કરવામાં આવે છે અને એટલે તેમને લશ્કરમાંથી બાકાત રાખવામાં આવે છે તોય અસ્પૃશ્યોના બનેલા આ લશ્કરની સહાયથી અંગ્રેજોએ હિંદ જીત્યું. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના લશ્કરમાં હિંદી સૈનિકો માટે અને તેમના સ્ત્રી-પુરુષ સંતાનો માટે ફરજિયાત કેળવણીની પ્રથા પ્રવર્તતી હતી. અસ્પૃશ્યોને લશ્કરમાં, જ્યારે તેમને માટે તે તક હતી ત્યારે, જે શિક્ષણ મળ્યું તેણે તેમને આજ સુધી નહિ મળેલો એક લાભ આપ્યો. તેણે તેમને નવી દૃષ્ટિ આપી, નવાં મૂલ્યો આપ્યાં. તેમને ભાન થયું કે તેમને જે રીતે હલકાં ગણવામાં આવતાં હતાં તે

ન છટકી શકાય તેવી કોઈ નિયતિ નહોતી પણ તેમનાં વ્યક્તિત્વ પર ધર્મગુરુઓની કપટ ભરી પ્રયુક્તિઓએ લગાડેલું લાંછન હતું. આજ પૂર્વે ન અનુભવેલી શરમ તેમણે અનુભવી અને તેને દૂર કરવાનો નિર્ણય કર્યો. પ્રારંભમાં તો તેમણેય તેમના પ્રશ્નને સામાજિક માની લીધો અને તેના ઉકેલ માટે સામાજિક ધોરણે ઝઝૂમ્યા. આ સાવ સ્વાભાવિક હતું કારણ કે તેમણે જોયું કે તેમની સામાજિક શુદ્રતાના બાહ્ય લક્ષણો તો છે હિંદુઓ અને તેમની વચ્ચે રોટી-બેટી વ્યવહાર પરના પ્રતિબંધો. એટલે સ્વભાવિકપણે તે એવા તારણ પર આવ્યા કે હિંદુઓ સાથે સમાનતાના ધોરણે જ પારસ્પરિક સામાજિક વ્યવહાર સ્થાપવો એટલે કે પરસ્પરના રોટી-બેટી વ્યવહાર સામેના નિયમો તોડવા તે જ તેમના પરના લાંછનને દૂર કરવાનો અનિવાર્ય માર્ગ છે. બીજા શબ્દોમાં કહીએ તો, તેમની ગુલામ સ્થિતિથી સભાન થતાં વેંત જ તેમની મુક્તિ માટે અસ્પૃશ્યોએ જે પ્રથમ કાર્યક્રમ આરંભ્યો તે હતો જ્ઞાતિપ્રથાનો નાશ કરીને હિંદુધર્મના વ્યાપમાં સમાતા સહુની વચ્ચે સામાજિક સમાનતા સ્થાપવાનો.

આ કાર્યમાં તેમને કેટલાક હિંદુઓનો સાથ મળ્યો . અસ્પૃશ્યોની જેમ, અંગ્રેજો સાથેના સંપર્કથી હિંદુઓને પણ સમજાયું હતું કે તેમની સામાજિક પ્રથા અતિ દૂષિત છે અને તેને કારણે જ અનેક સામાજિક દૂષણો જન્મે છે. તેઓ પણ સમાજ સુધારાની ચળવળ પ્રારંભ કરવા ઇચ્છતા હતા. બંગાળમાં રાજા રામમોહન રાયથી તેનો પ્રારંભ થયો અને ત્યાંથી તે સમગ્ર હિંદમાં પ્રસરી અને છેવટે સોશ્યલ રિફોર્મ કોન્ફરન્સ રૂપે તેણે આકાર ધારણ કર્યો. તેનું સૂત્ર હતું સમાજ સુધારો પ્રથમ, રાજકીય સુધારો પછી. અસ્પૃશ્યો આ સમાજ સુધારા પરિષદના અનુયાયી બન્યા, એક સમૂહરૂપે તેની પાછળ ઊભા રહી તેમણે તેને સંપૂર્ણ ટેકો આપ્યો. દરેક જણ જાણે છે કે આ સોશ્યલ રિફોર્મ કોન્ફરન્સ મૃત્યુ પામી છે, તે દફનાવાઈ છે, તે ભુલાઈ ગઈ છે પણ કોણે તેની હત્યા કરી ? કોંગ્રેસે. 'રાજકારણ પહેલું અને રાજકારણ જ છેલ્લું' અને 'પ્રત્યેક વ્યક્તિ દ્વારા રાજકારણ, સહુ દ્વારા રાજકારણ' તેવાં પોતાનાં સૂત્રો પોકારતી કોંગ્રેસે સોશ્યલ રિફોર્મ કોન્ફરન્સને પોતાની હરીફ માની. સમાજ સુધારો તે રાજકીય સુધારાનો અનિવાર્ય પુરોગામી છે તેવા સોશ્યલ રિફોર્મ કોન્ફરન્સના સિધ્ધાંતની નકકરતાનો

જ તેણે ઇન્કાર કર્યો. કોંગ્રેસના મંચ પરથી તથા વ્યક્તિગતપણે કોંગ્રેસી નેતાઓ દ્વારા થતા સતત અને એકધારા ગોળીબારને કારણે સોશ્યલ રિફોર્મ કોન્ફરન્સ બળીને રાખ થઈ ગઈ. સમાજ સુધારા દ્વારા પોતાની મુક્તિની સઘળી આશા જ્યારે અસ્પૃશ્યો ખોઈ બેઠા ત્યારે પોતાના સંરક્ષણ માટે તેમને રાજકીય પગલાં અપનાવવાની જરૂર પડી. હવે જો કોંગ્રેસીઓ બોલેલું ફેરવી નાખીને કહે કે આ પ્રશ્ન સામાજિક છે તો તે દંભ સિવાય બીજું કશું જ નથી.

અસ્પૃશ્યોનો પ્રશ્ન તે સામાજિક પ્રશ્ન છે તેમ કહેવું ખોટું છે. કારણ કે તે દહેજ, વિધવા પુનર્લગ્ન, લગ્ન સંમતિવય જેવા પ્રશ્નો જેવો નથી. આ બધા સામાજિક પ્રશ્નો કોને કહેવાય તેનાં ઉદાહરણો છે. ખરી રીતે તો, તે સાવ જુદો જ પ્રશ્ન છે કારણ કે લઘુમતીને સ્વતંત્રતા તથા તકોની સમાનતા આપવાનો ઇન્કાર કરી પોતાની નીતિ લઘુમતી પર લાદવા યુક્તિ-પ્રયુક્તિ કરી રહી છે તેવી વિરોધી બહુમતી પાસેથી લઘુમતી માટે સ્વતંત્રતા અને તકોની સમાનતા પ્રાપ્ત કરવાનો પ્રશ્ન છે. આ દષ્ટિએ જોતાં અસ્પૃશ્યોનો પ્રશ્ન મૂળભૂત રીતે રાજકીય પ્રશ્ન છે. છતાંય દલીલ ખાતર એમ સ્વીકારી લઈએ કે તે સામાજિક પ્રશ્ન છે તો અસ્પૃશ્યોનો રાજકીય ઘટક તરીકે સ્વીકાર અને તેમના સંરક્ષણ માટેની રાજકીય સલામતીઓ, તેમની અને હિંદુઓની એકતાની — આવું પરિણામ લાવે તેવી પ્રક્રિયાને વેગ આપવાની જો સાચી ઇચ્છા હોય તો - આડે કેવી રીતે આવે તે જ સમજવું મુશ્કેલ છે. મનમાં કશી જ ચોકકસ પરિકલ્પના વિના કોંગ્રેસીઓ દલીલ કર્યા જ કરે છે. રાજકીય અને સામાજિક કારણો વચ્ચેના પરસ્પરના સંબંધનો કોઈ ચોકકસ ખ્યાલ તેમને નથી. અલગ મતદારમંડળો અંગેના તેમના વિરોધમાં અને સંયુક્ત મતદારમંડળની તેમની પસંદગીમાં આ સ્પષ્ટપણે દેખા દે છે. દલીલોની આ પ્રક્રિયા પણ ધ્યાન ખેંચે તેવી છે. સંયુક્ત મતદારમંડળમાં હિંદુ અસ્પૃશ્યને મત આપે છે અને અસ્પૃશ્ય હિંદુને. આને કારણે સામાજિક એકતા સધાય છે. અલગ મતદાર મંડળમાં હિંદુ હિંદુને મત આપે છે, અસ્પૃશ્ય અસ્પૃશ્યને. આને કારણે સામાજિક એકતા અટકે છે. મતદારમંડળોના પ્રશ્ન પરત્વે અસ્પૃશ્યોનો આવો અભિગમ નથી. તેમનો અભિગમ તો એ જ છે કે બેમાંથી કઈ પ્રથા અસ્પૃશ્યોને તેમની પસંદગીના અસ્પૃશ્ય

ઉમેદવારને ચૂંટી લાવવામાં મદદ કરશે. પણ મને તો કોંગ્રેસની દલીલની ચકાસણી કરવામાં રસ છે. હું તે દલીલ પર ટીપ્પણી કરી તેને જટિલ બનાવવા નથી માગતો. કોંગ્રેસની દલીલ સાચી લાગે છે. પણ તે તે મુદ્દા અંગેનો માત્ર ઉપરછલ્લો દષ્ટિકોણ છે. આ ચૂંટણીઓ પાંચ વર્ષે એક વાર આવે છે. તો પછી એવો પ્રશ્ન ઉદ્ભવે કે બાકીનાં પાંચ વર્ષમાં જો તેઓ અલગ અલગ જીવન જીવતાં હોય તો આ એક જ દિવસના સંયુક્ત મતદાન દ્વારા હિંદુઓ તથા અસ્પૃશ્યો વચ્ચે સામાજિક એકતા કેવી રીતે સાધી શકાય ? તે જ રીતે એવો પણ પ્રશ્ન ઉદ્ભવે કે પાંચ વર્ષમાં એક જ દિવસના અલગ મતદાન દ્વારા જે અલગતાનું અસ્તિત્વ છે તે વધે કેવી રીતે અથવા તો જે લોકો એકતા માટે કામ કરવા ઇચ્છે છે તેમને આ પાંચ વર્ષમાં એક જ દિવસનું અલગ મતદાન તેમનો હેતું સર કરતાં રોકે શી રીતે ? નક્કરપણે જો વાત કરીએ તો અસ્પૃશ્યો માટેના અલગ મતદાર મંડળો તેમની અને હિંદુઓ વચ્ચે શરૂ થતાં રોટી-બેટી વ્યવહારને કેવી રીતે અટકાવી શકે ? તે તેવું કરી શકે તેવું કોઈ જન્મજાત મૂર્ખ જ કહેશે. એટલે એમ કહેવું કે અસ્પૃશ્યોનો અલગ ઘટક તરીકે રાજકીય સ્વીકાર અને તેમને અપાતી બંધારણીય સલામતીઓ, તેમની અને હિંદુઓ વચ્ચેની અલગતાને, હિંદુઓ જો તેનો અંત આણવા ઇચ્છતા હશે તોય વધારશે તે નરી બાલિશતા છે.

## ૪

રાજકીય સલામતીઓ અંગેના અસ્પૃશ્યોના દાવા સામે પણ અન્ય દલીલો થાય છે. આ દલીલો પણ તપાસવી જોઈએ. એક દલીલ એવી છે કે બધે જ સામાજિક વિભાજનો છે, માત્ર હિંદમાં જ નહિ પણ યુરોપમાં પણ છે. પણ યુરોપના લોકો બંધારણ ઘડતી વખતે તેને ધ્યાનમાં લેતા નથી. તો પછી શા માટે હિંદમાં જ તેમને ધ્યાનમાં લેવાં ? આ પ્રતિપાદન તો સામાન્ય છે. પણ તેનો એવો વિસ્તાર કરવામાં આવે કે તે અસ્પૃશ્યોના દાવાને ય આવરી લે. આથી જ, હું તેને કેમ પોકળ માનું છું તે જણાવવું મને ગમશે.

મારું ટીપ્પણ કરતાં પહેલાં તેના પર આધારિત વિધાન અને દલીલ વચ્ચે હું ભેદ પાડવા માગું છું અને બંનેની અલગ અલગ ચર્ચા કરવા ઇચ્છું છું.

નિશ્ચિત્ત સીમા સુધી આ વિધાન સારું છે. બધા જ સમાજમાં આવાં જૂથો હોય છે તેવો તે આક્ષેપ મૂકે છે જેને પડકારી શકાય તેમ નથી. કારણકે યુરોપ કે અમેરિકાના સમાજમાંય અનેક રીતે તથા અનેક હેતુસર સાથે જોડાયલાં જૂથો છે કેટલાંક લોહી કે ભાષાની સગાઈએ જન્મજાત પ્રગાઢપણે સંકળાયેલાં છે. તો કેટલાંક સ્થાન અને મોભાની ગણતરીએ સામાજિક વર્ગોના પાડેલા ભેદને કારણે રચાયેલાં જૂથો છે. કેટલાક નિશ્ચિત સિદ્ધાંતોને ટેકો આપતા કેટલાંક ધાર્મિક સંઘો છે. રાજકીય પક્ષો અને ઔદ્યોગિક નિગમો, ગુનાઈત ટોળીઓ વગેરે વગેરેની વાત ક્યાં કરવી ? આવાં જુદાં જુદાં ધ્યેયો વાળાં, મૈત્રીના ઓછાવત્તા અંશે કોક પ્રગાઢપણે જોડાયેલાં કે આછાંપાતળાં જોડાયેલાં જૂથો છે. પણ જ્યારે આ વિધાન સીમોલ્લંઘન કરી એમ કહે છે કે હિંદમાંની જ્ઞાતિઓ યુરોપ અને અમેરિકાનાં જૂથો કે ત્યાંના વર્ગોથી જુદી નથી ત્યારે તે એક માત્ર હડહડતું જૂઠાણું છે. આમ દેખીતી રીતે યુરોપનાં જૂથો કે વર્ગો હિંદની જ્ઞાતિઓ જેવાં જ લાગે. પણ મૂળભૂત રીતે તે જુદાં છે. હિંદની જ્ઞાતિઓની મુખ્ય લાક્ષણિકતા છે અલગતા અને પ્રતિબંધકતા. હિંદની જ્ઞાતિઓની આ દ્વારિકાછાપ છે અને માત્ર તેનું પાલન નિયતક્રમને કારણે નહિ પણ શ્રદ્ધાને કારણે થાય છે. આમાંની કોઈ પણ વિલક્ષણતા યુરોપ કે અમેરિકાની જૂથ કે વર્ગપ્રથામાં જોવા મળતી નથી.

હિંદની સામાજિક સંસ્થાઓ યુરોપ અને અમેરિકાની તેવી જ સંસ્થાઓથી ભિન્ન છે તે પ્રતિપાદનના સ્વીકારનો નિષ્કર્ષ એ જ કે યુરોપ અને અમેરિકાને તેમનું બંધારણ ઘડતાં, તેમની સામાજિક સંસ્થાઓની વિગતો તથા પરિસ્થિતિઓ ધ્યાનમાં લેવાની જરૂર નથી જ્યારે હિંદ તેની જ્ઞાતિ તથા અસ્પૃશ્યતાને ધ્યાનમાં લેવાનું ટાળી શકે તેમ નથી. આની સવિશેષ સ્પષ્ટતા માટે હું સમજાવું કે યુરોપે શા માટે ધ્યાનમાં લેવાની જરૂર નથી અને હિંદે તે ધ્યાનમાં લેવી જ જોઈએ. જૂથોમાં વહેંચાયલા સમાજનો ખતરો એ છે કે પ્રત્યેક જૂથ 'તેનાં પોતાનાં હિતો' વિકસાવે છે અને બંધારણીય સલામતીઓ યોજવાનો પ્રશ્ન, આવું હિત ધરાવતું જૂથ તેની બહારનાં બીજાં જૂથોને હેરાન ન કરે તેવી અનિવાર્યતામાંથી ઊભો થાય છે. જ્યાં બિનરાજકીય રીતિઓ દ્વારા આવી હેરાનગતિને પડકારી શકાય છે ત્યાં બંધારણીય સલામતીઓ યોજવાનો પ્રશ્ન નથી. ઊલટું જો

પડકારવાની બિનરાજકીય રીતિઓ અસ્તિત્વમાં ન હોય તો બંધારણીય રીતિઓ યોજવી જ જોઈએ. યુરોપમાં 'પોતાનું હિત સાધવાં ઇચ્છના જૂથ દ્વારા ઊભી કરતી હેરાનગતિને પડકારવાની શક્યતા રહેલી છે. તેવી શક્યતા એટલા માટે છે કે ત્યાં જુદાં જુદા જૂથો વચ્ચે અલગતા અને પ્રતિબંધકતાનો અભાવ હોવાથી પરસ્પરના પ્રતિભાવને ત્યાં મુક્ત તક છે. તેનું પરિણામ એ આવે છે કે એક જૂથનો પોતાનાં જ હિતો સાધવાનો અને તે હેતુઓને કૈંક ઉલ્લંઘનીય અને પવિત્ર માનીને તેમનું સંરક્ષણ કરવા સતત પ્રયત્ન કરવાનો તેમનો મહત્ત્વનો હેતુ તેના ધ્યેયો તથા હેતુઓનાં વિસ્તૃતિકરણ તથા સામાજિકરણને માર્ગ આપે છે. યુરોપનાં જૂથો વચ્ચેની આ તરલતા તેમનાં વલણ પર પ્રભાવ પાડે છે અને વિચાર, હેતુઓની સંવાદિતા અને કાર્યની એકતાની જમાત પર આધારિત સમાજ ઉપજાવે છે. પણ હિંદની પરિસ્થિતિ તો સાવ ભિન્ન છે. હિંદમાં જ્ઞાતિ સાવ એકલ અને પ્રતિબંધક છે. નથી ત્યાં પ્રતિભાવ કે નથી હેતુઓ કે લક્ષ્યોની સુધારણા. જ્ઞાતિ કે જ્ઞાતિ સમૂહો અન્ય જ્ઞાતિઓ સામે જેને 'પોતાના હિત' તરીકે લેખે છે તે હંમેશ માટે પવિત્ર અને અનુલ્લંઘનીય રહે છે. તે જ્ઞાતિઓ પરસ્પર હળેભળે છે અને સહકાર આપે છે તેનાથી તેમનાં સ્વરૂપમાં કશો ફેર પડતો નથી. આ સહકાર કાર્યો યાંત્રિક હોય છે, સામાજિક નહિ. ધાર્યાં પરિણામો મેળવવા, લાગણીગત કે બૌદ્ધિક વલણોને ધ્યાનમાં લીધા વિના વ્યક્તિઓ એકમેકનો ઉપયોગ કરે છે. હકીકત તો એ છે કે તેઓ હુકમો લે છે-આપે છે, કાર્યો પરિણામો સુધારે છે. પણ તેની કોઈ અસર તેમનાં વલણ પર પડતી નથી. આવી પરિસ્થિતિ હોઈને, પોતાનું હિત સાધવા મથતી જ્ઞાતિઓ અન્ય અસહાય જ્ઞાતિઓને ન પજવે તેટલા માટે હિંદના બંધારણે સલામતીઓ આપવી જોઈએ.

હિંદની જ્ઞાતિપ્રથાની એક બીજી પણ વિલક્ષણતા છે જે વાજબી ઠેરવે છે કે હિંદના બંધારણે તેને ધ્યાનમાં રાખવી જોઈએ અને તેમાંથી ઊભી થતી પજવણી સામેની જોગવાઈ કરવી જોઈએ. પ્રત્યેક સમાજમાં જૂથો હોય છે. પણ એ યાદ રાખવું ઘટે કે આ જૂથો વચ્ચેના પારસ્પરિક સંબંધો બધે સમાન નથી હોતા. એક સમાજમાં જૂથો પરસ્પર પ્રત્યેના વલણમાં 'બિન-સામાજિક' હોય છે. જ્યારે

બીજા સમાજમાં તે 'પ્રતિ-સામાજિક'. જ્યાં જુદાં-જુદાં જૂથોને ગતિ આપતી ભાવના 'બિન-સામાજિક' હોય ત્યાં બંધારણ ઘડતાં તેમની હયાતીની નોંધ ભલે ન લેવાય પણ જ્યાં જૂથો પરસ્પર પ્રત્યેના 'પ્રતિ-સામાજિક' વલણોથી જ ગતિ કરતાં હોય અને જેમને મન વિદેશી શબ્દનો પર્યાય દુશ્મન જ હોય ત્યારે બંધારણ ઘડતાં તે હકીકતને ધ્યાનમાં લેવી જોઈએ અને પ્રતિ-સામાજિકતાની ભાવનાથી જે વર્ગોને સહેવું પડયું હોય તેમને યોગ્ય સલામતીઓ દ્વારા રક્ષણ અપાવું જ જોઈએ. હિંદમાં જ્ઞાતિઓ માત્ર બિન-સામાજિક નથી, ક્યારેક તો તે પ્રતિ-સામાજિક પણ હોય છે. હિંદુઓના અસ્પૃશ્યો પ્રત્યેનાં વલણમાં આ તદ્દન સાચું છે. આ હિંદુઓ અસ્પૃશ્યો પ્રત્યે કેટલા પ્રતિ-સામાજિક છે. તે દર્શાવવા થોડાંક ઉદાહરણો પર્યાપ્ત થશે. દા.ત. હિંદુઓ પોતાના કૂવામાંથી અસ્પૃશ્યોને પાણી નહિ ભરવા દે. શાળાઓમાં અસ્પૃશ્યોનો પ્રવેશ તે નહિ થવા દે. હિંદુઓ અસ્પૃશ્યોને બસોમાં પ્રવાસ નહિ કરવા દે. ટ્રેનના એક જ ડબ્બામાં અસ્પૃશ્યોને પ્રવાસ હિંદુઓ નહિ કરવા દે. હિંદુઓ અસ્પૃશ્યોને સ્વચ્છ કપડાં નહી પહેરવા દે. હિંદુઓ અસ્પૃશ્યોને ઘરેણાં નહિ પહેરવા દે. હિંદુઓ અસ્પૃશ્યોને તેમના ઘરોનાં છાપરાં પર નળિયાં નહિ મૂકવા દે. અસ્પૃશ્યો પોતાની જમીન ધરાવે તે હિંદુઓ નહિ સાંખી લે. હિંદુઓ અસ્પૃશ્યોને પોતાનાં ઢોર નહિ રાખવા દે. કોઈ હિંદુ ઊભો હોય ત્યારે હિંદુઓ અસ્પૃશ્યોને બેસવા નહિ દે. હિંદુઓમાંના કેટલાક દુષ્ટ માણસોનાં આ એકાંગી કૃત્યો નથી. અસ્પૃશ્યો સામેનાં હિંદુકોમના હંમેશના પ્રતિ-સામાજિક વલણની આ મૂળભૂત હકીકતો છે. [૧]

આ વાતને વિસ્તારવાની જરૂર નથી. એટલું જ કહેવું બસ છે કે આ પ્રતિપાદન ભ્રામકતાઓથી ભરેલું છે અને જો બંધારણીય સલામતીઓની અસ્પૃશ્યોની માગણીના વિરોધની દલીલ તરીકે જો તેનો ઉપયોગ થાય તો તે અતિશય લજ્જાભર્યું પ્રપંચ હશે.

## ૫

ક્યારેક એક બીજી દલીલ પણ આપણી સામે આવીને ઊભી રહે છે. આ દલીલનો આધાર એ છે કે અસ્પૃશ્યતા તો હવે નાશ પામતી જાય છે એટલે

૧ વિગતો માટે જુઓ મારું પ્રકાશિત થનાર પુસ્તક 'વોટ ધ હિંદુસ હેવ ડન ટુ અસ'.

હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યોને અલગ ઘટક તરીકે સ્વીકારવાની કોઈ જરૂર નથી. પ્રત્યેક વસ્તુ નાશ પામે છે અને માનવ ઈતિહાસમાં તો કશું સ્થાયી નથી. અસ્પૃશ્યતા મૂળ સમેત નાશ પામી હશે ત્યારે આ મુદ્દાનો વિચાર કરાય. તે પરિસ્થિતિ ઊભી થાય ત્યાં સુધી તેને લગીરે આદર આપવો અનિવાર્ય નથી અસ્પૃશ્યતા નાશ પામે તે માટે આપણે સૌ આશા રાખીએ પણ જે લોકો રીઢા આશાવાદી હોવાના બણગાં ફેંકે છે તેમનાથી ગેરમાર્ગે ન દોરાઈ જઈએ. તેટલા તો સાવધ આપણે રહીએ. વ્યક્તિ હતાશ થઈ ગઈ હોય ત્યારે તેને ઉત્સાહ આપવા માટે આશાવાદી એક સારો મિત્ર છે પણ તે હંમેશા હકીકતનો સાચો સાક્ષી નથી હોતો.

આ દલીલ દલીલ જ નથી. પણ કેટલાક લોકો તેનાથી પ્રલોભાયા હશે. એટલે હું તેને ખુલ્લી પાડી તે કેવી વંધ્ય છે તે દર્શાવવા માંગુ છું. જેઓ આ મુદ્દો ઊભો કરે છે તેઓ છૂઆછૂતરૂપે છતી થતી અસ્પૃશ્યતા અને સામાજિક ભેદભાવમાં તેના સ્વરૂપને પ્રગટ કરતા માનસિક વલણની અસ્પૃશ્યતા વચ્ચેનો તફાવત જોતા જ નથી. તે બંને સાવ ભિન્ન છે. સંભવ છે કે છૂઆછૂતરૂપી અસ્પૃશ્યતા શહેરોમાંથી નાશ પામતી હોય. જો કે, મને શંકા છે તે પ્રશંસનીય અંશે આવું બને છે કે કેમ. પણ મને ચોક્કસ ખાતરી છે કે અસ્પૃશ્યો પ્રત્યે ભેદભાવની નીતિ અપનાવતું હિંદુઓનું વલણ તો કલ્પી શકીએ તેટલા સમયાંતરે શહેર કે ગામડામાંથી નાશ નહિ પામે. ભેદભાવના વલણરૂપે અસ્પૃશ્યતા નાશ તો નહિ જ પામે, એટલું જ નહિ પણ છૂઆછૂતરૂપી અસ્પૃશ્યતાય આપણે જોઈ શકાય તેટલા સમયાંતરે મોટા ભાગના ગામડાઓમાંથી, જ્યાં મોટી સંખ્યામાં હિંદુઓ રહે છે અને રહેશે તેવાં ગામડાઓમાંથી નાશ નહિ પામે. તમે બે હજાર વર્ષોથી વળેલા માનવ મનને એકદમ ઉકેલીને વિરુદ્ધ દિશામાં વાળી નહિ શકો.

હું હિંદુ ધર્મના એવા કેટલાક પુરસ્કર્તાઓને જાણું છું. જેઓ એમ કહે છે કે હિંદુ ધર્મ તો અનુકૂળ થાય તેવો ધર્મ છે. તે પ્રત્યેક વસ્તુ સાથે અનુકૂલન સાધી શકે અને ગમે તે ગ્રહણ કરી શકે. બાળકે માટી ખાવાની અને પચાવવાની શક્તિ પ્રાપ્ત કરી હોવાને કારણે તે બાળક વિશે જેમ કોઈ ઊંચો ખ્યાલ ધરાવતું નથી તેમ હું નથી ધારતો કે ઘણા લોકો ધર્મની આવી શક્તિને પણ કોઈ ગૌરવ

લેવા જેવો સદ્ગુણ માની લે પણ તે તો બીજી વાત. તે સાચું છે કે હિંદુ ધર્મ અનુકૂળ થાય તેવો ધર્મ છે. તેની આ અનુકૂલન ક્ષમતાનું શ્રેષ્ઠ ઉદાહરણ છે 'અલ્લાહ ઉપનિષદ' નામનો સાહિત્યિક ગ્રંથ. હિંદુ ધર્મમાં અકબરના 'દિને ઈલાહી'ને સ્થાન અપાવવા અને હિંદુ ચિંતન ધારાની સાતમી શાખા તરીકે તેનો સ્વીકાર કરાવવા અકબરના સમયના બ્રાહ્મણોએ તેની રચના કરી હતી. તે સાચું છે કે હિંદુ ધર્મ ઘણું ગ્રહણ કરી શકે છે. માંસ ખાનારા હિંદુ ધર્મે (અથવા ચુસ્તપણે કહીએ તો બ્રાહ્મણ ધર્મ, જે હિંદુ ધર્મના પ્રારંભના તબક્કે તેનું યોગ્ય નામ હતું.) બૌદ્ધ ધર્મનો અહિંસાનો સિદ્ધાંત ગ્રહણ કરી લીધો અને નિરામિષ આહારીઓનો તે ધર્મ બન્યો. પણ એક વાત હિંદુ ધર્મ ક્યારેય કરી શક્યો નથી અને તે અસ્પૃશ્યોને ગ્રહણ કરવા પોતે અનુકૂળ થવું અથવા તો અસ્પૃશ્યતાની વાડ દૂર કરવી. શ્રી ગાંધી પહેલાં ઘણા સુધારકો આવી ગયા, અસ્પૃશ્યતાનું લાંછન દૂર કરવા તેમણે પ્રયત્ન કર્યો. પણ તે બધા જ નિષ્ફળ ગયા. તેમની નિષ્ફળતાનું કારણ મને અતિસરળ લાગે છે. હિંદુઓને અસ્પૃશ્યોથી ડરવા જેવું કશું જ નથી અને અસ્પૃશ્યતા નિવારણ દ્વારા તેમણે કશું લાભવા જેવુંય નથી. હિંદુઓએ માંસાહાર ત્યજી દીધો કારણ કે તેમને ભય હતો કે તેમ નહિ કરે તો બૌદ્ધ ધર્મ હિંદુ ધર્મ પર વર્ચસ્વી બનશે. હિંદુઓએ 'અલ્લાહ ઉપનિષદ' લખ્યું કારણ કે અકબરને નવો ધર્મ સ્થાપવામાં સહાય કરીને તેમને બધું જ મેળવવાનું હતું. સમ્રાટને ખુશ કરીને લખે કે ધન પ્રાપ્ત કર્યું અને ધર્મ સ્થાપનામાં સહાય કરીને ઈસ્લામ જે ક્રૂરતા અને દમનનો ઉપયોગ કરે છે તેનો ઉપયોગ નહિ થાય તેવું વચન મેળવ્યું. અસ્પૃશ્યતાના આ શાપનો અંત હિંદુઓ સત્વરે આણશે તેવી આશા રાખવા માટે અસ્પૃશ્યોમાં અતિહોંશીલી કોઈ વ્યક્તિ પાસે પણ આવી કોઈ લાલચ વિદ્યમાન નથી.

હિંદુઓને માત્ર કશો ડર જ નહોતો કે કશી પ્રાપ્તિ જ નહોતી, એટલું જ નહિ પણ અસ્પૃશ્યતાનિવારણથી હકીકતમાં તો તેમને ઘણું બધું ખોવાનું હતું. અસ્પૃશ્યતા પ્રથા તો હિંદુઓ માટે સોનાની ખાણ હતી. ૨૪ કરોડ હિંદુઓની વચ્ચે તો તેમના દબદબા અને ઠઠારા જાળવવા તેમને સમર્થ બનાવવા તથા સ્વામી સહજ ગૌરવ તથા ગર્વ જાળવવા. જો તેમની નીચે ક્ષુદ્ર ગણાતા ગુલામો

ન હોય તો તે ન જળવાય. માટે છ કરોડ અસ્પૃશ્યો હતા. હિંદુઓની ૨૪ કરોડની વસ્તી પાસે ૬ કરોડ અસ્પૃશ્યો' જેનો ઉપયોગ વેઠિયા તરીકે કરી શકે અને તેમની હતાશ તથા લાચાર પરિસ્થિતિને કારણે તેમને ઓછું પેટિયું આપીને કે ક્યારેક કશુંય ન આપીને તેમને કામ કરવાની ફરજ પાડી શકાય. ૨૪ કરોડની હિંદુ વસ્તીમાં ૬ કરોડ અસ્પૃશ્યો હતા ભંગી અને ઝાડુવાળાનું ગંદુ કામ કરવા માટે. હિંદુઓને તો ધર્મે આવું કામ કરવાની મનાઈ ફરમાવી છે અને હિંદુઓ માટે આવું કામ બિનહિંદુઓએ જ એટલે કે અન્ય કોઈએ નહિ પણ અસ્પૃશ્યોએ જ કરવું જોઈએ. ૨૪ કરોડની હિંદુ વસ્તીમાં ૬ કરોડ અસ્પૃશ્યો હતા જેમને નાની નોકરીઓ પર રાખી શકાય અને હિંદુઓ માટે સુરક્ષિત રાખેલી ઊંચી નોકરીઓ માટેની સ્પર્ધા માટે તેમને અટકાવી શકાય. ૨૪ કરોડની હિંદુ વસ્તીમાં ૬ કરોડ અસ્પૃશ્યો હતા. જેમનો મંદીમાં ખોટ સહન કરનાર તરીકે ઉપયોગ કરી શકાય અને તેજીમાં વજન પ્રમાણે પૈસા આપી શકાય કારણ કે મંદીમાં સૌ પ્રથમ પ્રહાર અસ્પૃશ્યને સહન કરવો પડે છે અને હિંદુને સાવ અંતે જ્યારે તેજીમાં હિંદુને પ્રથમ નોકરી મળે છે અને અસ્પૃશ્યને છેલ્લી.

મોટાભાગના લોકો માને છે કે અસ્પૃશ્યતા ધાર્મિક પ્રથા છે. તે સાચું છે. પણ તે માત્ર જ ધાર્મિક પ્રથા છે તેમ ધારવું તે ભૂલ છે. અસ્પૃશ્યતા ધાર્મિક વિધિ કરતાં પણ સવિશેષ છે. તે એક આર્થિક પ્રથા છે જે ગુલામીથીય બદતર છે. ગુલામીની પ્રથામાં તો માલિકે કોઈ પણ હિસાબે ગુલામને ખવડાવવાની, કપડાં તથા રહેઠાણ આપવાની જવાબદારી સ્વીકારવી પડે છે અને તેને સારી સ્થિતિમાં એટલા માટે રાખવો પડે છે કે રખેને તેની કીમત ઘટી જાય. પણ અસ્પૃશ્યતાની પ્રથામાં તો અસ્પૃશ્યના ભરણપોષણની કોઈ જવાબદારી હિંદુ લેતો નથી. આર્થિક પ્રથા તરીકે તે ફરજ બજાવ્યા વિના શોષણને છૂટ આપે છે. અસ્પૃશ્યતા તે હડહડતા આર્થિક શોષણની જ માત્ર પ્રથા નથી પણ તે અમર્યાદિત આર્થિક શોષણની પ્રથા છે. તેનું કારણ એ છે કે તેને વખોડવા માટે કોઈ સ્વતંત્ર જાહેર અભિપ્રાય નથી અને તેને નિયંત્રિત કરવા માટે કોઈ નિષ્પક્ષ વહીવટી તંત્ર નથી. જાહેર અભિપ્રાય માટે વિનંતી કરી શકાય તેમ નથી કારણ કે જે કંઈ જાહેર અભિપ્રાય છે તે શોષણકર્તા વર્ગના હિંદુઓનો છે અને એટલે

તે શોષણનો જ પક્ષ લે. પોલીસ કે ન્યાયતંત્રનો પણ કોઈ અંકુશ નથી. તેનું સીધું કારણ એ છે કે તે બધા જ હિંદુઓમાંથી જ નીમાયેલા હોય છે એટલે શોષણકર્તાઓનો જ પક્ષ લે છે.

જેઓ એમ માને છે કે સત્વરે અસ્પૃશ્યતાનો અંત આવશે. તેમણે હિંદુઓને તેનાથી મળતા આર્થિક લાભો પર ધ્યાન આપ્યું જ નથી. અસ્પૃશ્યતાને દૂર કરવા માટે અસ્પૃશ્ય કૈં ન કરી શકે. તેની અંગત ભૂલમાંથી કૈં અસ્પૃશ્યતા પેદા થઈ નથી. અસ્પૃશ્યતા તો હિંદુઓનું વલણ છે. અસ્પૃશ્યતા નિવારણ માટે તો હિંદુએ બદલાવું જોઈએ. તે બદલાશે ?

હિંદુને આત્મા જેવું કૈં છે ખરું ? અસ્પૃશ્યતાના નૈતિક પાપની સામે તે ક્યારેય પ્રમાણિક પુણ્યપ્રકોપથી સળગી ઉઠયો હોય તેવું જાણવા મળ્યું છે ખરું? ધારી લઈએ કે અસ્પૃશ્યતાને નૈતિક પાપ માનીને તેનામાં પરિવર્તન આવે, માની લઈએ કે ઈશ્વર તથા માણસની સામે સજજન તરીકે ઊભા રહેવાની તેનામાં સદ્‌બુધ્ધિ જાગે તોય અસ્પૃશ્યતા તેને જે આર્થિક તથા સામાજિક લાભો આપે છે તે છોડી દેવા તે તત્પર થશે ખરો ? મને ભય છે કે ઈતિહાસ એ તારણ વાજબી નહિ ઠેરવે કે હિંદુમાં સત્વરે જાગૃત થતો આત્મા છે અને જો તે તેનામાં હોય તો તે તેની સામે નૈતિક પુણ્યપ્રકોપ કરવા જેટલો અને તેને તેની ભૂલ ભૂંસવાની ઝુંબેશ ઉપાડવા તૈયાર કરે તેટલો સક્રિય છે. ઈતિહાસ તો દર્શાવે છે કે જયાં નીતિ અને અર્થતંત્રનો સંઘર્ષ જાગ્યો છે ત્યાં અર્થતંત્ર જ વિજયી બન્યું છે. જયાં સુધી તેમને ફરજ પાડવા માટે પૂરતું બળ નથી હોતું ત્યાં સુધી સ્થાપિત હિતોએ સ્વેચ્છાએ પોતાની જાતને ઉઘાડી પાડી નથી અને આવું ફરજ પાડતું બળ અસ્પૃશ્યો ઊભું કરે તેવી આશા વ્યર્થ છે. તેઓ ગરીબ છે, વેરવિખેર છે. જો તે તેમનું માથું ઊંચકે તો તેમને સરળતાથી દાબી શકાય.

આ પૃથક્કરણ પરથી તો લાગે છે કે સ્વરાજય હિંદુઓને વધુ બળવાન બનાવશે અને અસ્પૃશ્યોને વધુ લાચાર અને અસ્પૃશ્યતા હિંદુઓને જે આર્થિક લાભો આપે છે તે જોતાં સંભવ છે કે સ્વરાજય અસ્પૃશ્યતાનો અંત આણવાને બદલે તેનું આયુષ્ય વધારે. એટલે અસ્પૃશ્યતાનો અંત આવી રહ્યો છે તે માત્ર એક તરંગ છે, ગણતરીબાજ જૂઠાણું છે. અસ્પૃશ્યોની બંધારણીય સલામતીઓની

માગણીઓની વિચારણા કરતાં તેને ધ્યાનમાં રાખવું અને વર્તમાનની નક્કર હકીકતો તથા અમર્યાદિત ભાવિ સુધી તેના સાતત્યની નિશ્ચિતતાની ઉપેક્ષા કરવી તે એક ગુનો નહિ હોય તો ભારે મૂર્ખામી તો હશે જ.

# પ્રકરણ - ૯

# વિદેશીઓને વિનંતી - ગુલામોને સ્વાતંત્ર્ય બક્ષો !

## ૧

એ તો સામાન્ય અનુભવ છે કે થોડાક અપવાદ સિવાય, હિંદના રાજકારણમાં રસ લેતા લગભગ બધા જ વિદેશીઓ કોંગ્રેસનો પક્ષ લે છે. આથી, સ્વાભાવિક છે કે દેશના અન્ય રાજકીય પક્ષો મુસલમાનોનું પ્રતિનિધિત્વ કરતી મુસ્લિમ લીગ, બિન-બ્રાહ્મણો વતી બોલવાનો દાવો કરતી જસ્ટીસ પાર્ટી ભલે અત્યારે તેનો ઉત્સાહ શમી ગયો હોય તથા અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ કરતું ઓલ ઈન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશન મુંઝાય અને ગુસ્સે થાય. આ બધા જ પક્ષો ટેકો આપવા માટે વિદેશીને વિનંતી કરે જ છે પણ વિદેશી તેમને સહાનુભૂતિપૂર્વક સાંભળવા પણ તૈયાર નથી. શા માટે વિદેશી દેશના અન્ય રાજકીય પક્ષોને નહિ પણ માત્ર કોંગ્રેસને જ ટેકો આપે છે ? પોતાના આવાં વર્તન માટે વિદેશી બે કારણો આપે છે. કોંગ્રેસને ટેકો આપવા માટે તેણે આપેલું એક કારણ તો એ છે કે તે માને છે કે કોંગ્રેસ જ હિંદીઓનું પ્રતિનિધિત્વ કરતો એકમાત્ર રાજકીય પક્ષ છે અને હિંદના નામે, અરે, અસ્પૃશ્યોના નામે પણ તે જ બોલી શકે. તેની આ માન્યતા સાચી છે ? આવી માન્યતા ઊભી થવા દેવા માટે મુખ્યત્વે બે પરિસ્થિતિઓ જવાબદાર છે.

આ માન્યતાના પ્રસાર માટેની પ્રથમ અને મહત્ત્વની પરિસ્થિતિ છે હિંદી અખબારો દ્વારા કોંગ્રેસને પક્ષે થતો પ્રચાર. હિંદમાં અખબારો કોંગ્રેસના સાગરીતો છે, કોંગ્રેસ ક્યારેય ખોટી નથી તેવા સિદ્ધાંતોમાં તે માને છે અને કોંગ્રેસની પ્રતિષ્ઠા કે કોંગ્રેસની નીતિ સાથે વિસંગત હોય તેવા કોઈ પણ સમાચારને તે પ્રસિદ્ધિ આપતા નથી. મુખ્યત્વે તો હિંદના આ અખબારોને કારણે જ, પોતે બધાંનું પ્રતિનિધિત્વ કરે છે તેવા કોંગ્રેસના પોકારો સતત જાહેરાત પામ્યા છે અને તેનું પરિણામ એ આવ્યું છે કે ઈંગ્લેંડ અને અમેરિકાના લોકોને એક જ

વાતની, માત્ર એક જ વાતની જાણ છે અને તે એ કે હિંદમાં કોંગ્રેસ જ માત્ર પ્રતિનિધિત્વ કરતો પક્ષ છે.

કોંગ્રેસ જ અસ્પૃશ્યો સમેત હિંદનું પ્રતિનિધિત્વ કરતો એક માત્ર પક્ષ છે તેવું જે બહારની દુનિયા માને છે. તેવી પરિસ્થિતિ માટેનું બીજું કારણ એ છે કે કોંગ્રેસના આ દાવાની સામે પોતાની વાતની જાહેરાત કરવા માટે અસ્પૃશ્યોને પક્ષે પ્રચારનો અભાવ. અસ્પૃશ્યોને પક્ષે આ નિષ્ફળતા અંગેનાં અનેકવિધ કારણો છે. તેમની પાસે અખબારો નથી અને કોંગ્રેસના અખબારો તેમને માટે બંધ છે. તેમને લગીરે પ્રસિદ્ધિ નહીં આપના અખબારો કૃતનિશ્ચયી છે તેઓ પોતાનું અખબાર કાઢી શકે તેમ નથી. તે તો જાણીતું જ છે કે કોઈ પણ અખબાર જાહેરખબરની આવક વિના ન ચાલી શકે અને જાહેરખબરની આવક માત્ર ધંધામાંથી જ પ્રાપ્ત થઈ શકે અને હિંદમાં નાના-મોટા બધા જ ધંધાઓ કોંગ્રેસ સાથે જોડાયેલા છે અને કોઈ પણ બિનકોંગ્રેસી માધ્યમને ટેકો ન આપે. હિંદમાં સમાચારો આપતી મુખ્ય સંસ્થા એસોસિએટેડ પ્રેસ ઓફ ઈન્ડિઆના કર્મચારીઓ મોટેભાગે મદ્રાસી બ્રાહ્મણો છે. ખરેખર તો હિંદના બધા જ અખબારો તેમના જ હાથમાં હતા અને તેઓ ચોક્કસ, જાણીતાં કારણોસર સંપૂર્ણ રીતે કોંગ્રેસ તરફી છે અને કોંગ્રેસ વિરુદ્ધના કોઈ પણ સમાચારને પ્રસિદ્ધિ આપવા દેશે નહીં. આ બધાં કારણો અસ્પૃશ્યોના હાથની બહાર છે પણ મોટે ભાગે તેમની પ્રચાર કરવાની નિષ્ફળતામાં પ્રચાર કરવાના તેમના સંકલ્પનો અભાવ પણ કારણભૂત છે. એવું કશું ન કરવું કે જેથી બહારના વિશ્વની નજરમાં દેશના હિતને નુકસાન પહોંચાડે તેવી રાષ્ટ્રભાવનામાંથી આ સંકલ્પનો અભાવ જન્મે છે. હિંદના રાજકારણનાં બે જુદાં જુદા પાસાં છે. એક તો વિદેશનું રાજકારણ અને બીજું બંધારણીય રાજકારણ. વિદેશના રાજકારણને બ્રિટિશ શાહીવાદમાંથી હિંદની આઝાદી સાથે સંબંધ છે. જ્યારે બંધારણીય રાજકારણ સ્વતંત્ર હિંદના બંધારણના સ્વરૂપની આસપાસ કેન્દ્રીત થયું છે તે બંને સાવ જુદાં છે પણ અસ્પૃશ્યોને ભય હતો કે હિંદના રાજકારણનાં આ બંને પાસાં જુદા પાડી શકાય તેવાં હોવા છતાંય, જે વિદેશીનું તેમાં મહત્ત્વ છે અને જેનામાં ગેરસમજ ન ફેલાય તે અંગે સાવધ રહેવું જોઈએ. તે વિદેશી આ બંનેને છૂટાં પાડવાં અસમર્થ

છે, એટલું જ માત્ર નહિ પણ તેનામાં એવી ગેરસમજ પ્રવર્તે છે કે બંધારણીય રાજકારણની આ તકરાર અંતે તો હિંદના વિદેશના રાજકારણના અંતિમ હેતુ માટેની અસંમતિ અંગેની તકરાર છે. આથી જ અસ્પૃશ્યોએ શાંત રહેવું પસંદ કર્યું અને પડકાર્યા વિના કોંગ્રેસનો પ્રચાર થવા દીધો. કોંગ્રેસનો પ્રચાર જે સીધો જ તેમની સામે હતો તે અંગે મૌન રહેવા પાછળની અસ્પૃશ્યોની આ સ્વદેશ ભાવનાનો કોંગ્રેસીઓ સ્વીકાર નહિ કરે. અંતે, હકીકતે તો એવું બન્યું કે તેમનું મૌન અને ખુલ્લો પડકાર ટાળવાની તેમની ઈચ્છા જ કોંગ્રેસ અસ્પૃશ્યો સમેત સહુનું પ્રતિનિધિત્વ કરે છે તેવી સામાન્ય માન્યતાનું નક્કર કારણ બની ગયાં.

પ્રતિનિધિત્વનો કોંગ્રેસનો આ દાવો જ્યાં સુધી ચૂંટણીની કસોટી પર નહોતો મુકાયો તેવે સમયે કોઈ પણ વિદેશી આ પ્રચારમાં તણાઈ જાય તો તે શોચનીય છતાંય ક્ષમ્ય હતું. પણ હવે આ વાતની કસોટી ૧૯૩૭ની યોજાયેલી ચૂંટણીમાં થઈ ચૂકી છે. પરિસ્થિતિનો તાગ પામવા માટે જે ચૂંટણી પરિણામો ઉપલબ્ધ છે તેના પરથી માત્ર પ્રચારને કારણે જ કોંગ્રેસના આ પ્રતિનિધિત્વના દાવાને વાજબી ઠેરવવાનું કોઈની પાસે કારણ નથી. ચૂંટણી પરિણામોએ જે હકીકત પ્રગટ કરી છે તે આ પુસ્તકના અગાઉના ભાગમાં અપાઈ ચૂકી છે. તેમાં પણ તેનો સામાન્ય નિષ્કર્ષ અને વિશિષ્ટરૂપે અસ્પૃશ્યોના સંદર્ભે પણ નિષ્કર્ષ તેમ બંને નિષ્કર્ષ અપાયા છે. આથી એવી શ્રદ્ધા રાખવામાં આવે છે કે જેમની સામે આ હકીકતો પડી છે તેવા વિદેશીઓ હવે પછી, કોંગ્રેસ અસ્પૃશ્યો સમેત સહુનું પ્રતિનિધિત્વ કરે છે તેવા પ્રચારક દષ્ટિકોણને ભૂતકાળની જેમ નહિ અપનાવે અને તેમને તે પણ સમજાશે કે કોંગ્રેસ સિવાયના અન્ય પક્ષોને, સવિશેષ તો અસ્પૃશ્યોને હિંદના રાજકીય પ્રશ્ન અંગે કૈંક જુદું જ કહેવાનું છે.

વિદેશી કોંગ્રેસને પોતાનો ટેકો આપે છે તેનું બીજું કારણ એ છે કે કોંગ્રેસ જ હિંદની આઝાદી માટે લડે છે તેવી તેની માન્યતા છે. કોંગ્રેસીઓને બ્રિટિશ સરકાર સાથે સંઘર્ષતા, સત્યાગ્રહની ઝુંબેશ ચલાવતા, વિદેશી સરકારે ઘડેલા કાયદાઓ તોડતા, નાકરની ચળવળ ચલાવતા, જેલો ભરતા, સરકાર સાથે અસહકારની વાતો બોધતા, નોકરીઓનો ઈન્કાર કરતા અને દેશની આઝાદી માટે પોતાના સર્વસ્વનું સમર્પણ કરવા તૈયાર થયેલી વ્યક્તિઓ તરીકે તે જુએ છે.

તે બીજા રાજકીય પક્ષોને કિનારે ઉભેલા જુએ છે. આ પરથી તે એવા નિષ્કર્ષ પર આવે છે કોંગ્રેસ જ એક એવી સંસ્થા છે જે દેશની આઝાદી માટે લડે છે અને સ્વતંત્રતાના એક ચાહક તરીકે 'મુક્તિ સંગ્રામ' આદરતી સંસ્થાને તે ટેકો આપવા તૈયાર થાય જ. મેં અન્યત્ર સ્પષ્ટ કર્યું છે કે અન્ય રાજકીય પક્ષોએ આ 'મુક્તિ સંગ્રામ'ને કેમ સમર્થન નહોતું આપ્યું. અહીં હું તે પ્રશ્નના અન્ય પાસાંની ચર્ચા કરવા ઈચ્છું છું. એ છે, કોંગ્રેસ કોની આઝાદી માટે લડી રહી છે ?

## ૨

'મુક્તિ સંગ્રામ' આદરતી સંસ્થા તરીકે કોંગ્રેસનો પક્ષ લેતી વખતે વિદેશી દેશની આઝાદી અને દેશમાં વસતા લોકોની આઝાદી વચ્ચેનો ભેદ પાડવા થોભતો નથી. આવો ભેદ પાડવા તે રોકાતો નથી તે અંગે એમ કહેવું જોઈએ કે તે વિદેશી આ વાત લગીરે સમજતો જ નથી, એટલું જ નહિં પણ તે જો છેતરાતો નથી તો ગેરમાર્ગે દોરાય છે. કારણ કે સમાજ, રાષ્ટ્ર અને દેશ જેવા શબ્દો જો દ્વિઅર્થી શબ્દો નથી તો વ્યવસ્થિત આકાર વિનાના શબ્દો તો છે જ. 'રાષ્ટ્ર' તે એક શબ્દ હોવા છતાંય તેનો અર્થ અનેક વર્ગો થઈ શકે તે વાતને રદિયો નહીં આપી શકાય. તાત્વિક દષ્ટિએ રાષ્ટ્રને એક ઘટક તરીકે ગણવું શક્ય છે. પરંતુ સમાજશાસ્ત્રની દષ્ટિએ વિચારીએ તો તેનો અનેક વર્ગો ધારણ કરતાં રાષ્ટ્ર સિવાય અન્ય વિચાર જ ન થઈ શકે અને જો રાષ્ટ્રની મુક્તિ ખરેખર અસ્તિત્વમાં આવવાની હોય તો તે મુક્તિએ તેમાં રહેલા જુદા જુદા વર્ગોની, ખાસ કરીને દાસવર્ગોની મુક્તિ માટે આહ્‌વાન કરવું જ જોઈએ પરિણામે, કોંગ્રેસ હિંદીની આઝાદી માટે લડે છે તે કારણે તે હિંદના લોકોની આઝાદી માટે અને ખાસ કરીને છેલ્લામાં છેલ્લી વ્યક્તિની આઝાદી માટે લડે છે તેવું આશ્વાસન લેવું તે નરી મૂર્ખતા છે.

કોંગ્રેસ આઝાદી માટે લડે છે તે મુદ્દો તો કોંગ્રેસ કોની આઝાદી માટે લડે છે તે મુદ્દા પાસે અતિ ગૌણ છે. આ પ્રસ્તુત અને અનિવાર્ય તપાસ છે અને આ તપાસમાં આગળ વધી સત્ય શું છે તે શોધી કાઢયા વિના આઝાદીનો કોઈ પણ આશક કોંગ્રેસને સમર્થન આપે તે ખોટું છે પણ જે વિદેશી કોંગ્રેસને

સમર્થન આપે છે તે આવો પ્રશ્ન કરવાની દરકાર જ કરતો નથી. આવા મહત્ત્વના પ્રશ્ન પ્રત્યે વિદેશી આટલો ઉદાસીન કેમ છે ? જ્યાં સુધી હું કલ્પી શકું છું ત્યાં સુધી તો સ્વરાજ્ય અને લોકશાહી અંગે પશ્ચિમમાં પ્રવર્તતી ખોટી માન્યતાઓ અને હિંદના રાજકારણમાં રસ લેતાં વિદેશીઓ તે જ માન્યતાઓની સામગ્રીનો આધાર લે છે તે હકીકતમાં જ આવી ઉદાસીનતાનું કારણ રહેલું છે.

રાજકારણના વિષયની ચર્ચા કરતા પશ્ચિમના લેખકો એમ સમજાવવાનો પ્રયત્ન કરે છે કે સ્વરાજ્ય એટલે ગ્રોટ જેને બંધારણીય નૈતિકતા કહે છે તેવી નૈતિકતાનું પ્રજામાં અસ્તિત્વ. બંધારણીય નૈતિકતા [1]એટલે 'બંધારણના સ્વરૂપ પ્રત્યે સર્વોપરી આદરની, તે સ્વરૂપોની સીમામાં રહીને કે તેના માળખા નીચે કામ કરતા સત્તાધીશોની આજ્ઞાઓના આગ્રહપૂર્વક પાલનની અને છતાંય વાણી સ્વાતંત્ર્યની તથા નિશ્ચિત કાયદાકીય નિયંત્રણની શરતે વર્તનસ્વાતંત્ર્યના અધિકાર ભોગવવાની, તે જ સત્તાધીશોનાં બધાં જ જાહેર કાર્યો અંગે અનિયંત્રિત ઉપાલંભ આપવાની, અને સાથે સાથે પક્ષસ્પર્ધાની કટુતા વચ્ચેય, પોતાની નજરમાં બંધારણનાં સ્વરૂપોની જે પવિત્રતા રહેલી છે તેનાથી લગીરે ઓછી તેના દુશ્મનની નજરમાં નહિ રહી હોય તેવો સંપૂર્ણ વિશ્વાસ અંતરમાં ઊંડે ઊંડે રાખવાની પ્રત્યેક નાગરિકની ટેવો, જો લોકોમાં આ ટેવો અસ્તિત્વમાં હોય 'તો રાજકારણ અંગેના પશ્ચિમના લેખકોને મતે સ્વરાજ્ય એક વાસ્તવિકતા બને અને આગળ બીજું કશું વિચારવું ન પડે. તે જ રીતે લોકશાહી અંગે લખતા પશ્ચિમના લેખકો માને છે કે લોકશાહી એટલે કે લોકો દ્વારા, લોકોની અને લોકો માટેની સરકારનો આદર્શ સિદ્ધ કરવા માટે જે અનિવાર્ય છે તે તો છે સાર્વત્રિક પુખ્ત મતાધિકાર. ચૂંટેલા પ્રતિનિધિઓને પાછા બોલાવી લેવાના, લોકમત લેવાના, ટૂંકી મુદતની સંસદોના અન્ય ઉપાયો સૂચવાયા છે અને કેટલાક દેશોમાં તેનો અમલ પણ કરાયો છે. પણ મોટા ભાગના દેશોમાં પુખ્ત મતાધિકાર સિવાય અન્ય કશું અનિવાર્ય લાગ્યું નથી.

આ બંને ખ્યાલો ભ્રામક અને સાવ ગેરમાર્ગે દોરનારા છે તેવું કહેતા હું લગીરે ખચકાતો નથી. જો લોકશાહી તથા સ્વરાજ્ય બધે નિષ્ફળ ગયાં હોય તો

૧ ગ્રોટ હિસ્ટ્રી ઓફ ગ્રીસ, ગ્રંથ-૩, પૃ. ૩૪૭

મોટે ભાગે તો આ ખોટા ખ્યાલોને કારણે. સરકારનું બંધારણીય 'સ્વરૂપ' જાળવવા માટે બંધારણીય નૈતિકતાની ટેવો આવશ્યક હશે. પણ સરકારના બંધારણીય સ્વરૂપની જાળવણી અને લોકોનું સ્વરાજય તે બે એક વસ્તુ નથી. તે જ રીતે માની લઈએ કે પુખ્ત મતાધિકાર ને લોકશાહી શબ્દના તાર્કિક અર્થમાં એટલે રાજવી શાસનથી વિરુદ્ધ લોકોની સરકાર સ્થાપી શકે પણ તેથી એમ તો નહિ જ કહી શકાય કે તેનાથી તે લોકશાહી સરકાર એટલે કે લોકો દ્વારા અને લોકો માટે ચાલતી સરકાર તે અર્થમાં લોકશાહી સરકારની સ્થાપના કરી શકશે.

લોકશાહી અને સ્વરાજય અંગે રાજકારણ વિષયના પશ્ચિમના લેખકોનાં આ દૃષ્ટિબિંદુઓ બીજા અનેક કારણોસર પણ ભૂલ ભરેલાં છે. સૌ પ્રથમ તો એ કે તે એ બિનવિવાદાસ્પદ હકીકતને ધ્યાનમાં લેવાનું ભૂલી જ જાય છે કે પ્રત્યેક દેશમાં ઐતિહાસિક પરિસ્થિતિઓનાં બળે ઊભો થયેલો શાસક વર્ગ હોય છે, તે જ શાસન કરે છે અને તેમને સત્તા અને અધિકારોનાં સ્થાને પહોંચવામાં આ પુખ્ત મતાધિકાર કે બંધારણીય નૈતિકતા અવરોધરૂપ બનતાં નથી અને આ શાસક વર્ગને જ પોતાના સ્વાભાવિક નેતાઓ માનતા હોવાથી જ શાસિત વર્ગના લોકો તેમને શાસક તરીકે સ્વેચ્છાએ ચૂંટે છે. બીજું, તેઓ એ પણ ભૂલી જાય છે કે શાસક વર્ગનું અસ્તિત્વ લોકશાહી તથા સ્વરાજય સાથે વિસંગત છે અને જયાં શાસક વર્ગ પોતાની શાસન સત્તા ટકાવી રાખતો હોય તે હકીકત હોય છે ત્યાં લોકશાહી અને સ્વરાજય અસ્તિત્વમાં છે તેમ કહેવું ખોટું છે. હા, લોકશાહી અને સ્વરાજયને એક સ્વરૂપગત હકીકતો તરીકે આદર અપાતો હોય તો તે વાત જુદી. ત્રીજું, તેઓ એ વાતથી સભાન નથી કે પુખ્ત મતાધિકારને આધારે રચાયેલું બંધારણ અસ્તિત્વમાં આવતાં જ સ્વરાજય અને લોકશાહી એક વાસ્તવિકતા બનતાં નથી પણ જયારે શાસક વર્ગ શાસન સત્તા જીતવાનું બળ ગુમાવે છે ત્યારે તે એક વાસ્તવિકતા બને છે. ચોથું, એક હકીકત તેમના ખ્યાલ બહાર જાય છે અને તે એ કે કેટલાક દેશોમાં શાસકવર્ગને સતાસ્થાન પરથી હટાવવામાં શાસિત વર્ગ માત્ર પુખ્ત મતાધિકારને કારણે જ સફળ થયો હશે તો અન્ય દેશોમાં શાસક વર્ગ એટલો સુરક્ષિત-સલામત છે કે તે જ પરિણામ પ્રાપ્ત કરવા શાસિત વર્ગને પ્રાપ્ત મતાધિકાર ઉપરાંત અન્ય સલામતીઓની જરૂર

પડશે અને અંતે, તેઓ તે હકીકત પર તો ધ્યાન આપતા જ નથી કે શાસક વર્ગનું અસ્તિત્વ સ્વીકારી લીધા પછી, લોકશાહી અને સ્વરાજ્યની કોઈ પણ યોજનાની વિચારણામાં શાસક વર્ગનું સામાજિક દષ્ટિબિંદુ તથા તેની સામાજિક વિચારધારા અતિ મહત્ત્વનાં છે કારણ કે જ્યાં સુધી શાસક વર્ગ પાસે શાસન સત્તા મેળવવાનાં સાધનો છે ત્યાં સુધી શાસિતવર્ગનાં આઝાદી તથા કલ્યાણ શાસક વર્ગના સામાજિક દષ્ટિબિંદુ, તેની સામાજિક વિવેક બુદ્ધિ તથા તેના જીવનચિંતન પર જ નિર્ભર છે.

લોકશાહી અને સ્વરાજ્ય આપમેળે જ અસ્તિત્વમાં આવે તેવું ઈચ્છનારાઓ માટે તો શાસક વર્ગનું અસ્તિત્વ એ જ લોકશાહી તથા સ્વરાજ્યને પડકારતી મૂળભૂત અને નિર્ણયાત્મક હકીકત છે તેવું સ્વીકારી લેવું તે જ એકમાત્ર સલામત અને વાસ્તવ અભિગમ છે. આઝાદ દેશમાં આઝાદી એકલા શાસક વર્ગનો જ અધિકાર હશે કે સહુ તે ભોગવી શકશે તેવા તારણ પર આવતી વખતે આ અભિગમને ઉલેખવો તે પ્રાણઘાતક ભૂલ છે. આથી, મારે મતે તો કોંગ્રેસનો પક્ષ લેવાનું પસંદ કરતા વિદેશીએ એવો પ્રશ્ન ન પૂછવો જોઈએ કે શું કોંગ્રેસ આઝાદી માટે લડે છે ? પણ તેણે એવો પ્રશ્ન પૂછવો જોઈએ કે કોંગ્રેસ કોની આઝાદી માટે લડે છે ? તે ભારતના શાસક વર્ગની આઝાદી માટે લડે છે કે હિંદના લોકોની આઝાદી માટે લડે છે ? અને જો તેને એમ લાગે કે કોંગ્રેસ શાસકવર્ગની આઝાદી માટે લડે છે તો તેણે કોંગ્રેસીઓને પૂછવું જોઈએ : હિંદનો આ શાસક વર્ગ હિંદનું શાસન કરવા યોગ્ય છે ? કોંગ્રેસનો પક્ષ લેતાં પહેલાં તે ઓછામાં ઓછું આટલું તો કહી જ શકે.

કોંગ્રેસીઓને આ પ્રશ્નોના શા ઉત્તરો આપવાના છે ? હું તે જાણતો નથી. પણ જેને હું આ પ્રશ્નોના એકમાત્ર સાચા ઉત્તરો માનું છું તે હું આપી શકું.

૩

આનો પ્રારંભ કરતાં પહેલાં તો જાણી લેવું જોઈએ કે હિંદમાં શાસક વર્ગ કોનો બનેલો છે. હિંદમાં શાસકવર્ગ મુખ્યત્વે બ્રાહ્મણોનો બનેલો છે. પોતે શાસક વર્ગના છે તે આક્ષેપને આજના બ્રાહ્મણો રદિયો આપે છે તે એક વિચિત્રતા છે નહિતર એક સમયે તે પોતાને 'ભૂદેવો' (પૃથ્વી પરના દેવો) તરીકે ઓળખાવતા

હતા. તો પછી આ ગુલાંટનું કારણ શું ? પ્રત્યેક કોમમાં માનવજાતના પવિત્ર નિયમોના ધોરણે તેના બૌધ્ધિક વર્ગ પર એક એવો વિશ્વાસ લાદવામાં આવે છે કે તે પોતાના જ વર્ગના હિતનું જતન નહિ કરે પણ સહુનાં હિતનું રક્ષણ કરશે અને તે વિશ્વાસનો અક્ષમ્ય ભંગ કર્યાનું ભાન થતાં આત્માનો ડંખ તે અનુભવતા હશે તે કારણે અને તેથી જગતની અદાલત સમક્ષ ઊભા રહેવાની હિંમતનો તેમનામાં અભાવ હોવાને કારણે શું આમ થયું હશે ? કે પછી આ તેમની વિનયભાવના હશે ? આમાં સત્ય કયું તેનું અનુમાન કરવા રોકાવું તે નિરર્થક છે.

બ્રાહ્મણો જ શાસકવર્ગ છે તે નિર્વિવાદ હકીકત છે. કોઈ પણ વ્યક્તિ બે કસોટીઓ અજમાવી શકે. પહેલી છે લોકોની લાગણી અને બીજી છે વહીવટ પરનું નિયંત્રણ. મને ચોક્કસ ખાતરી છે કે આ બે કરતાં વધુ બહેતર અને વધુ નિર્ણયાત્મક બીજી કોઈ કસોટી નહિ હોય. પ્રથમ કસોટી અંગે કોઈ શંકા જ નથી. લોકોનાં વલણનો ખ્યાલ કરીએ તો બ્રાહ્મણ વ્યક્તિ પવિત્ર છે. પ્રાચીન કાળમાં તો, ગમે તેટલો ભયંકર ગુનો તેણે કર્યો હોય તોય તેને ફાંસીએ ચઢાવાતો નહોતો. પવિત્ર વ્યક્તિ તરીકે દાસ વર્ગને જે નહોતાં મળતાં તે સુરક્ષિતતાઓ અને અધિકારો તેને મળતાં. વૃક્ષો પર સૌ પહેલાં આવતાં ફળો મેળવવાનો તેને અધિકાર રહેતો. મલબારમાં જયાં 'સંબંધલગ્ન' પ્રથાનું અસ્તિત્વ છે ત્યાં નાયર જેવા દાસ વર્ગોના લોકો, પોતાની કોમની સ્ત્રીઓને બ્રાહ્મણો રખાત તરીકે રાખે તેનું ભારે ગૌરવ અનુભવતા. અરે, રાજાઓ પણ 'પ્રથમ રાતે' તેમની રાણીઓના કૌમારભંગ માટે બ્રાહ્મણોને નિમંત્રતા.[1]

૧ લ્યૂદોવિકો દિ વાર્થેમા નામનો પ્રવાસી ૧૬મી સદીના મધ્યકાળમાં હિંદ આવ્યો હતો તેણે મલબારની મુલાકાત લીધી હતી તે લખે છે :

'આ બ્રાહ્મણો કોણ છે તે જાણવું યોગ્ય છે અને સાથે સાથે મજાનું પણ છે. આપણામાં જેમ પાદરીઓ હોય છે તેમ તે શ્રદ્ધેય વ્યક્તિઓ છે અને જયારે રાજા લગ્ન કરે છે ત્યારે તે પ્રથમ રાતે પોતાની પત્ની સાથે સૂવા માટે આ બ્રાહ્મણોમાંથી અતિ આદરણીય અને યોગ્ય બ્રાહ્મણની પસંદગી કરે છે. જે તેની પત્નીનો કૌમારભંગ કરી શકે. એવું ન માનતા કે આવું કરવા આ બ્રાહ્મણ સ્વેચ્છાએ જાય છે. આ માટે તે ચારસોથી પાંચસો 'ડયૂકેટ્સ' (ઈટાલીનું નવ શિલીંગના મૂલ્યનું સોનાનું નાણું) લે છે. કાલિકટમાં બીજું કોઈ નહિ પણ રાજા આવું કરે છે.' - વોયેજ ઓફ વર્થેમાં (હાકલ્યૂયત સોસાયટી) ગ્રંથ-૧, પૃ. ૧૪૧.

અન્ય પ્રવાસીઓ કહે છે કે આ પ્રણાલી વ્યાપક હતી. હેમિલ્ટન તેના 'એકાઉન્ટ ઓફ ઈસ્ટ ઈન્ડિઝ'માં કહે છે :

એક એવો પણ સમય હતો કે જ્યારે બ્રાહ્મણોના અંગૂઠા જે પાણીમાં ધોવાયા છે તે પાણી પીધા વિના નીચ વર્ણની કોઈ વ્યક્તિ ભોજન પણ નહોતી કરી શકતી. સર પી. સી. રોયે આનું સરસ વર્ણન કર્યું છે. શૈશવમાં તેમણે નીચવર્ણના બાળકોને, પોતાના હાથમાં પ્યાલા સાથે સવારના પહોરમાં કલકત્તાના માર્ગોની બાજૂઓ પર કલાકો સુધી કતારમાં ઊભેલા જોયા હતા. તેઓ બ્રાહ્મણના પસાર થવાની અને પેલા પ્યાલાઓમાં તેના પગ ધોવાની પ્રતીક્ષા કરતા હતા. ખાધા પહેલાં તે પાણીના ઘૂંટની પ્રતીક્ષા કરતાં તેમનાં મા-બાપ પાસે તે પાણી લઈ જવા તે માગતા હતા. બ્રિટિશ સરકાર અને તેના ન્યાયક્ષેત્રની સમાનતાને કારણે બ્રાહ્મણોના આ અધિકારોનો, સુરક્ષિતતાઓનો, વિશેષાધિકારોનો અંત આવ્યો છે. પણ તેણે જે લાભો આપ્યાં તે હજીય રહ્યાં છે. શાસિત વર્ગોની દષ્ટિએ બ્રાહ્મણ હજીય સર્વોપરી છે અને તેઓ હજીય તેમને 'સ્વામી' તરીકે જ સંબોધે છે. જેનો અર્થ થાય છે ભગવાન

બીજી કસોટી પણ એટલું જ વિધેયક પરિણામ આપે છે. ઉદાહરણ તરીકે માત્ર મદ્રાસ પ્રાંતને જ લઈએ. કોઠો ૧૭ જુઓ. બ્રાહ્મણો અને અન્ય કોમો

'જ્યારે સામોરિન પરણે છે ત્યારે તેની પત્નીને જ્યાં સુધી નામ્બુરી (નામ્બુદ્રિ) અથવા તો વડો ધર્મગુરુ ન ઉપભોગે ત્યાં સુધી તે તેની પત્ની સાથે સંભોગ કરી શકતો નથી. અને જો તે ઈચ્છે તો તે તેની પત્ની સાથે ત્રણ રાતો ગાળી શકે છે કારણ કે તે સ્ત્રી જે ઈશ્વરને ભજે છે તે ઈશ્વરને ચરણે તેની મધુરજનીઓના પ્રથમ ફળોની પવિત્ર આહુતિ ધરવી જ પડે કેટલાક રાજાઓ તો એવા આત્મસંતોષી હતા કે તેઓ ધર્મગુરુને આ ખંડણી ચૂકવતા પણ સામાન્ય લોકોને આવું ગૌરવ નહોતું મળતું તેમણે તો ધર્મગુરુઓને આ સ્થાન આપતું પડતું.' - ગ્રંથ-૧, પૃ. ૩૦૮.

બુચાનન તેના કથનમાં, નીચેના શબ્દોમાં આ પ્રણાલી આલેખે છે :

'સામાન્યત: તામુરી કુટુંબની સ્ત્રીઓને નામ્બુદ્રિપાદો જ સગર્ભા બનાવતા. અલબત્ત તેમને જો યોગ્ય લાગે તો ઉચ્ચવર્ણના નાયર પર પસંદગી ઢોળતાં. પણ નામ્બુદ્રિપાદોનું પવિત્ર ચરિત્ર તેમની પસંદગી સંપાદન કરતું.' 'પિન્કર્ટન્સ વોયેજ', ગ્રંથ-૩, પૃ. ૭૩૪.

મદ્રાસ સરકાર દ્વારા પ્રગટ થતા ગેઝેટીઅર ઓફ મદ્રાસ' તથા એન્જેન્ગોના તંત્રી શ્રી સી. એ. ઈન્સ, આઈ. સી. એસ. લખે છે :

'મારુક્કટ્ટ્યમ્' પ્રથાને અનુસરતા કેટલાક વર્ગોમાં એક અન્ય સંસ્થા પણ જોવામાં આવે છે. 'મકક્કટ્ટયમમ્'ને અનુસરતા અસંખ્ય લોકોમાં પણ તે જોવામાં આવે છે. આ પ્રથા 'તાલી બંધન લગ્ન' તરીકે ઓળખાય છે. મલયાલી લગ્નપ્રથામાં તે અતિ વિશિષ્ટ અને અનન્ય છે. તેમાં મુખ્ય વિધિ આ પ્રમાણે છે. કન્યા યૌવનવયમાં પ્રવેશ કરે તે પહેલાં તેની ડોકે 'તાલિ' (સોનાનો કે અન્ય ધાતુનો લોકેટ જેવો નાનો ટુકડો) બાંધનાર અથવા 'માનવલન' (વર)ને કન્યા સાથે સંભોગની છૂટ આપવા આ વિધિ થાય છે. કેટલાક આ વિધિના મૂળમાં નીચલા વર્ણની સ્ત્રીઓનાં પ્રથમ ફળ પ્રાપ્ત કરવાનો 'ભૂદેવો' (બ્રાહ્મણો)નો દાવો પ્રસ્થાપિત કરે છે અને નીચલે સ્તરે ક્ષત્રિયો એટલે રાજાઓનો. મધ્યયુગીય જમીનદારોના કાયદેસરના અધિકાર જેવો જ આ અધિકાર.

વચ્ચે ૧૯૪૩માં સરકારી અધિકાર પત્રમાં જાહેર કરાયેલી જગ્યાઓની વહેંચણી તે દર્શાવે છે.

આ તારણને સમર્થન આપવા અન્ય પ્રાંતોમાંથી મળતી વિગતો પણ ટાંકી શકાય. પણ આ મુદ્દા પર એટલો પરિશ્રમ કરવો વ્યર્થ છે. બ્રાહ્મણો પોતે શાસક વર્ગના હોવાનો દાવો કરે કે ન કરે, હકીકત એ છે કે સરકાર પર તેમનું નિયંત્રણ છે અને શાસિત વર્ગોએ તેમનું આધિપત્ય સ્વીકારી લીધું છે. તે વાત આ મુદ્દાને પ્રસ્થાપિત કરવા પૂરતી છે.

ઈતિહાસ તો એમ દર્શાવે છે કે બ્રાહ્મણ પાસે સાથીદારો તરીકે બીજા પણ વર્ગો હતા અને જો તેઓ સહકાર આપીને તેમની નીચે કામ કરે તો તેમને તે શાસકવર્ગનો દરજ્જો આપવા પણ તૈયાર હતો. પ્રાચીન અને મધ્યકાલીન યુગમાં તેણે ક્ષત્રિયો અથવા તો યોદ્ધા વર્ગ સાથે આવી મૈત્રી બાંધી. તે બંનેએ લોકસમૂહ પર શાસન કર્યું. બ્રાહ્મણે પોતાની કલમથી અને ક્ષત્રિયે પોતાની તલવારથી પ્રજાને કચડી. અત્યારે બ્રાહ્મણે વૈશ્ય એટલે કે વાણિયાઓ સાથે હાથ મિલાવ્યા છે. આ મૈત્રી ક્ષત્રિય પરથી ઊઠીને વાણિયાને વરે તે સ્વાભાવિક છે.

વ્યાપારના આ યુગમાં ધન તલવારથી વિશેષ મહત્ત્વનું છે. પક્ષ જોડાણમાં પરિવર્તનનું એક કારણ તે એ. વળી, રાજકીય વ્યવસ્થાતંત્ર ચલાવવા માટે પૈસાની અનિવાર્યતા તે બીજું કારણ. વાણિયા પાસેથી જ પૈસો મળી શકે. વાણિયા જ મોટા પ્રમાણમાં કોંગ્રેસને પૈસાનું પીઠબળ પૂરું પાડે છે. કારણ કે શ્રી ગાંધી પોતે વાણિયા છે અને તે જાણે છે કે રાજકારણમાં રોકેલો પૈસો મોટાં વળતર આપે છે. જો કોઈને આ વાતની શંકા હોય તો શ્રી ગાંધીએ ૧૯૪૨ના જૂનની દઠ્ઠીએ લૂઈ ફિશરને શું કહ્યું હતું તે વાંચી લે. ફિશર જણાવે છે :[૧]

"મેં કહ્યું કે મારે કોંગ્રેસ પક્ષ અંગે તેમને અસંખ્ય પ્રશ્નો પૂછવાના છે. મને યાદ છે ત્યાં સુધી ઉચ્ચ હોદ્દા પર બેઠેલા અંગ્રેજ અધિકારીઓએ મને કહ્યું હતું કે કોંગ્રેસ મોટા ઉદ્યોગપતિઓનાં હાથમાં છે અને શ્રી ગાંધીને મુંબઈના મિલમાલિકોનો ટેકો છે જેઓ તે માગે તેટલા પૈસા તેમને આપે છે. 'આ દાવાઓમાં સત્ય કેટલું શું ?' મેં પૂછ્યું."

૧ એ વિક વિથ ગાંધી (૧૯૪૩) પૃ. ૪૧

## કોઠો-૧૭

| કોમો | અડસટ્ટે વસ્તી (લાખમાં) | વસ્તીની ટકાવારી | સરકારી આજ્ઞાપત્રમાં જાહેર થયેલી જગ્યાઓમાંથી પૂરેલી જગ્યા. (૨,૨૦૭) | થયેલી નિમણૂંકોની ટકાવારી | આજ્ઞાપત્રમાં જાહેર ન થયેલી જગ્યાઓ — રૂ. ૧૦૦ ઉપર કુલ સંખ્યા ૭,૫૦૦ — પૂરેલી જગ્યા | થયેલી નિમણૂંકોની ટકાવારી | રૂ. ૩૫ ઉપર કુલ સંખ્યા ૨૦,૭૮૨ — પૂરેલી સંખ્યા | થયેલી નિમણૂંકોની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| બ્રાહ્મણો | ૧૫ | ૩ | ૮૨૦ | ૩૭ | ૩,૨૮૦ | ૪૩.૭૩ | ૮,૮૧૨ | ૪૨.૪ |
| ખ્રિસ્તીઓ | ૨૦ | ૪ | ૧૯૦ | ૯ | ૭૫૦ | ૧૦ | ૧,૬૫૫ | ૮.૦ |
| મુસલમાનો | ૩૭ | ૭ | ૧૫૦ | ૭ | ૪૯૭ | ૬.૬૩ | ૧,૬૨૪ | ૮.૦ |
| દલિતવર્ગો | ૭૦ | ૧૪ | ૨૫ | ૧.૫ | ૩૯ | .૫૨ | ૧૪૪ | .૬૯ |
| અ-બ્રાહ્મણો | | | | | | | | |
| સુધરેલા અ-બ્રાહ્મણો | ૧૧૩ | ૨૨ | ૬૨૦ | ૨૭ | ૨,૫૪૩ | ૩૩.૯ | ૮,૪૪૦ | ૪૦.૬ |
| પછાત અ-બ્રાહ્મણો | ૨૪૫ | ૫૦ | ૫૦ | ૨ | ૨,૫૪૩ | ૩૩.૯ | ૮,૪૪૦ | ૪૦.૬ |
| બિન એશિયાવાસી અને એંગ્લો ઈન્ડિઅન્સ | - | - | - | - | ૩૭૨ | ૫.૦ | ૮૩ | .૪ |
| બીજી કોમો | - | - | - | - | ૧૯ | .૫ | ૨૪ | .૧૧ |

"કમભાગ્યે તે સાચા છે.' તેમણે સરળતાથી કહ્યું, "કોંગ્રેસ પાસે પોતાનાં કાર્યોનો અમલ કરવા પૈસા નથી. પ્રારંભમાં, દરેક સભ્ય પાસેથી વર્ષે ચાર આના લેવા અમે વિચાર્યું. પણ તે કામ ન લાગ્યું !" 'મેં પૂછ્યું, કોંગ્રેસના અંદાજપત્રના કેટલા ભાગને, આ સમૃદ્ધ હિંદીઓ આવરી લે છે ?"

"હકીકતે આખા અંદાજપત્રને,' તેમણે કહ્યું. દા.ત. આ આશ્રમમાં અમે જીવીએ છીએ તેનાથી વધુ સાદાઈથી જીવી શકીએ અને ઓછા પૈસા ખર્ચી શકીએ. પણ અમે તેમ કરતા નથી અને અમારા ધનિક મિત્રો પાસેથી પૈસા આવે છે."

આ જ કારણસર શાસક વર્ગમાંથી વાણિયાને બાકાત રાખવાનું કામ બ્રાહ્મણ માટે કપરુ છે. હકીકતમાં તો તેણે વાણિયા સાથે કામ પૂરતા નહિ પણ દિલોજાની સંબંધો સ્થાપ્યા છે. પરિણામે આજે હિંદમાં બ્રાહ્મણ-વાણિયાની જોડીનો શાસક વર્ગ છે, ભૂતકાળમાં બ્રાહ્મણ-ક્ષત્રિયનો હતો તેમ.

શાસક વર્ગના અસ્તિત્વથી આખી કથા પૂરી નથી થતી. મહત્ત્વની વાત તો એ છે કે શાસક વર્ગના સભ્યો તે હકીકતથી સંપૂર્ણપણે સભાન છે કે તેઓ શાસક વર્ગના છે અને તેઓ એકલા જ શાસન કરવા નિર્માયા છે. સ્વ. શ્રી તિલક ક્યારેય ભૂલી શક્યા નહોતા કે તે શાસક વર્ગના છે. પંડિત જવાહરલાલ નહેરું[1]ના કિસ્સામાં અને તેમની બહેન વિજયાલક્ષ્મી પંડિતના કિસ્સામાંય તેવું જ કહેવાય છે. પોતે શાસક વર્ગના છે તેવી લાગણીથી શ્રી વલ્લભભાઈ પટેલ પણ મુક્ત નથી. શ્રી તિલક સ્વરાજ આંદોલનના જનક મનાય છે. શ્રી પંડિત

૧ શ્રી વાય. જી. કૃષ્ણમૂર્તિની પંડિત જવાહરલાલ નહેરુની જીવનકથાના આમુખમાં શ્રી પટ્ટાભી સિતારામૈયા કહે છે કે પોતે બ્રાહ્મણ છે તે હકીકતથી પંડિત નહેરુ અતિ સભાન છે. પંડિત નહેરુ સમાજવાદી છે અને જ્ઞાતિમાં માનતા નથી તેવું માનતા અનેક લોકોને આથી આઘાત લાગશે. પણ પોતે શું કહે છે તેનું જ્ઞાન તો પટ્ટાભી સિતારામૈયાને હશે જ. પોતે બ્રાહ્મણ છે તે હકીકતથી માત્ર પંડિત નહેરુ જ સભાન હતા તેવું નથી, તેમના બહેન શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતને પણ બ્રાહ્મણ હોવાની સભાનતા હતી. એવું કહેવાય છે કે ૧૯૪૦ના ડીસેમ્બરમાં દિલ્હીમાં ભરાયેલા અખિલ ભારતીય મહિલા અધિવેશનમાં વસ્તી ગણતરીના પત્રકમાં પોતાની જ્ઞાતિ નહિ જાહેર કરવાનો પ્રશ્ન ચર્ચાયો. શ્રીમતી પંડિતે આ વિચારની અવગણના કરી કહ્યું કે શા માટે તે પોતે વસ્તી ગણતરીમાં બ્રાહ્મણ હોવાનું ગૌરવ ન ધરાવે અને વસ્તી ગણતરીમાં બ્રાહ્મણ તરીકે પોતાની જાતને જાહેર ન કરે ?- જૂઓ 'સેન્સ એન્ડ નોનસેન્સ ઈન પોલિટિક્સ' શ્રેણી નં. ૧૨. લેખક શ્રી જે. ઈ. સંજાણા. મુંબઈના ગુજરાતી સાપ્તાહિક 'રાસ્ત રાહબર' તા. ૧૪, જાન્યુઆરી, ૧૯૪૫નો અંક.

નહેરુ અને શ્રી વલ્લભભાઈ પટેલ કોંગ્રેસ મોવડી મંડળના અગ્રણી નેતાઓ છે. પોતે શાસક વર્ગના છે તે હકીકતથી તેઓ સભાન છે. એટલું જ નહિ પણ તેમાંના કેટલાક તો એવું માને છે કે શુદ્ર વર્ગના લોકો તુચ્છ છે અને તેમણે શાસન કરવાની મહેચ્છા સેવ્યા સિવાય ગુલામ જ રહેવું જોઈએ. પોતાના આ વિચારો જાહેરમાં વ્યક્ત કરતાં તેમણે નથી લજજા અનુભવી કે નથી તેને પશ્ચાત્તાપ થયો. ૧૯૧૮માં જયારે બિન-બ્રાહ્મણો અને પછાત વર્ગોએ ધારાસભામાં અલગ પ્રતિનિધિત્વની ઝુંબેશ ઉપાડી ત્યારે શ્રી તિલકે શોલાપુરમાં ભરાયેલી એક જાહેર સભામાં કહેલું કે શા માટે ઘાંચીઓએ, તમાકુ વેચનારાઓએ, ધોબીઓએ વગેરેએ (બિન-બ્રાહ્મણો તથા પછાત વર્ગો માટે તેમણે વાપરેલા આ શબ્દો હતા.) ધારાસભામાં જવાનો આગ્રહ રાખવો જોઈએ. તેમને મતે તો તેમનું કામ હતું કાયદાઓનું પાલન કરવાનું, કાયદા ઘડવાની સત્તા પ્રાપ્ત કરવાનું તેમનું કામ નહોતું. ૧૯૪૨માં, લોર્ડ લિન્થિલગોએ જુદા જુદા વિભાગોને પ્રતિનિધિત્વ કરતા બાવન હિંદીઓને આમંત્ર્યા. યુદ્ધ પ્રયાસોમાં બધા જ હિંદીઓના સહકાર તથા સહાનુભૂતિ મેળવવા કેન્દ્રીય સરકારને વધુ લોકપ્રિય બનાવવા શાં પગલાં લેવાં જોઈએ તેની ચર્ચા કરવાનો હેતુ આની પાછળ હતો. જેમને આમંત્ર્યા હતા તેમાં અનુસૂચિત જ્ઞાતિના સભ્યો પણ હતા. વાઈસરોય આવા હલકા લોકોનું ટોળું બોલાવે તે વિચાર જ શ્રી વલ્લભભાઈ પટેલ ન સાંખી શક્યા. આ પ્રસંગ પછી શ્રી વલ્લભભાઈ પટેલે પોતાના અમદાવાદના પ્રવચનમાં કહ્યું :[1]

'વાઈસરોયે હિંદુ મહાસભાના નેતાઓને બોલાવ્યા, મુસ્લિમ લીગના નેતાઓને બોલાવ્યા અને તેમણે ઘાંચીઓ, મોચીઓ અને બાકીનાઓને પણ બોલાવ્યા.'

જો કે, શ્રી વલ્લભભાઈ પટેલે તેમની દ્વેષયુક્ત અને ડંખીલી વાણીમાં ઘાંચીઓ અને મોચીઓનો ઉલ્લેખ માત્ર જ કર્યો પણ તેમનું પ્રવચન શાસક વર્ગ તથા કોંગ્રેસના મોવડી મંડળના સભ્યો આ દેશના પછાત વર્ગોના લોકો પ્રત્યે જે સાર્વત્રિક ઘૃણા ધરાવે છે તેનું સૂચક છે. શાસક વર્ગ તથા કોંગ્રેસ મોવડી મંડળના વલણનાં વધુ ઉદાહરણો ચૂંટણી પ્રચારમાં બનેલી ઘટનાઓમાંથી

૧ 'સેન્સ એન્ડ નોનસેન્સ ઈન પોલિટિક્સ'માંથી સંજાણાનું અવતરણ.

મળશે. તે એટલા પ્રસ્તુત અને આશ્ચર્યજનક છે કે તેમનો વિશિષ્ટ ઉલ્લેખ કરવો જ પડે.

ઠેઠ ૧૯૧૯થી, જ્યારથી શ્રી ગાંધીનું વર્ચસ્વ કોંગ્રેસ પર છવાઈ ગયું ત્યારથી બ્રિટિશ સરકાર પાસે સ્વરાજ્યની માગણી કબૂલ કરાવવા કોંગ્રેસીઓએ ધારાસભા બહિષ્કારની નીતિને માન્યતા આપી છે. આ નીતિ અનુસાર, જ્યારે જ્યારે ચૂંટણી યોજાતી ત્યારે ત્યારે કોંગ્રેસે તેમાં ભાગ ન લેવાનો નિર્ણય કર્યો. કોંગ્રેસની ટિકિટ પર કોઈ ઉમેદવારને કોંગ્રેસ ઊભો તો નહોતી રાખતી પણ જે કોઈ હિંદુ સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઊભો રહે તેની વિરુદ્ધ પ્રચાર કરતી. આ નીતિની ગુણવત્તા વિશે કોઈએ તકરાર કરવાની જરૂર નથી પણ સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઊભા રહેતા ઉમેદવારને અટકાવવા માટે કોંગ્રેસ કેવા સાધનો અપનાવતી ? જે સાધનો તે અપનાવતી તે સાધનો ધારાસભાઓને તિરસ્કારપાત્ર બનાવવા માટે હતા, તે મુજબ કોંગ્રેસે જાહેરાતપત્રો સાથેનાં સરઘસો કાઢયાં. તેમના પર લખાણ હતું: 'ધારાસભાઓમાં કોણ જશે ? માત્ર નાઈઓ, મોચીઓ, કુંભારો અને ઝાડુવાળાઓ' સરઘસોમાં એક વ્યક્તિ સૂત્રના ભાગ તરીકે પ્રશ્ન પૂછતી અને આખું ટોળું સૂત્રના બીજા ભાગમાં રહેલા ઉત્તરનું પુનરાવર્તન કરતું. જ્યારે કોંગ્રેસીઓને લાગતું કે ચૂંટણીમાં ઊભા રહેતા ઉમેદવારોને આથી અટકાવી શકાશે નહિ ત્યારે તે વધુ કડક પગલાં લેવાનું વિચારતા. આદરણીય વ્યક્તિઓને નકકી જો એમ જ લાગશે કે તેમને નાઈઓ, કુંભારો અને ઝાડુવાળાઓ વગેરે સાથે ધારાસભાઓમાં બેસવું પડશે તો તેઓ ચૂંટણીમાં ઊભા રહેવા તૈયાર નહિ થાય તેમ માનીને આ જ તિરસ્કૃત કોમોના ઉમેદવારોને કોંગ્રેસ ટિકિટ પર ઊભા રાખી તેમને જીતાડવા સુધીની હદ સુધી કોંગ્રેસ ગઈ. કોંગ્રેસનાં આવાં ક્રૂર કૃત્યોનાં કેટલાંક ઉદાહરણોનો ઉલ્લેખ કરી લઈએ. ૧૯૨૦ની ચૂંટણીમાં મધ્યપ્રાંતની ધારાસભામાં કોંગ્રેસે એક મોચીને[૧] જીતાડયો. ૧૯૩૦ની ચૂંટણીમાં મધ્યપ્રાંતની ધારાસભામાં બે મોચીઓ,[૨] એક દૂધવાળો[3] અને એક નાઈ[૪] અને

૧ ફગુવા રોહિદાસ

૨ ગુરુ ગોંસાઈ અગમદાસ અને બલરાજ જૈસવાર

૩ ચુન્નુ

૪ અર્જુનલાલ

પંજાબ ધારાસભામાં એક નાઈને[1] ચૂંટી કાઢ્યા. ૧૯૩૪માં કેન્દ્રીય ધારાસભામાં એક કુંભાર[2]ને જીતાડયો. કદાચ એમ કહેવાય કે આ તો પુરાણો ઈતિહાસ છે. ૧૯૪૩માં મુંબઈના એક પરા અંધેરીની મ્યુનિસિપાલિટીની ચૂંટણીમાં શું બન્યું તેનો ઉલ્લેખ કરી મારે આવો ભ્રમ દૂર કરવો રહ્યો. મ્યુનિસિપાલિટીને ઘૃણાસ્પદ બનાવવા કોંગ્રેસે એક નાઈને ઉમેદવાર તરીકે ઊભો રાખ્યો.

કેટલીક પારાવાર દુષ્ટતા ? આયર્લેન્ડના શિનફ્રાન પક્ષે બ્રિટિશ પાર્લામેન્ટનો બહિષ્કાર કર્યો હતો. પણ પોતાના હેતુઓ સિદ્ધ કરવા પોતાના જ દેશવાસીઓનો તેમણે આવો ઘૃણાસ્પદ ઉપયોગ કર્યો હતો ? ૧૯૩૦માં ધારાસભાના બહિષ્કાર ની જે ઝુંબેશ ઊપડી હતી હતી તે પણ રસપ્રદ ઘટના છે. ૧૯૩૦ની પ્રાંતીય ધારાસભાઓની ચૂંટણીઓ જેમાં આવી ઘટનાઓ બની તે શ્રી ગાંધીના મીઠા સત્યાગ્રહની ૧૯૩૦ની ઝુંબેશ સાથે જ આવી. મને શ્રદ્ધા છે કે કોંગ્રેસનો ભાવિ (અધિકૃત ઈતિહાસકાર ડૉ. પટ્ટાભી સિતારામૈયા તેમ કરવામાં નિષ્ફળ ગયા છે). ઈતિહાસકાર, શ્રી ગાંધીએ વાઈસરોય લૉર્ડ ઈર્વિનને નોટિસ આપવાનો અને નિશ્ચિત તારીખ સુધીમાં તેમાં રજૂ કરેલી માગણીઓનો સ્વીકાર કરવાનું જણાવવાનો નિર્ણય કેવી રીતે કર્યો, વાઈસરોય જો તેમને પક્ષે તેમ કરવામાં નિષ્ફળ જાય તો સત્યાગ્રહની ઝુંબેશ શરૂ કરવાનો નિર્ણય શ્રી ગાંધીએ કેવી રીતે કર્યો, શ્રી ગાંધીએ પોતાની નોટિસ લઈ જવા એક અંગ્રેજ વ્યક્તિને કેમ પસંદ કરી, આક્રમણના નિશાન તરીકે શ્રી ગાંધીએ નમકનો કાયદો કેમ પસંદ કર્યો, તેમણે દાંડીને યુદ્ધભૂમિ તરીકે કેમ સ્વીકારી, ભારે દબદબા અને ઠઠારા સાથે તેમણે પોતાના અમદાવાદના આશ્રમમાંથી કેવું પ્રસ્થાન આરંભ્યું, અમદાવાદની સ્ત્રીઓએ વિજયની શુભેચ્છાના પ્રતીક રૂપે કેવી આરતી ઉતારી અને તેમના કપાળે કેવું તિલક કર્યું, ગુજરાત એકલું જ હિંદ માટે સ્વરાજ્ય જીતી લાવશે તેવું કહી શ્રી ગાંધીએ તેમને કેવી ખાતરી આપી અને સ્વરાજ્ય પ્રાપ્ત નહિ થાય ત્યાં સુધી પોતે અમદાવાદ પાછા નહિ ફરે તેવું કહી શ્રી ગાંધીએ પોતાનો દૃઢ નિર્ણય કેવી રીતે વ્યક્ત કર્યો તે વિગતોની સાથે સાથે એટલું નોંધવાનું

૧ બંસીલાલ ચૌધરી
૨ ભગત ચંદિમલ ગોલા

ચૂકશે નહિ કે એક બાજુ કોંગ્રેસીઓ સ્વરાજય માટે લડવામાં રોકાયેલા હતા અને જનતા માટે તથા જનતાના નામે તે જીતવા માગતા હતા તેવું કહેતા હતાં ત્યારે જ બીજુ બાજુ અને તે જ વર્ષે એ જ જનતાનું જાહેરમાં ધૃણાસ્પદ પ્રદર્શન કરી, તેને વેગળી રાખવા, ટાળવા તે જ જનતા પર તેઓ કેવા કનિષ્ટ અત્યાચારો કરતા હતા !

હિંદમાં, શાસક વર્ગનું શાસિત વર્ગો પ્રત્યે આવું માનસ છે !

## ૪
## આ શાસક વર્ગ નીચે હિંદના આ ગુલામ વર્ગોનું ભવિષ્ય કેવું હશે ?

સ્વરાજય આવશે ત્યારે દાસ વર્ગો માટે ચમત્કારો સર્જવાનું કોંગ્રેસ વચન આપે છે. કોંગ્રેસ જનતા વતી બોલે છે, એટલે શાસિત વર્ગો જયારે શાસક વર્ગની ગુલામીમાં હોય ત્યારે તેણે ખરેખર તેમને માટે આમ બોલવું જ રહ્યું. તે કહે છે કે તેને ક્રાંતિકારી પરિવર્તનો કરવાં છે પણ તેમ કરવા માટે તેની પાસે સત્તા નથી એટલે સ્વરાજય સુધી તેણે પ્રતીક્ષા કરવી રહી. આવી વાચાળ વાતો ભોળા વિદેશીને છેતરે છે. આ કથનની પાછળ રહેલાં બણગાં અને બડાશને બાજૂએ મૂકીને પણ કોઈ વ્યક્તિ કદાચ પૂછે કે જો હિંદ સાર્વભૌમ અને સ્વતંત્ર રાષ્ટ્ર બને તો શું બની શકે ? એક વાત નિશ્ચિત્ત છે. સ્વરાજયની જાદુઈ લાકડીથી શાસક વર્ગ અદશ્ય નહિં થઈ જાય. તે જેવો છે તેવો જ રહેશે અને બ્રિટિશ શાહીવાદના ઓથારમાંથી મુક્ત થતાં જ તે વિશેષ શક્તિ અને જોમ પ્રાપ્ત કરશે. દરેક દેશના શાસક વર્ગોની જેમ તે સત્તા કબજે કરશે. ટૂંકમાં, લોકોના હાથમાં સ્વરાજયનું શાસન નહિ હોય પણ તે શાસક વર્ગ દ્વારા ચાલતી સરકાર હશે. અને લોકો દ્વારા ચાલની સરકારની અનુપસ્થિતિમાં શાસક વર્ગ જેવી તેને બનાવવી પસંદ કરશે તેવી લોકો માટેની સરકાર હશે.

હિંદ જયારે સાર્વભૌમ અને સ્વતંત્ર રાષ્ટ્ર બનશે ત્યારે શાસકવર્ગ શું કરશે? કેટલાક આશા રાખે છે કે તે ગણોતિયા ધારાઓમાં સુધારા કરશે, કારખાનાં અંગેના કાયદાનું વિસ્તૃતીકરણ કરશે, પ્રાથમિક કેળવણીને વ્યાપક બનાવશે, નશાબંધી દાખલ કરશે, લોકોને ચરખા ચલાવતાં શીખવાડશે, માર્ગો અને નહેરો

બાંધશે, ચલણ સુધારશે, તોલમાપ વ્યવસ્થિત કરશે, દવાખાનાં ખોલશે અને ગુલામ વર્ગોના લોકોની સ્થિતિ સુધારવાનાં અન્ય પગલાં ભરશે. ગુલામ વર્ગની કોઈ પણ વ્યક્તિને આવા કાર્યક્રમમાં ઉત્સાહ નથી. સૌ પ્રથમ તો તેમાં કશી મહત્તા નથી. આજના વિશ્વમાં કોઈ શાસક વર્ગ તે સુધારાઓ ટાળીશ કે નહિ, જે સુધારાઓ સમાજની સંસ્કારી પરિસ્થિતિ જાળવવા અનિવાર્ય છે. અંગત રીતે મને તો મોટી શંકા છે કે હિંદનો શાસક વર્ગ સમાજ સુધારણાનો આવો મધ્યમસરનો કાર્યક્રમ અમલમાં મૂકવા પણ આગળ આવશે કે કેમ ! ઘણા લોકો ભૂલી જાય છે કે કોંગ્રેસ આજે આવા કાર્યક્રમની વાતો એટલા માટે કરે છે કે બ્રિટિશ અમલદારશાહી કરતાં કોંગ્રેસ બહેતર છે તેવું બતાવવાની તેની ઈચ્છા છે, પણ એકવાર આ અમલદારશાહી આટોપાઈ જશે ત્યારે જનતાની પરિસ્થિતિ સુધારવાનો આટલો ઉત્સાહ રહેશે ખરો ? આ મુદ્દા અંગે હું ગંભીર શંકાઓ સેવું છું. આ સિવાય પણ, શું સુધારાઓ જ સ્વરાજયનું સર્વસ્વ છે ? ગુલામ વર્ગો વતી બોલતાં મને સહેજ પણ શંકા નથી કે સાર્વભૌમ અને સ્વતંત્ર હિંદમાં તેઓ તો ઈચ્છે છે માત્ર જીવન વિચારધારા અને સામાજિક વ્યવસ્થા તરીકેના બ્રાહ્મણવાદનો સંપૂર્ણ વિનાશ. જો મારે જ કહેવાનું હોય તો કહું કે ગુલામ વર્ગોને સામાજિક સુધારણાની ખેવના જ નથી. જે અભાવ અને દારિદ્રય તેમના ભાગ્યમાં લખાયાં છે તે દુષ્ટ સમાજ વ્યવસ્થાને પરિણામે તેમને સહેવા પડતાં અપમાન અને ગૌરવભંગના પ્રમાણમાં નહિવત્ છે. રોટી નહીં પણ સન્માન એ જ તેમની માંગ છે. માટે પ્રશ્ન તો એ ઉદ્ભવે છે : સરકારી વહીવટી તંત્ર કબજે કરીને હિંદનો શાસક વર્ગ સામાજિક સુધારણાના કાર્યક્રમથી સાવ અલગ પડતો સમાજવ્યવસ્થાની સુધારણાનો કાર્યક્રમ હાથ ધરશે ?

જો હિંદ સાર્વભૌમ અને સ્વતંત્ર રાષ્ટ્ર બને તો જ તે ચમત્કારો સર્જી શકે તેવા કોંગ્રેસીઓના વિધાનને માત્ર પ્રચાર નહિ પણ પ્રમાણિક મહેચ્છા માની લઈએ તો તે તેવા તારણ પર આધારિત છે કે માણસને ધાર્યું કરવા માટે સત્તા સિવાય બીજા કશાની જરૂર નથી. આ માન્યતા માત્ર દયનીય જ નથી પણ સાચે જ તે એક ખતરનાક ભ્રમ છે. જેઓ આવા ભ્રમને સેવી રહ્યા છે તે ભૂલી જાય છે કે ગમે તેટલું સ્વેચ્છાધીન હોય તોય સાર્વભૌમત્વને ગંભીર

મર્યાદાઓ છે. ડાઈસી સિવાય અન્ય કોઈએ આ મર્યાદાઓને અતિ સ્પષ્ટ ભાષામાં વર્ણવી નથી. તેના બંધારણના કાયદામાં તે કહે છે :

'કોઈ પણ સાર્વભૌમ સત્તા દ્વારા અને ખાસ કરીને સંસદ દ્વારા થતો સત્તાનો ખરેખર અમલ બે મર્યાદાઓથી સીમિત છે, નિયંત્રિત છે. આમાં એક બાહ્ય મર્યાદા છે અને બીજી છે આંતરિક મર્યાદા.'

કોઈપણ સાર્વભૌમ સત્તા હેઠળની પ્રજા કે પ્રજાનો મોટો વર્ગ તેના કાયદાઓની કેટલી અવગણના કે પ્રતિકાર કરે છે તેની સંભવિતતા કે નિશ્ચિતતાના અધારે વાસ્તવિક સત્તાની બાહ્ય સીમા નક્કી થાય છે.

'આ મર્યાદા અતિ નિરંકુશ રાજાશાહીઓમાં પણ રહેલી છે. અઢારમી સદીના મધ્યકાળ દરમ્યાનનો રોમન સમ્રાટ કે ફ્રેન્ચ રાજવી (આજે જેમ રશિયાનો ઝાર છે તેમ) સાર્વભૌમ સંજ્ઞાની કાયદેસર દૃષ્ટિએ કડકપણે સાર્વભૌમ હતો. તેની પાસે નિરંકુશ કાયદાકીય સત્તા હતી. તેણે ઘડેલો કોઈ પણ કાયદો બંધનકર્તા હતો અને સામ્રાજ્ય કે રાજ્યમાં એવી કોઈ સત્તા નહોતી જે આ કાયદાને રદ કરી શકે. પણ ક્યારેક કોઈ અતિશય સર્વસત્તાધીશ રાજવી પણ પોતાની મરજી મુજબ વાસ્તવમાં કોઈ કાયદો ઘડી શક્યો હોય કે બદલી શક્યો હોય તેમ ધારવું તે એક ભૂલ છે.'

'સત્તા, એટલે કે આપખુદ રાજાની સત્તા પણ તેના હુકમો પાળવાની તેની પ્રજાની અથવા તો તેની પ્રજાના કેટલાક ભાગની તત્પરતા પર નિર્ભર છે. અને આ આજ્ઞાપાલનની તત્પરતા વાસ્તવમાં મર્યાદિત હોય છે. અગાઉના સિઝરોમાંથી કોઈ પણ પોતાની સ્વેચ્છાએ રોમન વિશ્વની મૂળભૂત ધાર્મિક સંસ્થાઓની ભક્તિને ઉથલાવી શક્યું નહોતું.... સુલતાનો ઈસ્લામનો નાશ કરી શક્યા નહોતા. ચૌદમો લુઈ જ્યારે તેની સત્તાની ટોચે હતો ત્યારે ફ્રાન્સના ચોથા હેન્રીએ કરેલી નાન્તેસની આજ્ઞાઓને પુનર્જીવિત કરી શક્યો હતો પણ પ્રોટેસ્ટન્ટ ધર્મનું વર્ચસ્વ સ્થાપવું તેને અશક્ય લાગ્યું હતું અને તે જ કારણોએ બીજા જેમ્સને રોમન કેથોલિક ધર્મનું વર્ચસ્વ સ્થાપતો અટકાવ્યો હતો.... જે કૈં આપખુદની સત્તા પૂરતું અથવા તો બંધારણીય ધારાસભાઓની સત્તા પૂરતું સાચું છે તે તો સાર્વભૌમ સંસદ પૂરતું સવિશેષ સાચું છે. પ્રજાકીય પ્રતિકારને કારણે તે પ્રત્યેક બાજૂથી નિયંત્રિત છે. સંસદ

કાયદેસર રીતે સ્કોટલેન્ડમાં બિશપ સંચાલિત દેવળ સ્થાપી શકે, સંસદ કાયદેસર રીતે સંસ્થાનોમાં કર નાંખી શકે, સંસદ કાયદાનો કશોય ભંગ કર્યા વિના સિંહાસનનો વારસાહક બદલી શકે અથવા તો આપખુદશાહીનો અંત આણી શકે પણ એકે એક જણ જાણે છે કે વિશ્વની હાલની પરિસ્થિતિમાં બ્રિટિશ સંસદ આમાનું કશું જ નહિ કરે. પ્રત્યેક કિસ્સામાં કાયદાઓમાંથી જ વ્યાપક પ્રતિકાર પરિણમશે જે કાયદેસર રીતે પ્રમાણભૂત હોવા છતાંય સંસદની શક્તિથી પર હશે.'

* * *

'સાર્વભૌમત્વના અસ્તિત્વને નડતી આંતરિક મર્યાદા ખુદ સાર્વભૌમ સત્તાના સ્વરૂપમાંથી જન્મે છે. અરે, આપખુદ રાજા પણ પોતાની સત્તાઓનો ઉપયોગ પોતાના ચારિત્ર્ય પ્રમાણે કરે છે અને તે ચારિત્ર્ય તે પોતે જ જે પરિસ્થિતિમાં જીવતો હોય છે તે પરિસ્થિતિઓ દ્વારા જ ઘડાતું હોય છે. તે પરિસ્થિતિઓમાં તે કાળની અને તે જે સમાજમાં અસ્તિત્વ ધરાવે છે તે સમાજની નૈતિક લાગણીઓનો પણ સમાવેશ થાય છે. સુલતાનની પોતાની ઈચ્છા હોય તો પણ તે ઈસ્લામી દુનિયાનો ધર્મ બદલી શકતો નથી પણ જો તેમ તે કરી શકતો હોત તો પણ ઈસ્લામનો વડો જ મહમ્મદના ધર્મને ઉથલાવવાની ઈચ્છા રાખે તે ઘણા મોટા પ્રમાણમાં અસંભવિત છે. સુલતાનની સત્તાના અમલ પરનો આંતરિક અંકુશ કમસેકમ બાહ્ય મર્યાદાઓ જેટલો જ શક્તિશાળી હોય છે. લોકો ક્યારેક નકામો પ્રશ્ન પૂછે છે કે પોપ આ કે તે સુધારો દાખલ કેમ નથી કરતા ? તેનો સાચો ઉત્તર તો એ કે ક્રાંતિકારી તે કોઈ એવી વ્યક્તિ નથી જે પોપ બને છે અને જે વ્યક્તિ પોપ બને છે તે ક્રાંતિકારી બનવાની ઈચ્છા ધરાવતી નથી...'

ડાઈસીના આ કથનને કોઈ રદિયો નહીં આપી શકે. શાસક વર્ગ શું કરે તે તેના સાર્વભૌમત્વ પર જ એટલો બધો આધાર નથી રાખતું જેટલું તે ડાઈસી જેને સાર્વભૌમત્વની બાહ્ય તથા આંતરિક મર્યાદાઓ કહે છે તેના પર આધાર રાખે છે આ બેમાંથી જો બાહ્ય મર્યાદાઓમાંથી જ કશુંક સારું કરવાની નિષ્ફળતા નીપજે તો, કોઈએ શાસક વર્ગને ઉપાલંભ આપવાની જરૂર નથી. બાહ્ય મર્યાદાઓ વિકાસને રુંધશે તે ભયથી કશો જ ડર રાખવાનું કારણ નથી. કારણ કે શાસક વર્ગની આંતરિક મર્યાદાઓ જ બાહ્ય મર્યાદાઓ કરતાં સવિશેષ મોટું નિર્ણયાત્મક

બળ બને છે. બાહ્ય મર્યાદાઓ કરતાં શાસક વર્ગની આંતરિક મર્યાદાઓ પર જ પ્રગતિ નિર્ભર છે. તો આ આંતરિક મર્યાદાઓને નિશ્ચિત્ત કરતાં ઘટક તત્ત્વો કયાં ? શાસક વર્ગનાં દષ્ટિકોણ, પરંપરાઓ, સ્થાપિત હિતો અને તેની જીવન વિચારધારામાંથી આ આંતરિક મર્યાદાઓ જન્મે છે. આ ચર્ચાનો હેતુ તો વિદેશીને ચેતવવાનો છે કે ગુલામ વર્ગો માટે કોંગ્રેસ શું કરવા ધારે છે. તે પહેલાં તેણે એક પ્રશ્ન પુછવાનો નિર્ધાર કરવો જોઈએ : શાસક વર્ગનો દષ્ટિકોણ શો છે ? તેની પરંપરાઓ કઈ છે ? તેની સામાજિક વિચારધારા શી છે ?

સૌ પ્રથમ બ્રાહ્મણોનો જ વિચાર કરીએ. ઈતિહાસના કાળથી તે ગુલામ વર્ગના (શુદ્રો તથા અસ્પૃશ્યોના) પાકા દુશ્મન રહ્યાં છે અને આ બંને શૂદ્રો તથા અસ્પૃશ્યો - સાથે મળીને કુલ હિંદુ જનસંખ્યાની ૮૦% જેટલી જનસંખ્યા ધરાવે છે. હિંદમાંના આ ગુલામ વર્ગોની કોઈ સામાન્ય વ્યક્તિ જો આજે એટલી બધી દલિત હોય, એટલી બધી ઊતરતી હોય, એટલી બધી આશાહીન - મહેચ્છાહીન હોય તો તેનું સમગ્ર કારણ બ્રાહ્મણો અને તેમની વિચારધારા છે. બ્રાહ્મણત્વની આ વિચારધારાના મૂળભૂત છ સિદ્ધાંતો છે : (૧) જુદા જુદા વર્ગો વચ્ચે ક્રમવાર અસમાનતા, (૨) શૂદ્રો અને અસ્પૃશ્યોનું સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ, (૩) શૂદ્રો તથા અસ્પૃશ્યો પર સંપૂર્ણ શિક્ષણ નિષેધ, (૪) શૂદ્રો તથા અસ્પૃશ્યો માટે સત્તા તથા અધિકાર સ્થાનોની પ્રાપ્તિ પર પ્રતિબંધ, (૫) શૂદ્રો તથા અસ્પૃશ્યોને મિલકત ધરાવવાની મનાઈ, (૬) સ્ત્રીઓનું સંપૂર્ણ દમન તથા તેમની સંપૂર્ણ ગુલામી. અસમાનતા તે બ્રાહ્મણત્વનો અધિકૃત સિદ્ધાંત છે અને સમાનતા માગતા નીચલા વર્ગોની મહેચ્છાઓના દમનને લગીરે પશ્ચાત્તાપ વિના તે પોતાનું અનિવાર્ય કર્તવ્ય માને છે અને તે કર્તવ્યનું પાલન પણ તે કરે છે. એવા દેશો છે કે જયાં શિક્ષણ થોડા લોકો સુધી જ પ્રસર્યું છે. પણ હિંદ એક જ એવો દેશ છે. જયાં બૌધ્ધિક વર્ગ એટલે કે બ્રાહ્મણોએ શિક્ષણને પોતાનો ઈજારો માની લીધો એટલું જ નહિ પણ તેમણે એવું જાહેર કર્યું કે નીચલા વર્ગો જો શિક્ષણ મેળવશે તો તે એક ગુનો ગણાશે અને ગુનેગારની જીભ કાપીને કે તેના કાનમાં ઓગાળેલું સીસુ રેડીને તેને શિક્ષા કરવામાં આવશે. કોંગ્રેસી રાજકારણીઓની ફરિયાદ છે કે હિંદના લોકોનું સંપૂર્ણ નિઃશસ્ત્રીકરણ કરીને અંગ્રેજો હિંદ પર શાસન કરે છે, પણ તે

ભૂલી જાય છે કે શૂદ્રો અને અસ્પૃશ્યોનું નિ:શસ્ત્રીકરણ તે તો બ્રાહ્મણોએ જાહેર કરેલો કાયદો છે. શૂદ્રો અને અસ્પૃશ્યોનાં આ નિ:શસ્ત્રીકરણમાં બ્રાહ્મણો એટલી ચુસ્તતાથી માનતા હતા કે જયારે તેમણે બ્રાહ્મણોના પોતાના વિશેષાધિકારોનાં રક્ષણ માટે બ્રાહ્મણોને શસ્ત્ર ધારણ કરવા સમર્થ બનાવવા તે કાયદો સુધાર્યો ત્યારે પણ શૂદ્રો તથા અસ્પૃશ્યો પરનો પ્રતિબંધ તો ચાલુ જ રાખ્યો અને તેની સખતાઈ પણ સહેજે ઓછી કરી નહિ. જો હિંદના લોકોની મોટાભાગની બહુમતી આજે સાવ બાયલી, શક્તિહીન, નપુંસક દેખાતી હોય તો અકથ્ય યુગોથી સાર્વત્રિક નિ:શસ્ત્રીકરણની બામણવાદી નીતિના તે ભોગ બન્યા હોવાને પરિણામે. જેને બ્રાહ્મણ સમર્થન ન આપતો હોય તેવું એક પણ સામાજિક દૂષણ કે દુષ્કૃત્ય નથી. માણસની માણસ પ્રત્યે અમાનવતા જેવી કે જ્ઞાતિની ભાવના, અસ્પૃશ્યતા, અનભિગમ્યતા, અદર્શનગમ્યતા તે જ તેનો ધર્મ છે અને એમ માની લેવું તે પણ એક ભૂલ હશે કે માત્ર પુરુષ પ્રત્યે જ દુષ્કૃત્ય તે તેનો ધર્મ છે, કારણ કે વિશ્વના કોઈ પણ ભાગમાંથી સ્ત્રીઓ પર થયેલાં અતિકનિષ્ટ દૂષ્કૃત્યોને બ્રાહ્મણે પોતાનો ટેકો આપ્યો છે. વિધવાઓને સતીઓ તરીકે જીવતી બાળી નાંખવામાં આવતી. બ્રાહ્મણે વિધવાને જીવતી બાળી મૂકવાની સતી પ્રથાને પોતાનું સંપૂર્ણ સમર્થન આપ્યું. વિધવાઓને પુનર્લગ્ન કરવા દેવામાં આવતાં નહોતાં. બ્રાહ્મણોએ આ સિધ્ધાંતનો ઝંડો ઉપાડયો હતો. છોકરીએ આઠ વર્ષની વયે લગ્ન કરવાં જ પડતાં અને તે યૌવનપ્રવેશ કરે કે ન કરે તેની ચિંતા કર્યા વિના વર તેનો ઉપભોગ કરી શકતો. આ સિધ્ધાંતને પણ બ્રાહ્મણોએ અતિ સમર્થ સમર્થન પૂરું પાડયું. વિશ્વના અન્ય ભાગોમાં બૌધ્ધિક વર્ગોએ ઘડેલા કાયદાઓની નોંધાયેલી હકીકતોની તુલનામાં કાયદા ઘડનારા બ્રાહ્મણોએ શૂદ્રો, અસ્પૃશ્યો અને સ્ત્રીઓ માટે ઘડેલા કાયદાઓની નોંધાયેલી હકીકતો કાળામાં કાળી છે કારણ કે હિંદમાં બ્રાહ્મણોએ કર્યું છે તેમ કોઈ પણ બૌધ્ધિક વર્ગે તેના અશિક્ષિત દેશવાસીઓને સદાકાળ માટે અજ્ઞાન અને ગરીબ રાખવાની વિચારધારા ઉપજાવી પોતાની બુધ્ધિ સાથે વ્યભિચાર કર્યો નથી. તેમના પૂર્વજોએ અમલમાં મૂકેલી બ્રાહ્મણત્વની વિચારધારામાં આજે પ્રત્યેક બ્રાહ્મણ શ્રધ્ધા ધરાવે છે. હિંદુ સમાજનું તે પરાયું ઘટક છે. જેમ જર્મનોને મન ફ્રેંચ, યહૂદીઓને મન બિનયહુદીઓ અથવા તો

ગોરાઓને મન નિગ્રો જેટલા વિદેશીઓ છે તેટલા જ બ્રાહ્મણોને મન શૂદ્રો તથા અસ્પૃશ્યો વિદેશીઓ છે. તેમ તેની અને શૂદ્રો તથા અસ્પૃશ્યોના નીચલા વર્ગો વચ્ચે ઊંડી ખાઈ છે. એ તેમના પ્રત્યે માત્ર પરાયો નથી, બલ્કે દુશ્મનાવટભર્યો પણ છે. તેમની સાથેના સંબંધમાં આત્માને કોઈ અવકાશ નથી કે ન્યાયને કોઈ દાદ નથી.

વાણિયાઓનો વર્ગ તે કનિષ્ટ પરોપજીવી વર્ગ છે. તે વાત ઈતિહાસ પ્રસિદ્ધ છે. તેનામાં રહેલું અર્થોપાર્જનનું દૂષણ સંસ્કાર કે આત્મા દ્વારા પરિહરાતું નથી. તે રોગચાળામાં સમૃદ્ધ થતા ડાધુ જેવો છે. ડાધુ અને વાણિયામાં ભેદ માત્ર એટલો જ છે કે ડાધુ રોગચાળો ઉત્પન્ન કરતો નથી જ્યારે વાણિયો તે કરે છે. તે પોતાનો પૈસો ઉત્પાદન માટે નથી વાપરતો. બિનઉત્પાદક હેતુઓ માટે પૈસા ધીરીને તે વધુને વધુ ગરીબી ઊભી કરતો જાય છે. તે વ્યાજ પર જીવે છે અને ધર્મએ તેને કહ્યું છે કે મનુએ પૈસા ઉછીના આપવાનો વ્યવસાય તેને ઉપદેશેલો છે. એટલે તે તેને અધિકાર તથા નીતિમત્તા બંને સ્વરૂપે જૂએ છે. તેના દાવાઓનું હુકમનામું કાઢવા તૈયાર તેવા બ્રાહ્મણ ન્યાયાધીશની સહાયથી તે તેનો વ્યાપાર ચલાવવા સમર્થ બને છે. વ્યાજ, વ્યાજ પર વ્યાજ તે ઉમેરતો જાય છે અને અનેક કુટુંબોને પોતાની જાળમાં કાયમ માટે ફસાવે છે. દેવાદાર ગમે તેટલું તેનું દેવું ચૂકવે તોય તે તો દેવાદાર જ રહે છે. આત્મા જેવી કોઈ વસ્તુ જ ન હોવાથી કોઈ પ્રપંચ કે દગો કરતાં તે ક્યારેય અટકશે નહિ. રાષ્ટ્ર પર તેની સંપૂર્ણ પકડ છે. આખું ગરીબ, બુભુક્ષિત, અશિક્ષિત હિંદ વાણિયાને ગિરે મુકાયું છે.

ટૂંકમાં, બ્રાહ્મણ મનને ગુલામ બનાવે છે અને વાણિયો તનને. શાસક વર્ગને મળતી લૂંટ તે બંને વહેંચી લે છે. હિંદના શાસક વર્ગના દષ્ટિકોણ, પરંપરા અને જીવન વિચારધારા કેવાં છે તે જે સમજે તે શું એમ માની શકશે કે કોંગ્રેસના શાસન નીચે સાર્વભૌમ અને સ્વતંત્ર હિંદ આજના આપણા હિંદ કરતાં જુદું હશે ?

૫

કોંગ્રેસ દાસ વર્ગની હિમાયતી અને પાલ્ય છે તેવા તેના પ્રચારોમાં જો

કોંગ્રેસ પ્રામાણિક અને સન્નિષ્ઠ હોય તો શાસકવર્ગની સત્તા તોડવા તેણે શાં પગલાં લીધાં તે બતાવવા કોંગ્રેસને કહેવું જોઈએ. ૧૯૩૭માં યોજાયેલી ચૂંટણીમાં કોંગ્રેસે ભારે બહુમતે વિજય મેળવ્યો તેવું છાપરેથી પોકારીને વારંવાર કહેવાય છે. તે અતિશયોક્તિને દૂર રાખીને પણ એક કાયદેસરનો પ્રશ્ન પૂછી શકાય : તે સાચું છે કે કોંગ્રેસે વિજય તો મેળવ્યો પણ હિંદના લોકોમાંથી કયો વર્ગ વિજયપ્રશ્ન લઈ ગયો ? કમભાગ્યે, 'ડોડસ પાર્લામેન્ટરી મેન્યુઅલ'ના હિંદી પ્રતિરૂપ જેવું પ્રતિરૂપ તૈયાર કરવાની જવાબદારી કોઈ હિંદી પ્રકાશકે હજી સુધી લીધી નથી. પરિણામે, કોંગ્રેસની ટિકિટ પર ચુંટાયેલા ધારાસભ્યોનાં જ્ઞાતિ, વ્યવસાય, શિક્ષણ અને સામાજિક મોભા વિશે ચોકકસ વિગતો મેળવવાનું મુશ્કેલ છે. આ બાબત એટલી મહત્ત્વની છે કે ટિકિટ પર ચૂંટાયેલા પ્રાંતીય ધારાસભાઓના સભ્યોની આ મુદ્દાઓને લગતી જરૂરી માહિતી એકઠી કરવાનો મેં વિચાર કર્યો. પણ પ્રત્યેક સભ્ય અંગેની ચોક્કસ માહિતી મેળવવામાં હું સફળ ન થયો, તેવા અનેક સભ્યો છે જેમનું વર્ગીકરણ કર્યા વિના જ મારે છોડી દેવા પડે, પણ જે માહિતી હું મેળવી શક્યો છું તે કોંગ્રેસના વિજય પર ચોખ્ખો પ્રકાશ ફેંકે છે અને હિંદના લોકો માટે, તેમનાં સ્વાતંત્ર્ય અને કલ્યાણના સંદર્ભમાં તેનો શો અર્થ છે !

કોઠો ૧૮, કોંગ્રેસ ટિકિટ પર પ્રાંતીય ધારાસભાઓમાં ચૂંટાયેલા બ્રાહ્મણો,-બિન-બ્રાહ્મણો અને અનુસૂચિત જ્ઞાતિઓના સભ્યોનું પ્રમાણ દર્શાવે છે.

### કોઠો-૧૮

### પ્રાંતીય ધારાસભાઓમાં કોંગ્રેસી સભ્યોનું જ્ઞાતિવાર પૃથકકરણ

| પ્રાંત | બ્રાહ્મણો | બિન-બ્રાહ્મણો | અનુસૂચિત જ્ઞાતિઓ | અકથિત | કુલ |
|---|---|---|---|---|---|
| આસામ | ૬ | ૨૧ | ૧ | ૫ | ૩૩ |
| બંગાળ | ૧૫ | ૨૭ | ૬ | ૬ | ૫૪ |
| બિહાર | ૩૧ | ૬૯ | ૧૬ | ૧૨ | ૯૮ |
| મધ્યપ્રાંત | ૨૮ | ૩૫ | ૭ | - | ૭૦ |
| મદ્રાસ | ૩૮ | ૯૦ | ૨૬ | ૫ | ૧૫૯ |
| ઓરિસ્સા | ૧૧ | ૨૦ | ૫ | - | ૩૬ |
| સંયુક્ત પ્રાંત | ૩૯ | ૫૪ | ૧૬ | ૨૪ | ૧૩૩ |

હિંદુઓની કુલ જનસંખ્યામાં બ્રાહ્મણોનું પ્રમાણ કેટલું ઓછું છે તે નહિ જાણનારાઓ કદાચ, કોંગ્રેસ ટિકિટ પર ચુંટાયેલા બ્રાહ્મણોએ કેટલું વધુ પડતું પ્રતિનિધિત્વ મેળવ્યું તે નહિ સમજી શકે. પણ જેઓ તે જાણે છે તે જોઈ શકશે કે તેમની સંખ્યાના પ્રમાણમાં બ્રાહ્મણોએ પ્રચંડ પ્રતિનિધિત્વ મેળવ્યું હતું.

કોંગ્રેસે વાણિયાઓ જેવા મિલકતો ધરાવતા વર્ગોને, વ્યાપારીઓને તથા જમીનદારો જેવા વર્ગોને કેટલે અંશે પ્રતિનિધિત્વ આપ્યું ? કોઠો-૧૯ દર્શાવે છે કે કોંગ્રેસની ટિકિટ પર કેટલા વાણિયાઓ, વ્યવસાયીઓ અને જમીનદારો ચુંટાયા હતા.

## કોઠો-૧૯
## પ્રાંતીય ધારાસભાઓમાં કોંગ્રેસી સભ્યોનું વ્યવસાયવાર પૃથકકરણ

| પ્રાંત | વકીલો | તબીબો | જમીનદારો | વ્યાપારીઓ | ખાનગી અધિકારીઓ | ધીરધાર કરનારા | વ્યવસાય વિનાના | અનિર્દિષ્ટ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| આસામ | ૧૬ | ૨ | ૨ | ૧ | - | - | ૩ | ૯ | ૩૩ |
| બંગાળ | ૯ | ૨ | ૧૬ | ૫ | ૨ | - | ૧૬ | ૪ | ૫૪ |
| બિહાર | ૧૪ | ૪ | ૫૬ | ૬ | ૩ | - | ૧ | ૧૪ | ૯૮ |
| મધ્યપ્રાંત | ૨૦ | ૨ | ૨૫ | ૧૦ | - | - | ૮ | ૫ | ૭૦ |
| મદ્રાસ | ૫૨ | ૨ | ૪૫ | ૧૮ | ૨ | ૧ | ૩ | ૩૬ | ૧૫૯ |
| ઓરિસ્સા | ૮ | ૧ | ૧૭ | ૪ | ૪ | ૧ | ૧ | - | ૩૬ |

અહીં પણ કોંગ્રેસ ટિકિટ ઊભેલા વાણિયાઓ, જમીનદારો અને વ્યાપારીઓએ મેળવેલું પ્રતિનિધિત્વ પ્રચંડ છે. શાસક વર્ગ સામે લડવાને બદલે શાસકવર્ગને સત્તા કબજે કરવામાં કોંગ્રેસે સાચેસાચ સહાય કરી હતી તે હકીકતમાં હવે કોઈ શંકા છે ? આ ચૂંટણીમાં કોંગ્રેસના વિજયની બીજી એક લાક્ષણિકતા છે જેને ઉઘાડી પાડવાની જરૂર છે. કોંગ્રેસી પ્રધાનમંડળની રચના સાથે તેને સંબંધ છે.[1]

૧ ઈન્ડિઅન ઈન્ફર્મેશન - જુલાઈ ૧૫, ૧૯૩૯

જે પ્રાંતોમાં કોંગ્રેસે બહુમતી મેળવી હતી તે પ્રાંતોમાં કોંગ્રેસી પ્રધાનમંડળોમાં બ્રાહ્મણોની શી સ્થિતિ હતી તે કોઠા-૨૦ તથા ૨૧માં દર્શાવાયું છે.

## કોઠો-૨૦
## કોંગ્રેસી પ્રાંતોમાં પ્રધાનમંડળોનાં રચના સ્વરૂપ

| પ્રાંત | પ્રધાનોની કુલ સંખ્યા | બિન-હિંદુ પ્રધાનોની કુલ સંખ્યા | પ્રધાનમંડળમાં હિંદુ પ્રધાનો | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | કુલ | બ્રાહ્મણો | બિન-બ્રાહ્મણો | અનુસૂચિત જ્ઞાતિઓ | પ્રધાનમંત્રી |
| આસામ | ૮ | ૩ | ૫ | ? | ? | શૂન્ય | બ્રાહ્મણ |
| બિહાર | ૪ | ૧ | ૩ | ? | ? | ૧ | બ્રાહ્મણ |
| મુંબાઈ | ૭ | ૨ | ૫ | ૩ | ૨ | શૂન્ય | બ્રાહ્મણ |
| મધ્યપ્રાંત | ૫ | ૧ | ૪ | ૩ | ૧ | શૂન્ય | બ્રાહ્મણ |
| મદ્રાસ | ૯ | ૨ | ૭ | ૩ | ૩ | ૧ | બ્રાહ્મણ |
| ઓરિસ્સા | ૩ | શૂન્ય | ૩ | ? | ? | ? | ? |
| સંયુક્ત પ્રાંત | ૬ | ૨ | ૪ | ૪ | શૂન્ય | શૂન્ય | બ્રાહ્મણ |

(આ કોઠામાં ૧૯૩૯ના મેમાં જે સ્થિતિ હતી તે દર્શાવી છે. આ વિગતો 'ઈન્ડિઅન ઈન્ફર્મેશન'ના ૧૫, જુલાઈ ૧૯૩૯ના અંકમાં પ્રગટ થઈ હતી. પ્રશ્નાર્થ ચિહ્‌ન (?) દર્શાવાયું છે ત્યાં બ્રાહ્મણ કે બિન-બ્રાહ્મણનું વર્ગીકરણ થઈ શક્યું નથી.)

બધા જ હિંદુ પ્રાંતોમાં પ્રધાનમંત્રીઓ બ્રાહ્મણો હતા. બધા જ હિંદુ પ્રાંતોમાં જો બિન હિંદુ પ્રધાનોને બાકાત રાખવામાં આવે તો સમગ્ર પ્રધાનમંડળ બ્રાહ્મણોનું જ રચાયેલું હતું. પંડિત જવાહરલાલ નહેરુ જે પ્રાંતના છે તે સંયુક્ત પ્રાંતમાં તો આવું જ હતું.

## કોઠો-૨૧
## કોંગ્રેસી પ્રાંતોમાં સંસદીય સચિવોનું વર્ગીકરણ

| પ્રાંત | સંસદીય સચિવોની કુલ સંખ્યા | બિન-હિંદુ સંસદીય સચિવોની કુલ સંખ્યા | હિંદુ સંસદીય સચિવો | | | |
|---|---|---|---|---|---|---|
| | | | કુલ | બ્રાહ્મણો | બિન-બ્રાહ્મણો | અનુસૂચિત જ્ઞાતિઓ |
| આસામ | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બિહાર | ૮ | શૂન્ય | ૮ | ૨ | ૫ | ૧ |
| મુંબાઈ | ૬ | શૂન્ય | ૬ | ૧ | ૫ | શૂન્ય |
| મધ્યપ્રાંત | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય | શૂન્ય |
| મદ્રાસ | ૮ | ૧ | ૭ | ૩ | ૪ | ૧ |
| ઓરિસ્સા | ૩ | શૂન્ય | ૩ | ? | ? | શૂન્ય |
| સંયુક્તપ્રાંત | ૧૨ | ૧ | ૧૧ | ૨ | ૮ | ૧ |

(આ કોઠાની માહિતી 'ઈન્ડિઅન ઈન્ફર્મેશન'ના ૧૫, જુલાઈ, ૧૯૩૯ના અંકમાંથી સંગૃહીત કરવામાં આવી છે. પ્રશ્નાર્થ ચિહ્ન (?) દર્શાવ્યું છે ત્યાં બ્રાહ્મણ કે બિન-બ્રાહ્મણનું વર્ગીકરણ થઈ શક્યું નથી).

બ્રાહ્મણો જ હિંદનો શાસક વર્ગ છે તેમાં કોઈ શંકા ખરી ? કોંગ્રેસનો 'મુક્તિ સંગ્રામ' તે શાસક વર્ગની મુક્તિ માટે છે તેમાં કોઈ શંકા ખરી ? કોંગ્રેસ જ શાસક વર્ગ છે અને શાસકવર્ગ કોંગ્રેસ છે તે અંગે પણ કોઈ શંકા ખરી ? ૧૯૩૭માં જયારે પ્રાંતીય સ્વરાજયના રૂપે સ્વરાજય આવ્યું ત્યારે કોંગ્રેસે જરીકે શરમ વિના શાસક વર્ગને સત્તા તથા અધિકાર સ્થાન મૂક્યો તેમાં કોઈ શંકા ખરી ?

હકીકતોને વફાદાર રહીએ તો કોંગ્રેસે શાસકવર્ગને સત્તા તથા અધિકાર સ્થાને મૂક્યો એમ કહેવું તે તો અલ્પોક્તિ છે. તેણે તેનાથીય વધારે કર્યું. અહીં પણ પાછાં પરિણામો એવા વિચિત્ર છે કે જયાં સુધી તેઓ હકીકતો નહિ જાણે ત્યાં સુધી લોકો કોંગ્રેસે શું કર્યું તે માનશે નહિ. હકીકત એ છે કે ઉમેદવાર પસંદ કરતી વખતે કોંગ્રેસ મોવડીમંડળની એક ચોક્કસ નીતિ હતી અને તે એ હતી કે બ્રાહ્મણોના કિસ્સામાં જે ઉમેદવારની શૈક્ષણિક યોગ્યતા ઊંચામાં ઊંચી હોય તેને પસંદ કરવો અને બિન-બ્રાહ્મણ તથા અનુસૂચિત જ્ઞાતિઓના કિસ્સામાં જેની શૈક્ષણિક લાયકાત સાવ ઓછામાં ઓછી હોય તેને પસંદ કરવો. જે કોઈને આ અંગે કોઈ શંકા હોય તે કોઠા-૨૨માં આપેલી હકીકતો પર વિચાર કરે.

કોઠો-૨૨

બ્રાહ્મણ અને અબ્રાહ્મણ કોંગ્રેસી સભ્યોનું શૈક્ષણિક લાયકાત પ્રમાણે વર્ગીકરણ

| પ્રાન્તીય ધારાસભાઓ | જ્ઞાતિઓ | કુલ | સ્નાતકો | બિનસ્નાતકો | મેટ્રિક્યુલેટ | નિરક્ષર | અકથિત |
|---|---|---|---|---|---|---|---|
| આસામ | બ્રાહ્મણ | ૬ | ૫ | ૧ | - | - | - |
| આસામ | અબ્રાહ્મણ | ૨૧ | ૧૫ | ૨ | - | ૧ | ૯ |
| બંગાળ | બ્રાહ્મણ | ૧૫ | ૧૪ | ૧ | - | - | - |
| બંગાળ | અબ્રાહ્મણ | ૨૭ | ૨૧ | ૪ | - | ૧ | ૭ |
| બંગાળ | અનુસૂચિત જ્ઞાતિઓ | ૬ | ૩ | - | ૧ | ૨ | - |
| બિહાર | બ્રાહ્મણ | ૩૧ | ૧૧ | ૫ | ૮ | ૪ | ૩ |
| બિહાર | અબ્રાહ્મણ | ૩૯ | ૨૩ | ૪ | ૩ | ૮ | ૧૩ |
| બિહાર | અનુસૂચિત જ્ઞાતિઓ | [illegible] | ૧ | ૧ | ૪ | ૧૦ | - |
| મધ્યપ્રાન્ત | બ્રાહ્મણ | ૩૯ | ૧૫ | - | ૨ | ૯ | ૨ |
| મધ્યપ્રાન્ત | અબ્રાહ્મણ | ૫૪ | ૧૫ | - | ૨ | ૧૭ | ૧ |
| મધ્યપ્રાન્ત | અનુસૂચિત જ્ઞાતિઓ | - | ૧ | - | - | ૬ | - |
| મદ્રાસ | બ્રાહ્મણ | ૩૮ | ૧૬ | ૨ | ૩ | ૪ | ૧૩ |
| મદ્રાસ | અબ્રાહ્મણ | ૯૦ | ૩૧ | ૩ | ૧ | ૭ | ૬૧ |
| મદ્રાસ | અનુસૂચિત જ્ઞાતિઓ | ૨૬ | ૧ | ૧ | ૧ | ૧૪ | - |
| મદ્રાસ | પછાત વર્ગ | - | ૧ | - | - | - | - |
| ઓરિસ્સા | બ્રાહ્મણ | ૧૧ | ૬ | ૧ | - | ૩ | ૧ |
| ઓરિસ્સા | અબ્રાહ્મણ | ૨૦ | ૭ | ૩ | ૨ | ૭ | ૧ |
| ઓરિસ્સા | અનુસૂચિત જ્ઞાતિઓ | ૫ | - | - | - | ૫ | - |

૨૮૯

તે તો સ્પષ્ટ દેખાઈ આવે છે કે બ્રાહ્મણોના કિસ્સામાં બિન-સ્નાતકો કરતાં સ્નાતકોનું સાપેક્ષ પ્રમાણ બિન-બ્રાહ્મણો તથા અનુસૂચિત જ્ઞાતિઓના કિસ્સા કરતાં ઘણું ઊંચું છે. સ્નાતકો અને બિનસ્નાતકોની સંજ્ઞાઓનો ભેદ પણ સાચી પરિસ્થિતિને સાચી રીતે પ્રગટ કરતો નથી. બીજા શબ્દોમાં કહીએ તો બ્રાહ્મણ સ્નાતકો ઉચ્ચ પ્રતિષ્ઠા ધરાવતા રીઢા રાજકારણીઓ હતા જ્યારે બિન-બ્રાહ્મણ સ્નાતકો તો તાજા સ્નાતકો હતા અને બીજી કક્ષાના રાજકારણી તરીકેની કારકિર્દી જ તેમનાં નામ સૂચવવા માટેની યોગ્યતા હતી.

કોંગ્રેસે શ્રેષ્ઠ શિક્ષિત બ્રાહ્મણોને ચૂંટણી માટેના પોતાના ઉમેદવારો તરીકે કેમ પસંદ કર્યા ? શા માટે કોંગ્રેસે બિન-બ્રાહ્મણ અને અનુસૂચિત ઉમેદવારોમાંથી ઓછું શિક્ષણ પામેલાને જ પોતાના ઉમેદવારો તરીકે પસંદ કર્યા ? આ પ્રશ્નોનો મારે મન એક જ ઉત્તર છે. કોંગ્રેસમાંના બિન-બ્રાહ્મણોને પ્રધાનમંડળ રચતા અટકાવવા જ આમ કર્યું. શિક્ષિત બિન-બ્રાહ્મણ કરતાં અશિક્ષિત બિન-બ્રાહ્મણની કોંગ્રેસે જાણી બુઝીને પસંદગી કરી એવું લાગે છે કારણ કે શાસકવર્ગની દૃષ્ટિએ શિક્ષિત બિન-બ્રાહ્મણ કરતાં આવા અશિક્ષિત બિન-બ્રાહ્મણ પાસેથી બે ચોક્કસ લાભ મળતા હતા. પ્રથમ તો, શિક્ષિત બિન-બ્રાહ્મણ જેટલો ઋણી રહે તેના કરતાં તે કોંગ્રેસ મોવડી મંડળનો તેને ચૂંટી લાવવા માટે વધુ ઋણી રહેવાનો અને કોંગ્રેસ પક્ષના ચુંટાયેલા શિક્ષિત બિન-બ્રાહ્મણો શાસક વર્ગોની સરકાર સામે પોતાની સરકાર રચવાની ઈચ્છા સેવે તોય તેમની સાથે હાથ મિલાવીને શાસક વર્ગે રચેલા કોંગ્રેસ પ્રધાનમંડળ સામે વિદ્રોહ કરવા તે તૈયાર નહિ થવાનો. બીજું, કોંગ્રેસમાંના બિન-બ્રાહ્મણોને શાસક વર્ગને નુકસાન પહોંચાડે તેવું સક્ષમ તથા વૈકલ્પિક પ્રધાનમંડળ રચતા અટકાવવાના હેતુથી પણ વધુ બિનસ્નાતક અથવા વધુ તાજા સ્નાતક થયેલા બિન-બ્રાહ્મણોની પસંદગી થઈ હતી. કોંગ્રેસમાંના બિન-બ્રાહ્મણો જાણતા નહોતા કે કોંગ્રેસે તેની સાથે કેવી રીતે છેતરપીંડી કરી હતી અને તે એ પણ જાણતા નહોતા કે તેમનો કોંગ્રેસ પ્રવેશ કરાવીને કોંગ્રેસ શાસક વર્ગના સત્તા તથા અધિકાર સ્થાનો સદાકાળ માટે સુરક્ષિત રાખવાના કેવા ગુપ્ત પ્રયત્નો કરી રહી હતી.

૬

આજે આપણે હિંદમાં જે કટોકટીભરી પરિસ્થિતિમાંથી પસાર થઈ રહ્યા છીએ તેવી રાષ્ટ્રીય કટોકટીના સમયમાં બીજા દેશોમાં શાસક વર્ગ કેવું વલણ અપનાવે છે તેની સાથે હિંદના શાસક વર્ગના વલણની તુલના પણ માહિતીપ્રદ નીવડશે. ફ્રાંસમાં જ્યારે વિપ્લવ થયો અને સમાનતાની માગણી થઈ ત્યારે ફ્રાંસનો શાસક વર્ગ પોતાની સત્તા તથા પોતાના વિશેષાધિકારો છોડી દેવા તથા રાષ્ટ્રની જનતા સાથે ભળવા સ્વેચ્છાએ આગળ આવ્યો. સ્ટેટસ જનરલ [૧]બોલાવવામાં આવ્યું ત્યારે જે બન્યું તે પરથી આ સ્પષ્ટ દેખાય છે. આમસભાના ૬૦૦ પ્રતિનિધિઓ હતા જ્યારે પાદરીઓ અને ઉમરાવોના પ્રત્યેકના ૩૦૦ પ્રતિનિધિઓ હતા. આ બારસો સભ્યોએ ક્યાં બેસવું, કેવી રીતે ચર્ચા કરવી અને મત આપવા તે પ્રશ્ન ઊભો થયો. આમસભાના પ્રતિનિધિઓએ આગ્રહ રાખ્યો કે એક જ ખંડમાં ત્રણેય વર્ગના પ્રતિનિધિઓ બેસે અને 'હાથ ઊંચો કરી મત આપે.' આ સ્થિતિ પાદરીઓ તથા ઉમરાવો સ્વીકારે તેવી આશા અશક્ય હતી. કારણ કે તેનો અર્થ એ કે તેમણે તેમના અતિપ્રાચીન અને મૂલ્યવાન વિશેષાધિકારો શરણે ધરી દેવા. છતાંય તેમાંના મોટા ભાગનાએ આમ સભાના' પ્રતિનિધિઓની આ માગણી સ્વીકારી અને ફ્રાન્સને સ્વતંત્રતા, સમાનતા અને બંધુત્વ પર રચાયેલું બંધારણ આપ્યું.

૧૮૮૫ થી ૧૮૭૦ના જે ગાળામાં જાપાની પ્રજા જાગીરશાહી સમાજમાંથી આધુનિક રાષ્ટ્રમાં રૂપાંતરિત થતી હતી ત્યારે જાપાનના શાસકવર્ગનું વલણ તો ફ્રાન્સના શાસકવર્ગના વલણ કરતાં પણ વધુ સ્વદેશાભિમાની હતું. જાપાનના ઈતિહાસના[૨] વિદ્યાર્થીઓ જાણે છે કે જાપાની સમાજમાં ચાર વર્ગો હતા. (૧) દમિયોઝ, (૨) સમુરાઈ, (૩) હેમિન અથવા તો સામાન્ય વર્ગ અને (૪) એટા અથવા તો શૂદ્રો. આ ચારે વર્ગો ક્રમાનુસાર અસમાનતાના ક્રમે એકમેકની ઉપર આવ્યા હતા. સૌથી નીચલે સ્તરે 'એટા' વર્ગ હતો. તેમની સંખ્યા હજારોની હતી. એટાની ઉપર 'હેમિન' લોકો હતા જેમની સંખ્યા અઢી-ત્રણ કરોડની હતી.

૧ વિપ્લવ પહેલાની ફ્રાંસની ધારાકીય સંસ્થા.
૨ જુઓ 'રોમાન્સ ઑફ જાપાન' લે. જેમ્સ એ. બી. સ્કેરર

તેમની ઉપર હતા 'સમુરાઈ' જેમની સંખ્યા ૨૦ લાખની હતી અને 'હેમિન' લોકોના જીવન અને મૃત્યુ પર તેમની સત્તા હતી. ટોચ પર હતા 'દમિયોઝ' અથવા તો જાગીરદાર ઉમરાવો. જેમનો અમલ બાકીના ત્રણે વર્ગો પર ચાલતો હતો અને જેમની સંખ્યા ૩૦૦ની હતી. 'દમિયોઝ' અને 'સમુરાઈઓ'ને ભાન થયું કે વર્ગરચના તથા વર્ગાધિકારો સહિતના આ જાગીરદારશાહી સમાજનું નાગરિક સમાનતાના આધારે રચાયેલા આધુનિક રાષ્ટ્રમાં રૂપાંતર કરવું અશક્ય છે. તદનુસાર, રાષ્ટ્રવાદની ભાવનાથી ઉત્સાહિત થયેલા અને રાષ્ટ્રીય એકતાની આડે ઊભા રહેવા તત્પર નહિ તેવા 'દમિયોઝ' લોકો પોતાના વિશેષાધિકારો શરણે ધરવા અને લોકોના આમસમૂહ સાથે ભળવા આગળ આવ્યા. ૧૮૬૯ની ૫મી માર્ચે સમ્રાટને આપેલા વિનંતીપત્રમાં તેમણે કહ્યું :[1]

'જે ભૂમિમાં અમે રહીએ છીએ તે સમ્રાટની ભૂમિ છે. જે અન્ન અમે ખાઈએ છીએ તે સમ્રાટના માણસોએ ઉગાડેલું છે. તો પછી કોઈ પણ મિલકત પર અમારા સ્વામીત્વનો દાવો અમે કેવી રીતે કરી શકીએ ? અત્યારે અમે આદરપૂર્વક અમારી તથા અમારા અનુયાયીઓની (સમુરાઈઓ તથા સામાન્ય જનસમૂહ) માલમિલકત સાદર આપને અર્પણ કરીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે જેઓ બક્ષિસપાત્ર હોય તેમને સમ્રાટ બક્ષિસ આપવાનાં સુપગલાં લે અને જે બક્ષિસપાત્ર નથી તેમને દંડ દે. જુદી જુદી જમાતોના પ્રદેશો બદલવાના અને તેના નવા નમૂના ઘડવાના શાહી હુકમો બહાર પાડે. દીવાની અને ફોજદારી ધારાઓ, લશ્કરી કાયદાઓથી માંડીને ગણવેશો માટેના નિયમો અને યુદ્ધ માટેના યંત્રો બનાવવાના હુકમો. બધાં જ ફરમાનો સમ્રાટ કરે. સામ્રાજયનાં નાના મોટા બધાં જ કાર્યો તેમની સંમતિપૂર્વક તેમના જ્ઞાનપૂર્વક થાય.'

આ બાબતમાં જાપાનના શાસકવર્ગ સાથે હિંદના શાસક વર્ગની કેવી તુલના થાય ? સાવ ઉલટી જ. હિંદની આઝાદીની વેદિ પર કશાકનું બલિદાન દેવાની હિંદના શાસકવર્ગની ઈચ્છા જ નથી. રાષ્ટ્રવાદને નામે પોતાના વિશેષાધિકારો ધરી દેવાને બદલે હિંદનો શાસક વર્ગ વિશેષાધિકારો જાળવવા રાષ્ટ્રવાદના સૂત્રનો ઉપયોગ કે દુરુપયોગ કરે છે. જયારે જયારે ગુલામ વર્ગો ધારાસભાઓમાં,

૧ એજન પૃ. ૨૩૩

વહીવટીતંત્રમાં અને જાહેર સેવાઓમાં આરક્ષણ માગે છે ત્યારે ત્યારે શાસક વર્ગ ઊંચી બૂમો પાડી પોકારે છે : 'રાષ્ટ્રવાદ ખતરામાં છે.' લોકોને એમ કહેવામાં આવે છે કે જો આપણે રાષ્ટ્રીય આઝાદી મેળવવી હશે તો આપણે રાષ્ટ્રીય એકતા જાળવવી પડશે અને ધારાસભાઓ, વહીવટીતંત્રો અને જાહેર સેવાઓમાં આરક્ષણ અંગેના બધા પ્રશ્નો રાષ્ટ્રીય એકતા માટે પ્રતિકૂળ છે. આથી, રાષ્ટ્રીય આઝાદીમાં જેને રસ છે તે વ્યક્તિ માટે તો આવાં આરક્ષણોને પક્ષે ઊભા રહેવું તે પાપ છે અને તે કુસંપ ઊભો કરે છે. આ છે વલણ શાસકવર્ગનું. જાપાનના શાસકવર્ગના વલણ કરતાં તેના વલણમાં રહેલો તફાવત ખુલ્લંખુલ્લા પ્રગટ થાય છે. રાષ્ટ્રવાદ ખાતર પોતાના વિશેષાધિકારોનો ત્યાગ કરવાનું તો બાજુએ રહ્યું પણ તેમને સાચવવા માટે રાષ્ટ્રવાદનો ગેરલાભ લેવાય છે.

હિંદનો શાસકવર્ગ પોતાનાં સત્તા અને અધિકારો છોડવાનો માત્ર ઈન્કાર જ નથી કરતો પણ ગુલામવર્ગની રાજકીય માગણીઓની હાંસી ઉડાવવાની એકેય તક ખોતો નથી. શાસકવર્ગના કેટલાક સભ્યો ગુલામવર્ગની માગણીઓને વિચિત્ર તથા હાસ્યાસ્પદ બનાવવા કટાક્ષ લખાણો તથા પ્રતિકૃતિઓ રચવાની હદ સુધી ગયા છે. આમાંની એક રંગીન પ્રતિકૃતિ ડૉ. આર. પી. પરાંજપે, ઓસ્ટ્રેલિયા ખાતેના નવા હિંદી હાઈકમિશ્નરે લખી હતી. એ જ સમજાતું નથી કે ડૉ. પરાંજપે જેવા આગળ પડતા ઉદારમતવાદી આવા મંતવ્યો કેવી રીતે વિચારી શકે.[૧]

૧. ડૉ. આર. પી. પરાંજપેએ લખેલી પ્રતિકૃતિ 'ગુજરાત પંચ' નામના સામયિકના ૧૯૨૬ના મેના અંકમાં પ્રગટ થઈ હતી. તેનું શીર્ષક હતું 'ભાવિમાં ડોકિયું'. શાસક વર્ગના સભ્યો દ્વારા થતાં આવાં લખાણોનાં નમૂના તરીકે તે વાંચવા જેવું છે. કોમી આરક્ષણના સિદ્ધાંત નીચે બનેલા, કેટલાક કાલ્પનિક પ્રસંગો પર આધારિત આ વ્યંગ લખાણ છે. આ સામયિક સહજ ઉપલબ્ધ નહિ હોવાથી હું તેને પુનર્મુદ્રિત કરું છું.

'ભાવિમાં ડોકિયું'

નીચેનાં અવતરણો પંચોના અહેવાલો, પોલીસ અદાલતોના કેસો, અદાલતોના મુકદમાઓ, ધારાસભાની કાર્યવાહીઓ, વહીવટી અહેવાલો વગેરેમાંથી લીધાં છે. આ બધાં ૧૯૩૦-૫૦નાં વર્ષ દરમ્યાન પ્રગટ થયેલાં છે અને તે એકલા ગુજરાતી પંચના વાચકોના જ લાભ ખાતર પ્રગટ કર્યાં છે.

૧

**હિંદ સરકાર પરનો રાજવીપંચનો અહેવાલ, ૧૯૩૦ :**

હિંદની અનેક કોમો વતી રજૂ કરાયેલા આવેદનો પર અમે અમારી ગંભીરમાં ગંભીર વિચારણા કરી

આ વ્યંગલેખો તથા પ્રતિકૃતિઓ એવી અસર ઊભી કરે છે કે ગુલામ વર્ગના સભ્યો આવી માગણીઓ કરવામાં જો મૂર્ખ નથી તો અડિયલ તો છે જ અને તેનો વિરોધ કરતા શાસક વર્ગના સભ્યો સત્તા તથા અધિકારસ્થાનો માત્ર લભ્ય તેવી શ્રેષ્ઠ વ્યક્તિઓથી ભરવાનો આગ્રહ રાખી હિંદમાં સક્ષમ દૂરંદેશી વહીવટી સંસ્થા જાળવી રાખવાનો પ્રયત્ન કરે છે. બહેતર વ્યક્તિને કારણે શ્રેષ્ઠ વ્યક્તિને દૂર કરાય, માત્ર સારી વ્યક્તિને કારણે બહેતર વ્યક્તિને દૂર કરાય અને ખરાબ વ્યક્તિને કારણે સારી વ્યક્તિને દૂર કરાય એવું કશું ન થવું જોઈએ અને તેવા અમૂર્ત સિદ્ધાંત સાથે કોઈને તકરાર હોઈ શકે નહિ, પણ જ્યારે એમ દેખાય છે કે તેના અમલમાં, હિંદની ઐતિહાસિક પરિસ્થિતિને

છે અને છેલ્લી વસ્તી ગણતરીની સંખ્યાને અમારો આધાર ગણીને અમારી સામે રજૂ કરાયેલા દાવાઓને અમે માત્ર થોડો ઘણો સંતોષ આપી શકીએ એમ છીએ કારણ કે જુદી જુદી કોમોની આટલી બધી સંખ્યા માટે તેનો કોઈ સામાન્ય માપદંડ ન હોવાથી દેશની એકે એક વ્યક્તિને જ્યાં સુધી સરકારી તંત્રની સભ્ય બનાવવામાં નહીં આવે ત્યાં સુધી આ તંત્રની રચનાના પ્રશ્નનો સંપૂર્ણ ચોક્કસ ઉકેલ શોધવો શક્ય નથી. અમે ૨૩૭૫ની સંખ્યાને બંધારણમાં મૂળભૂત સંખ્યા તરીકે મૂકીએ છીએ અને આ સંખ્યાનું વિભાજન અમારા અહેવાલ જોડે જોડેલા પરિશિષ્ટમાં દર્શાવ્યા પ્રમાણે જુદી જુદી કોમોને આપેલા વિભાગોમાં કરીએ છીએ. આજ પછી દરેક કોમ યોગ્ય આંકડાથી ઓળખાશે અને બધી નિમણૂંકો, વિવિધ સંસ્થાઓનું સભ્યપદ અને હકીકતમાં દેશની દરેક બાબતોનો ચુકાદો, જ્યાં શક્ય હશે ત્યાં પરિશિષ્ટમાં દર્શાવેલ પ્રમાણ મુજબ અપાશે. વાઈસરોયનું કારોબારી મંડળ ૪૭૫ સભ્યોનું હશે અને તેમાં દરેક કોમના ૧/૫ ભાગ પ્રમાણે સભ્યોની નિમણૂંક થશે અને ત્રણ સભ્યો એક વર્ષ માટે હોદ્દો ધારણ કરશે કે જેથી પાંચ વર્ષમાં દરેકે દરેક કોમને તેમનો ચોક્કસ હિસ્સો મળી રહેશે. પ્રત્યેક વરિષ્ઠ અદાલતમાં ૧૨૫ ન્યાયાધીશો હશે. દરેક ન્યાયમૂર્તિ એક વર્ષ માટે હોદ્દો ધારણ કરશે. આ વ્યવસ્થા પ્રમાણે, ૧૯ વર્ષના ગાળા પછી દરેક વિભાગને તેનો ચોક્કસ હિસ્સો મળશે. બધા જ દાવાઓની ચોક્કસ વ્યવસ્થા માટે બીજા બધી પ્રકારની નિમણૂંકોની સંખ્યા પણ આ જ આધારે નક્કી થશે.

આટલી મોટી સંખ્યા સાથેની આટલી બધી સંસ્થાઓની કામગીરી યોગ્ય રીતે થઈ શકે તે માટે અત્યારના સરકારી મકાનોને જરૂરિયાત પ્રમાણે તોડી પાડવામાં આવશે અને તેને યોગ્ય કદમાં ફરી બાંધવામાં આવશે.

૨

(હિંદ સરકારનું જાહેરનામુ, ૧૯૩૨)

હિંદ સરકારના કાયદા, ૧૯૩૨ની જોગવાઈઓ મુજબ નામદાર સમ્રાટ ગવર્નર જનરલના કારોબારી મંડળમાં નીચેના ૪૭૫ સજ્જનોની નિમણૂંક કરતાં પ્રસન્નતા અનુભવે છે.

૨૬૭ મતાદીન રામદીન (ન્યાતે નાઈ) તબીબી વિભાગની શસ્ત્રક્રિયા શાખાનો હવાલો સંભાળતા સભ્ય

૩૭૨ અલ્લાબક્ષ પિરબક્ષ (મુસલમાન, ઊંટ હાંકનાર) લશ્કરી વિભાગના ઊંટ પરિવહનનો હવાલો સંભાળતા સભ્ય.

ખ્યાલમાં રાખતાં, પ્રત્યેક વખતે 'પસંદ થતી શ્રેષ્ઠ વ્યક્તિ' શાસક વર્ગની જ વ્યક્તિ હોય ત્યારે આ દલીલ ગળે ઉતરી શકતી જ નથી. શાસક વર્ગની દૃષ્ટિએ આ બરાબર હશે પણ ગુલામ વર્ગની દૃષ્ટિએ આ બરાબર હોઈ શકે ? શ્રેષ્ઠ 'જર્મન' ફ્રેન્ચો માટે 'શ્રેષ્ઠ' હોઈ શકે ? શ્રેષ્ઠ 'તુર્ક' ગ્રીકો માટે 'શ્રેષ્ઠ હોઈ શકે?' શું 'શ્રેષ્ઠ' પોલેન્ડવાસીને યહૂદીઓ 'શ્રેષ્ઠ' માનશે ? આ પ્રશ્નોના સાચા ઉત્તર અંગે ભાગ્યે જ કોઈ શંકા હોઈ શકે. વર્ગ યોગ્યતાની ઉપેક્ષા થઈ શકે નહિ. માનવી કૈં યંત્ર નથી. તે કેટલાક પ્રત્યે સહાનુભૂતિની તો અન્યો પ્રત્યે દ્વેષની લાગણી દર્શાવતો માનવી છે. 'શ્રેષ્ઠ' વ્યક્તિ માટેય આ સાચું જ છે. તેનામાં પણ વર્ગસહાનુભૂતિ અને વર્ગભેદની લાગણીઓ હોય છે. આ ખ્યાલોનું ધ્યાન રાખીએ તો શાસક વર્ગની 'શ્રેષ્ઠ' વ્યક્તિ ગલામ વર્ગની દૃષ્ટિએ 'કનિષ્ઠ' પુરવાર થઈ શકે. શાસક વર્ગો અને ગુલામ વર્ગો વચ્ચે, પરસ્પર પ્રત્યેનાં તેમના વલણો અંગેના ભેદ તે એક રાષ્ટ્રની વ્યક્તિના અન્ય રાષ્ટ્રની વ્યક્તિ પ્રત્યેના વલણ

૪૩૩. રામા સ્વામી (ન્યાને આંધ્રનો ઝાડુવાળો) જાહેર બાંધકામ ખાતાની માર્ગ સ્વચ્છતા શાખાનો હવાલો સંભાળતો સભ્ય.

૪૩૭ જગન્નાથ ભટ્ટાચાર્ય (કુલીન બ્રાહ્મણ પુરોહિત) નોંધણી વિભાગ ઘરેલૂ ખાતાનો હવાલો સંભાળના સભ્ય.

૪

### (બધી જ સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને પત્ર, ૧૯૩૪)

ધારાસભાએ પસાર કરેલા ઠરાવ કે જેની સાથે હિંદ સરકાર સંપૂર્ણ સમંત છે તે ઠરાવના અનુસંધાનમાં મને એમ કહેવાનો આદેશ મળ્યો છે કે હવે પછી સરકારની સઘળી નિમણૂંકો, અરજદારની ગુણવત્તા જોયા વિના, દરેક કોમમાંથી વારાફરતી થવી જોઈએ.

૫

### (મુંબાઈ સરકારના રાજયપત્રમાં જાહેરનામુ, ૧૯૩૪)

મુંબાઈ સરકાર ડિસેમ્બર મહિનામાં નીચેની નિમણૂંકો કરવાની પ્રક્રિયા કરશે. જુદી જુદી નિમણૂંકો માટેના અરજદારોએ ૩૦, નવેમ્બર, ૧૯૩૪ની તારીખના સરકારી આજ્ઞાક્રમાંકમાં નક્કી કરેલા ક્રમાનુસાર તેમની દરેકની સાથે જણાવેલી જ્ઞાતિના સભ્ય હોવું જરૂરી છે.

૧. સિંચાઈ માટે મુખ્ય ઈજનેર (સિંધ) " ઉત્તર કન્નડનો કણબી.
૨. સંસ્કૃતના પ્રાધ્યાપક, એલ્ફિન્સ્ટન કોલેજ, મુંબઈ : સિંધનો બલુચી પઠાણ.
૩. નામદાર ગવર્નરના અંગરક્ષકનો સરદાર : ઉત્તર ગુજરાતનો મારવાડી.
૪. સરકારનો સલાહકાર સ્થપતિ : દખ્ખણ વડારી (રખડતો જિપ્સી)
૫. ઈસ્લામી સંસ્કૃતિના નિયામક : કરહડા બ્રાહ્મણ.
૬. શરીરરચના શાસ્ત્રનો પ્રાધ્યાપક : (ગ્રાન્ટ મેડિકલ કોલેજ) : મુસ્લિમ કસાઈ.

જેવા જ હોય છે. ગુલામ વર્ગોની માગણીઓની વિડંબના કરતી વખતે શાસક વર્ગની વ્યક્તિઓ તે ભૂલી જાય છે કે હિંદમાં શાસક વર્ગ અને ગુલામ વર્ગ વચ્ચેનો ભેદ તે ફ્રેન્ચો અને જર્મનો, તુર્કો અને ગ્રીકો અથવા તો પોલેન્ડવાસી અને યહૂદીઓ વચ્ચેના ભેદ જેવો જ છે અને એ જ કારણો છે કે એક વર્ગ બીજા વર્ગની સરકાર કેમ નહિ સાંખે. ભલે પછી તે 'શ્રેષ્ઠ' વ્યક્તિઓની હોય તેનું કારણ પણ બંને કિસ્સાઓમાં સરખું જ છે.

આ માગણીઓની વિડંબના કરવાના પ્રયત્નમાં શાસક વર્ગ તે પણ ભૂલી જાય છે કે તેણે કઈ રીતે સત્તા મેળવી હતી. તેમને તેમની જ મનુસ્મૃતિનો આશ્રય લેવા દો અને તેમને ખબર પડશે કે જે માર્ગોએ તેમણે સત્તા હાંસલ કરી છે તે માર્ગોમાં અને પરાંજપેએ સૂચવેલા કાલ્પનિક ઠરાવમાં ઘણે અંશે સામ્ય હતું. મનુસ્મૃતિનો સંદર્ભ દર્શાવશે કે બ્રાહ્મણોએ, શાસક વર્ગના મુખ્ય

૭. યરવડા જેલનો અધીક્ષક : ઘંટી ચોર.

૮. નશાબંધીના બે વ્યવસ્થાપકો : ધારાળા (ખેડા જિલ્લો, ભીલ, પંચમહાલ).

૬

### (વરિષ્ઠ અદાલતના મુકદ્દમાનો અહેવાલ, ૧૯૩૫

જયારે તેના પિતા ઊંઘતા હતા ત્યારે તેનું ઠંડે કલેજે ખૂન કરવાનું તહોમત એ. બી. (ન્યાતે તેલી) પર મુકાયું હતું. ન્યાયમૂર્તિએ તહોમતદાર વિરુદ્ધ સમાપન કર્યું, જુરીએ ગુનેગાર હોવાનો ચુકાદો આપ્યો. પણ સજા કરતાં પહેલાં ન્યાયમૂર્તિએ તહોમતદારના વકીલને પૂછયું તેને કૈં કહેવું છે કે કેમ. વકીલશ્રી બોમનજીએ કહ્યું કે તે ચુકાદા સાથે સંમત થાય છે. પણ કાયદા પ્રમાણે તહોમતદારને કોઈ સજા થઈ શકશે જ નહિ અને દેહાંતદંડની સજા તો થશે જ નહિ કારણ કે આ વર્ષમાં સાત તેલીઓને તો સજા થઈ જ ચૂકી છે અને તેમાંના બેને દેહાંતદંડની સજા થઈ છે. હિંદ સરકારના કાયદાએ તેમને માટે મુકરર કરેલા હિસ્સા સુધી બીજી કેટલીયે કોમો હજી સુધી પહોંચી નથી જયારે તેલીઓ તો તેમના હિસ્સા સુધી પહોંચી ગયા છે. બચાવ પક્ષના વકીલની દલીલો નામદાર ન્યાયમૂર્તિએ સ્વીકારી અને તહોમતદારને છોડી મૂક્યો.

૭

### (ઈન્ડિઅન ડેઈલી મેઈલ, ૧૯૩૬માંથી અવતરણ)

અન્નાજી રામચન્દ્ર (ચિત્તપાવન બ્રાહ્મણ) લાંબા છરા સાથે પુનાની શેરીઓમાં ભટકતો અને મળનાર પ્રત્યેક વ્યક્તિ પર હુમલો કરતો પકડાયો હતો. જયારે તેને મેજિસ્ટ્રેટ સમક્ષ હાજર કરાયો ત્યારે પોલીસે જણાવ્યું કે તેને હજી હમણાં જ ગાંડાની હોસ્પિટલમાંથી છૂટો કરવામાં આવ્યો. હોસ્પિટલના અધીક્ષકે પોતાની જુબાનીમાં કહ્યું કે એક ખતરનાક પાગલ તરીકે અન્નાજી ત્રણ વર્ષ સુધી હોસ્પિટલમાં રહ્યો હતો. પણ ચિત્તપાવનો માટે ફાળવેલો હિસ્સો પૂરો થયો હોવાથી અને હોસ્પિટલમાં રહેતા અન્ય કોમોના દર્દીઓએ તેમનો તે વર્ષનો ફાળવેલો હિસ્સો પૂરો કર્યો ન હોવાથી તે તેને લાંબા સમય સુધી સખી શક્યો નહિ અને ચિત્તપાવનો પ્રત્યે ખાસ પક્ષપાત બતાવી શક્યો નહિ. એટલે તબીબી ખાતાના સરકારી

અને અગ્રણી ઘટકોએ તેમની રાજકીય સત્તા બુદ્ધિથી નહિ - બુદ્ધિ કોઈનો ઈજારો નથી - પણ નર્યા કોમવાદથી પ્રાપ્ત કરી હતી. મનુસ્મૃતિના કાયદાઓ પ્રમાણે તો રાજાના ધર્મગુરુ તથા ન્યાયધીશ એટલે પુરોહિતનું પદ, વડી અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિ તથા ન્યાયમૂર્તિઓનું પદ અને રાજાના મંત્રીઓનું પદ બધાં જ સ્થાન બ્રાહ્મણો માટે જ આરક્ષિત હતાં. અરે, લશ્કરના સરસેનાધિપતિ તરીકે પણ બ્રાહ્મણને જ યોગ્ય વ્યક્તિ માનવામાં આવી હતી, જો કે તે પદ તેને માટે આરક્ષિત રખાયું નહોતું. બધા જ ચાવીરૂપ પદો બ્રાહ્મણો માટે જ આરક્ષિત રખાયેલાં હોઈ તે કહેવાની જરૂર નથી કે બધાં જ પ્રધાનપદાં તેમને માટે આરક્ષિત હતાં. આટલું જ બસ નહોતું પોતાના વર્ગ માટે સત્તા અને લાભનાં

---

હુકમ ક્રમાંક ૦૦.૦૦૦ના અનુસંધાનમાં તેણે તેને છૂટો કરવો પડ્યો. મેજિસ્ટ્રેટે અન્નાજીને છૂટો કરવાનો હુકમ આપ્યો.

૮

(મુંબઈ પ્રાંતની જેલોના વહીવટના અહેવાલ, ૧૯૩૭માંથી ટાંચણ)

સઘળી સાવચેતી રાખ્યા છતાં પણ જેલોમાં કેદીઓની સંખ્યા દરેક કોમને ફાળવેલા હિસ્સા સાથે સુસંગત થતી નથી. આ વિસંગતિ દૂર કરવા માટે અધીક્ષકે સરકાર પાસેથી સૂચનાઓ તો ક્યારની માગી હતી.

સરકારનો ઠરાવ : જેલોના મહાનિરીક્ષકની આ કર્તવ્યચ્યુતતાની સરકાર ગંભીર દુઃખ સાથે નોંધ લે છે. વિવિધ કોમોને ફાળવેલા હિસ્સાને યોગ્ય કક્ષાએ લાવવા માટે તે કોમોની વ્યક્તિઓની ધરપકડ કરી તેમને જેલમાં પૂરવા સત્વરે પગલાં લેવાં જ જોઈએ. જો જોઈએ તેટલી વ્યક્તિઓ ન પકડી શકાય તો બધાને સમાન કક્ષાએ લાવવા માટે જેલના કેદીઓમાંથી પૂરતી સંખ્યામાં કેદીઓને છોડી દેવા.

૯

(લેજિસ્લેટીવ કાઉન્સિલની કાર્યવાહી, ૧૯૪૦)

શ્રી ચેન્નપ્પા : પાલીની તાજેતરમાં જ થએલી એમ. એ.ની પરીક્ષાની વર્ગ યાદીમાં માંગ-ગારુડીઓને ફાળવેલો યોગ્ય હિસ્સો દેખાતો નથી તે પ્રત્યે સરકારનું ધ્યાન દોર્યું છે ?

માનનીય શ્રી દામુ શ્રોફ (શિક્ષણ મંત્રી) : યુનિવર્સિટીના મહામાત્ર જણાવે છે કે માંગ-ગારુડી કોમના કોઈ વિદ્યાર્થીએ પરીક્ષા આપી જ નહોતી.

શ્રી ચેન્નપ્પા : આવો કોઈ વિદ્યાર્થી પરીક્ષા માટે તૈયાર ન થાય ત્યાં સુધી સરકાર આ પરીક્ષા બંધ રાખવાની કૃપા કરશે ? અને જો યુનિવર્સિટી સરકારનો હુકમ ન માને તો યુનિવર્સિટીની ગ્રાન્ટ અટકાવવા તથા યુનિવર્સિટી અંગેનો કાયદો સુધારવા પગલાં લેશે ?

માનનીય સભ્ય : સરકાર આ સૂચનની અનુકૂળ વિચારણા કરશે. (હર્ષોલ્લાસ)

૧૦

'ધ ટાઈમ્સ ઓફ ઈન્ડિયા', ૧૯૪૨માંથી ટાંચણ

શસ્ત્રક્રિયાને પરિણામે જે. જે. હોસ્પિટલમાં રામજી સોનુના મૃત્યુ અંગે તપાસ કરવા ગઈકાલે સાંજે તપાસ અધિકારી શ્રી............ને અચાનક બોલાવવામાં આવ્યા. ડૉ. તરુ પાંડવે (જ્ઞાતી-નાઈ) સોગંદપૂર્વક જુબાની આપી કે તેમણે શસ્ત્રક્રિયા કરી હતી. પેટમાં રહેલા પરુભર્યા ગુમડાને તે ખોલવા માગતા હતા

સ્થાનો આરક્ષિત કર્યાથી બ્રાહ્મણને સંતોષ નહોતો. તે જાણતો હતો કે માત્ર આરક્ષિત કર્યાથી નહીં ચાલે. અન્ય બિનબ્રાહ્મણ કોમોમાંથી સમાન યોગ્યતા ધરાવતા કોઈ સ્પર્ધકો આ પદો મેળવવા ઊભા થાય અને, પ્રજામાં ખળભળાટ પેદા કરી આરક્ષણની પદ્ધતિ ફૂંકી મારે તે તેણે અટકાવવું જોઈએ. રાજ્યના બધાં જ વહીવટી સ્થાનો બ્રાહ્મણો માટે આરક્ષિત કર્યા પછી પણ વધારામાં એક એવો કાયદો ઘડાયો કે જેથી શિક્ષણ બ્રાહ્મણનો ઈજારો, તેનો અધિકાર બની ગયું. હમણાં જ દર્શાવ્યું હતું તેમ આ કાયદાએ શૂદ્રો માટે શિક્ષણપ્રાપ્તિને ગુનો બનાવ્યો અને તેના ભંગની શિક્ષા માત્ર ભારે જ નહોતી પણ ગુનેગારની જીભ કાપવા જેવી તેના કાનમાં ગરમ, ઓગાળેલું સીસુ રેડવા જેવી ક્રૂર અને અમાનવીય શિક્ષા હતી. આ વિશેષાધિકારનું અત્યારે અસ્તિત્વ નથી એમ કહીને કોંગ્રેસીઓ છટકી નહિ જઈ શકે. તેમણે કબૂલવું જ પડશે કે આ વિશેષાધિકારો ગયા છતાંય સદીઓ સુધીના તેના સાતત્યને કારણે તેમાંથી મળતા લાભ તો ચાલુ જ રહ્યા છે. વળી કોંગ્રેસીઓ તેને કોમવાદી કહીને ગુલામ વર્ગોની આ માગણીઓ પ્રમાણિકપણે નહિ ટાળી શકે કારણ કે તે સંપૂર્ણપણે જાણે છે કે બ્રાહ્મણોએ સત્તાપ્રાપ્તિ માટે કોમવાદના કનિષ્ટ રૂપનો સાધન તરીકે ઉપયોગ કર્યો છે અને જો આ ગુલામ વર્ગો આજે સલામતીઓ માગવા પ્રેરાયા હોય તો તેનું કારણ એ છે કે એ બ્રાહ્મણોએ તેમના વિશેષાધિકારો જાળવી રાખવા એવા કાયદાઓ પસાર કર્યા કે જે ગુલામ વર્ગો માટે શિક્ષણપ્રાપ્તિ અથવા તો મિલકત પ્રાપ્તિને ગુનો બનાવે. ગુલામ વર્ગો જે માગણી કરી રહ્યા છે તે બ્રાહ્મણોએ પોતાની સત્તા વૃદ્ધિ માટે તથા પોતાનું વર્ચસ્વ કાયમી બનાવવા માટે જે કર્યું હતું તેનાથી અડધીય ખરાબ નથી તે ચોક્કસ.

જે કૈં કહેવાયું તેના પ્રકાશમાં જોતાં શાસક વર્ગો દ્વારા આદરાતો 'મુક્તિ સંગ્રામ' તે ગુલામ વર્ગોની દૃષ્ટિએ તો ઢોંગી નહિ તો સ્વાર્થી લડત છે. હિંદનો

પણ તેમની છરી હૃદયને વીંધી ગઈ અને દર્દી મૃત્યુ પામ્યો. આવા પ્રકારની કોઈ શસ્ત્રક્રિયા આ પૂર્વે તેમણે ક્યારેય કરી હતી કે કેમ તેવો પ્રશ્ન પૂછવામાં આવતાં તેમણે જણાવ્યું કે તેમની કોમનો વારો આવતો હોવાથી એક દિવસ અગાઉ જ તેમની નિમણૂંક હોસ્પિટલના મુખ્ય સર્જન તરીકે થઈ હતી. દાઢી કરવા માટેના અસ્ત્રા સિવાય તેમણે શસ્ત્રક્રિયાનું કોઈ પણ સાધન આ પહેલાં હાથમાં ઝાલ્યું નહોતું. જુરીએ અકસ્માત મૃત્યુનો ચુકાદો નોંધ્યો.

શાસકવર્ગ જે આઝાદી માટે લડત લડી રહ્યો છે તે ગુલામ વર્ગો પર શાસન કરવાની આઝાદી છે. તે જે માગે છે તે તો છે ગુલામ વંશ પર રાજ્ય કરવાની માલિક વંશની આઝાદી. સામાન્યજન પર શાસન કરવાની 'સુપરમેન'ની આઝાદીનો નીત્સેનો કે નાઝીનો આ સિદ્ધાંત છે. બીજુ કંઇ જ નથી.

૮

હિંદનું રાજકારણ શું છે અને શેને માટે છે તે જાણવાની જે વિદેશીને ઈચ્છા હોય અને તેમાંથી ઉદ્‌ભવતા પ્રશ્નોના ઉકેલમાં તે પ્રદાન કરવા ઈચ્છતો હોય તો હિંદના રાજકારણની પાછળ રહેલી મૂળભૂત વિચારણાઓને તેણે જાણવી જ જોઈએ. જો તેમનું પૂર્ણ જ્ઞાન તે ન મેળવે તો તે અટવાઈ જશે અને જે પક્ષ તેને જીતશે કે આકર્ષશે તેનું પ્યાદું તે બની જશે. હિંદના રાજકારણની મૂળભૂત વિચારણાઓ છે : (૧) શાસક વર્ગની ગુલામ વર્ગ પ્રત્યેની વિચારધારા તથા તેમના પ્રત્યેનો દષ્ટિકોણ. (૨) શાસક વર્ગનો કોંગ્રેસ સાથેનો સંબંધ. (૩) બંધારણીય સલામતીઓ માટેની ગુલામ વર્ગોની માગણીઓના અસ્તિત્વનું વાજબીપણું.

પ્રથમ બાબત અંગે તો, વિદેશી પોતાનો અભિપ્રાય બાંધી શકે તે માટે પૂરતું કહેવાઈ ગયું છે. જે પ્રતિપાદન પ્રસ્તુત કરવા અને તેને હકીકતો અને દલીલોનું સમર્થન આપવા મેં પ્રયત્ન કર્યો તેને સરળ ભાષામાં આમ મૂકી શકાય. તે તેવું પ્રતિપાદિન કરે છે કે જેમાં ગુલામ વર્ગ શાસક વર્ગની તાબેદારી ન કરતો હોય અને જે આજના હિંદ કરતાં સાવ ભિન્ન હોય તેવું સાર્વભૌમ અને સ્વતંત્ર હિંદ પ્રાપ્ત કરવાનો સરળ રસ્તો તો એ છે કે, એક એવું બંધારણ રચાવું જોઈએ જે યોગ્ય સલામતીઓ દ્વારા શાસક વર્ગની સરકાર કબજે કરવાની સત્તા નિયંત્રિત કરે તથા તેમની લૂંટ ચલાવતી સત્તા પર અંકુશ મૂકે. અસ્પૃશ્યો આનો જ આગ્રહ રાખે છે અને કોંગ્રેસ આનો જ વિરોધ કરે છે. કોંગ્રેસ અને અસ્પૃશ્યો વચ્ચેનો સમગ્ર વિવાદ બંધારણીય સલામતીઓ પર જ કેન્દ્રીત થયો છે. પ્રશ્ન આ છે : ભારતનું બંધારણ અનુસૂચિત જ્ઞાતિઓની સલામતીઓ સહિતનું હશે કે સલામતીઓ રહિતનું હશે ? વિદેશી આને મહત્ત્વના પ્રશ્ન તરીકે સમજતો નથી અને તે એટલું યે નથી સમજતો કે કોંગ્રેસ જે પ્રતિનિધિત્વનો

દાવો કરે છે તે આ પ્રશ્ન સાથે સંપૂર્ણ અપ્રસ્તુત છે. કોંગ્રેસ પ્રતિનિધિત્વ કરનારી સંસ્થા હશે પણ તે વાતને હિંદના બંધારણમાં અનુસૂચિત જ્ઞાતિઓ માટે સલામતી હોવી જોઈએ કે ન હોવી જોઈએ તેના આ પ્રશ્નના નિર્ણય સાથે જરા પણ સંબંધ નથી. આ પ્રશ્નના નિર્ણય માટે તો કોંગ્રેસનું પ્રતિનિધિત્વ સ્વરૂપ મુદ્દા બહારનું છે. નિર્ણય તો માત્ર અનિવાર્યતાના પાયા પર જ અવલંબી શકે અને પ્રસ્તુત પ્રશ્ન તો એ હોઈ શકે : જે સલામતીઓની માગણી અનુસૂચિત જ્ઞાતિઓ કરી રહી છે તે સલામતીઓની તેમને અનિવાર્યતા છે ખરી ? કોંગ્રેસ પ્રતિનિધિત્વ કરતી સંસ્થા છે તે આધારે જ અનુસૂચિત જ્ઞાતિઓની વિરુદ્ધ કોંગ્રેસને કોઈ વિદેશી સમર્થન આપે તે વાજબી નથી. હા, અનુસૂચિત જ્ઞાતિઓને તેમની સલામતીઓ માટેનો દાવો પુરવાર કરવાનું કહેવું વિદેશી માટે યોગ્ય છે. તેનું તે પણ કહેવું યોગ્ય છે કે માત્ર શાસક વર્ગનું અસ્તિત્વ જ પૂરતું નથી પણ હિંદનો શાસક વર્ગ એટલો અધમ, એટલો લુચ્ચો અને એટલો કપટી છે કે પુખ્ત મતાધિકારના બળને નમતું નહીં જોખે તે પણ પુરવાર કરવું જોઈએ. આવી ભુમિકા યોગ્ય છે અને અનુસૂચિત જ્ઞાતિઓ તેનો સામનો કરવા પણ તૈયાર છે કારણ કે, જે સંજોગોમાં અન્ય દેશોના શાસક વર્ગો હોય છે તેનાથી ભિન્ન સંજોગોમાં હિંદનો શાસક વર્ગ છે. અન્ય દેશોમાં શાસક વર્ગ અને અન્યો વચ્ચે માત્ર અવકાશ હોય છે. હિંદમાં બંને વચ્ચે અવરોધ છે. અવકાશ તે માત્ર અલગતા છે. જ્યારે અવરોધ હિતો અને સહાનુભૂતિઓનું સાવ વિભાજન કરીને ઊભી કરેલી પૃથક્કતા છે. અન્ય દેશોમાં શાસક વર્ગના ન હોવા છતાંય પણ તે વર્ગ જેટલી જ મહત્તા પામેલાઓ દ્વારા શાસક વર્ગમાં સતત ભરતી થતી રહેતી હોય છે પણ હિંદમાં તો શાસક વર્ગ એક બંધિયાર સમૂહ છે અને તેમાં જન્મેલા સિવાયના કોઈને તેમાં પ્રવેશવા દેવામાં આવતો નથી. આ તફાવત અતિ મહત્ત્વનો છે. જ્યાં શાસક વર્ગ તે એક બંધિયાર સમૂહ હોય ત્યાં પરંપરા, સામાજિક વિચારધારા અને સામાજિક દૃષ્ટિકોણ અખંડ રહે છે અને સ્વામી તથા ગુલામ, અધિકારી અને અનધિકારીઓ વચ્ચેના ભેદ રૂપરંગની ચુસ્તતા ધારણ કરી ચાલુ જ રહે છે. ઊલટું, જ્યાં શાસક વર્ગ એક બંધિયાર વાડો નથી હોતો, જ્યાં તેની અને અન્યો વચ્ચે સામાજિક પ્રવાહિતાનું અસ્તિત્વ હોય છે

ત્યાં માનસિક આત્મીયતા હોય છે. જે શાસક વર્ગને વધુ લચીલો બનાવે છે અને તેની વિચારધારાને ઓછી અસામાજિક. આ તફાવતો પાછળનું સત્ય સમજીને કોઈ પણ વિદેશી જોઈ શકશે કે અન્ય દેશોમાં શાસક વર્ગ પર નિયંત્રણ મૂકવા માટે જે પૂરતો છે તે પુખ્ત મતાધિકાર માત્ર હિંદમાં તેવો નિર્ણયાત્મક બની શકશે નહિ અને પરિણામે આ સલામતીઓનો વિરોધ કરીને સ્વતંત્ર હિંદને શાસક વર્ગના હાથમાં મૂકવા માંગતી કોંગ્રેસ કરતાં બંધારણમાં વિશેષ સલામતીઓ માગીને, સ્વતંત્ર હિંદને લોકશાહી માટે સલામત બનાવવા આતુર એવા અસ્પૃશ્યો જેવા અન્ય પક્ષો તેમના સમર્થન માટે લાયક છે.

બીજી વિચારણા અંગેની હકીકતોનું બયાન પણ સંપૂર્ણતયા કર્યું છે. આ હકીકતો પરથી જ તે જોઈ શકશે કે કોંગ્રેસ અને શાસક વર્ગ વચ્ચે કેટલા નિકટના સંબંધો છે. તે હકીકતો જ સ્પષ્ટ કરશે કે હિંદનો શાસક વર્ગ કોંગ્રેસ આંદોલનના સૈન્યને મોખરે કેમ છે અને કેમ તે દરેકને તેના વાડામાં લાવવા પ્રયત્ન કરે છે. ટૂંકમાં કહીએ તો, શાસક વર્ગ સભાન છે કે વર્ગ સિદ્ધાંત, વર્ગ હિતો, વર્ગ પ્રશ્નો અને વર્ગ સંઘર્ષો પર આધારિત રાજકીય ઝુંબેશ તેનો મૃત્યુ ઘંટ વગાડશે. તે જાણે છે કે ગુલામ વર્ગને આડે માર્ગે દોરવાનો અને છેતરવાનો અસરકારક માર્ગ તો છે રાષ્ટ્રવાદ અને રાષ્ટ્રીય એકતાની લાગણીઓ સાથે રમવાનો અને તે એટલું પણ સમજે છે કે કોંગ્રેસનો મંચ જ શાસક વર્ગનાં હિતનું અતિઅસરકારક સંરક્ષણ કરી શકશે કારણ કે, શાસક વર્ગને અજુગતી એવી ધનિક તથા ગરીબ, બ્રાહ્મણ તથા બિનબ્રાહ્મણ, જમીનદાર અને ગણોતિયા, લેણદાર અને દેણદાર વચ્ચેના સંઘર્ષની વાત પર જો કોઈ મંચ પર અસરકારક પ્રતિબંધ મૂકી શકાતો હોય તો તે કોંગ્રેસનો જ મંચ છે. તે એક જ એવો મંચ છે શાસક વર્ગ જેનો પ્રચાર ઈચ્છે છે અને જેના પર તેમની સલામતી સંપૂર્ણપણે અવલંબે છે તે માત્ર રાષ્ટ્રવાદ અને રાષ્ટ્રીય એકતાનો પ્રચાર કરવા બંધાયેલો છે એટલું જ નહિ પણ રાષ્ટ્રવાદ સાથે અસંગત તેવા અન્ય કોઈ સિદ્ધાંતના પ્રચાર પર તે પ્રતિબંધ મૂકશે.

જો આ બે વિચારણાઓ પૂરેપૂરી ગ્રહણ થઈ હશે તો ત્રીજી એટલે કે ગુલામ

વર્ગોની સલામતીઓ માટેની માગણીના અસ્તિત્વનાં કારણ સમજવામાં તેને મુશ્કેલી નહીં પડે.

ગુલામ વર્ગોએ માગેલાં આરક્ષણ તે ખરેખર તો શાસક વર્ગની સત્તા પરનાં નિયંત્રણો છે. યુરોપના દેશોમાં પણ સમાજના કેટલાક વર્ગની સત્તા પર નિયંત્રણો માટેની માગણી થાય છે. ઉત્પાદકો, વિક્રેતાઓ, ધીરધાર કરનારાઓ અને જમીનદારો પર નિયંત્રણ છે. હિંદમાં જે છે તેના કરતાં જે દેશોમાં ઘણે મોટે અંશે એકરૂપતા છે અને હિતોનું તાદાત્મ્ય છે ત્યાં જો કેટલાક વર્ગો પરની સત્તા પર નિયંત્રણોની અનિવાર્યતા સ્વીકારી હોય તો તો અહીં તેની અનિવાર્યતા સ્વીકારવામાં વિદેશીને કોઈ મુશ્કેલી નહિ પડે. શાસક વર્ગના હાથમાં રાજકીય સત્તા ચાલી જતી અટકાવવા આ આરક્ષણો તો દેશની સામાજિક સંસ્થાઓ સાથે બંધારણનો સુમેળ સાધવાનું જ કામ કરે છે, તેનાથી વિશેષ કૈં નહિ.

હકીકતો અને દલીલોની આટઆટલી સ્પષ્ટતા પછી, અહીં રજૂ કરેલા વિચારો સાથે સંમત થવા વિદેશી તૈયાર નહિ થાય તો પણ કોંગ્રેસ પ્રચારની એક બીજીય બાજૂ છે તેવું તો માનવાનું વિદેશી માટે મુશ્કેલ બનશે તેવું હું નથી માનતો. ઉપર આપેલી હકીકતો અને આંકડાઓનો અભ્યાસ કર્યા પછી પણ કોંગ્રેસના દષ્ટિબિંદુ સાથે સહભાગી નહિ થતા, અન્યો પ્રત્યે શાંત અને સ્વસ્થ વલણ ધરાવવા જો કોઈ વિદેશી અસમર્થ નીવડશે તો તે તેના સ્વભાવ તથા બુદ્ધિનું કરુણ પ્રદર્શન હશે.



હિંદના રાજકારણ અંગેના વિદેશીઓનાં દષ્ટિકોણનું એક કરુણ પાસું પણ છે જેનો ઉલ્લેખ કરવો જ રહ્યો. હિંદના રાજકારણમાં રસ લેતા વિદેશીઓના ત્રણ સમૂહો પડે છે. એક સમૂહ હિંદના રાજકારણને બહુમતીઓ તથા લઘુમતીઓ, હિંદુઓ તથા અસ્પૃશ્યો વગેરે તડાઓમાં વહેંચનારી સામાજિક તિરાડોથી સભાન છે. તેમનો મુખ્ય હેતુ યોગ્ય બંધારણીય સલામતીઓ દ્વારા આ તિરાડો સાંધીને હિંદની બંધારણીય પ્રગતિનો માર્ગ ખોલવાનો નથી પણ બંધારણીય પ્રગતિ અવરોધવા આ તિરાડોનો ઉપયોગ કરવાનો છે. વિદેશીઓનો એક બીજો સમૂહ એવો છે જે આ તિરાડો પર ધ્યાન આપતો નથી, લઘુમતીઓનું

તથા અસ્પૃશ્યોનું શું થાય છે તેની તેને લગીરે તમા નથી. તેઓ કોંગ્રેસની માગણીને સમર્થન અપાવા જ બહાર પડયા છે અને સલામતીઓની ચિંતા કર્યા વગર તે પૂરી કરશે. ત્રીજો સમૂહ પ્રવાસીઓનો છે જે હિંદનો પ્રવાસ કરી તેના રાજકારણને શકય હોય તો એક રાતમાં જ સમજી લેવા માગે છે. આ ત્રણે સમૂહોના લોકો ખતરનાક છે પણ ત્રીજો સમૂહ તો, હિંદી પ્રજાના અંતિમ હેતુની દૃષ્ટિએ વિશેષ ખતરનાક છે.

પ્રવાસી વિદેશીઓ જે હિંદી રાજકારણની જટિલતા ન સમજી શકે અને એટલે જ મિ. પિકિવકે સામ વેલરને જે કારણ આપ્યું હતું - મોટા ટોળા સાથે બૂમો પાડવી - અન્ય કોઈ કારણે નહીં માત્ર તે કારણે જ કોંગ્રેસને સમર્થન આપે તે સાવ સમજી શકાય તેવી વાત છે. પણ જે અતિશય ધૃણા જન્માવે છે તે તો છે બ્રિટનના મજૂર પક્ષના નેતાઓનું, લાસ્કી, કિંગ્સલે માર્ટિન, બ્રેઈલ્સફોર્ડ અને દલિત તથા શોષિત પ્રજાનાં હિતના હિમાયતી તેવાં અમેરિકાના 'ધ નેશન' અને ઈંગ્લેન્ડના 'ધ ન્યૂ સ્ટેટ્સમેન'ના જેવાં વર્તમાનપત્રોના તંત્રીઓ જેવી વ્યકિતઓનું પ્રતિનિધિત્વ ધરાવતાં યુરોપ અને અમેરિકાના ક્રાંતિકારી અને ડાબેરી જૂથોના વડાઓનું વલણ. આ વ્યક્તિઓ કોંગ્રેસને સમર્થન કેમ આપી શકે તે જ સમજાતું નથી. તેમને શું જાણ નથી કે કોંગ્રેસ તે શાસકવર્ગનો પર્યાય છે અને શાસક વર્ગ કોંગ્રેસનો ? તેમને શું જાણ નથી કે હિંદનો શાસક વર્ગ એટલે વાણિયા બ્રાહ્મણની જુગલબંદી ? કોંગ્રેસના નીતિ ઘડતરમાં કશો જ અવાજ ન ધરાવે તેવી ફાલતુ વ્યક્તિઓ તરીકે કોંગ્રેસમાં જનતાને ખેંચવામાં આવે છે. તેની શું તેમને જાણ નથી ? તેમને શું તેય જાણ નથી કે જે કારણોસર સુલતાન ઈસ્લામનો અંત ન આણી શક્યો અથવા તો પોપ કેથોલિકવાદને અમાન્ય ન કરી શક્યા તે જ કારણોસર હિંદનો શાસકવર્ગ બ્રાહ્મણત્વના ઉચ્છેદનો આદેશ નહિ આપી શકે ? અને જયાં સુધી જેવો છે તેવો શાસક વર્ગ અસ્તિત્વ ધરાવતો હશે ત્યાં સુધી, હિંદને આઝાદી મળશે તો પણ બ્રાહ્મણો અને સાથી વર્ગોની સર્વોપરિતા તથા શૂદ્રો અને અસ્પૃશ્યોનાં દમન તથા ગૌરવભંગ સરકારનું પવિત્ર કર્તવ્ય છે તેવું પ્રબોધતી બ્રાહ્મણત્વની વિચારધારા ચાલુ રહેશે તેની શું તેમને જાણ નથી ? તેમને શું જાણ નથી કે હિંદનો શાસક વર્ગ તે હિંદી પ્રજાનું અંગ

નથી, તે તેમનાથી સંપૂર્ણ અળગો પડી ગયો છે એટલું જ નહિ પણ રખેને તેમનો ચેપ લાગે તે ભયે અળગો રહેવામાં માને છે ? અને આથી જ બ્રાહ્મણીય વિચારધારા, હેતુઓ અને હિતોનું આરોપણ તેણે તેના મનમાં કર્યું છે જે તેના વાડાની બહારના લોકોની વિરુદ્ધ છે તેનીય તેમને જાણ નથી ? અને આ જ કારણે જેમને તેણે કચડી નાંખ્યા છે તે ગુલામ સમૂહોનાં જીવંત બળો પ્રત્યે તે સહાનુભૂતિ દર્શાવતો નથી અને તેમની માગણીઓ, તેમની વેદનાઓ, તેમની ઝંખનાઓ, તેમની ઈચ્છાઓ તેને ઉત્તેજિત કરતી નથી. તેમની મહેચ્છાઓ પ્રત્યે પ્રતિકૂળ વલણ તે દર્શાવે છે, તેમની શિક્ષણની પ્રગતિનો, ઉચ્ચ હોદ્દાઓ પર તેમની બઢતીનો પક્ષ તે લેતો નથી અને તેમના ગૌરવ અને સ્વમાનને લક્ષ્યમાં રાખતી .પ્રત્યેક ચળવળ પ્રત્યે તે ઈતરાજી દેખાડે છે તેની શું તેમને જાણ નથી ? તેમને શું જાણ નથી કે હિંદના સ્વરાજમાં છ કરોડ અસ્પૃશ્યોનું ભાવિ સંકળાયેલું છે ? એમ કહેવું મુશ્કેલ છે કે બ્રિટનના મજૂર પક્ષના નેતાઓ અને જેમના સ્વતંત્રતા અને લોકશાહી ઉપરનાં લખાણો સહુ દલિત-શોષિત લોકોનાં પ્રેરણા સ્ત્રોત બન્યાં તે કિંગ્સલે માર્ટિન, બ્રેઈલ્સફોર્ડ અને લાસ્કી જેવા લેખકો આ હકીકતો જાણતા નથી પણ જ્યારે તેઓ હિંદનો ઉલ્લેખ કરે છે ત્યારે કોંગ્રેસને હંમેશા સમર્થન આપવા જ કરે છે. સહુ ક્રાંતિકારીઓ અને લોકશાહીવાદીઓને જે વધુ સ્પર્શવો જોઈએ તે અસ્પૃશ્યોના પ્રશ્નની ચર્ચા કરતાં તેઓ ખૂબ, ખૂબ ઓછા - જવલ્લે જ - જોવા મળે છે. કોંગ્રેસની પ્રવૃત્તિઓ પરનું તેમનું સંપુર્ણ ધ્યાન અને હિંદના રાષ્ટ્રીય જીવનનાં અન્ય ઘટકોની નરાતર ઉપેક્ષા - આ જ દર્શાવે છે કે તેમને કેવા ગેરમાર્ગે દોરવામાં આવ્યા છે ! જો કોંગ્રેસ રાજકીય આઝાદી માટે લડતી હોત તો કોંગ્રેસને મળતું તેમનું સમર્થન સમજી શકાય. પણ કોંગ્રેસ તે માટે લડે છે ? દરેક વ્યક્તિ જાણે છે કે કોંગ્રેસને રાજકીય આઝાદીમાં રસ નથી, તે માત્ર પ્રજાકીય આઝાદી માટે લડે છે. રાજકીય આઝાદી માટે લડે છે તે તો છે અસ્પૃશ્યોનો પક્ષ. જેને ભય છે કે જો કોંગ્રેસનો મુક્તિ સંગ્રામ સફળ થશે અને જો બંધારણીય સલામતીઓથી દલિત વર્ગોનું સંરક્ષણ નહિ કરવામાં આવે તો નબળા અને દલિત લોકોને દમવા માટે સબળ અને સત્તાધારીઓને સ્વતંત્રતા મળશે. ખરેખર તો આ ક્રાંતિકારી નેતાઓની

સહાય તેમને જ મળવી જોઈએ. પણ તેમની શુભેચ્છા અને તેમના સમર્થનના સંકેત માટેય અસ્પૃશ્યો આટલાં વર્ષો સુધી વ્યર્થ પ્રતીક્ષા કરતા રહ્યા. યુરોપ અને અમેરિકાના આ ક્રાંતિકારીઓ તથા ડાબેરીઓએ કોંગ્રેસ પાછળ રહેલાં પરિબળો ક્યાં છે ને જાણવાનીય કાળજી લીધી નથી. ક્યાં તો તે અજ્ઞાની છે કે બેપરવા તે ખબર નથી પણ ને હકીકત છે કે આ ડાબેરીઓ અને ક્રાંતિકારી નેતાઓ તેમનું આંધળુ અને સ્પષ્ટ સમર્થન કોંગ્રેસને, હકીકતમાં જે મૂડીવાદીઓ, જમીનદારો, ધીરધાર કરનારાઓ અને પ્રત્યાઘાતીઓની બનેલી છે તે કોંગ્રેસને આપી રહ્યા છે કારણ કોંગ્રેસ પોતાની પ્રવૃત્તિઓને 'મુક્તિ સંગ્રામ'ના બુલંદ-ગૌરવભર્યા નામે ઓળખાવે છે. સ્વતંત્રતા માટેની બધી જ લડતો સમાન નૈતિક સ્તર પર નથી હોતી અને તેનું સરળ કારણ એ છે કે આ લડતો પાછળનાં હિતો અને હેતુઓ હંમેશા એકસરખા નથી હોતાં. ઈંગ્લેન્ડના ઈતિહાસમાંથી જ થોડા ઉદાહરણો લઈએ. જહોન સામેનો ઉમરાવોનો વિપ્લવ, જેનું પરિણામ મેગ્ના કાર્ટા (સ્વાતંત્ર્યના હકપત્ર)માં આવ્યું તેને સ્વતંત્રતાની લડત કહી શકાય. પણ આજનો કોઈ લોકશાહીવાદી લેવલર્સ (સમતાવાદીઓના) વિદ્રોહને અથવા તો ઈંગ્લેન્ડના ઈતિહાસમાંના ખેડૂતોના વિદ્રોહને જે સમર્થન આપે તેવું જ સમર્થન, તે તાર્કિકપણે સ્વતંત્રતાની લડત તરીકે ઓળખાવી શકાય તે ખાતર શું તેને આપશે ? આવું કરવું એટલે આઝાદીની ખોટી બૂમોને ઉત્તેજન આપવું ! જીવવાની આઝાદી તથા દમનની આઝાદી વચ્ચેનો ભેદ પાડવાની જેમને બુદ્ધિ નથી તેવા લોકોનું આવું વિચિત્ર વર્તન માફ થઈ શકે. પણ મેસર્સ લાસ્કી, કિંગ્સલે માર્ટિન, બ્રેઈલ્સ ફોર્ડ, લૂઈ ફિશર અને અન્ય લોકશાહીના હિમાયતીઓ જેનું નેતૃત્વ કરે છે તેવા ક્રાંતિકારી અને ડાબેરી પક્ષો માટે તો આ અક્ષમ્ય છે.

સાચી લોકશાહી માટે જે લડે છે તેવા હિંદના પક્ષોને તેઓ કેમ સમર્થન નથી આપતા તેવી સ્પષ્ટતા કરવાનું જ્યારે તેમને કહેવામાં આવે ત્યારે તેઓ વળતો પ્રશ્ન પૂછી આ આક્ષેપનો ઉત્તર આપે છે. હિંદમાં આવા કોઈ પક્ષો છે ખરા ? આવા પક્ષો છે તેવો આગ્રહ સેવાયો ત્યારે તેમણે ફરી પૂછ્યું : જો આવા પક્ષો હોય તો અખબારો તેમની પ્રવૃત્તિઓને કેમ પ્રસિદ્ધિ નથી આપતા

? જયારે કહેવાયું કે બધાં જ અખબારો કોંગ્રેસનાં અખબારો છે ત્યારે તેમણે સખતાઈથી કહ્યું : અંગ્રેજી અખબારોના વિદેશના પ્રતિનિધિઓ તેમની પ્રવૃત્તિઓનો અહેવાલ કેમ નથી મોકલતા ? વિદેશના પ્રતિનિધિઓ પાસેથી વધુ બહેતર અપેક્ષા કેમ ન રાખી શકાય તેની મેં સ્પષ્ટતા કરી છે. હિંદમાંની વિદેશી અખબારી એજન્સીઓ હિંદમાંના અખબારો કરતાં બહેતર નથી. તે બહેતર હોઈ પણ ન શકે. વિદેશી પ્રતિનિધિઓ કહેવાતી વ્યક્તિઓ હિંદમાં છે પણ તેમાં મોટાભાગની બહુમતી હિંદીઓની છે. બહુ જ થોડા વિદેશીઓ છે. વિદેશના પ્રતિનિધિઓ તરીકે નિમણૂંક એવી રીતે કરવામાં આવે છે કે તેઓ મોટે ભાગે કોંગ્રેસ છાવણીના જ હોય. જે વિદેશી પ્રતિનિધિઓ વિદેશીઓ છે તેના બે જૂથો છે. જો તે અમેરિકનો હોય તો અંગ્રેજ વિરોધી હોય એટલે જ કોંગ્રેસ તરફી હોય. ભારતનો જે કોઈ પણ રાજકીય પક્ષ ઝનૂનપૂર્વક અંગ્રેજી વિરોધી નથી તેમાં તેમને રસ નથી. જેઓ કોંગ્રેસમાં નથી તેઓ તે વાતની સાક્ષી પૂરશે કે ૧૯૪૧-૪૨માં આ દેશમાં સમૂહમાં આવેલા અમેરિકી યુદ્ધ પ્રતિનિધિઓને મળતાં, કોંગ્રેસ જ એકમાત્ર પક્ષ નથી તે ગળે ઉતારતાં અને અન્ય રાજકીય પક્ષોમાં તેમને રસ લેતાં કરતાં તેમને કેટલી મુશ્કેલી પડેલી. તેમને અક્કલ આવતાં વાર લાગી અને જયારે આવી ત્યારે અત્યાચારી લોકોના નેતૃત્વવાળા પક્ષ તરીકે કોંગ્રેસને ક્યાં તો તેમણે ગાળ દીધી કે પછી હિંદના રાજકારણમાં તેમણે રસ છોડી દીધો. તેમને હિંદના અન્ય કોઈ રાજકીય પક્ષમાં રસ પડયો જ નહિ અને તેમનાં દષ્ટિકોણ જાણવાની દરકાર તેમણે કરી નહિ. જે વિદેશના પ્રતિનિધિઓ અંગ્રેજો છે તેમના કિસ્સામાં પણ પરિસ્થિતિ બહેતર નથી. જે પ્રવૃત્તિ સૌ પ્રથમ અને મુખ્યત્વે અંગ્રેજ વિરોધી છે તેમાં જ તેમને પણ રસ છે. હિંદના જે રાજકીય પક્ષો આઝાદ હિંદને લોકશાહી માટે સલામત બનાવવાની મુખ્ય ચિંતા સેવે છે તેમની સાથે તેમને નિસબત નથી. પરિણામે, હિંદના રાજકારણ અંગે હિંદના અખબારો જે સમાચારોને પ્રસિદ્ધિ આપે છે તેવા જ સમાચારો વિદેશી અખબારો છાપે છે. આ કારણ, ઉદ્દામવાદીઓની જાણ બહાર ન હોવું જોઈએ. પ્રતિનિધિઓ હોય કે ન હોય, પણ આ ઉદ્દામવાદીઓનું શું તે કર્તવ્ય નથી કે વિશ્વના અન્ય ભાગોમાં વસતા, એક વિચારસરણી ધરાવતા

તેમના બંધુઓના સંપર્કમાં રહેવું ? તેમને સહાય કરવી ? અને તે જોવું કે સર્વત્ર સાચી લોકશાહીની સ્થાપના થાય ? એ એક કમભાગ્ય છે કે ઈંગ્લેન્ડ અને અમેરિકાના આ ઉદ્દામવાદીઓ જેમને સહાય કરવાનું તેમનું કર્તવ્ય છે તેમને ભૂલી જઈને આઝાદીના સૂત્રનો દુરુપયોગ કરી દુનિયાને મૂંઝવતા, મૂર્ખ બનાવતા હિંદી 'ટોરી' (રૂઢિચુસ્તો)ના પ્રચારદલાલો બની ગયા.

કોંગ્રેસે ઊભા કરેલા આ ધુમ્મસમાંથી બને તેટલા જલદી તે બહાર નીકળી જાય અને સમજે છે કે જયાં સુધી આઝાદી ખાતરીપૂર્વક સહુની નહિ બને ત્યાં સુધી હિંદમાં લોકશાહી અને સ્વરાજય સાચા અર્થમાં સ્થપાવાના નથી તે તેમને માટે અને હિંદના લોકો માટે બહેતર છે. પણ હકીકતો અને હેતુઓ સાથેનો તેનો સંબંધ તપાસ્યા વિના માત્ર ખાલી સૂત્રને આધારે તેઓ જો કોંગ્રેસને તેમનું આંધળું સમર્થન આપવાનું ચાલુ રાખશે તો હું એમ કહેતા અચકાઈશ નહિ કે હિંદના મિત્રો હોવાને બદલે તેઓ હિંદી જનતાની આઝાદી સામેનું નક્કર જોખમ છે. અંકુશમાં રખાયેલો એક આપખુદ પોતાનો દમનનો અધિકાર પાછો મેળવવા આઝાદીની બૂમો પાડે અને દલિતવર્ગ આ આપખુદના દામનમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે તે કિસ્સાનો ભેદ તે સમજતા નથી તે દયાજનક સ્થિતિ છે. હિંદને આઝાદી અપાવવાની તેમની ઉતાવળમાં તેમને એટલુંય સમજવાની ફુરસદ નથી કે કોંગ્રેસનો પક્ષ લઈને તે એવું પગલું ભરી રહ્યા છે જે હિંદની લોકશાહીને સલામત નહિ બનાવે પણ જે આપખુદને પોતાની ક્રૂરતા અજમાવવામાં સહાય કરશે. તેમને તે કહેવાની જરૂર ખરી કે કોંગ્રેસને સમર્થન આપવું એટલે ક્રૂરતાને ગુલામ બનાવવાનું સ્વાતંત્ર્ય આપવું?

# પ્રકરણ-૧૦

# અસ્પૃશ્યો શું કહે છે ?

## શ્રી ગાંધીથી સાવધાન !

શ્રી ગાંધી જ તેમના તારણહાર છે તેવો પ્રભાવ અસ્પૃશ્યો પર પાડવામાં કોંગ્રેસીઓ ક્યારેય ખચકાયા નથી. શ્રી ગાંધી જ સાચા તારણહાર છે. તેવો પ્રચાર કોંગ્રેસીઓએ સમગ્ર ભારતમાં કર્યો એટલું જ નહિ પણ તે જ માત્ર તેમના તારણહાર છે તેવું સ્વીકારવા માટે અસ્પૃશ્યોને સમજાવવા સુધીની હદે તેઓ ગયા છે. જ્યારે અસ્પૃશ્યોએ આની સાબિતી માગી ત્યારે તેમણે કહ્યું કે અસ્પૃશ્યો માટે આમરણાંત ઉપવાસ પર ઉતરવાની જો કોઈએ પ્રતિજ્ઞા લીધી હોય તો તે શ્રી ગાંધીએ લીધી હતી, અન્ય કોઈએ નહિ. ખરેખર, લગીરે ખચકાટ વિના તેમણે અસ્પૃશ્યોને કહ્યું કે પુના કરાર નીચે તેમને જે રાજકીય અધિકારો મળ્યા હતા તે શ્રી ગાંધીના પ્રયત્નોનું પરિણામ હતું. આવા પ્રચારના ઉદાહરણ તરીકે હું કોઈ રાયબહાદુર મહેરચંદ ખન્નાએ, 'દલિત વર્ગ સંઘ'ની નિશ્રામાં પેશાવર ખાતે ૧૯૪૫ના એપ્રિલની ૧૨મીએ યોજાયેલી અસ્પૃશ્યોની સભામાં જે કથન કરેલું તે ટાંકું છું :[1]

'તમારા શ્રેષ્ઠ શુભેચ્છક છે મહાત્મા ગાંધી, જે તમારે ખાતર ઉપવાસ પર ઊતર્યા હતા અને જેમણે પુના કરાર કરાવ્યો કે જેની નીચે તમને મતાધિકાર મળ્યો અને તમને સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં તથા ધારાસભાઓમાં પ્રતિનિધિત્વ મળ્યું. હું જાણું છું કે તમારામાં કેટલાક ડૉ. આંબેડકર પાછળ દોડે છે જે માત્ર બ્રિટિશ શાહીવાદનું જ સર્જન છે અને જે બ્રિટિશ સરકારના હાથ મજબૂત કરે છે કે જેથી હિંદમાં ભાગલા પડે અને અંગ્રેજો સત્તા ટકાવી રાખી શકે. હું તમને તમારા હિત ખાતર સ્વયં બની બેઠેલા નેતા અને તમારા સાચા મિત્ર વચ્ચેનો ભેદ પાડવા વિનંતી કરું છું.'

હું રાયબહાદુર મહેરચંદ ખન્નાના નિવેદનનો ઉલ્લેખ કરતો હોઉં તો એટલા

૧ ફ્રી પ્રેસ જર્નલ, તા. ૧૪-૪-૪૫

માટે નહીં કે તે સહેજ પણ નોંધપાત્ર છે. પણ એટલા માટે કે હિંદના રાજકારણમાં આ માણસ જેવી મોટી હરામખોરીનો ગુનો કરનાર બીજું કોઈ નહિ હોય. એક વર્ષમાં તો - બહુ દુરના સમયમાં નહિ પણ ૧૯૪૪માં જ - તેણે સફળતાપૂર્વક પણ ત્રણ જુદા પાઠ ભજવ્યા. તેણે હિંદુ મહાસભાના મંત્રી તરીકે શરૂઆત કરી. ફરી બ્રિટિશ શાહીવાદનો દલાલ બન્યો, બ્રિટન અને અમેરિકાના લોકોને હિંદનાં યુદ્ધ કાર્યો સમજાવવા પરદેશ ગયો અને હવે વાયવ્ય સરહદી પ્રાંતોમાં તે કોંગ્રેસનો દલાલ છે. જો ડ્રાયડનની ભાષામાં કહીએ તો જે પ્રારંભથી જ બધા પાઠ ભજવતો હોય તેવો ચંચળ, અસ્થાયી અને ચંદ્ર તેનું એક વર્તુળ પૂરું કરી રહે તેટલા સમયમાં જે દવાવાળો, સારંગી વગાડનાર, મુત્સદ્દી અને રંગલો બની શકે તેવા રાયબહાદુર ખન્ના જેવા માણસનો અભિપ્રાય અત્યંત ધિક્કારપાત્ર હોવો જ જોઈએ. જો હું તેનો હવાલો આપતો હોઉં તો તે એટલા માટે જ કે શ્રી ગાંધીના મિત્રો અસ્પૃશ્યોને છેતરવા કેવો પ્રચાર[૧] કરે છે તે હું દર્શાવવા માંગુ છું.

હું નથી જાણતો કે કેટલા અસ્પૃશ્યો આવું જૂઠાણું ગળે ઉતારવા તૈયાર થશે. પણ હું માનું છું કે આટલું તો નાઝીઓ દ્વારા પુરવાર થયું છે કે જો અસત્ય મોટું હોય - સામાન્ય માણસની બુદ્ધિ ચકાસી શકે તેનાથીય અતિ મોટું હોય અને તેનો વારંવાર સતત પ્રચાર થતો હોય તો તે અસત્યનો સત્ય તરીકે સ્વીકાર થવાની પૂરેપૂરી શક્યતા છે અને જો તે સત્ય તરીકે ન સ્વીકારાય તો પ્રચારનો ભોગ બનનારાના મનમાં દઢ બની તેમની માન્યતા તો પ્રાપ્ત કરે જ. તેથી જ, અસ્પૃશ્યોની ચળવળમાં શ્રી ગાંધીએ ભજવેલા ભાગને ખુલ્લો પાડવા અને અસ્પૃશ્યોને આ પ્રચાર માની લેતા અટકાવવા મારે માટે આ જરૂરી છે.

## ૧

શ્રી ગાંધીએ જે ભાગ ભજવ્યો તેનું સર્વેક્ષણ કરવામાં અસ્પૃશ્યતા એક દૂષણ

૧ પ્રો. એ. આર. વાડિયા નામના પારસી સજજન દ્વારા થતા આવા બીજા પ્રચારનું ઉદાહરણ મળે છે. પ્રો. વાડિયાના અભિપ્રાયોનું શ્રી ઈ. જે. સંજાનાએ 'રાસ્ત-રાહબર' નામના મુંબઈથી પ્રસિધ્ધ થતાં ગુજરાતી સાપ્તાહિકમાં, ૨૯, ઓક્ટોબર ૧૯૪૪થી ૧૫, એપ્રિલ ૧૯૪૫ સુધી ચાલુ રહેલી લેખ શ્રેણીમાં પૃથક્કરણ કરી તેને ઉઘાડા પાડયા હતા. લેખ શ્રેણીનું શીર્ષક હતું 'સેન્સ એન્ડ નોન-સેન્સ ઈન પોલિટીક્સ'.

છે તેવું શ્રી ગાંધીને સૌ પ્રથમ ક્યારે લાગ્યું તે નક્કી કરીને જ પ્રારંભ કરવો જોઈએ. આ અંગે આપણી પાસે શ્રી ગાંધીનો પોતાનો જ પ્રત્યક્ષ પુરાવો છે. ૧૯૨૭ના એપ્રિલની ૧૪મી તથા ૧૫મી તારીખે અમદાવાદમાં ભરાયેલી અંત્યજ પરિષદના પ્રમુખ તરીકે શ્રી ગાંધીએ કહ્યું હતું :

'હું હજી માંડ બાર વર્ષનો હોઈશ ત્યારે એક વિચાર મને સૂઝ્યો. ઉકો નામનો એક અસ્પૃશ્ય ઝાડુવાળો અમારાં જાજરૂ સાફ કરવા અમારા ઘરમાં આવતો હતો. ઘણીય વાર હું મારી માને પૂછતો કે તેને અડકવામાં ખોટું શું છે ? શા માટે મને તેને અડકવા દેવાની ના પાડવામાં આવે છે ? અને જો હું અકસ્માતે ય ઉકાને અડકી જાંઉ તો મને નહાવાનું કહેવામાં આવતું : જો કે હું સ્વાભાવિક રીતે આ આજ્ઞાનું પાલન કરતો તોય હસતાં હસતાં વિરોધ પ્રદર્શિત કરતો કે ધર્મે અસ્પૃશ્યતાને સંમતિ નથી આપી અને તેવું હોય તે જ અશક્ય છે. હું ખૂબ કર્તવ્યપાલક અને આજ્ઞાંકિત છોકરો હતો અને જ્યાં સુધી મારાં માત-પિતાના આદર સાથે સુસંગત હતું ત્યાં સુધી તે મેં કર્યું. આ બાબત પર મારે તેમની સાથે ઘણી વાર તકરાર થતી. મેં મારી માને કહ્યું કે ઉકાને અડકવામાં તે પાપ માને છે તે વાતમાં તે સાવ ખોટી છે.'

જ્યારે શાળામાં હતો ત્યારે હું વારંવાર 'અસ્પૃશ્યોને' અડકતો અને મારાં માતા-પિતાથી તે વાત હું ખાનગી નહોતો રાખતો. મારી મા મને કહેતી કે. આવા અપવિત્ર સ્પર્શથી વિશુદ્ધ થવાનો ટૂંકામાં ટૂંકો રસ્તો એ હતો કે પસાર થતાં કોઈ મુસલમાનને અડકીને પેલો સ્પર્શ ભૂંસી નાંખવો અને માત્ર મા પ્રત્યેના માન તથા આદર ખાતર હું ઘણીવાર તેમ કરતો પણ ધર્મ ભાવનાના કોઈ કર્તવ્યપાલન તરીકે તેવું ક્યારેય નહોતું કર્યું. થોડા વખત પછી અમે પોરબંદર રહેવા ગયાં જ્યાં મને સંસ્કૃતનો પહેલો પરિચય થયો. મને હજી અંગ્રેજી શાળામાં મૂકવામાં નહોતો આવ્યો અને મને તથા મારા ભાઈને એક બ્રાહ્મણ પાસે ભણવા મૂક્યા. તે અમને રામ રક્ષા તથા વિષ્ણુ પૂજા શીખવતો હતો. તે પાઠ 'જલે વિષ્ણુ, સ્થળે વિષ્ણુ' મારી સ્મૃતિમાંથી ક્યારેય નથી ભુંસાયો. એક ડોસીમા અમારી પાસે જ રહેતા. હવે એવું બન્યું કે હું ત્યારે ખૂબ બીકણ હતો અને જ્યારે પ્રકાશ બુઝાઈ જતો અને અંધારુ થતું ત્યારે હું ભૂત-પ્રેતની

જ કલ્પના કરતો. પેલી ઘરડી માએ, મારો ભય દૂર કરવા મને કહ્યું કે જ્યારે જ્યારે મને ડર લાગે ત્યારે મારે રામરક્ષાનો પાઠ કરવો અને બધાં જ ખરાબ આત્માઓ ભાગી જશે. આ મેં કર્યું અને હું માનું છું કે તે મેં સારી પેઠે કર્યું. ત્યારે હું ક્યારેય માની જ ન શક્યો કે રામ રક્ષામાં એવી કોઈ પંક્તિ હોય જે અસ્પૃશ્યોના સ્પર્શને પાપ ગણાવતી હોય. ત્યારે હું તેનો અર્થ સમજતો નહોતો અથવા તો અડધો પડધો સમજતો હતો, પણ મને ખાતરી જ હતી કે જે રામરક્ષા ભૂતોના બધા ભયનો નાશ કરી શકે તે 'અસ્પૃશ્યો'ના સ્પર્શના ભય જેવી વસ્તુને સંમતિ ન આપી શકે.

અમારા કુટુંબમાં રામાયણનું નિયમિત પરાયણ થતું. લાધા મહારાજ નામના બ્રાહ્મણ તે વાંચતા હતા. તેમને રક્તપિત્તનો રોગ થયો હતો. તેમને વિશ્વાસ હતો કે રામાયણનું નિયમિત વાચન તેમનો રક્તપિત્ત મટાડશે અને ખરેખર તેમનો તે રોગ મટી ગયો. 'કેવી રીતે આ રામાયણ', મેં મનમાં જ વિચાર્યું, 'કે જેમાં આજે જેને 'અસ્પૃશ્ય' માનવામાં આવે છે તેવી વ્યક્તિ પોતાની હોડીમાં રામને ગંગાની પાર લઈ ગયો, તે કોઈ પણ માણસને, તેમનો આત્મા અપવિત્ર છે તેમ માનીને 'અસ્પૃશ્ય' ગણવાના વિચારને સંમતિ આપી શકે ? આપણે ઈશ્વરને 'પતિત પાવન' તથા તેવાં જ સમાન નામે સંબોધીએ છીએ તે જ બતાવે છે કે હિંદુ ધર્મમાં જન્મેલી કોઈ પણ વ્યક્તિને અપવિત્ર કે અસ્પૃશ્ય ગણવી તે પાપ છે અને તેમ કરવું તે ઘોર પાપ છે. હું એવો દંભ કરવા નથી માગતો કે બાર વર્ષની ઉંમરે, આ વાતે મારામાં એક શ્રધ્ધાનું સ્વરૂપ ધારણ કર્યું હતું પણ એટલું તો હું કહું કે ત્યારે મેં અશ્પૃશ્યતાને પાપ માન્યું હતું. હું આ વાત વૈષ્ણવો અને રૂઢિચુસ્ત હિંદુઓની જાણ માટે કરું છું."

તે જાણવું રસપ્રદ છે કે અંધ રૂઢિચુસ્તતાના તે યુગમાં અને તેય બાર વર્ષની આટલી કુમળી વયે શ્રી ગાંધીને ભાન થયું કે અસ્પૃશ્યતા પાપ છે પણ અસ્પૃશ્યો તો એ જાણવા માગે છે કે શ્રી ગાંધીએ અસ્પૃશ્યતા નિવારણ માટે શું કર્યું ? હું, શ્રી ગાંધી વિશે, મદ્રાસની ટાગોર એન્ડ કંપની નામના પ્રકાશકોએ, ૧૯૨૨માં પ્રકાશિત કરેલા તેમના 'યંગ ઈન્ડિઆ' નામના પુસ્તકમાંથી નીચેની ચરિત્રાત્મક નોંધનું અવતરણ ટાંકુ છું. તેમાં શ્રી ગાંધીએ તેમની પોતાની જાહેર

કારકિર્દીના પ્રારંભમાં આરંભેલી મુખ્ય પ્રવૃત્તિઓનું નિદર્શન કરેલું છે તે બતાવતી તે નોંધ જણાવે છે કે :

'મોહનદાસ કરમચંદ ગાંધી બીજી ઓક્ટોબર, ૧૮૬૯ને દિવસે જન્મ્યા હતા. જ્ઞાતિએ વાણિયા હતા અને પોરબંદર, રાજકોટ અને કાઠિયાવાડનાં અન્ય રાજયોના દીવાન કરમચંદ ગાંધીના પુત્ર હતા. કાઠિયાવાડ હાઈસ્કૂલમાં તેમણે શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું અને પાછળથી લંડન યુનિવર્સિટી અને ઈનર ટેમ્પલમાં લંડનથી પાછા ફર્યા પછી તે મુંબઈની વડી અદાલતમાં વકીલ તરીકે જોડાયા ત્યાર પછી વકીલાત માટે નાતાલ અને ત્યાંથી ટ્રાન્સવાલ ગયા. નાતાલ સર્વોચ્ચ અદાલતના વકીલ તરીકે જોડાયા. ત્યાં જ રહેવાનો નિર્ણય કર્યો. ૧૮૯૪માં નાતાલ કોંગ્રેસની સ્થાપના કરી. ૧૮૯૫માં હિંદ પાછા ફર્યા. નાતાલ તથા ટ્રાન્સવાલના હિંદીઓ વતી હિંદમાં ચળવળ ચલાવી ડર્બન પાછા ફર્યા. ઊતરતાં વેંત જ ટોળાએ આક્રમણ કર્યું અને મૃત્યુમાંથી માંડ બચી ગયા. ૧૮૯૯માં અંગ્રેજો-બોઅરો વચ્ચેના યુદ્ધમાં ભારતીય એમ્બ્યુલન્સ ટુકડીની આગેવાની લીધી. ૧૯૦૧માં સ્વાસ્થ્ય સુધારવા હિંદ પાછા ફર્યા. વળી પાછા દક્ષિણ આફ્રિકામાં વસતા હિંદીઓને પડતી મુશ્કેલી અંગે હિંદીઓના વિચારો મિ. ચેમ્બર લેઈન સમક્ષ મૂકવા જનારા હિંદી પ્રતિનિધિમંડળનું નેતૃત્વ લેવા દક્ષિણ આફ્રિકા પાછા ફર્યા. ટ્રાન્સવાલની સર્વોચ્ચ અદાલતના વકીલ તરીકે નોંધણી કરાવી અને ટ્રાન્સવાલ બ્રિટિશ ઈન્ડિઅન એસોસિએશનની સ્થાપના કરી તેના માનદ્ મંત્રી અને મુખ્ય કાયદાકીય સલાહકાર બન્યા. ૧૯૦૩માં 'ઈન્ડિઅન ઓપિનિઅન' અને ફિનિક્સ વસાહતની સ્થાપના કરી. ૧૯૦૬માં, સ્થાનિક બળવામાં સ્ટ્રેચર ઊંચકી જનારાઓની ટુકડીની આગેવાની લીધી. ૧૯૦૬માં એશિયનો વિરુદ્ધના કાયદા સામે ચળવળ ચલાવી, આ કાયદો પાછો ખેંચાવવા માટેનું એક પ્રતિનિધિમંડળ ઈંગ્લેન્ડ લઈ ગયા, તે કાયદા વિરુદ્ધ સત્યાગ્રહ આંદોલન શરૂ કર્યું, જનરલ સ્મટ્સ અને શ્રી ગાંધી વચ્ચે વાટાઘાટો ચાલી અને સમાધાન થયું. પાછળથી આ કાયદો પાછો ખેંચી લેવાનું વચન પાળવાનો સ્મટ્સે ઈન્કાર કર્યો અને ફરી સત્યાગ્રહ આંદોલન શરૂ થયું. કાયદા ભંગ માટે બે વાર જેલમાં ગયા. ફરી ૧૯૦૯માં, અંગ્રેજી પ્રજા સમક્ષ હિંદીઓનો કેસ રજૂ કરવા ઈંગ્લેન્ડ ગયા. ૧૯૧૧માં કામચલાઉ સમજૂતી,

શ્રી ગોખલેની દક્ષિણ આફ્રિકાની મુલાકાત. સરકારે ૧૯૧૧ની સમજૂતી અમલમાં મૂકવાનો ઈન્કાર કર્યાથી સત્યાગ્રહ આંદોલનનો પુનઃ પ્રારંભ. ૧૯૧૪માં આખરી સમજૂતી, ઈંગ્લેન્ડની મુલાકાત. ૧૯૧૪માં ભારતીય એમ્બ્યુલન્સ ટુકડી ઊભી કરી.'

આ ચરિત્રાત્મક નોંધ પરથી તે સ્પષ્ટ થાય છે કે શ્રી ગાંધીએ તેમના જાહેર જીવનનો પ્રારંભ ૧૮૯૪થી, જ્યારે તેમણે નાતાલ કોંગ્રેસની સ્થાપના કરી ત્યારથી કર્યો. ૧૮૯૪થી ૧૯૧૫ સુધી તે દક્ષિણ આફ્રિકામાં હતા. આ ગાળામાં તેમણે ક્યારેય અસ્પૃશ્યોનો વિચાર સરખોય ન કર્યો અને ઉકા વિશે પણ ક્યારેય માહિતી સુધ્ધાં મેળવી નહીં.

૧૯૧૫માં શ્રી ગાંધી હિંદ પાછા ફર્યા. એ પછી ય તેમણે અસ્પૃશ્યોનો દાવો હાથમાં ધર્યો હતો ખરો ? હું ફરી તે ચરિત્રાત્મક નોંધમાંથી અવતરણ ટાંકું છું તે જણાવે છે :

'૧૯૧૫માં હિંદ પાછા ફર્યા; અમદાવાદમાં સત્યાગ્રહ આશ્રમની સ્થાપના કરી. ૧૯૧૭માં ચંપારણના મજૂરોની મુશ્કેલીઓ અંગેની, ખેડાના દુષ્કાળ અંગેની અને અમદાવાદની મીલ હડતાળની સમજૂતીમાં ભાગ લીધો. ૧૯૧૮માં ભરતી ઝુંબેશ. રોલેટ કાયદા વિરુદ્ધ આંદોલન અને ૧૯૧૯માં સત્યાગ્રહ આંદોલનનો પ્રારંભ દિલ્હી જતાં કોસીમાં ધરપકડ અને તેમને મુંબઈ પાછા મોકલાયા. પંજાબના સરકારી દમન અંગે નીમાયેલી કોંગ્રેસની તપાસ સમિતિના સભ્ય. ખિલાફત ચળવળમાં ભાગ લીધો. ૧૯૨૦માં અસહકારની ચળવળનો આરંભ. ૧૯૨૧ના મેમાં લોર્ડ રીડીંગ સાથે મુલાકાત. ૧૯૨૧ના કોંગ્રેસ અધિવેશનમાં કોંગ્રેસના સંપૂર્ણ વહીવટી સત્તાધીશ તરીકે નિમણૂંક. ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં સત્યાગ્રહનો કાર્યક્રમ; ૧૯૨૨ના ફેબ્રુઆરીમાં ચૌરીચૌરાના રમખાણોને કારણે સત્યાગ્રહ આંદોલન સ્થગિત. ૧૯૨૨ના માર્ચની ૧૦મીએ ધરપકડ. મુકદ્દમો ચાલ્યો અને છ વર્ષની સાદી કેદની સજા થઈ.'

આ નોંધ સ્પષ્ટપણે ખોટી છે. તેમાં શ્રી ગાંધીના જીવનની મહત્ત્વની અને સુપ્રસિદ્ધ ઘટનાઓ આલેખાઈ નથી. તેને પૂર્ણ કરવા નીચેની વિગતો તેમાં ઉમેરવી જોઈએ.

'૧૯૧૯માં બ્રિટિશ શાહીવાદમાંથી હિંદને આઝાદ કરવા હિંદ પરના અફઘાન આક્રમણને આવકારવાની તૈયારી જાહેર કરી. ૧૯૨૦માં દેશ સમક્ષ બારડોલીનો રચનાત્મક કાર્યક્રમ મૂક્યો અને દેશને સ્વરાજ્ય મેળવવા તૈયાર કરવાના ઉપયોગ માટે તિલક ફાળો શરૂ કર્યો અને એક કરોડ પચ્ચીસ લાખ રૂપિયા ઉઘરાવ્યા.'

આ પાંચ વર્ષોમાં શ્રી ગાંધી કોંગ્રેસનું એક લડાકુ સંસ્થામાં - બ્રિટિશ શાહીવાદની સાથે લડી તેને હચમચાવી શકે તેવા યુદ્ધયંત્રમાં રૂપાંતર કરવાના કાર્યમાં ખૂંપેલા હતા. મુસ્લિમોને કોંગ્રેસમાં ભેળવવાના દષ્ટિકોણથી તેમણે ખિલાફતનો મુદ્દો હાથ ધર્યો અને ખિલાફતને ટેકો આપવા હિંદુઓની રેલી યોજવા પોતાના શ્રેષ્ઠ પ્રયત્નો કર્યા.

આ ગાળામાં શ્રી ગાંધીએ અસ્પૃશ્યો માટે કર્યું શું ? અલબત્ત, કોંગ્રેસીઓ બારડોલી કાર્યક્રમ પ્રત્યે ધ્યાન ખેંચશે. તે સાચું છે કે બારડોલી કાર્યક્રમમાં અસ્પૃશ્યોના ઉત્થાનને પણ સ્થાન અપાયું હતું. પણ તે જાણવું મહત્ત્વનું છે કે તેનું શું થયું ? ટૂંકમાં જ સંક્ષિપ્તરૂપે [1]વાત કરીએ તો બારડોલી કાર્યક્રમ અસ્પૃશ્યતા નિવારણનો કાર્યક્રમ નહોતો. તે સમાજ સુધારણાનો કાર્યક્રમ - ડિઝરાયેલીએ જેને પુરાણી સંસ્થાઓ અને આધુનિક સુધારાઓના સમન્વય તરીકે વર્ણવ્યો છે તેવો કાર્યક્રમ હતો. આ કાર્યક્રમે ખુલ્લંખુલ્લા અસ્પૃશ્યતાનો સ્વીકાર કર્યો અને અસ્પૃશ્યો માટે જૂદા કૂવા તથા જૂદી શાળાઓની વ્યવસ્થા કરવાની યોજના સિવાય બીજું કંઈ ન કર્યું. અસ્પૃશ્યોના ઉત્થાનનો કાર્યક્રમ ઘડવા નીમાયેલી પેટા સમિતિમાં એવી વ્યક્તિઓ હતી કે જેમણે ક્યારેય અસ્પૃશ્યોમાં રસ દાખવ્યો નહોતો અને તેમાંના કેટલાક તો અસ્પૃશ્યોના વિરોધીઓ પણ હતા. આ પેટા સમિતિમાં સ્વામી શ્રદ્ધાનંદ જ એક એવી વ્યક્તિ હતા જેમને માટે કહી શકાય કે અસ્પૃશ્યો માટે કશુંક નક્કર કરવાની ઈચ્છાથી તે થનગનતા હતા. તેમને રાજીનામું આપવાની ફરજ પડી. નજીવી જેવી રકમ સમિતિના કાર્યક્રમ માટે ફાળવવામાં આવી હતી. એક વાર પણ મળ્યા વિના સમિતિ બરખાસ્ત થઈ ગઈ. અસ્પૃશ્યોના ઉત્થાનનો કાર્યક્રમ હિંદુ મહાસભાને માટે શ્રેષ્ઠ અનુરૂપ કાર્ય હતું તેમ જાહેર કરાયું. બારડોલી કાર્યક્રમના તે ભાગ વિશે, જે અસ્પૃશ્યો સાથે

૧ વિગતો માટે જૂઓ બીજું પ્રકરણ.

સંબંધિત હતો તે ભાગ વિશે શ્રી ગાંધીએ કશો રસ લીધો નહિ. ઊલટું, સ્વામી શ્રદ્ધાનંદને પડખે ઊભા રહેવાને બદલે તે સ્વામી શ્રદ્ધાનંદના પ્રત્યાઘાતીઓ તથા વિરોધીઓને પડખે ઊભા રહ્યા. તે સારી પેઠે જાણતા હતા કે તેઓ અસ્પૃશ્યો માટે કંઈ પણ વસ્તુ મોટા પાયા પર કરવા માગતા નથી.

બારડોલી કાર્યક્રમ અંગે શ્રી ગાંધીએ ૧૯૨૧માં જે કંઈ કર્યું તેટલા પૂરતું આ.

૧૯૨૨ પછી શ્રી ગાંધીએ શું કર્યું ? જે ચરિત્રાત્મક નોંધમાંથી અગાઉના ટાંચણો ઉતાર્યા છે. તેનો પ્રકાશન કાળ ૧૯૨૨નો છે. તે ચરિત્રાત્મક નોંધને અદ્યતન બનાવવા તેમાં નીચેના ઉમેરા કરવાની જરૂર છે :

'૧૯૨૪માં જેલમાંથી મુક્તિ. તેમની ગેરહાજરીમાં ધારાસભા પ્રવેશ વિરુદ્ધ રચનાત્મક કાર્યક્રમના મુદ્દા પર લડતી કોંગ્રેસની બે પાંખો વચ્ચે સમાધાન કરાવ્યું, ૧૯૨૯માં હિંદના રાજકીય ધ્યેય તરીકે સંપૂર્ણ સ્વતંત્રતાની ઘોષણા કરી; ૧૯૩૦માં સત્યાગ્રહ આંદોલનનો આરંભ કર્યો; ૧૯૩૧માં કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ગોળમેજી પરિષદમાં હાજરી આપવા લંડન ગયા; ૧૯૩૨માં જેલનિવાસ. નામદાર સરકારના કોમી ચુકાદા સામે આમરણાંત ઉપવાસ જાહેર કર્યા અને ૧૯૩૩ના પુનાકરાર કબૂલીને પોતાની જિંદગી બચાવી; અસ્પૃશ્યોના મંદિર પ્રવેશ માટે ઝુંબેશ આદરી અને હરિજન સેવક સંઘની સ્થાપના કરી; ૧૯૩૪માં કોંગ્રેસના સભ્યપદને તિલાંજલિ ૧૯૪૨માં 'હિંદ છોડો' લડત આદરી અને જેલવાસ સ્વીકાર્યો; ૧૯૪૩માં ઉપવાસ પર ઊતર્યા; ૧૯૪૪માં લોર્ડ વેવેલ સાથે પત્રવ્યવહાર અને ૮મી ઓગસ્ટના ઠરાવની સ્પષ્ટતા અંગેના નિવેદનોની પ્રસિદ્ધિ. ૧૯૪૫માં કસ્તૂરબા નિધિ ઉઘરાવવામાં વ્યસ્ત.'

૧૯૨૪ના વર્ષે શ્રી ગાંધીને તેમની અસ્પૃશ્યતા નિવારણની ઝુંબેશને વેગ આપવાની અને તેને અસરકારક બનાવવાની એક બીજી તક આપી હતી. પણ શ્રી ગાંધીએ કર્યું શું ?

કોંગ્રેસના રાજકારણના ઇતિહાસમાં ૧૯૨૨ અને ૧૯૪૪ વચ્ચેનાં વર્ષોનું વિશિષ્ટ મહત્ત્વ છે. ૧૯૨૦ના સપ્ટેંબરમાં કલકત્તામાં મળેલા ખાસ અધિવેશનમાં કોંગ્રેસે અસહકારનો કાર્યક્રમ સ્વીકાર્યો હતો. તે કાર્યક્રમમાં જાણીતા પાંચ

બહિષ્કારોનો સમાવેશ થતો હતો. ધારાસભાઓનો બહિષ્કાર, વિદેશી કાપડનો બહિષ્કાર વગેરે બિપિનચંદ્ર પાલ, સી. આર. દાસ, લાલા લજપતરાય જેવા બૌદ્ધિક વર્ગના નેતાઓએ (આ તો થોડાંક નામો જ ઉલ્લેખ્યાં છે) અસહકારના આ ઠરાવનો વિરોધ કર્યો હતો અને છતાંય તેમના અભિપ્રાયો વિરુદ્ધ તે પસાર કરાયો હતો. કોંગ્રેસનું નિયમિત વાર્ષિક અધિવેશન ૧૯૨૦ના ડિસેમ્બરમાં નાગપુરમાં મળ્યું. અસહકારના ઠરાવ પર ફરીથી ચર્ચા થઈ. તે વિચિત્ર લાગશે કે તે જ પ્રસ્તાવ શ્રી સી. આર. દાસે[૧] મુક્યો અને લાલા લજપતરાયે અનુમોદન આપ્યું અને તેને બહાલી અપાઈ. પરિણામ એ આવ્યું કે ૧૯૨૧ના વર્ષે વિપુલ પ્રમાણમાં અસહકારના આંદોલનો નીરખ્યા. ૧૯૨૨ના માર્ચ મહિનામાં શ્રી ગાંધીની રાજદ્રોહના આરોપસર ધરપકડ થઈ અને તેમને છ વર્ષની કેદ મળી. શ્રી ગાંધીને જેવા જેલમાં પુરવામાં આવ્યા કે તરત જ શ્રી સી. આર. દાસને પાછી અકકલ આવી અને ધારાસભાનો બહિષ્કાર પડતો મુકાવવા ઝુંબેશ આરંભી. આમાં તેમને શ્રી વિઠ્ઠલભાઈ પટેલ, પંડિત મોતીલાલ નહેરુ અને પંડિત માલવિયાનો સહકાર પ્રાપ્ત થયો. અસહકારનો જે પ્રસ્તાવ કલકત્તામાં પસાર થયો હતો અને નાગપુરમાં જેને બહાલી અપાઈ હતી તેમાંથી કે તેના એકેય અક્ષરમાંથી શ્રી ગાંધીના અનુયાયીઓ લગીરે ચલિત થવા માગતા નહોતા એટલે તેમણે આ હિલચાલનો વિરોધ કર્યો. આથી કોંગ્રેસમાં તડ પડી. ૧૯૨૪માં, માંદગીને કારણે શ્રી ગાંધીને તેમની સજા પૂરી થાય તે પહેલાં મુકત કરવામાં આવ્યા. જયારે તે બહાર આવ્યા ત્યારે શ્રી ગાંધીએ જોયું કે ધારાસભાના બહિષ્કારના મુદ્દા પર કોંગ્રેસ બે લડાયક છાવણીઓમાં વહેંચાઈ ગઈ છે. સંઘર્ષ કટુ હતો અને બંને પક્ષો એક બીજા પર કાદવ ઉછાળવામાં ખૂંપ્યા હતા. શ્રી ગાંધી જાણતા હતા કે જો ઝઘડો વધી જશે તો કોંગ્રેસ નબળી પડી જશે, અને એટલે તે શમાવવા માગતા હતા. પણ કોઈ પણ પક્ષ બાંધછોડ કરવા તૈયાર નહોતો. નિવેદનો થતાં અને પ્રતિનિવેદનો થતાં. છેવટે, બંને પક્ષો વચ્ચે સમાધાન

૧ કોંગ્રેસના અધિકૃત ઈતિહાસકાર શ્રી પટ્ટાભિ સિતારામૈયાએ પણ આ હકીકત આલેખી છે કે : "સી. આર. દાસે કલકત્તામાં જે કંઈ બન્યું હતું તેને ફોક કરાવવા પૂર્વ બંગાળ અને આસામના લગભગ ૨૫૦ ડેલિગેટોનું ધાડુ લાવીને અને તેમનો આવવા જવાનો ખર્ચ વેઠીને ગાંઠના રૂ. ૩૬,૦૦૦ વાપરી નાંખ્યા હતા. તેમના માણસો તેમજ તેમના વિરોધી જિતેન્દ્રલાલ બેનરજીના માણસો વચ્ચે નાનકડું દંગલ પણ મચ્યું હતું." કોંગ્રેસનો ઈતિહાસ, પા. ૩૪૭

કરાવવા શ્રી ગાંધીએ કેટલીક શરતો મૂકી જે બંને પક્ષોએ સ્વીકારી. ધારાસભા પક્ષના હિમાયતીઓને પ્રસન્ન રાખવા તેમણે એવો પ્રસ્તાવ મૂક્યો કે ધારાસભા પ્રવેશને કોંગ્રેસે પોતાની પ્રવૃત્તિઓનું એક કાયદેસર અંગ ગણવું જોઈએ અને ધારાસભા પ્રવેશવિરોધીઓએ તેની વિરુદ્ધનો પ્રચાર બંધ કરવો જોઈએ. ધારાસભા પ્રવેશવિરોધીઓને પ્રસન્ન કરવા તેમણે સૂચવ્યું કે કોંગ્રેસમાં અધિકાર પ્રાપ્ત કરવા માટે નવાં ધોરણો અપનાવવાં જોઈએ, જેવાં કે : (૧) વાર્ષિક ચાર આના ભરીને સભ્ય બની શકાય તેને બદલે સભ્ય બનનારે હાથે તથા જાતે કાંતેલું ૨,૦૦૦ વાર સુતર આપવું. તેમ ન કરનાર માટે શિક્ષાની જોગવાઈ પણ કરવામાં આવી હતી. તેને આધારે જે આમ કરવામાં નિષ્ફળ જાય તે આપમેળે જ કોંગ્રેસની સભ્ય થવા માટે અપાત્ર વ્યક્તિ બની જાય અને (૨) પાંચ બહિષ્કારો - વિદેશી કાપડના, સરકારી અદાલતોના, શાળાના, કોલેજના અને ખિતાબોના બહિષ્કારને કોંગ્રેસ સંસ્થામાંના કોઈ હોદ્દા માટે યોગ્યતા તરીકે ગણવા. બહિષ્કારના આ સિદ્ધાંતમાં ન માનતી અને પોતે જાતે તેમને અમલમાં ન મૂકતી કોઈ પણ વ્યક્તિને ઉમેદવાર તરીકે અપાત્ર ગણવી જોઈએ.

શ્રી ગાંધીને અહીં પોતાની અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશ ઉપાડવાની તક હતી. તેમણે એવું સૂચવ્યું હોત કે જે હિંદુ કોંગ્રેસનો સભ્ય થવા ઈચ્છતો હોય તેણે પુરવાર કરવું જોઈએ કે તે અસ્પૃશ્યતાનું પાલન નથી કરતો અને તેના ઘરમાં કામે રાખેલા અસ્પૃશ્યને તેના આ અંગેના દાવાના સમર્થનની સાબિતી તરીકે ટાંકવો જોઈએ અને આ સિવાયનો બીજો કોઈ પુરાવો રજૂ કરવા દેવામાં આવશે નહિ. લગભગ પ્રત્યેક હિંદુ માટે અને ખાસ તો જેઓ પોતાને ઉચ્ચવર્ણના હિંદુઓ કહેવડાવે છે અને ઘરમાં એકથી વધારે નોકરો રાખે છે તેમને માટે આ પ્રસ્તાવ અવ્યવહારુ ન બન્યો હોત. જો શ્રી ગાંધી હિંદુ પાસે કાંતણ તથા બહિષ્કારને કોંગ્રેસ સભ્યપદ માટેના અધિકાર તરીકે સ્વીકારાવી શકતા હોય તો તે હિંદુના ઘરમાં અસ્પૃશ્યને કામે રાખવાની શરતને પણ કોંગ્રેસ સભ્યપદ માટેના અધિકાર તરીકે સ્વીકારાવી શકયા હોત. પણ શ્રી ગાંધીએ તેમ ન કર્યું.

૧૯૨૪થી તે ૧૯૩૦ સુધી નર્યો અવકાશ પ્રવર્તે છે. આ ગાળામાં શ્રી ગાંધીએ અસ્પૃશ્યતા નિવારણ માટે કોઈ સક્રિય પગલાં લીધાં હોય અથવા તો

અસ્પૃશ્યોના હિતની કોઈ પ્રવૃત્તિમાં તેમણે રસ લીધો હોય તેવું દેખાતું નથી. જયારે શ્રી ગાંધી નિષ્ક્રિય હતા ત્યારે અસ્પૃશ્યોએ સત્યાગ્રહ આંદોલન ઉપાડયું. જાહેર કૂવાઓમાંથી પાણી ભરવાના અને અસ્પૃશ્યોનાં મંદિર પ્રવેશના અધિકારને પ્રસ્થાપિત કરવાનો આ આંદોલનનો હેતુ હતો. મુંબઈ પ્રાન્તના કોલાબા જિલ્લામાં મહાડ ગામમાં આવેલા ચવદાર તળાવ પાસેનો સત્યાગ્રહ જાહેર કૂવામાંથી પાણી ભરવાના અસ્પૃશ્યોના અધિકારને પ્રસ્થાપિત કરવાનો હતો. અને મુંબઈ પ્રાંતના નાસિક જિલ્લામાં આવેલા નાસિકના કાલારામ મંદિરે યોજાયેલો સત્યાગ્રહ અસ્પૃશ્યોના મંદિર પ્રવેશ અધિકારને પ્રસ્થાપિત કરવા માટે હતો. બીજા પણ નાના-નાના સત્યાગ્રહ થયા. આ બે જ સિલ્દ્ધાંતો હતા કે જેના પર અસ્પૃશ્યો અને તેમના પ્રતિસ્પર્ધી ઉચ્ચ વર્ગના હિંદુઓના પ્રયત્નો કેન્દ્રિત થયા હતા. તેમણે ઊભો કરેલો ઘોંઘાટ આખા હિંદુસ્તાનમાં સંભળાતો હતો. હજારો અસ્પૃશ્ય સ્ત્રી-પુરુષોએ આ સત્યાગ્રહોમાં ભાગ લીધો. હિંદુઓએ આ અસ્પૃશ્ય સ્ત્રી-પુરુષોનું બંનેનું અપમાન કર્યું એટલું જ નહિ તેમને માર પણ માર્યો. ઘણાંને ઈજા થઈ અને શાંતિનો ભંગ કરવા બદલ સરકારે ઘણાંને જેલમાં પણ પૂર્યા. આ સત્યાગ્રહ આંદોલનો પૂરાં છ વર્ષ સુધી ચાલ્યાં. છેવટે, સમાન સામાજિક અધિકારો નહિ આપવાના હિંદુઓના જક્કી વલણને કારણે અસ્પૃશ્યોએ હિંદુઓના વાડામાંથી બહાર નીકળી જવાનો ઠરાવ ૧૯૩૫માં નાસિક જિલ્લામાં ભરાયેલા અધિવેશનમાં પસાર કર્યો ત્યારે તેનો અંત આવ્યો. આ સત્યાગ્રહ આંદોલન કોંગ્રેસથી સ્વતંત્ર હતું તે વાત નક્કી. અસ્પૃશ્યો દ્વારા જ તેનું સંચાલન થતું હતું. અસ્પૃશ્યો જ તેને નેતૃત્વ આપતા અને તેને આર્થિક ટેકો પણ અસ્પૃશ્યો જ આપતા. છતાંય શ્રી ગાંધીનું નૈતિક સમર્થન તેમને મળશે તેવી અસ્પૃશ્યોને આશા હતી. તે મેળવવા માટે તેમની પાસે સબળ દાવો હતો. કારણ કે સત્યાગ્રહનું શસ્ત્ર જાતે સહીને સામાનું હૃદય પીગળાવવું તે જ તેનો અર્ક હતો. તે શસ્ત્ર તો શ્રી ગાંધીએ આપેલું શસ્ત્ર હતું અને સ્વરાજય મેળવવા બ્રિટિશ સરકાર સામે તેનો ઉપયોગ કરવામાં તેમણે કોંગ્રેસને દોરવણી આપી હતી. એટલે જાહેર કૂવાઓમાંથી પાણી ભરવાના તથા હિંદુ મંદિરોમાં પોતાનો પ્રવેશાધિકાર સ્થાપવાના હેતુથી હિંદુઓ સામેના તેમના આ સત્યાગ્રહમાં અસ્પૃશ્યો

શ્રી ગાંધીના સંપૂર્ણ સમર્થનની અપેક્ષા રાખતા હતા. જો કે, શ્રી ગાંધીએ સત્યાગ્રહને તેમનું સમર્થન ન આપ્યું. સમર્થન ન આપ્યું તે ન આપ્યું પણ તેમણે તેની સખત શબ્દોમાં ટીકા કરી.

આ સંદર્ભમાં, માનવ અન્યાયને દૂર કરવા માટેનાં બે નવાં શસ્ત્રોનો ઉલ્લેખ કરવો જોઈએ. આ બંને શોધવાનો તથા સુધારી સંપૂર્ણ બનાવવાનો યશ પોતાને એકલાને જ ફાળે જાય છે તેવો દાવો શ્રી ગાંધી કરે છે. પ્રથમ શસ્ત્ર છે સત્યાગ્રહનું. શ્રી ગાંધીએ રાજકીય અન્યાયો દૂર કરવા માટે બ્રિટિશ સરકાર સામે આ શસ્ત્રનો વારંવાર ઉપયોગ કર્યો છે. પણ હિંદુઓ પાસે તેમના કુવાઓ તથા તેમનાં મંદિરો અસ્પૃશ્યો માટે ખુલ્લાં મુકાવવા તેમણે હિંદુઓ સામે સત્યાગ્રહના શસ્ત્રનો ઉપયોગ કર્યો નથી. ઉપવાસ તે શ્રી ગાંધીનું બીજું શસ્ત્ર છે. એમ કહેવાય છે કે શ્રી ગાંધીએ કુલ એકવીસ વાર ઉપવાસ કર્યા છે. કેટલાક ઉપવાસો હિંદુ-મુસ્લિમ એકતા માટે હતા તો ઘણા ખરા ઉપવાસો આશ્રમના અંતેવાસીઓએ આચરેલી અનીતિઓના પ્રાયશ્ચિતરૂપે હતા. મુંબઈ સરકારે શ્રી પટવર્ધન નામના કેદીને, ઝાડુવાળાનું કામ તેણે માગ્યું છતાંય ન આપ્યું ત્યારે તેમણે મુંબઈ સરકારના હુકમ સામે એકવાર ઉપવાસ કરેલા. આ એકવીસવારના ઉપવાસોમાં અસ્પૃશ્યતા નિવારણ માટે એકવાર પણ ઉપવાસ નહોતા કરાયા. આ અતિ મહત્ત્વની હકીકતો છે.

૧૯૩૦માં ગોળમેજી પરિષદ ભરાઈ. શ્રી ગાંધી પરિષદની ચર્ચામાં[૧] ૧૯૩૧માં જોડાયા. સ્વતંત્ર હિંદ માટેનું બંધારણ ઘડવાના મહત્ત્વના પ્રશ્ન સાથે પરિષદને સંબંધ હતો. એકમતે તેવો નિર્ણય લેવાયો હતો કે જો હિંદ સ્વતંત્ર દેશ બને તો તેની સરકાર લોકોની, લોકો દ્વારા ચાલતી અને લોકો માટેની હોવી જોઈએ. એકે એક જણ સંમત થયું કે જો સરકાર તેના સાચા અર્થમાં લોકો દ્વારા ચાલતી સરકાર હોય તો જ તે લોકોની અને લોકો માટેની સરકાર થઈ શકે. પ્રશ્ન તો એ હતો કે જે દેશ અનેક કોમોમાં, બહુમતીઓ અને લઘુમતીઓમાં વહેંચાયેલો છે અને જેમની વચ્ચે માત્ર સામાજિક તડ જ નથી પણ સામાજિક દુશ્મનાવટ પણ છે તે દેશમાં લોકો દ્વારા ચાલતી સરકાર કેવી રીતે સ્થાપવી ?

૧ વિગતો માટે જુઓ પ્રકરણ ૩

આ પરિસ્થિતિ જોતાં તેવી સંમતિ સધાઈ કે જયાં સુધી ધારાસભા તથા પ્રધાનમંડળની રચના કોમી પ્રતિનિધિત્વને ધોરણે ન થાય ત્યાં સુધી હિંદમાં લોકો દ્વારા ચાલતી સરકાર અશક્ય છે.

પરિષદમાં અસ્પૃશ્યોનો પ્રશ્ન મોટા પ્રમાણમાં આકાર ધારણ કરી રહ્યો. તેણે નવું પાસું ધારણ કર્યું. પ્રશ્ન એ હતો : હિંદુઓની દયા પર જીવતા અસ્પૃશ્યોને આજની જેમ તે જ પરિસ્થિતિમાં રાખવા કે પછી કોમી પ્રતિનિધિત્વનો સિધ્ધાંત તેમનેય લાગુ પાડીને તેમને સ્વરક્ષણનાં સાધન આપવાં ? હિંદુઓની દયા પર જીવવાનો અસ્પૃશ્યોએ સખત વિરોધ કર્યો અને અન્ય લઘુમતીઓને મળતું હતું તેવું જ સંરક્ષણ માગ્યું. અસ્પૃશ્યોની દલીલ સહુને સ્વીકાર્ય હતી. તે ન્યાયી અને તર્કસંગત હતી. તેમની દલીલ એ હતી કે હિંદુઓ અને મુસ્લિમો, હિંદુઓ અને શીખો, હિંદુઓ અને ખ્રિસ્તીઓ વચ્ચેની ખાઈ તો હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચેની ખાઈની તુલનામાં કશી વિસાતમાં નથી. આ ખાઈ પહોળામાં પહોળી અને ઊંડામાં ઊંડી છે. હિંદુઓ અને મુસ્લિમો વચ્ચેની ખાઈ ધાર્મિક છે. સામાજિક નથી જયારે હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચેની ખાઈ ધાર્મિક અને સામાજિક બંને પ્રકારની છે. આ ખાઈને પરિણામે હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે ઊભી થતી દુશ્મનાવટ મુસ્લિમોને રાજકીય અનર્થ પહોંચાડી શકતી નથી. કારણ કે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના સંબંધો માલિક અને ગુલામના નથી. તે માત્ર મન ઊંચા થવાના છે. જયારે બીજી બાજૂ હિંદુઓ તથા અસ્પૃશ્યો વચ્ચેની ખાઈ અસ્પૃશ્યોને રાજકીય અનર્થ પહોંચાડશે કારણ કે બંને વચ્ચેના સંબંધો માલિક અને ગુલામના છે. અસ્પૃશ્યોએ એવી પણ દલીલ કરી કે તેમની અને હિંદુઓ વચ્ચેનું અંતર સામાજિક પ્રક્રિયાથી પૂરવાના પ્રયત્નો યુગોથી થયા. પણ તે બધા જ નિષ્ફળ નીવડયા. તેમની સફળતાની હવે કોઈ આશા નથી. હિંદુ બહુમતીના હાથમાં સત્તાની તબદીલી થતી હોવાથી તેમને પણ મુસ્લિમો અને અન્ય લઘુમતીઓને અપાઈ છે તેવી જ, તેમનાથી બહેતર નહીં તો તેમના જેવી જ રાજકીય સલામતીઓ મળવી જોઈએ.

અહીં, પોતાનો ટેકો અસ્પૃશ્યોની માગણીઓને આપી અને તે રીતે હિંદુઓની ક્રૂરતા અને દમન સામેની તેમની પ્રતિકારશક્તિને બળવાન બનાવી અસ્પૃશ્યો

પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવાની શ્રી ગાંધી માટે તક હતી. પોતાની સહાનુભૂતિ દર્શાવવાને બદલે તેમને પરાજિત કરવા, પોતાની સત્તામાં રહેલા એક એક સાધનનો શ્રી ગાંધીએ ઉપયોગ કર્યો. અસ્પૃશ્યોને અલગ પાડી દેવાના ખ્યાલથી તેમણે મુસ્લિમો સાથે કરાર કર્યો. મુસલમાનોને જીતવામાં નિષ્ફળ જતાં, મુસ્લિમો અને અન્ય લઘુમતીઓને અપાયેલા રાજકીય અધિકારો જેવા જ અધિકારો અસ્પૃશ્યોને આપવાનો બ્રિટિશ સરકારનો નિર્ણય પાછો ખેંચાવવા માટે તે આમરણાંત ઉપવાસ પર ઊતર્યા. જ્યારે ઉપવાસ નિષ્ફળ ગયા અને શ્રી ગાંધીને અસ્પૃશ્યોની રાજકીય માગણીઓ કબૂલ કરતા પુના કરાર પર સહી કરવાની ફરજ પડી ત્યારે તેમના અધિકારો નિરર્થક બનાવવા માટે તેમણે કોંગ્રેસને ચૂંટણીની ખરાબ પ્રયુક્તિઓનો ઉપયોગ કરવાની છૂટ આપી.

૧૯૩૩માં શ્રી ગાંધીએ બે ચળવળો ઉપાડી. પ્રથમ હતી મંદિર પ્રવેશ ચળવળ. [૧]આ બંને પગલાં સફળ થાય તેની અંગત જવાબદારી તેમણે ઉપાડી. એક હતું ગુરુવયુર મંદિરને અસ્પૃશ્યો માટે ખુલ્લું મુકવાનું અને બીજું હતું કેન્દ્રીય ધારા સભામાં શ્રી રંગા દ્વારા રજૂ થયેલો મંદિર પ્રવેશ ખરડો પસાર કરાવવાનું. શ્રી ગાંધીએ કહ્યું હતું કે નિશ્ચિત્ત તારીખ સુધીમાં ગુરુવયુર મંદિરના ટ્રસ્ટીએ જો તે અસ્પૃશ્યો માટે ખુલ્લું નહિ મૂકે તો તે આમરણાંત ઉપવાસ પર ઊતરશે. ગુરુવયુર મંદિર હજુ સુધી અસ્પૃશ્યો માટે બંધ રહ્યું છે પણ શ્રી ગાંધીએ ઉપવાસ પર ઊતરવાની પોતાની પ્રતિજ્ઞા નથી પાળી. તેમની પ્રતિજ્ઞાને ૧૩ વર્ષ થયા, છતાં હજુ પણ ગાંધીએ આ મંદિર અસ્પૃશ્યો માટે ખુલ્લું મુકાવવા કશું જ કર્યું નથી. એ કેવી આશ્ચર્યની બાબત છે. મંદિર પ્રવેશના ખરડાને રજૂ કરવા માટેની તેમની પરવાનગી આપવા શ્રી ગાંધીએ ગવર્નર-જનરલને સાચેસાચ ફરજ પાડી હતી. કેન્દ્રીય ધારાસભામાંનો કોંગ્રેસ પક્ષ તે ખરડો પસાર થાય તે માટે વચનબદ્ધ હતો. પણ જ્યારે તે ખરડાને પસંદગી સમિતિને સોંપવાનો તબક્કો આવ્યો ત્યારે તે ખરડો હિંદુઓની લાગણી દુભાવે છે અને કોંગ્રેસ જો તે ખરડાને ટેકો આપશે તો આગામી ચૂંટણીમાં હિંદુઓ કોંગ્રેસ પર વેર લઈ તેને ચૂંટણીમાં હરાવશે તેવી દલીલને આધારે તેને ટેકો

૧ વિગત માટે જૂઓ પ્રકરણ-૪

આપવાનો ઈન્કાર કર્યો. શ્રી રંગા આયરના તીવ્ર પ્રકોપ છતાંય તે ખરડાને મરવા દઈ કોંગ્રેસે તેમનું નીચાજોણું કરાવ્યું. શ્રી ગાંધીએ આની દરકાર ન કરી. અરે, તે તો કોંગ્રેસ પક્ષના વર્તનને વાજબી ઠરાવવાની હદ સુધી ગયા.

૧૯૩૩માં શ્રી ગાંધીએ જે બીજી ચળવળ ચલાવી તે સમગ્ર હિંદમાં તેની શાખાઓ સાથે હરિજન સેવક સંઘની[1] સ્થાપનાની. આ સંઘની સ્થાપના પાછળ ત્રણ હેતુઓ હતા. પહેલો હેતુ હતો એવું દર્શાવવાનો કે હિંદુઓમાં અસ્પૃશ્યો પ્રતિ પૂરતી ઉદારતા છે અને તેમના ઉત્થાન માટે ઉદાર હાથે ફાળો આપીને તે તેમની ઉદારતા પ્રદર્શિત કરશે. બીજો હેતુ હતો રોજિંદી જિંદગીમાં અનેક મુશ્કેલીઓનો સામનો કરતાં અસ્પૃશ્યોને સહાય કરી તેમની સેવા કરવાનો અને ત્રીજો હેતુ હતો જે હિંદુઓ પ્રત્યે રાજકીય બાબતોમાં અસ્પૃશ્યોનાં મન ઊંચા થયાં હતાં તે અસ્પૃશ્યોનાં મનમાં હિંદુઓ માટે વિશ્વાસ પેદા કરવાનો. આ ત્રણે હેતુઓમાંથી એકે હેતુ સિધ્ધ થયો નહિ. પહેલે ઊભરે હિંદુઓએ લગભગ આઠ લાખ રૂપિયાનો કુલ ફાળો સંઘને આપ્યો. હિંદુઓએ સામાન્ય રાજકીય હેતુઓ માટે આપેલા કરોડોના ફાળાના હિસાબમાં તો આ ફાળો નગણ્ય હતો. ત્યાર પછી તે સુકાઈ ગયા. હવે સંઘ તેના નાણાં માટે ક્યાં તો સરકારના અનુદાન પર, ક્યાં તો શ્રી ગાંધીના હસ્તાક્ષરના વેચાણમાંથી થતી આવક પર, ક્યાં તો કોઈ સમૃધ્ધ વ્યાપારીની સખાવત પર નિર્ભર છે. વ્યાપારી સંઘને દાન આપે છે તે અસ્પૃશ્યો પ્રત્યેના કોઈ પ્રેમને કારણે નહિ પણ શ્રી ગાંધીને ખુશ રાખવામાં લાભ રહેલો છે તેવું તે માનતો હોવાથી આપે છે. પ્રત્યેક વર્ષે સંઘની શાખાઓ બંધ થતી જાય છે. સંઘ એટલી ઝડપે સંકોચાતો જાય છે, એટલી ઝડપે સંકોચાતો જાય છે કે ટૂંક સમયમાં જ તેને માત્ર કેન્દ્ર હશે પણ પરિઘ નહિ હોય. હિંદુઓનો રસ આ સંઘમાં ઓછો થયો છે તે શ્રી ગાંધીની આ પ્રવૃત્તિનો કરુણ અંશ છે. જે અસ્પૃશ્યોના લાભ માટે આ સંઘનો પ્રારંભ થયો હોવાનું કહેવાય છે તે અસ્પૃશ્યોનાં શુભેચ્છા તથા સહકાર સંઘ પ્રાપ્ત કરી શક્યો નથી. આનાં અનેક કારણો છે. સંઘના કાર્યો અતિશય ફાલતુ છે. કોઈનુંય ધ્યાન તે ખેંચી શકતા નથી. અસ્પૃશ્યોને જેને માટે સહાય અને મદદની જરૂર છે તેવાં

૧ વિગત માટે જૂઓ પ્રકરણ-૫

ઘણા અતિ તાકીદનાં કામોની તે ઉપેક્ષા કરે છે. સંઘ ચુસ્તપણે તેના વ્યવસ્થા તંત્રમાંથી અસ્પૃશ્યોને બાકાત રાખે છે. એટલે અસ્પૃશ્યો માત્ર ભિખારી - દાન સ્વીકારનારા જ બની રહે છે. પરિણામે અસ્પૃશ્યોને આ સંઘની કોઈ તમા નથી. હિંદુઓએ કોઈ દૂરનો હેતુ સિધ્ધ કરવા સ્થાપેલી પરાયી સંસ્થા તરીકે જ તેને તે જૂએ છે. આ સંઘને હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચેનો સાચો સેતુ બનાવવાની અહીં શ્રી ગાંધીને તક હતી. તેના કાર્યક્રમોને સુધારી તથા અસ્પૃશ્યોને તેની કાર્યવાહીમાં સહભાગી બનાવી તેને તે બળવાન સંસ્થા બનાવી શક્યા હોત. પણ શ્રી ગાંધીએ આમાનું કશું જ ન કર્યું. તેમણે સંઘને નબળો બનવા જ દીધો. તે શાંતિપૂર્વક મરે છે અને કદાચ શ્રી ગાંધીના આયુષ્યકાળ દરમ્યાન જ તે વિનાશ પામશે.

શ્રી ગાંધીની અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશનું, તેમના વાણી વર્તનનું આ સર્વેક્ષણ કોઈ પણ વાચકને મૂંઝવે અને મુશ્કેલીમાં મૂકે તો નવાઈ નહિ. જો વાચક થોડોક પોરો ખાઈ, પોતાના મનને સ્વચ્છ કરવા નીચે પ્રમાણેના પ્રશ્નો પૂછે તો પણ નવાઈ પામવાની જરૂર નથી.

(૧) ૧૯૨૧માં શ્રી ગાંધીએ તિલક સ્વરાજ ફાળા માટે રૂપિયા ૧ કરોડ અને ૩૫ લાખ એકઠા કર્યા. શ્રી ગાંધી આગ્રહપૂર્વક કહેતા હતા કે અસ્પૃશ્યતા નિવારણ વિના સ્વરાજ્ય પ્રાપ્તિની કોઈ શક્યતા નથી. તો પછી અસ્પૃશ્યોનાં હિત માટે રૂ. ૪૩,૦૦૦ જેવી નજીવી રકમ ફાળવાઈ ત્યારે તેમણે વિરોધ કેમ ન કર્યો ?

(૨) ૧૯૨૨માં રચનાત્મક કાર્યનો બારડોલી કાર્યક્રમ ઘડાયો. અસ્પૃશ્યોનું ઉત્થાન તે તેમાંની એક મહત્ત્વની વિગત હતી. વિગતે કાર્યક્રમ નક્કી કરવા સમિતિની નિમણૂંક કરવામાં આવી હતી. સમિતિએ કશું જ કામ કર્યું નહિ અને બરખાસ્ત થઈ ગઈ અને રચનાત્મક કાર્યક્રમમાંની વિગત તરીકે અસ્પૃશ્યોના ઉત્થાનને પણ પડતું મુકાયું. વહીવટી ખર્ચ માટે સમિતિને માત્ર રૂ. ૫૦૦ અપાયા. કોંગ્રેસ કારોબારીની સમિતિ પ્રત્યેની આ સાવકીમાં જેવી તથા કંજૂસ વર્તણૂંક પ્રત્યે શ્રી ગાંધીએ વિરોધ કેમ ન કર્યો ? સમિતિને મોટો ફાળો આપવો જોઈએ તે માટે કોંગ્રેસ કારોબારી સામે લડતા સ્વામી શ્રદ્ધાનંદને શ્રી ગાંધીએ

ટેકો કેમ ન આપ્યો ? સમિતિને અસ્ત્યાસ્ત કરવામાં આવી તેનો વિરોધ શ્રી ગાંધીએ કેમ ન કર્યો ? શ્રી ગાંધીએ બીજી સમિતિની નિમણૂંક કેમ ન કરી ? જાણે કે તે કશા જ મહત્ત્વના ન હોય તેમ અસ્પૃશ્યતાના કાર્યક્રમને તેમણે પડતો મૂકવા કેમ દીધો ?

(૩) શ્રી ગાંધીએ પોતાની સ્વરાજ્ય ઝુંબેશ ઉપાડી ત્યારે આગ્રહ સેવ્યો હતો કે સ્વરાજ્ય પ્રાપ્ત કરવા માટે પાંચ પૂર્વ શરતો છે. (૧) હિંદુ-મુસ્લિમ એકતા, (૨) અસ્પૃશ્યતા નિવારણ, (૩) હાથે કાંતેલી તથા વણેલી ખાદીનો સાર્વત્રિક સ્વીકાર, (૪) સંપૂર્ણ અહિંસા અને (૫) સંપૂર્ણ અસહકાર. શ્રી ગાંધીએ માત્ર આ શરતો જ મૂકી નહોતી પણ હિંદીઓને કહ્યું હતું કે આ શરતોનું પૂર્ણ પાલન કર્યા વિના સ્વરાજ્ય મળવું શક્ય જ નથી. ૧૯૨૨માં તેમણે હિંદુ-મુસ્લિમ એકતા માટે ઉપવાસ કર્યા. ૧૯૨૪માં તેમણે હાથે કાંતેલા સુતરના ઉત્પાદનને કોંગ્રેસના સભ્યપદના અધિકારનો આધાર બનાવ્યો. ૧૯૨૪માં કે ત્યાર પછી કોઈ પણ સમયે તેમણે અસ્પૃશ્યતાના અપાલનને કોંગ્રેસના સભ્યપદના અધિકારનું આધાર કેમ ન બનાવ્યું ?

(૪) તેમને પ્રિય એવી અનેકવિધ વસ્તુઓ સિદ્ધ કરવા શ્રી ગાંધી અનેક વાર ઉપવાસ પર ઉતર્યા હતા. અસ્પૃશ્યો માટે તે એકાદ વાર પણ ઉપવાસ પર કેમ નહોતા ઊતર્યા ?

(૫) શ્રી ગાંધીએ અન્યાય નિવારણ માટે તથા સ્વરાજ્ય પ્રાપ્તિ માટે સત્યાગ્રહનું શસ્ત્ર શોધ્યું અને તેનો ઉપયોગ બ્રિટિશ સરકાર સામે કર્યો. શ્રી ગાંધીએ અસ્પૃશ્યોને કૂવાઓ, મંદિરો અને અન્ય સ્થળોએ પ્રવેશ - જે પ્રવેશને હિંદુઓ ઈન્કારતા હતા તે પ્રવેશ મળી શકે તે માટે અસ્પૃશ્યો વતી હિંદુઓ સામે એક વાર પણ આવો સત્યાગ્રહ કેમ ન કર્યો ?

(૬) કૂવાઓ તથા મંદિર પ્રવેશ માટે, શ્રી ગાંધીના નેતૃત્વને અનુસરીને અસ્પૃશ્યોએ ૧૯૨૯ પછી હિંદુઓ વિરુદ્ધ સત્યાગ્રહનો આરંભ કર્યો. શ્રી ગાંધીએ તેમના સત્યાગ્રહને કેમ વખોડી કાઢ્યો ?

(૭) શ્રી ગાંધીએ જાહેર કર્યું હતું કે ઝામોરિન જો ગુરવયુર મંદિર અસ્પૃશ્યો

માટે ખુલ્લું નહિ મૂકે તો તે ઉપવાસ પર ઊતરશે. મંદિર હજી સુધી ખૂલ્લું મુકાયું નથી. શ્રી ગાંધી ઉપવાસ પર કેમ ન ઊતર્યા ?

(૮) ૧૯૩૨માં શ્રી ગાંધીએ બ્રિટિશ સરકારને એવી ધમકી આપી કે જો ગવર્નર-જનરલ કેન્દ્રીય ધારાસભામાં રંગા આયરને કોંગ્રેસ પક્ષ વતી મંદિર પ્રવેશનો તેમનો ખરડો રજૂ કરવાની સંમતિ નહિ આપે તો તેનાં દારુણ પરિણામ આવશે. કેન્દ્રીય ધારાસભાની નવી ચૂંટણીઓ જાહેર થતાં કોંગ્રેસ પક્ષે તે ખરડાને આપેલું પોતાનું સમર્થન પાછું ખેંચ્યું અને શ્રી રંગા આયરને તે પડતો મૂકવો પડયો. જો શ્રી ગાંધી મંદિર પ્રવેશ અંગે સાચે સાચ ઉત્સાહી અને સન્નિષ્ઠ હતા તો શ્રી ગાંધીએ કોંગ્રેસ પક્ષને સમર્થન કેમ આપ્યું ? શું મહત્ત્વનું હતું - અસ્પૃશ્યો માટેનો મંદિર પ્રવેશ કે કોંગ્રેસનો ચૂંટણી વિજય ?

(૯) શ્રી ગાંધી જાણે છે કે નાગરિક અધિકારો અસ્પૃશ્યો પાસે નથી તે જ તેમની મુશ્કેલી નથી પણ જો અસ્પૃશ્યો તેમનો અમલ કરવાની હિંમત કરે તો તેનાં દારુણ પરિણામો આવશે તેવી ધમકી આપતા હિંદુઓના તરકટમાં તેમની મુશ્કેલી રહેલી છે. અસ્પૃશ્યોને સહાય કરવાનો સાચો રસ્તો તો એ છે કે તેમના નાગરિક અધિકારોનું રક્ષણ કરે અને જો હિંદુઓ અસ્પૃશ્યો પર હુમલો કરે અથવા તો તેમના સામાજિક તથા આર્થિક બહિષ્કારની જાહેરાત કરી તેમને તેમના નાગરિક અધિકારોનો ઉપયોગ કરતાં અટકાવે ત્યારે તેમની સામે ફરિયાદ માંડે તેવી કોઈ સંસ્થા હોવી જોઈએ. હરિજન સેવક સંઘના ઉદ્દેશોમાં એક ઉદ્દેશ તરીકે આનો સમાવેશ શ્રી ગાંધી કેમ કરતા નથી ?

(૧૦) શ્રી ગાંધીનું હિંદના તખતા પર આગમન થયું તે પહેલાં અસ્પૃશ્યોના ઉત્થાન માટે સવર્ણ હિંદુઓએ ડીપ્રેસ્ડ ક્લાસ મિશન સોસાયટી સ્થાપી હતી. હિંદુઓએ તેમાં પૈસા ભર્યા હતા અને છતાંય સોસાયટીનો વહીવટ હિંદુઓ તથા અસ્પૃશ્યોની બનેલી સંયુક્ત કારોબારી દ્વારા ચાલતો હતો. શા માટે શ્રી ગાંધીએ હરિજન સેવક સંઘની વ્યવસ્થામાંથી અસ્પૃશ્યોને બાકાત રાખ્યા ?

(૧૧) જો શ્રી ગાંધી અસ્પૃશ્યોના સાચા મિત્ર હોય તો રાજકીય સલામતીઓ અસ્પૃશ્યોના રક્ષણ માટેનો શ્રેષ્ઠ માર્ગ છે તેનો નિર્ણય કરવાનું તે તેમના પર જ કેમ નથી છોડી દેતા ? અસ્પૃશ્યોને અળગા પાડવા અને તેમને પરાજિત

કરવા મુસ્લિમો સાથે કરાર કરવાની હદ સુધી તે શા માટે જાય છે ? જેનો ઉદ્દેશ તો અસ્પૃશ્યોને કોમી ચુકાદાના લાભથી વંચિત રાખવાનો છે તેવું આત્યંતિક દબાણ જેવું આમરણાંત ઉપવાસનું પગલું તેમણે કેમ જાહેર કર્યું ?

(૧૨) પુના કરારનો સ્વીકાર કર્યા પછી અસ્પૃશ્યો માટે અનામત રખાયેલી બેઠકો પર સ્પર્ધા કરી, હિંદુઓનાં પ્યાદાં બને તેવા અસ્પૃશ્ય ઉમેદવારોને જીતાડી અસ્પૃશ્યોના રાજકારણને દૂષિત નહિ કરવાની સલાહ કોંગ્રેસને નહીં આપીને શ્રી ગાંધીએ અસ્પૃશ્યો પર શ્રદ્ધા કેમ ન રાખી ?

(૧૩) પુના કરાર સ્વીકાર્યા પછી શ્રી ગાંધીએ સજજન તરીકે વચન કેમ ન પાળ્યું અને કોંગ્રેસી પ્રધાનમંડળમાં અસ્પૃશ્યોના પ્રતિનિધિઓનો સમાવેશ કરવાની સલાહ કોંગ્રેસ મોવડીમંડળને કેમ ન આપી ?

(૧૪) શ્રી અગ્નિભોજ પ્રધાન થવાની સઘળી યોગ્યતા ધરાવતા હોવા છતાંય, મધ્ય પ્રાન્તના કોંગ્રેસી પ્રધાનમંડળમાં ડૉ. ખરેએ અનુસૂચિત જ્ઞાતિઓના પ્રતિનિધિ તરીકે શ્રી અગ્નિભોજની નિયુક્તિ કરી તેના પ્રત્યે શ્રી ગાંધીએ નારાજગી કેમ વ્યક્ત કરી ? શું શ્રી ગાંધીએ એવું કહ્યું હતું કે અનુસૂચિત જ્ઞાતિઓની વ્યક્તિઓમાં આવી મહેચ્છા જગાવવાના તેઓ વિરોધી છે ?

## ૩

શ્રી ગાંધીએ આ અંગે શી સ્પષ્ટતા કરવાની છે ? શ્રી ગાંધીના મિત્રોને આ અંગે શી સ્પષ્ટતા કરવાની છે ? શ્રી ગાંધીની અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશમાં એટલી બધી ગુલાંટો અને એટલા બધા વળાંકો છે, અસંગતિઓ અને વિરોધાભાસો, આક્રમણો અને શરણાગતિઓ, આગેકૂચ અને પીછેહઠ છે કે આખી ઝુંબેશ એક રહસ્ય બની ગઈ છે. તેની ક્ષમતા પર બહુ જ ઓછા લોકોને વિશ્વાસ છે અને મોટાભાગના લોકો માને છે કે તેની પાછળ પૂરતાં ઉત્સાહ અને સન્નિષ્ઠા નથી. આથી કેટલીક સ્પષ્ટતા અનિવાર્ય છે. ઉત્સાહ અને સન્નિષ્ઠા અંગેની શ્રી ગાંધીની પ્રતિષ્ઠા કરતાં તો શ્રી ગાંધીના ધ્યેયો, તેમની રીતોની વધુ સ્પષ્ટ સમજ વાચકોને આપવા ઉપરના પ્રશ્નોમાં ઉઠાવેલા મુદ્દાઓ અંગે શ્રી ગાંધી અને તેમના મિત્રોની સ્પષ્ટતા ગમે.

શ્રી ગાંધી અને તેમના મિત્રોને આ પ્રશ્નોના ઉત્તરમાં શું કહેવાનું છે તે જાણવું રસપ્રદ હોય તેમાં કોઈ શંકા જ નથી. જેને જેને આ પ્રશ્નમાં રસ છે તે તો તેની ઉત્કટ પ્રતીક્ષા કરતો હશે. કોઈ બીજો આવા ઉત્તરો આપે અને તેની ચર્ચા કરે તે તો ચાલશે જ નહિ. તેના ઉત્તરો તો તેમણે પોતે જ, પોતાની રીતે જ આપવા જોઈએ અને તેમ કરવા માટે તેમનો પોતાનો સમય પસંદ કરવો જોઈએ. તે દરમ્યાન કોઈ એમ પૂછી શકે કે શ્રી ગાંધી અને તેમની અસ્પૃશ્યતા વિરોધી ઝુબંશ અંગે અસ્પૃશ્યોને શું કહેવાનું છે ? શ્રી ગાંધીની અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશ વિશેનો અસ્પૃશ્યોનો દષ્ટિકોણ બતાવવાનું કપરું નથી.

અસ્પૃશ્યો શ્રી ગાંધીને આ અંગે ઉત્સાહી માને છે ? તેનો ઉત્તર નકારમાં છે. તેઓ શ્રી ગાંધીને આ અંગે ઉત્સાહી માનતા જ નથી. તેઓ કેવી રીતે માને ? ૧૯૨૧માં જ્યારે આખો દેશ બારડોલી કાર્યક્રમ અમલમાં મૂકવા ઉદ્યુક્ત થયો હતો ત્યારે તેના અસ્પૃશ્યતા વિરોધી ભાગ અંગે સંપૂર્ણ ઉદાસીન રહેનાર વ્યક્તિને તેઓ ઉત્સાહી કેવી રીતે માને ? સ્વરાજ્ય ફાળાના એક કરોડ અને ૨૫ લાખમાંથી અસ્પૃશ્યોનાં હેતુ માટે માત્ર ૪૩ હજાર રૂપિયા ખર્ચાતા જેણે જોયા છે અને છતાંય લાંબા સમયથી ઉપેક્ષિત આ હેતુની આવી તુચ્છ માવજત માટે જેણે વિરોધનો હરફ સુધ્ધાંય નથી ઉચ્ચાર્યો તે વ્યક્તિને તેઓ ઉત્સાહી કેવી રીતે માને ? ૧૯૨૪માં જ્યારે તેને હિંદુઓ પર અસ્પૃશ્યતા નિવારણની ફરજ લાદવાની તક મળી ત્યારે, તેમ કરવા માટે સત્તા અને સંયોગ હોવા છતાંય જેણે તેમ ન કર્યું તે વ્યક્તિને તેઓ ઉત્સાહી કેવી રીતે માને ? આવાં પગલાંએ ત્રણ હેતુઓ સિધ્ધ કર્યા હોત. તેણે કોંગ્રેસના રાષ્ટ્રવાદને કસોટીએ ચઢાવ્યો હોત. તેણે અસ્પૃશ્યતા નિવારણમાં સહાય કરી હોત અને તેણે પુરવાર કર્યું હોત કે અસ્પૃશ્યતા એક દૂષણ છે અને તે હિંદુ ધર્મનું પાપ તથા લાંછન છે તેવી તેમની વાતોમાં શ્રી ગાંધી સન્નિષ્ઠ છે. તો પછી શ્રી ગાંધીએ તેમ કેમ ન કર્યું ? શ્રી ગાંધીને અસ્પૃશ્યતા નિવારણ કરતાં રેંટિયાના પ્રચાર પ્રસારમાં વધુ રસ છે. તેવું આ પરથી નથી દેખાતું ? તે એમ નથી દેખાડતું કે અસ્પૃશ્યતા નિવારણ તે શ્રી ગાંધીના કાર્યક્રમનો ઓછામાં ઓછો અંશ છે અને કદાચ તે અંતિમ અંશ પણ નથી જ ? આ એમ નથી દર્શાવતું કે શ્રી ગાંધીના એ

નિવેદનો કે અસ્પૃશ્યતા હિંદુ ધર્મ પરનું લાંછન છે અને અસ્પૃશ્યતા નિવારણ વિના સ્વરાજ્ય પ્રાપ્તિ શક્ય જ નથી તે માત્ર બોદાં વાક્યો જ હતાં અને તેમની પાછળ તેમનો ઉત્સાહ હતો જ નહીં ? જો ગુરુવયુરનું મંદિર અસ્પૃશ્યોના પ્રવેશ માટે ખુલ્લું ન મુકાય તો ઉપવાસની પ્રતિજ્ઞા લેનાર વ્યક્તિ તે મંદિર અસ્પૃશ્યો માટે બંધ રહે તોય ઉપવાસ પર ન ઊતરે તે વ્યક્તિના ઉત્સાહમાં તેઓ શ્રદ્ધા કેવી રીતે રાખે ? અસ્પૃશ્યો માટે મંદિર પ્રવેશ મેળવવાના ખરડાને જે ઉત્તેજન આપે અને પાછળથી તેને પડતું મુકાવવામાં પક્ષકાર બને તે વ્યક્તિને ઉત્સાહી તરીકે તેઓ કેમ સ્વીકારે ? અસ્પૃશ્યો માટે મંદિરો ખુલ્લાં મુકાય તેવાં સઘળાં પગલાં તેણે ભરવાં જ જોઈએ તેવી અપેક્ષા રખાતી હોય ત્યારે માત્ર તે એટલું જ કહીને સંતોષ માને કે જે મંદિર અસ્પૃશ્ય માટે ખુલ્લું નહીં હોય તેમાં હું પગ નહીં મૂકું તેવી વ્યક્તિનો ઉત્સાહ તેઓ કેવી રીતે સ્વીકારી શકે ? જે વ્યક્તિ બીજા બધા માટે ઉપવાસ પર ઊતરવા તૈયાર છે પણ અસ્પૃશ્યો માટે ઉપવાસ કરવા તૈયાર નથી તેના ઉત્સાહ પર તેમને શ્રદ્ધા કેવી રીતે થાય ? જે વ્યક્તિ બધી વસ્તુ માટે બધા સામે સત્યાગ્રહ કરવા તૈયાર ન હોય તેના ઉત્સાહ પર તેમને શ્રદ્ધા કેવી રીતે હોય ? અસ્પૃશ્યતાના દૂષણ ઉપર ઉપદેશ આપ્યા સિવાય જે બીજું કશું વધારે કરતી નથી તે વ્યક્તિના ઉત્સાહ પર તેમને શ્રદ્ધા કેવી રીતે હોય?

તેઓ શું શ્રી ગાંધીને એટલા પ્રામાણિક અને સન્નિષ્ઠ માને છે ? તેનો ઉત્તર તો એ છે કે તે શ્રી ગાંધીને એટલા પ્રામાણિક અને સન્નિષ્ઠ માનતા નથી. સ્વરાજ્યની પોતાની ઝુંબેશના આરંભે શ્રી ગાંધીએ અસ્પૃશ્યોને અંગ્રેજોનો પક્ષ નહિ લેવા કહ્યું હતું. ખ્રિસ્તી ધર્મ કે અન્ય કોઈ ધર્મ નહીં સ્વીકારવાનો તેમણે તેમને જણાવ્યું હતું. તેમણે તેમને કહ્યું હતું કે હિંદુ ધર્મમાં જ તેમને મુક્તિ મળશે. સ્વરાજ્ય પ્રાપ્તિની પૂર્વ શરત તરીકે તેમણે હિંદુઓને અસ્પૃશ્યતા નિવારવા કહ્યુ હતું. છતાંય, ૧૯૨૧માં તિલક ફાળામાંથી અસ્પૃશ્યોને નજીવી રકમ ફાળવવામાં આવી, જયારે અસ્પૃશ્યોના ઉત્થાનનો કાર્યક્રમ ઘડનારી સમિતને અવિધિવત્ આટોપી લેવાઈ ત્યારે શ્રી ગાંધીએ વિરોધનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ.

શ્રી ગાંધીની પાસે, પોતાની ઈચ્છા પ્રમાણે વાપરવા તિલક સ્વરાજ્ય ફાળાના રૂ. ૧ કરોડ અને ૨૫ લાખ રૂપિયા હતા. તેમાંથી અસ્પૃશ્યોના ઉત્થાન માટે જ વાપરવા નિશ્ચિત્ત કરેલી સારી એવી રકમ ફાળવવાનો આગ્રહ તેમણે કેમ ન રાખ્યો ? અસ્પૃશ્યોનાં હિત પ્રત્યે શ્રી ગાંધીએ સાવ ઉદાસીનતા દર્શાવી છે તે વાત હવે નિર્વિવાદ છે. પણ આ ઉદાસીનતા અંગે શ્રી ગાંધી જે સ્પષ્ટતા કરે છે તે આશ્ચર્યજનક છે ! તેમણે કહ્યું કે, સ્વરાજ્ય મેળવવા માટેની ઝુંબેશના આયોજન પાછળ તે વ્યસ્ત હતા અને તેમને અસ્પૃશ્યોનાં હિત માટે ફાળવવા સમય નહોતો. પોતાની આ સ્પષ્ટતા અંગે તેમણે તો લજ્જા ન અનુભવી પણ અસ્પૃશ્યોનાં હિત પ્રત્યેની પોતાની ઉદાસીનતા માટે નૈતિક બચાવ કર્યો. તેમણે એવો દાવો કર્યો કે અસ્પૃશ્યોનાં હિતને બાજૂએ રાખીને હિંદના રાજકીય હેતુ માટે તેમણે પોતાનો સમગ્ર સમય ફાળવ્યો તેમાં કશું જ ખોટું નહોતું. કારણ કે તેમના મતે સહુના ભલામાં તેના એક ભાગનું ભલું પણ સમાઈ જાય છે અને હિંદુઓ અંગ્રેજોના ગુલામ હોવાથી ગુલામો ગુલામોને મુક્તિ ન આપી શકે. 'ગુલામોના ગુલામો' અને 'મોટામાં નાનાનો સમાવેશ' જેવા શબ્દો તે વાદવિવાદની પ્રશંસનીય કલા છે પણ દેશની સમૃદ્ધિ વધવાથી પ્રત્યેક વ્યક્તિની સમૃદ્ધિ વધી છે તે કથનમાં રહેલા સત્ય કરતાં વધુ સત્ય તેમાં રહેલું નથી. પણ આપણે શ્રી ગાંધીની વાકપટુતા શક્તિનો વિચાર નથી કરતા. આપણે તો તેમની સન્નિષ્ઠાની કસોટી કરીએ છીએ. જે વ્યક્તિ પોતાની જવાબદારીને ટાળે અને બહાનાથી સંતોષ માને તે વ્યક્તિની સંનિષ્ઠા આપણે સ્વીકારી શકીએ ? અસ્પૃશ્યો શું એમ માની શકે કે શ્રી ગાંધી તેમનાં હિતના હિમાયતી છે ?

બંધારણીય સલામતીઓ અંગેના શ્રી ગાંધીના તેમના પ્રત્યેના વલણનો અને મુસ્લિમો તથા શીખો પ્રત્યેના વલણનો વિચાર કરે ત્યારે તે શ્રી ગાંધીને પ્રામાણિક અને સન્નિષ્ઠ કેવી રીતે માની શકે ?

બંધારણીય સલામતીઓના વિષયમાં અનુસૂચિત જ્ઞાતિઓ અને અન્ય લઘુમતીઓ વચ્ચે તેમણે પાડેલા ભેદને એક બીજા બચાવ દ્વારા શ્રી ગાંધી વાજબી ઠેરવે છે. તેમનો બચાવ એ છે કે મુસ્લિમો અને શીખોનાં દાવા સ્વીકારવા માટે ઐતિહાસિક કારણોએ તેમને ફરજ પાડી છે. આ કારણો કયા

તે તેમણે ક્યારેય કહ્યું નથી. મુસ્લિમો અને શીખો પુરાણી શાસક કોમના અવશેષો છે તેવી માન્યતા સિવાય અન્ય કોઈ કારણો ન હોઈ શકે. શ્રી ગાંધી આવી બાલિશ અને બિનલોકશાહી દલીલોને તાબે થાય તેનો કોઈને વાંધો ન હોઈ શકે. જો કે તે તેવો આગ્રહ રાખી શક્યા હોત કે તે સહુ લઘુમતીઓ પ્રત્યે સમાન ધોરણો અપનાવશે અને આવી કોઈ અતાર્કિક અને અપ્રસ્તુત વિચારણાઓ પર જરીકે ભાર નહિ મૂકે. પ્રશ્ન તો એ છે : માત્ર આવી દલીલે અનુસૂચિત જ્ઞાતિઓની માગણીનો વિરોધ કરતાં ગાંધીને કેવી રીતે રોક્યા હોય? અન્ય કોઈ કારણોસર નહિ પણ માત્ર ઐતિહાસિક કારણોસર જ પોતે બંધાયેલા છે તેવું શ્રી ગાંધી કેમ માને છે ? શ્રી ગાંધી એવું કેમ વિચારતા નથી કે મુસ્લિમો અને શીખોના કિસ્સામાં જો ઐતિહાસિક કારણો નિર્ણયાત્મક હોય તો અસ્પૃશ્યોના કિસ્સામાં નૈતિક કારણો એટલાં જ નિર્ણયાત્મક હતાં ? હકીકત એ છે કે ઐતિહાસિક કારણોની દલીલ પોકળ છે. તે દલીલ જ નથી. અસ્પૃશ્યોની માગણીઓ નહિ કબૂલવાનું એક બહાનું છે.

જ્યારે તેમની સામે બહુમતી વિરુદ્ધ લઘુમતીઓનો પ્રશ્ન આવીને ઊભો રહે છે ત્યારે શ્રી ગાંધી જેટલા કંટાળી જાય છે તેટલા તે બીજે પ્રસંગે ક્યારેય કંટાળતા નથી. તે તેને ભૂલવા અને ઉવેખવા ઈચ્છે છે. પણ પરિસ્થિતિ તેમને તેમાંનું કશું જ કરવા નહીં દે અને ઘણીવાર આ પ્રશ્નનો સામનો કરવાની તેમને ફરજ પડે છે. છેલ્લીવાર તેમણે ૧૯૩૯ના ઓક્ટોબરની ૨૧મીના 'હરિજન'માં 'બહુમતીની કલ્પિત કથા' શીર્ષક નીચેના તંત્રી લેખમાં તે પ્રશ્ન છેડયો હતો. તેમાં તેમણે નર્યું ઝેર ઓકયું હતું અને જેઓ સતત આ પ્રશ્ન ઉઠાવે છે તેમની વિડંબના કરતાં તે સહેજ પણ ખચકાયા નહોતા. મુસ્લિમો લઘુમતીઓમાં છે તે વાતનો તેમણે તે લેખમાં ઝનૂનપૂર્વક વિરોધ કર્યો હતો. શીખો લઘુમતી છે અને ભારતીય ખ્રિસ્તીઓ પણ લઘુમતી છે તેનો તેમણે ઈન્કાર કર્યો હતો. તેમની દલીલ એવી હતી કે આ કોમો કચડાયેલી કોમોના પારિભાષિક અર્થમાં લઘુમતી નહોતી પણ માત્ર સાંખ્યિક દૃષ્ટિએ જ લઘુમતી હતી. તેનો અર્થ એ કે તે ક્યારેય લઘુમતી નહોતી. અનુસૂચિત જ્ઞાતિઓ વિશે શ્રી ગાંધીને શું કહેવું

છે ? તેઓ લઘુમતી છે તેવી તેમની દલીલનો તે વિરોધ કરી શકશે ? હું શ્રી ગાંધીના પોતાના જ શબ્દો ટાંકું. શ્રી ગાંધીએ કહ્યું હતું :

'હિંદ આઝાદ થતાં જ જેમના અધિકારો જોખમાય તેવી કોઈ સાચી લઘુમતીઓ જેવી વસ્તુ હિંદમાં નથી તે બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે. એક માત્ર દલિત વર્ગોના અપવાદ સિવાય એવી કોઈ લઘુમતી નથી જે પોતાની સંભાળ રાખવા સમર્થ નથી.'

શ્રી ગાંધીએ પોતે કરેલી આ કબૂલાત છે કે અનુસૂચિત જ્ઞાતિઓ લઘુમતી સંજ્ઞાના સાચા અર્થમાં લઘુમતી છે અને હિંદમાં તે એકમાત્ર જ એવી લઘુમતી છે કે જે હિંદુ કોમની બહુમતી દ્વારા શાસિત આઝાદ હિંદમાં પોતે પોતાની સંભાળ રાખી શકે તેમ નથી. આવી આંતરિક માન્યતા હોવા છતાંય શ્રી ગાંધીએ ઝનૂનપૂર્વક કહ્યા જ કર્યું છે કે તે અસ્પૃશ્યોની કોઈ પણ રાજકીય સલામતીઓ કબૂલ નહિ કરે. આવી વ્યક્તિને અસ્પૃશ્યો પ્રામાણિક અને સન્નિષ્ઠ કેવી રીતે માને ?

શ્રી ગાંધીએ અસ્પૃશ્યોની રાજકીય સલામતીઓની માગણીઓનો વિરોધ ગોળમેજી પરિષદમાં કર્યો હતો. અસ્પૃશ્યોના હેતુઓને નિષ્ફળ કરવા તે બધું જ કરી છૂટયા. તેમની પાછળના બળને નબળું પાડવા અને તેમને એકલા પાડવા તેમણે મુસ્લિમોની ચૌદે ચૌદ માગણીઓ કબૂલ રાખીને મુસ્લિમોને જીતવાનો પ્રયત્ન કર્યો. લઘુમતીઓ માટેની પેટા સમિતિમાં શ્રી ગાંધીએ કહ્યું : 'જો સમિતિ તેને પોતાની મંજૂરી આપે તો અસ્પૃશ્યોની માગણીઓનો વિરોધ કરનાર હું કોણ?' તો પછી અનુસૂચિત જ્ઞાતિઓની માગણીઓનો વિરોધ કરવા મુસ્લિમો સંમત થાય તો શ્રી ઝિન્નાએ ચૌદ મુદ્દામાં મૂકેલી મુસ્લિમોની સઘળી માગણીઓ સ્વીકારવાની તત્પરતા દર્શાવી સમિતિના ચુકાદાને નિષ્ફળ બનાવવાનો શ્રી ગાંધીનો પ્રયત્ન ખોટો હતો !! તેમની વ્યૂહરચના અતિ ચાલાક હતી. તેમના ૧૪ મુદ્દાઓનો સ્વીકાર અને અસ્પૃશ્યોની માગણીઓના તેમના સમર્થનને પાછું ખેંચી લેવું અથવા અસ્પૃશ્યોનો પક્ષ લેવો અને પોતાના ચૌદ મુદ્દાઓ ખોવા તે બે વચ્ચે તેમણે મુસ્લિમોને અતિ કપરી પસંદગી આપી હતી. પણ આ ઘટના શ્રી ગાંધીની બેવફાઈની જ પ્રતીતિ બની રહે છે. પોતાનું વચન તોડાવવા માટે

અન્યને ગુનાઈત પ્રલોભન આપનાર, મિત્ર હોવાનો દાવો કરી તેની પીઠમાં જ ખંજર ભોંકવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિના વર્તન વિશે આથી વિશેષ કયું વર્ણન થઈ શકે ? આવી વ્યક્તિને અસ્પૃશ્યો પ્રામાણિક અને સન્નિષ્ઠ કેવી રીતે માને?

શ્રી ગાંધીએ કોમી પ્રશ્નનો નિર્ણય બ્રિટિશ વડાપ્રધાનની લવાદી પર છોડયો. અસ્પૃશ્યોને નિષ્ફળ બનાવવાના શ્રી ગાંધીના પ્રયત્નો છતાંય નામદાર સરકારે તેમની રાજકીય માગણીઓ સ્વીકારી. લવાદીના એક પક્ષકાર તરીકે શ્રી ગાંધી આ નિર્ણય સ્વીકારવા બંધાયેલા હતા. પણ ગાંધીએ તો તેને પડકારવાનો નિર્ણય કર્યો અને આમરણાંત ઉપવાસથી હિંદ તથા બહારના વિશ્વને હચમચાવી નાંખ્યું. બ્રિટિશ વડાપ્રધાને તેમના ચુકાદામાં નવા બંધારણ નીચે અસ્પૃશ્યોને સંરક્ષણ આપવા માટે જે બંધારણીય સલામતીઓ આપી હતી તે પાછી ખેંચી લેવા માટે બ્રિટિશ સરકાર પર દબાણ લાવવાનો જ હેતુ આ ઉપવાસનો હતો. શ્રી ગાંધીના એક શિષ્યે તો આ ઉપવાસને મહાન, વીરતાભર્યા ઉપવાસ તરીકે ઓળખાવ્યા. તે ઉપવાસને વીરતાભર્યા ઉપવાસ તરીકે શા માટે ઓળખવા જોઈએ તે સહેજે સમજાતું નથી. તેમાં કશું જ વીરત્વ નહોતું. તે ઉપવાસ વીરતાથી તો વિરુદ્ધ હતા. તે એક દુ:સાહસ હતું. શ્રી ગાંધીએ તે ઉપવાસ એટલા માટે આદર્યા હતા કે તે જાણતા હતા કે અસ્પૃશ્યો અને સરકાર તેમની આમરણાંત ઉપવાસની ધમકીથી ધ્રૂજી જશે અને તેમની માગણીઓ છોડી દેશે. બંને તેમની પોલને ઉઘાડી પાડવા માગતા હતા અને હકીકતમાં તેમણે તે ઉઘાડી પાડી. જે ક્ષણે શ્રી ગાંધીને લાગ્યું કે તેમની પોલ ખુલી ગઈ તે ક્ષણે તેમનું વીરત્વ ઓગળી ગયું. જયાં સુધી અસ્પૃશ્યોની સલામતીઓ સંપૂર્ણપણે પાછી નહિ ખેંચાય અને અધિકારો તથા સ્વીકૃતિ વિનાના અસ્પૃશ્યો લાચાર પરિસ્થિતિમાં નહિ મુકાય ત્યાં સુધી તે આમરણાંત ઉપવાસ પર ઊતરશે તેવું કહેનાર વ્યક્તિએ ખિન્ન સ્વરે કહ્યું, 'મારી જિંદગી તમારા હાથમાં છે. તમે તે બચાવશો ?' પુનાકરાર પર સહી કરવાની શ્રી ગાંધીની ઉત્કટતા - જો કે તે કરારે વડાપ્રધાનના ચુકાદામાં રહેલી વડાપ્રધાનની શરતોને રદ કરી નહોતી પરંતુ અવેજીમાં બંધારણીય સલામતીઓની બીજી અને જુદી પદ્ધતિ તેમાં રજૂ કરાઈ હતી. તે જ એક એવો સબળ પુરાવો હતો કે તે વીરનાયકે તેમની હિંમત

ખોઈ નાંખી હતી અને પોતાની પ્રતિષ્ઠા બચાવવા, અને કોઈ પણ રીતે પોતાની જિંદગી બચાવવા તે આતુર હતા.

ઉપવાસમાં કશું જ ઉદ્દાત્ત નહોતું. તે એક દુષ્ટ તથા ગંદુ કાર્ય હતું. આ ઉપવાસો અસ્પૃશ્યોના લાભ માટે નહોતા. તે તેમની વિરુદ્ધ હતા અને અસહાય માણસો પર, તેમને વડાપ્રધાન દ્વારા મળેલી બંધારણીય સલામતીઓ છોડી દેવા માટેનું અને હિંદુઓની દયા પર જીવવા માટેનું તે કનિષ્ટ દબાણ હતું. તે નિંદ્ય અને દુરાચારી પગલું હતું. અસ્પૃશ્યો આવી વ્યક્તિને પ્રામાણિક તથા સન્નિષ્ઠ કેવી રીતે માને ?

આમરણાંત ઉપવાસ પર ઊતર્યા પછી તેમણે પુનાકરાર પર સહી કરી. લોકો કહેતા હતા કે રાજકીય સલામતીઓ અસ્પૃશ્યોને હાનિકારક છે એમ શ્રી ગાંધી ખરેખર માને છે તો પછી એક પ્રામાણિક અને સન્નિષ્ઠ વ્યક્તિ કે જે અસ્પૃશ્યોની રાજકીય માગણીઓની વિરોધી હતી, તેમને નિષ્ફળ બનાવવા જે મુસ્લિમોનો ઉપયોગ કરવાની હતી, જે આમરણાંત ઉપવાસ પર ઊતરી હતી તે જ વ્યક્તિને અંતે જ્યારે એમ લાગ્યું કે વિરોધ કરવાનો કશો અર્થ નથી અને વિરોધ સફળ નહિ થાય ત્યારે (અને પુનાકરાર તથા ચુકાદા વચ્ચે કશો જ ભેદ નહોતો ત્યારે) તે જ માગણીઓ કેમ સ્વીકારે ? એક પ્રામાણિક અને સન્નિષ્ઠ વ્યક્તિ, અસ્પૃશ્યોની જે માગણીઓને તે એકવાર હાનિકારક માનતી હોય તે હાનિકારક નથી તેવું માની તે માગણીઓનો સ્વીકાર કેમ કરે ?

અસ્પૃશ્યો શું ગાંધીને તેમના મિત્ર અને સાથી માને છે ? તેનો ઉત્તર નકારમાં છે. તેઓ તેમને પોતાના મિત્ર તરીકે માનતા જ નથી. એવું હશે કે શ્રી ગાંધી પ્રામાણિકતાથી માનતા હશે કે અસ્પૃશ્યોનો પ્રશ્ન સામાજિક પ્રશ્ન છે. પણ જ્યારે તે જ્ઞાતિપ્રથાને ટકાવવાની તથા અસ્પૃશ્યતાને નિવારવાની ઈચ્છા રાખતા હોય. - અસ્પૃશ્યતા તે જ્ઞાતિપ્રથાનું વિસ્તરણ પામેલું સ્વરૂપ છે અને જ્ઞાતિપ્રથાની નાબૂદી વિના અસ્પૃશ્યતા નિવારણ શક્ય નથી તે સ્પષ્ટ હકીકત હોવા છતાંય ત્યારે તેમને તે પોતાના મિત્ર કેમ માની શકે ? એમ પણ હોઈ શકે કે શ્રી ગાંધી પ્રામાણિકતાથી માનતા હોય કે સામાજિક પ્રક્રિયાઓથી જ અસ્પૃશ્યોનો પ્રશ્ન ઊકલી શકે. પણ જ્યારે સહુ સંમત થયા હતા કે રાજકીય

પ્રક્રિયાઓ સામાજિક પ્રક્રિયાઓની અસરને દૂષિત કરી શકતી નથી અને તેના પર પ્રશ્નના ઉકેલને ગતિ મળે તેવી સહાયનું અવલંબન રાખી શકાય ત્યારે જે વ્યક્તિ રાજકીય પ્રક્રિયાઓનો વિરોધ કરવા ઝનૂની અને બેબાકળા પગલાં લે તેને અસ્પૃશ્યોના મિત્ર તરીકે કેમ લેખી શકાય ? દેશમાં અસ્પૃશ્યો સત્તા તથા અધિકારોનાં સ્થાને પર પહોંચે તેવું જે માનતી જ ન હોય તે વ્યક્તિને અસ્પૃશ્યોની મિત્ર કેમ માની શકાય ? રાજકીય સલામતીઓના આ વિવાદમાં શ્રી ગાંધી નીચેનામાંથી કોઈ પણ રસ્તો અખત્યાર કરી શક્યા હોત. તે અસ્પૃશ્યોના હિમાયતી બની શક્યા હોત અને આમ કહી, તેમણે અસ્પૃશ્યોની સલામતીઓની માગણીને માત્ર આવકારી જ ન હોત પણ અસ્પૃશ્યો તે પ્રસ્તુત કરે તે પહેલાં જ તેમણે પોતે તે પ્રસ્તુત કરી હોત. માત્ર તેમણે પ્રસ્તુત જ કરી હોત એટલું નહિ પણ તે માગણીઓ માટે તેમણે લડત આપી હોત. કારણ કે અસ્પૃશ્યોને ધારાસભાના સભ્યો, પ્રધાનમંડળમાં પ્રધાન અને રાજ્યના ઉચ્ચ હોદ્દાઓ પર સ્થાન મળે તેવી જોગવાઈઓ જોયા પછી અસ્પૃશ્યોના સાચા હિમાયતીને બીજી કઈ વસ્તુ વધુ ઝાઝું સુખ આપી શકે ? ખરેખર, જો શ્રી ગાંધી અસ્પૃશ્યોના સાચા હિમાયતી હોય તો તેમણે પોતે જ આ જોગવાઈઓ માટે લડવું જોઈતું હતું. બીજું જો તે અસ્પૃશ્યોના હિમાયતી થવા ન ઈચ્છતા હોત તો તેમના સાથી તો થઈ શક્યા હોત. તેમને પોતાનો નૈતિક તેમજ ભૌતિક ટેકો આપીને તેમણે તેમને સહાય કરી હોત. ત્રીજું, જો શ્રી ગાંધી અસ્પૃશ્યોના હિમાયતી થવા ન માગતા હોત અને સાથે સાથે તેમના સાથીઓને પણ થવા દેવા ન માગતા હોત તો તેમણે અસ્પૃશ્યો પ્રત્યે વારંવાર જાહેર કરેલી, પ્રચાર કરેલી તેમની સહાનુભૂતિ સાથે સુસંગત રહીને તેમના મિત્ર તો તે બની જ શક્યા હોત. વળી, મિત્ર તરીકે પણ તેમણે દઢતાપૂર્વક તટસ્થ હિતકર્તા તરીકેનો માર્ગ સલામતીઓની માગણીઓ સામે લડવાનો ઈન્કાર કરીને સલામતીઓની માગણીઓ સ્વીકારાય તે માટે સહાય કરવાનો માર્ગ અપનાવ્યો હોત. જો દઢતાપૂર્વક તટસ્થ હિતકર્તા તરીકેની તટસ્થતા ન અપનાવાઈ શકી હોત, તો હિત પુરસ્કર્તાની તટસ્થતાનો માર્ગ અપનાવીને તેમણે અસ્પૃશ્યોને કહ્યું હોત કે જો ગોળમેજી પરિષદ તેમને સલામતીઓ આપતી હોય તો તેઓ તે સ્વીકારી

લે, પોતે ગંભીર પગલાં છોડીને શ્રી ગાંધી અસ્પૃશ્યોના જાહેર દુશ્મન તરીકે બહાર આવ્યા. આવી વ્યક્તિને અસ્પૃશ્ય પોતાના મિત્ર કે સાથી તરીકે કેમ સ્વીકારે ?

૪

શ્રી ગાંધીની અસ્પૃશ્યતા વિરોધી ચળવળ નિષ્ફળ જ ગઈ હતી તે વાતમાં કશો વાંધો ઉઠાવી શકાય તેમ નથી. કોંગ્રેસના અખબારો પણ તેનો સ્વીકાર કરે છે. તેમાંના કેટલાકમાંથી નીચેના ટાંચણો હું ટાંકુ છું :

૧૯૩૯ની ૧૭મી ઑગસ્ટે, મુંબઈ પ્રાંતીય ધારાસભાના અનુસૂચિત જાતિના સભ્ય ડૉ. બી. કે. ગાયકવાડે પ્રશ્ન પૂછયો કે ગાંધીજીએ ૧૯૩૨થી પ્રારંભેલા અસ્પૃશ્યોના મંદિર પ્રવેશની ચળવળ પછી આ જ સુધીમાં મુંબઈ પ્રાન્તમાં કેટલા મંદિરો અસ્પૃશ્યો માટે ખુલ્લાં મૂકાયાં ? કોંગ્રેસી પ્રધાને આપેલા આંકડા પ્રમાણે આવાં ખુલ્લાં મુકાયેલાં મંદિરોની સંખ્યા ૧૪૨ હતી. આમાં ૧૨૧ મંદિર તો ધણી ધોરી વિનાના, રસ્તાની એક બાજૂએ પડી રહેલાં હતાં. તેમની દરકાર કોઈ પણ કરતું જ નહોતું અને કોઈ તેમાં દર્શનાર્થે જતું જ નહોતું. બીજી એક હકીકત એ પ્રગટ થઈ કે ગુજરાતમાં ગાંધીજીના પ્રદેશમાં એક પણ મંદિર અસ્પૃશ્યોના પ્રવેશ માટે ખુલ્લું મુકાયું નહોતું.

ગાંધીજીના ગુજરાતી પત્ર 'હરિજન બંધુ'નું ૧૯૪૦ના માર્ચની ૧૦મીનું લખાણ કહે છે :

'શાળા પ્રવેશ અંગે 'હરિજનો' પ્રત્યેની અસ્પૃશ્યતા ગુજરાતમાં જેટલી જોવા મળે છે તેટલા વધુ પ્રમાણમાં તો બીજે ક્યાંય જોવા મળતી નથી.'[૧]

૧૯૪૦ના ઑગસ્ટની ૨૦મી તારીખના 'બોમ્બે ક્રોનિકલે' તેના અંકમાં હરિજન સેવક સંઘના માસિક પત્રમાંથી નીચેનું અવતરણ ટાંક્યું હતું તે.

'જણાવે છે કે અમદાવાદ જિલ્લાના ગોધાવી ગામના હરિજનો પર, તેમનાં બાળકોને લોકલ બોર્ડની શાળામાં મોકલવા બદલ સવર્ણ હિંદુઓએ એટલો

૧ (સંજાણાના 'સેન્સ એન્ડ નોન-સેન્સ' ઈન પોલિટિક્સમાંથી ઉદ્ધૃત.)

જુલમ ગુજાર્યો હતો કે છેવટે ૪૨ હરિજન કુટુંબોને ગામ છોડવું પડયું અને સાણંદના તાલુકા મથકમાં ગયાં.'

૧૯૪૩ના ઓગસ્ટની ર૭મીએ, મુંબઈ પ્રાંતમાં આવેલા થાણામાં વસતા અને અસ્પૃશ્યોના અગ્રણી તથા થાણા મ્યુનિસિપાલિટીના ભૂતપૂર્વ ઉપાધ્યક્ષ એમ. એસ. નંદગાંવકરને એક હિંદુ હોટલમાં ચા આપવાનો ઈન્કાર કરવામાં આવ્યો હતો. આ ઘટના પર પોતાની ટીકા કરતાં 'બોમ્બે ક્રોનિકલે' તેના ૧૯૪૩ના ઓગસ્ટની ૨૦મીના અંકમાં લખ્યું હતું :

'જયારે ગાંધીજીએ ૧૯૩૨માં ઉપવાસ કર્યા ત્યારે હરિજનોને મંદિર પ્રવેશ તથા હોટલ પ્રવેશ આપવાના કેટલાક ઢંગધડા વિનાના પ્રયત્નો થયા હતા. હજી મંદિર પ્રવેશ તથા હોટલ પ્રવેશ અંગેની પરિસ્થિતિ લગભગ પહેલાં હતી તેવી જ રહી છે. સ્વચ્છમાં સ્વચ્છ હરિજનને પણ મંદિર કે હોટલમાં પ્રવેશવા દેવામાં આવતો નથી. અને છતાંય કેટલાક અસ્પૃશ્યતા વિરોધી કાર્યકરો આ અક્ષમતાઓ અંગે આત્મસંતોષી વલણ અખત્યાર કરે છે અને હરિજનોનું 'ઉત્થાન પહેલું' તેવી દંભી વાતો કરતાં કહે છે કે જયારે હરિજનો સ્વચ્છ રહેતાં શીખશે ત્યારે તેમની નાગરિક અક્ષમતાઓ આપમેળે જ નાશ પામશે. આ નરાતર મૂર્ખામી છે.'

૧૯૪૪માં, કાનપુરમાં ભરાયેલા ઓલ ઈન્ડિયા શિડયૂઅલ્ડ કાસ્ટસ ફેડરેશનની કાર્યવાહી અંગે તેના ૧૯૪૪ના ફેબ્રુઆરીની ૪થીના અંકમાં બોમ્બે ક્રોનિકલ લખે છે :

'હિંદુઓની નિષ્ક્રિયતા એવી છે કે હજી પણ જ્ઞાતિપ્રથા અને અસ્પૃશ્યતા બંને જીવે છે. એટલું જ નહિ, પણ કેટલાક બ્રિટીશરોના સ્વાર્થી પ્રચારથી ગેરરસ્તે દોરવાયેલા કેટલાક હિંદુ નેતાઓ એવી દલીલ કરે છે કે જ્ઞાતિપ્રથામાં એવો કોઈ ગૂઢ સદ્‌ગુણ રહેલો છે કે હિંદુ સંસ્કૃતિ આજ પર્યંત ટકી રહી છે. નહિતર, તેમની દલીલ છે કે સદીઓના આટલા આઘાતો છતાંય જ્ઞાતિપ્રથા જીવતી ન રહી હોત. એ સ્થિતિ પણ અતિશય કરુણાજનક કરુણ છે કે ગાંધીજી અને અન્ય સુધારકોએ આટલું બધું કર્યા છતાંય અસ્પૃશ્યતા મોટા પ્રમાણમાં જોવા મળે છે. ગામડાંમાં તો તે બેસુમાર ફેલાયેલી છે... અરે, મુંબઈ જેવા શહેરમાં

પણ, જો કોઈ વ્યક્તિએ ગમે તેટલાં સ્વચ્છ વસ્ત્રો પહેર્યાં હોય તોય તે ભંગી છે એટલુંય જાણવા મળે તો તેને સવર્ણ હિંદુ હોટલમાં ચા પીવા પ્રવેશવા દેવામાં આવતો નથી, એટલું જ નહિ પણ, તેને ઈરાની રેસ્તૂરામાં પણ પ્રવેશવા દેવામાં આવતો નથી.'

અસ્પૃશ્યોએ તો હંમેશા એમ કહ્યું છે કે ગાંધીજીની અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશ નિષ્ફળ ગઈ છે. ૨૫ વર્ષના પરિશ્રમ પછી પણ અસ્પૃશ્યો માટે હોટેલોનાં દ્વાર બંધ છે, કૂવાઓનો ઉપયોગ તે કરી શકતા નથી, તેમને માટે મંદિરો બંધ છે, અને હિંદના મોટાભાગના પ્રદેશોમાં સવિશેષ કરીને ગુજરાતમાં શાળાના દ્વારો પણ તેમને માટે બંધ રહ્યાં છે. એટલે અખબારોમાંથી ટાંકેલા આ ટાંચણો તે આવકાર્ય પુરાવા છે કારણ કે તે અખબારો કોંગ્રેસના જ અખબારો છે. આ મુદ્દા પર અસ્પૃશ્યો જે કહેતા આવ્યા છે તેને તે સહુનું સમર્થન પ્રાપ્ત થતું હોવાથી આ વિષય પર વધુ કશું કહેવાનું નથી. માત્ર એક જ પ્રશ્ન પૂછવાનો છે.

શા માટે શ્રી ગાંધી નિષ્ફળ ગયા ? મારે મતે તો તેમના નિષ્ફળ જવાનાં ત્રણ કારણો છે.

એક તો જે હિંદુઓને તેમણે અસ્પૃશ્યતા દૂર કરવાની વિનંતી કરી તે હિંદુઓએ પ્રતિસાદ ન આપ્યો. આમ કેમ બન્યું ? એ તો સર્વસામાન્ય અનુભવ છે કે વ્યકિત જે વચન ઉચ્ચારે છે અને તેની જે અસર થાય છે તે બંને એકસરખા નથી હોતાં. તે જે કહે છે તેની ગતિ અનંત સ્વરૂપે વિસ્તરે છે અથવા તો તે સાવ શૂન્યવત્ બની જાય છે અને તેનું કારણ એ કે શ્રોતાએ વક્તાની સન્નિષ્ઠા વિશે સારી કે માઠી ભાવના તેના મનમાં ઊભી કરેલી હોય છે. અસ્પૃશ્યતા નિવારણ માટેના ગાંધીજીના ઉપદેશો હિંદુઓને હલબલાવી મુકવામાં સદંતર કેમ નિષ્ફળ ગયા તેનો, પ્રાર્થના પછીના તેમના ઉપદેશોને થોડી મિનિટો સુધી સાંભળી લોકો પ્રહસન જોવા કેમ ચાલ્યા જતા હતા અને તેનું તેમને મન તેનાથી સવિશેષ મહત્ત્વ કેમ નહોતું તેનો અંકોડો અહીં મળી આવે છે. દોષ માત્ર એકલા હિંદુઓનો નથી. શ્રી ગાંધીનો પોતાનો દોષ છે. શ્રી ગાંધીને મહાત્મા તરીકેની પ્રતિષ્ઠા મેળવવી હતી રાજકીય આઝાદીના અગ્રદૂત તરીકે

અને નહિ કે આધ્યાત્મિક ગુરુ તરીકે. તેમનો હેતુ ગમે તે હોય પણ શ્રી ગાંધી સ્વરાજયના દૂત તરીકે ઓળખાતા હતા. તેમની અસ્પૃશ્યતાવિરોધી ઝુંબેશને પ્રદર્શન નહિ તો ઘેલછા માનવામાં આવતી. એટલે જ હિંદુઓએ તેમના રાજકીય આદેશને પ્રતિસાદ આપ્યો પણ તેમના સામાજિક કે ધાર્મિક ઉપદેશોને ક્યારેય પ્રતિસાદ ન આપ્યો. આથી જ, તેમની અસ્પૃશ્યતાવિરોધી ઝુંબેશની ગતિ શૂન્યવત્ જ રહી. શ્રી ગાંધી રાજકારણી જીવ છે. તેમણે તેમના રાજકારણી કામને વળગી રહેવું જોઈએ. તેમણે વિચાર્યું કે સામાજિક પ્રશ્નો ઉકેલવાનું કામ પણ તે કરી શકે. પણ તે ભૂલ હતી. રાજકારણી વ્યક્તિ તે માટે યોગ્ય વ્યક્તિ નથી. એટલે ગાંધીના ઉપદેશો કોઈ ચમત્કાર સર્જશે તેવી અસ્પૃશ્યોની આશા નિષ્ફળ નીવડી.

પોતાની અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ અંગે જો હિંદુઓની દુશ્માનવટ અનિવાર્ય હોય તો તેવી દુશ્મનાવટ પણ કરવી પડે. પણ શ્રી ગાંધી હિંદુઓને દુશ્મન બનાવવા ઇચ્છતા નહોતા. થોડીક ઘટનાઓ શ્રી ગાંધીની મનોદશા ઉજાગર કરશે.

શ્રી ગાંધીના મોટા ભાગના મિત્રો અસ્પૃશ્યોનાં હિત માટેનો યશ શ્રી ગાંધીની સન્નિષ્ઠા તથા ઉત્કંઠાને આપે છે અને અસ્પૃશ્યતાના નિવારણની અનિવાર્યતા માટે હિંદુઓને એક માત્ર ગાંધીજી જ સતત ઉપદેશ આપતા રહ્યા છે તેટલા જ માત્ર કારણે અસ્પૃશ્યો પણ આ વાત સ્વીકારે તેવી અપેક્ષા રાખે છે. એક ગણો આચાર પણ સોગણા બોધ જેટલો જ મહત્ત્વનો છે તે જૂની કહેવત તે ભૂલી ગયા લાગે છે. અને તેથીસ્તો અસ્પૃશ્યતા નિવારણનો બોધ હિંદુઓને આપવાનો બંધ કરી તે તે માટે સત્યાગ્રહની ઝુંબેશ કેમ નથી ઉપાડતા કે ઉપવાસ પર કેમ નથી ઉતરતા તેની સ્પષ્ટતા કરવા શ્રી ગાંધીને કહેવાની દરકાર તેમણે ક્યારેય કરી નથી. તેમણે જો તેવી સ્પષ્ટતા માગી હોત તો તેમને જાણ થઈ હોત કે શ્રી ગાંધી અસ્પૃશ્યતા અંગેના તેમના બોધથી કેમ સંતોષ માને છે.

શ્રી ગાંધી પોતાના ઉપદેશો આપ્યા સિવાય બીજું કશું જ કેમ નહિ કરે તેનું સાચું કારણ તો અસ્પૃશ્યોને પહેલીવાર[1] ૧૯૨૯માં સમજાયું જ્યારે

૧ ૧૯૨૪માં વૈકોમમાં તેમણે સત્યાગ્રહ કર્યો હતો. ત્રાવણકોરનો જાહેર માર્ગ અસ્પૃશ્યો માટે ખુલ્લો મુકાય તે તેનો હેતુ હતો. સત્યાગ્રહીઓ માટે શીખોએ રસોડું ખોલ્યું તેનો શ્રી ગાંધીએ વિરોધ

અસ્પૃશ્યોએ મંદિરપ્રવેશ અને જાહેર કૂવાઓમાંથી પાણી ભરવાના તેમના નાગરિક અધિકારો પ્રસ્થાપિત કરવા માટે મુંબાઈ પ્રાન્તમાં હિંદુઓ વિરુધ્ધ સત્યાગ્રહની ઝુંબેશનો પ્રારંભ કર્યો ત્યારે. સત્યાગ્રહ તે અન્યાય દૂર કરવા માટેનું શ્રી ગાંધીનું પોતાનું શસ્ત્ર હોવાથી તેમને શ્રી ગાંધીના આશીર્વાદ મળશે તેવી તેમણે આશા રાખી હતી. જયારે સહકાર માટે વિનંતી કરવામાં આવી ત્યારે હિંદુઓ વિરુધ્ધની તેમની આ સત્યાગ્રહ ઝુંબેશને વખોડતું નિવેદન અખબારોમાં પ્રસિધ્ધ કરીને શ્રી ગાંધીએ અસ્પૃશ્યોને આશ્ચર્યમાં મૂક્યા. શ્રી ગાંધીએ કરેલી દલીલ યુક્તિભરી હતી. તેમણે કહ્યું કે સત્યાગ્રહનો ઉપયોગ તો માત્ર વિદેશીઓ સામે જ થાય. પોતાનાં બાંધવો કે દેશવાસીઓ સામે તેનો ઉપયોગ ન કરાય અને હિંદુઓ અસ્પૃશ્યોના બાંધવો તથા દેશવાસીઓ હોવાથી સત્યાગ્રહના નિયમો પ્રમાણે હિંદુઓ સામે સત્યાગ્રહ કરવાનો અસ્પૃશ્યો પર પ્રતિબંધ હતો ! ઉદ્દાત્તતા પરથી મૂર્ખતા પરનું આ કેવું પતન ! આમ કરીને શ્રી ગાંધીએ સત્યાગ્રહને નિરર્થક બનાવ્યો. શા માટે શ્રી ગાંધીએ આમ કર્યું ? એટલા માટે કે શ્રી ગાંધી હિંદુઓની દુશ્મનાવટ કે ચીડ વહોરવા તૈયાર નહોતા.

એક બીજા ઉદાહરણ તરીકે કવિઠા ઘટના તરીકે જાણીતી ઘટનાનો હું ઉલ્લેખ કરીશ. કાવિઠા તે ગુજરાતના અમદાવાદ જિલ્લામાં આવેલું ગામડું છે. ૧૯૩૫માં તે ગામડાના અસ્પૃશ્યોએ ગામડાના હિંદુઓ પાસે એવી માગણી મૂકી કે તેમનાં બાળકોને ગામડાની જાહેર શાળામાં બીજાં હિંદુ બાળકો સાથે ભણવાની છૂટ હોવી જોઈએ. આ અપમાનથી હિંદુઓ ગુસ્સે થયા. તેમણે તેમનો સંપૂર્ણ સામાજિક બહિષ્કાર કરીને પોતાનું વેર લીધું. અસ્પૃશ્યો વતી હિંદુઓ સાથે દરમ્યાનગીરી કરવા ગયેલા શ્રી એ.વી. ઠક્કરે આ બહિષ્કાર સાથે સંકળાયેલી ઘટનાઓનો અહેવાલ આપ્યો છે. તેમણે કહેલી વાત નીચે પ્રમાણે છે :

'૧૦મી તારીખે એસોસિયેટેડ પ્રેસે જાહેર કર્યું કે કાવિઠાના સવર્ણ હિંદુઓ કાવિઠાની ગ્રામશાળામાં હરિજન બાળકોને પ્રવેશ આપવા માટે સંમત થયા હતા અને તે પ્રશ્નની શાંતિભરી પતાવટ થઈ ગઈ, પણ અમદાવાદના હરિજન સેવક સંઘના મંત્રીએ તા. ૧૩મીએ આ વાતનો વિરોધ કર્યો. તેમણે તેમના નિવેદનમાં

કર્યો. શ્રી ગાંધીએ આ અંગે આપેલાં કારણો પૂરતી સ્પષ્ટતા કરતાં નહોતા.

જણાવ્યું કે હરિજનોએ (અલબત્ત, ખાનગીમાં) તેમનાં બાળકોને તે શાળામાં ન મોકલવાની બાંયધરી આપી છે. આવી બાંયધરી સ્વેચ્છાએ અપાઈ નહોતી. પણ ઉચ્ચવર્ણના હિંદુઓએ, આ કિસ્સામાં તે ગામડાના ગરાશિયાઓએ વણકરો, ચમારો તથા બીજાઓનાં ૧૦૦ જેટલાં હરિજન કુટુંબોનો સામાજિક બહિષ્કાર જાહેર કર્યો હતો અને ધાકધમકી આપીને આવી બાંયધરી લીધી હતી. તેમની પાસેથી ખેતરનાં કામ ઝૂંટવી લેવાયાં હતાં, ગોચર જમીન પર તેમના પ્રાણીઓને ચરવા દેવામાં આવતાં નહોતાં અને તેમનાં બાળકોને છાશ મળતી નહોતી. એટલું જ નહિ પણ હરિજન નેતા પાસે મહાદેવના ફરજિયાત સોગંદ લેવડાવ્યા હતા કે હવે પછી તે અને બીજાઓ તેમનાં બાળકોને શાળામાં મૂકવાનો પ્રયત્ન સરખોય નહિ કરે. આ કહેવાતી પતાવટ આ રીતે થઈ હતી.

આવી બનાવટી પતાવટ તા. ૧૦મીએ જાહેર થયા પછી પણ અને હરિજનોએ સ્વીકારેલી સંપૂર્ણ શરણાગતિ પછી પણ તા. ૧૯મી સુધી આ બહિષ્કાર ઉઠાવાયો નહોતો અને વણકરો પરથી તો તા ૨૨મી સુધી ઉઠાવાયો નહોતો. ચમારોના નેતા પરથી તે સહેજ વહેલો ઉઠાવાયો હતો કારણ કે ગરાસિયાઓ તેમનાં મરેલાં ઢોરની લાશો ઊંચકી શકતા નહોતા એટલે ચમારો સાથે તેમને વહેલી સુલેહ કરવી પડી. આટલી આદરેલી દુષ્ટતા જાણે કે પૂરતી ન હોય તેમ હરિજનોના કૂવામાં પહેલી વાર તા. ૧૫મી એ અને બીજીવાર તા. ૧૯મી એ ઘાસતેલ નાંખ્યું. તેમનાં બાળકોને ગરાસિયાઓનાં 'શાહી' બાળકો સાથે બેસવા મોકલવાની હિંમત કરવા બદલ આ બિચારા હરિજનો પર કેવી ભયંકર ક્રૂરતા આચરાઈ હતી તે કોઈ પણ કલ્પી શકશે.

તા. ૨૨ની સવારે હું ગરાસિયાઓના નેતાઓને મળ્યો. તેમણે મને કહ્યું કે ઢેડ અને ચમારના છોકરાઓ તેમના છોકરાઓની સાથે બેસે તે વિચાર જ તે સહી શકતા નથી. તા. ૨૩મી એ હું અમદાવાદના જિલ્લા મેજિસ્ટ્રેટને મળ્યો. હું જાણવા માગતો હતો કે પરિસ્થિતિ થાળે પાડવા તે કૈં કરવાના છે કે નહિ પણ કશું પરિણામ ન આવ્યું.

'આમ, હકીકતમાં તો હરિજન બાળકોને ગ્રામશાળામાં પ્રવેશવાની મના ફરમાવવામાં આવી છે અને તેમને કોઈ સહાય કરનાર નથી. આથી હરિજનોમાં

એટલે હદ સુધીની નારાજગી ઊભી થઈ છે કે તેઓ કોઈ બીજા ગામડામાં સામુહિક હિજરત કરવાનો વિચાર કરે છે.'

આ અહેવાલ શ્રી ગાંધીને અપાયો હતો. શ્રી ગાંધીએ શું કર્યું ? કાવિઠાના અસ્પૃશ્યોને શ્રી ગાંધીએ નીચેની સલાહ[૧] આપી.

'સ્વસહાય જેવી કોઈ સહાય નથી. જેઓ પોતાની જાતને સહાય કરે છે તેમને ઈશ્વર સહાય કરે છે. જો સંબંધિત હરિજનો કાવિઠા છોડવાના તેમના કહેવાતા નિર્ણયને અમલમાં મૂકશે તો તેથી તેઓ પોતે તો સુખી થશે પણ બીજાઓ કે જેમની સાથે ભવિષ્યમાં આવો વર્તાવ થાય તેમને માટે પણ ઉદાહરણ પૂરું પાડશે. જો લોકો રોજીની શોધ માટે હિજરત કરતા હોય તો સ્વમાનની શોધ માટે હિજરત કરવી તે તેમને માટે કેટલું મહત્ત્વનું છે ? હું ઇચ્છું છું કે હરિજનોના શુભેચ્છકો આ ગરીબ હરિજનોને આ અનુદાર કાવિઠા છોડવામાં મદદ કરશે.'

કાવિઠાના અસ્પૃશ્યોને હિજરત કરવાની શ્રી ગાંધીએ સલાહ આપી પણ તેમણે હિંદુઓ પર ફરિયાદ કરવાની અને તેમ કરી પોતાના અધિકારોનો બચાવ કરવામાં હરિજનોને સહાય કરવાની સલાહ શ્રી ઠક્કરને કેમ ન આપી ? તે સ્પષ્ટ જ હતું. જો થઈ શકે તો અસ્પૃશ્યોનું ઉત્થાન કરવા તે માગતા હતા પણ હિંદુઓને દુભવીને તો નહિ જ, અસ્પૃશ્યોનાં હિત સાધવામાં આવી વ્યક્તિ શું સારું કરી શકે ? આ બધું જ દર્શાવે છે કે શ્રી ગાંધી હિંદુઓનું ભલું કરવા અત્યંત આતુર હતા. એટલે જ તેમણે હિંદુઓ સામેના સત્યાગ્રહનો વિરોધ કર્યો, અસ્પૃશ્યોની રાજકીય માગણીઓનો વિરોધ કર્યો. કેમ કે તેઓ માનતા હતા કે તે માગણીઓ હિંદુઓની સામે હતી. તે હિંદુમાં એટલા તો સારા દેખાવા માગતા હતા કે એમ કરતાં અસ્પૃશ્યોમાં તે નકામા બની જાય છે તેનીય ખેવના તેમણે ન કરી. એટલે જ શ્રી ગાંધીની અસ્પૃશ્યતા નિવારણની સઘળી પ્રવૃત્તિઓ શાબ્દિક માત્ર શાબ્દિક અને શાબ્દિક જ રહી એટલા માટે જ તે પ્રવૃત્તિઓને કાર્યનું પીઠબળ નહોતું.

ત્રીજું કારણ એ હતું કે અસ્પૃશ્યો વ્યવસ્થિત અને સશક્ત બને તેવું શ્રી

૧ 'હરિજન' - તા. ૫ ઓક્ટોબર, ૧૯૩૫

ગાંધી ઇચ્છતા નહોતા. તેમને ભય હતો કે તેમ થતાં તેઓ હિંદુઓથી સ્વતંત્ર બની જશે અને હિંદુઓના દરજ્જાને નબળો પાડશે. આનું શ્રેષ્ઠ ઉદાહરણ હરિજન સેવક સંઘની પ્રવૃત્તિઓ પૂરું પાડે છે. સંઘનો સમગ્ર ઉદ્દેશ અસ્પૃશ્યોમાં, તેમના હિંદુ માલિકો પ્રત્યે ગુલામીનું માનસ ઊભું કરવાનો હતો. સંઘને ગમે તેવા કોઈ પણ દૃષ્ટિકોણથી જુઓ તો ગુલામ માનસનું સર્જન તે તેનો સર્વોપરી હેતુ દેખાશે.

સંઘનું કામ મને ભાગવતમાં વર્ણવાયેલી, પૌરાણિક પૂતના રાક્ષસીનું સ્મરણ કરાવે છે. ભાગવત તે મહાભારતનો સમકાલીન ગ્રંથ છે. કંસ મથુરાનો રાજા છે. તે કૃષ્ણને મારી નાંખવા ઇચ્છે છે કેમકે એવી ભવિષ્યવાણી હતી કે કંસનું મૃત્યુ કૃષ્ણને હાથે થશે. કૃષ્ણના જન્મની જાણ થતાં જ કંસ બાળકૃષ્ણને મારવાની જબબદારી પૂતનાને સોંપે છે. પૂતના સૌંદર્યવતી સ્ત્રીનું સ્વરૂપ ધારણ કરી યશોદા પાસે, કૃષ્ણની પાલક માતા પાસે જાય છે અને પોતાનાં સ્તન પર પ્રવાહી વિષ લગાડીને બાળકૃષ્ણને ધવડાવવા ધાવ તરીકે રાખવાની વિનંતી કરે છે. આમ તેને મારવાની તક મેળવવા માર્ગ છે. બાકીની વાત કહેવાની જરૂર નથી. આ વાતનો મુદ્દો એ છે કે દેખીનો હેતુ તે હંમેશા સાચો હેતુ હોતો નથી અને ધાવ હત્યારી પણ બની શકે. અસ્પૃશ્યો પ્રત્યેનો સંઘનો ભાવ કૃષ્ણ પ્રત્યેના પૂતનાના ભાવ જેવો છે. સેવાને નામે સંઘ અસ્પૃશ્યોમાંથી સ્વતંત્રતાની ભાવના હણવા માગે છે. પોતાની ચળવળના પ્રારંભને તબક્કે અસ્પૃશ્યોએ કેટલાક સજ્જન હિંદુઓનો ટેકો લીધો હતો અને તેમના નેતૃત્વને અનુસર્યા હતા. ગોળમેજી પરિષદના સમય સુધીમાં તો અસ્પૃશ્યો સંપૂર્ણ આત્મવિશ્વાસુ અને સ્વતંત્ર બની ગયા હતા. હવે હિંદુઓની ઉદારતાથી જ તેમને સંતોષ નહોતો. જેમને તેમણે તેમના અધિકારો માન્યા તે તેમણે માગ્યા. અસ્પૃશ્યોમાં રહેલી આ સ્વતંત્રતાની ભાવનાને હણવા જ શ્રી ગાંધીએ હરિજન સેવક સંઘનો આરંભ કર્યો તે વાતમાં કોઈ શંકા નથી. પોતાની નજીવી સેવાઓથી હરિજન સેવક સંઘે એવા કૃતજ્ઞ અસ્પૃશ્યોનું ટોળું ઊભું કર્યું કે જેમને શ્રી ગાંધી અને હિંદુઓ જ અસ્પૃશ્યોના તારણહાર છે તેવો પ્રચાર કરવા કામે લગાડાયા. આઈરીશ નેતા ડેનિયલ ઓકોનેલે એકવાર કહ્યું હતું કે કોઈ પુરુષ તેના ગૌરવને ભોગે કૃતજ્ઞ

બની શકે નહિ, કોઈ સ્ત્રી તેના શીલને ભોગે કૃતજ્ઞ બની શકે નહિ અને કોઈ દેશ તેની આઝાદીને ભોગે કૃતજ્ઞ બની શકે નહિ. અસ્પૃશ્યો એટલા ભલાભોળા છે કે તેઓ એ વાત જાણતા નથી કે હરિજન સેવક સંઘ જે સેવા સહાય તરીકે આપવા માગે છે તેની કીમત આઝાદી ગુમાવીને જ ચુકવી શકાય એમ છે.

હરિજન સેવક સંઘના છાત્રાલયોમાં રહેતા અસ્પૃશ્ય વિદ્યાર્થીઓને જે સહાય અપાય છે તે તો હરિજન સેવક સંઘની પ્રવૃત્તિનો એક કનિષ્ટ અંશ છે. આ અસ્પૃશ્ય વિદ્યાર્થીઓ મને મહાભારતના બે ભવ્ય પાત્રો, ભીષ્મ અને કચનું સ્મરણ કરાવે છે. ભીષ્મે મોટા દેખાવ સાથે જાહેર કર્યું કે પાંડવો સાચા છે અને કૌરવો ખોટા છે. પણ જ્યારે બંને પક્ષે યુદ્ધનો સમય આવ્યો ત્યારે તે કૌરવને પક્ષે અને પાંડવોની વિરુદ્ધ રહ્યા જ્યારે તેમના વર્તનના વાજબીપણાની સ્પષ્ટતા કરવાનુ કહેવામાં આવ્યું ત્યારે કૌરવનું અન્ન તેમણે ખાધું હતું તેમ કહેતાં પણ તે શરમાયા નહિ. કચ દેવ જાતિનો હતો જેઓ રાક્ષસો સાથે સતત યુદ્ધમાં પ્રવૃત્ત હતા. રાક્ષસોના ગુરુ પાસે મંત્ર હતો જે દ્વારા તે મૃત રાક્ષસોને પણ સજીવન કરી શકતા હતા. દેવોના ગુરુ પાસે આવો મંત્ર નહિ હોવાથી અને તે મૃત દેવોને સજીવન કરવા સમર્થ ન હોવાથી દેવો યુદ્ધમાં પરાજય પામતા હતા. દેવોએ કચને રાક્ષસોના ગુરુ પાસે મોકલવાની યોજના કરી અને તેને સૂચના આપી કે કોઈ પણ હિસાબે તે મંત્ર શીખી લઈ પાછા ફરવું. પ્રારંભમાં તો કચને સફળતા ન મળી. છેવટે તેણે રાક્ષસગુરુની પુત્રી દેવયાની સાથે એવી સંધિ કરી કે જો તે તેને સંજીવની મંત્ર પ્રાપ્ત કરવામાં સહાય કરશે તો તે તેની સાથે લગ્ન કરશે. દેવયાનીએ પોતાને પક્ષે તે વચન પૂરું કર્યું પણ પોતાની જાતિનું હિત પોતે તેને આપેલા વચન કરતાં પણ વધુ મહત્ત્વનું છે તેવી દલીલ કરીને કચે પોતાના પક્ષે પોતાનું વચન પાળવાનો ઈન્કાર કર્યો.

મારે મન ભીષ્મ અને કચ એવા બે નીતિચ્યુત પાત્રો છે જેમને પોતાનો તત્કાલીન સ્વાર્થ સાધવા સિવાય અન્ય કશું સૂઝતું જ નથી. હરિજન છાત્રાલયોમાં રહેતા અસ્પૃશ્ય વિદ્યાર્થીઓ ભીષ્મ અને કચ બંનેનો પાઠ ભજવતા લાગે છે. તેમના છાત્રાલય નિવાસ દરમ્યાન શ્રી ગાંધી અને કોંગ્રેસનાં ગુણગાન ગાઈને

તે ભીષ્મનો પાઠ ભજવે છે. જ્યારે તેઓ છાત્રાલયોમાંથી બહાર આવે છે ત્યારે શ્રી ગાંધી અને કોંગ્રેસની નિન્દા કરી કચનો પાઠ ભજવે છે. આ જોઈને મને અતિશય દુઃખ થાય છે. આ તો અસ્પૃશ્ય વિદ્યાર્થીઓનું નૈતિક પતન છે તેમનામાં તે સિવાય બીજું કશું જ કનિષ્ટ સંભવી ન શકે, પણ હરિજન સેવક સંઘે અસ્પૃશ્યોનું કરેલું આ મોટામાં મોટું અહિત છે. તેણે તેમની નૈતિકતાનો નાશ કર્યો છે, તેમની સ્વતંત્રતાનો નાશ કર્યો છે. અને શ્રી ગાંધી ઈચ્છતા હતા કે આવું જ બને.

ચોથું ઉદાહરણ લો. સવર્ણહિંદુઓ દ્વારા સંઘનું સંચાલન થાય છે. કેટલાક અસ્પૃશ્યોએ એવી માગણી કરી કે આ સંસ્થા અસ્પૃશ્યોને સોંપી દેવી જોઈએ અને તેમના દ્વારા તેનું સંચાલન થવું જોઈએ. બીજાઓએ એવી માગણી કરી કે આ સંસ્થાની કારોબારીમાં અસ્પૃશ્યોનું પ્રતિનિધિત્વ હોવું જોઈએ. શ્રી ગાંધીએ આ બંનેમાંથી એકે સ્વીકારવાનો એવી યુક્તિપૂર્વકની દલીલોથી સ્પષ્ટ ઈન્કાર કર્યો કે દુનિયાનો લુચ્ચામાં લુચ્ચો માણસ પણ તે યુક્તિને સુધારી ન શકે. શ્રી ગાંધીની પ્રથમ દલીલ એ હતી કે હરિજન સેવક સંઘ તે અસ્પૃશ્યતા પાલનના આચરેલા પાપ માટેનું હિંદુઓનું પ્રાયશ્ચિત્ત હતું. તેમણે જ તે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. આથી, અસ્પૃશ્યોને સંઘના સંચાલનમાં સ્થાન ન હોઈ શકે. બીજું, શ્રી ગાંધી એમ કહે છે કે જે ફાળો તે એકઠો કરે છે તેમાં હિંદુઓનું પ્રદાન હોય છે, અસ્પૃશ્યોનું નહિ અને તે અસ્પૃશ્યોનાં નાણાં નહીં હોવાથી અસ્પૃશ્યોને કારોબારી પર હોવાનો અધિકાર નથી, શ્રી ગાંધીએ કરેલો ઈન્કાર સહી શકાય પણ તેમની દલીલો અતિશય અપમાનજનક છે અને કોઈ પણ સ્વમાની અસ્પૃશ્ય સંઘ સાથે કશોય સંબંધ રાખવાનો ઈન્કાર કરે તે તેને ક્ષમ્ય ગણી શકાય. કોકે માન્યું હશે કે હરિજન સેવક સંઘ ટ્રસ્ટ છે અને અસ્પૃશ્યો તેના હિતાધિકારીઓ છે. કાયદાની કોઈ પણ સંક્ષિપ્ત નોંધ તેટલું તો સ્વીકારશે કે હિતાધિકારીઓને ટ્રસ્ટના હેતુ અને ધ્યેય જાણવાનો, તેનું ભંડોળ જાણવાનો અને તેના ધ્યેયનું પૂરેપૂરું પાલન થાય છે કે નહિ તે જાણવાનો અધિકાર છે જ. હિતાધિકારીઓને વિશ્વાસભંગના ગુના માટે ટ્રસ્ટીઓને દૂર કરવાનો અધિકાર છે. આ આધારે પણ કારોબારીમાં અસ્પૃશ્યોના પ્રતિનિધિત્વનો ઈન્કાર કરવાનું અશક્ય છે. દેખીતી

રીતે જ શ્રી ગાંધી આ સ્થિતિ સ્વીકારવા માગતા નથી. જે સ્વમાની અસ્પૃશ્યને ખુશામત કરવાની ઇચ્છા નથી અને જે અપરિચિતોના પરોપકાર પર અસ્પૃશ્યોનું ભાવિ હોડમાં મૂકવા માગતો નથી તેને શ્રી ગાંધી સાથે કોઈ તકરાર ન હોઈ શકે. તે એમ કહેવા તૈયાર છે કે જો સ્વાર્થ એ જ સદ્‌ગુણ હોય તો શ્રી ગાંધીનો તર્ક સર્વોત્તમ છે અને શ્રી ગાંધી ભલે તેનો લાભ લે, પણ જો અસ્પૃશ્યો સંઘનો બહિષ્કાર કરે તો તેમણે તેમને દોષ ન દેવો જોઈએ.

અસ્પૃશ્યોને સંઘનું સંચાલન કરવાની પરવાનગી ન આપવા પાછળ ખરેખર તો આ કારણો ન જ હોઈ શકે. ખરાં કારણો તો બીજાં છે. જો સંઘ અસ્પૃશ્યોને સોંપી દેવાય તો શ્રી ગાંધી કે કોંગ્રેસનું કોઈ નિયંત્રણ અસ્પૃશ્યો પર ન રહે. અસ્પૃશ્યો હિંદુઓ પર અવલંબન રાખતા બંધ થઈ જાય. બીજું એ કે, અસ્પૃશ્યો સ્વતંત્ર થતાં જ હિંદુઓ પ્રત્યે કૃતજ્ઞ બનતાંય અટકી જાય. આ પરિણામો શ્રી ગાંધીએ જે ધ્યેય અને ઉદ્દેશથી આ સંઘની સ્થાપના કરી તેની વિરુદ્ધનાં છે. ભારતીય ખ્રિસ્તીઓમાં જે મિશન-પરસ્ત માનસ કહેવાય છે તેવું માનસ અસ્પૃશ્યોમાં તે સર્જવા માગે છે. અને એટલે જ શ્રી ગાંધી સંઘના નિયંત્રણ કે વ્યવસ્થા અસ્પૃશ્યોને સોંપવા નથી ઇચ્છતા. અસ્પૃશ્યોની મુક્તિની સાચદિલની ઇચ્છા સાથે આ સુસંગત છે ? શ્રી ગાંધીને અસ્પૃશ્યોના મુક્તિદાતા કહી શકાશે? અસ્પૃશ્યોને હિંદુઓની ગુલામીમાંથી મુક્ત કરવાને બદલે તેમને હિંદુઓના કહ્યાંમાં રાખે તેવા બંધન સાથે તેમને બાંધવા શ્રી ગાંધી આતુર છે તેવી પ્રતીતિ આ પરથી નથી થતી ?

આ જ કારણોસર શ્રી ગાંધીની અસ્પૃશ્ય વિરોધી ઝુંબેશ નિષ્ફળ ગઈ.

## ૫

સમાપન કરતાં શું એમ કહી શકાશે કે અસ્પૃશ્યોએ જે ખોયા હતા તે માનવતા માટેના દસ્તાવેજો શ્રી ગાંધીએ શોધી કાઢ્યા છે ? સ્પષ્ટપણે ના. તે દસ્તાવેજો તો હજી હિંદુઓ પાસે છે. તે પાછા મેળવવા ગાંધીએ કશું જ કર્યું નથી. તેને પાછા મેળવવામાં અસ્પૃશ્યોને તેમણે કશી સહાય પણ કરી નથી. ઊલટું શ્રી ગાંધીએ તેમના માર્ગમાં અનેક અવરોધો ઊભા કર્યા છે. અસ્પૃશ્યો માને છે કે માનવતા માટેના તેમના દસ્તાવેજો - એટલે કે હિંદુઓની ગુલામીમાંથી

તેમની મુક્તિ - તેઓ બીજા કશાથી જ નહિ માત્ર રાજકીય સત્તાથી જ, પ્રાપ્ત કરી શકશે. બીજી બાજુ શ્રી ગાંધી એમ માને છે કે તેમના ઉપદેશો અને હિંદુઓના પરોપકાર તથા ઉત્સાહ જ અસ્પૃશ્યોની સર્વ વ્યાધિઓને હરનારું ઔષધ છે. હિંદુઓના સતત વહેતા પરોપકાર તથા ઉત્સાહ પર અસ્પૃશ્યો શું વિશ્વાસ રાખી શકે ? જે પરોપકારમાં પ્રશંસવા યોગ્ય તેનો પ્રકોપ જ છે. જે ઉત્સાહમાં વિશ્વાસ કરવા યોગ્ય માત્ર તેનું વેર જ છે. પણ અસ્પૃશ્યોનો કયો મિત્ર તેમને હિંદુઓના પરોપકાર અને ઉત્સાહનાં કંગાળ પગલાં પર તેમને અવલંબવાની સલાહ આપી શકે ? છેલ્લાં બે હજાર વર્ષોથી અસ્પૃશ્યતા અસ્તિત્વમાં છે જે ગાળા દરમ્યાન હિંદુઓએ દિન રાત અસ્પૃશ્યોનું લોહી ચૂસ્યું છે અને દરેક રીતે તેમનું ખંડન કર્યું છે, તેમનું દમન કર્યું છે. આ બે હજાર વર્ષોના ગાળામાં હિંદુઓએ અસ્પૃશ્યોને કેટલા રૂપિયાનું દાન કર્યું ? માત્ર ૮ લાખ અને તેય તે શ્રી ગાંધી ભિક્ષાપાત્ર લઈને આખા દેશમાં ઘૂમ્યા ત્યારે !!! પોતાના કાર્યક્રમની કસોટી કરીને, શ્રી ગાંધીએ અસ્પૃશ્યોની રાજકીય સત્તાને તેમની મુક્તિના એક માત્ર પગલા તરીકે માન્ય રાખી હોત. ખરેખર, આ માગણીઓ એટલી તો વાજબી છે કે સામાન્ય બુદ્ધિનો માણસ પણ એટલું સમજી શક્યો હોત કે જે કામ ઉપદેશ આપતા ભિક્ષુઓની કતારે સો વર્ષમાં કર્યું હોત તે કામ અસ્પૃશ્યોના હાથમાં રહેલી વહીવટી સત્તાએ એક વર્ષમાં કર્યું હોત. પણ અસ્પૃશ્યોના હાથમાં રાજકીય સત્તા આવે તે ખ્યાલ માત્ર જ શ્રી ગાંધી માટે ઘૃણાસ્પદ હતો. જ્યારે શ્રી ગાંધી તે હકીકતથી સંપૂર્ણપણે સભાન છે કે તેમને સહાય કરવા માટે જે સામાજિક પ્રક્રિયાઓ પર તેમણે ભાર મૂક્યો હતો તે સંપૂર્ણ નિષ્ફળ ગઈ છે અને છતાંય શ્રી ગાંધી અસ્પૃશ્યોની મુક્તિ માટે રાજકીય પ્રક્રિયાઓનો ઉપયોગ થવા દેવાના નથી ત્યારે અસ્પૃશ્યોએ 'શ્રી ગાંધીથી સાવધાન' એમ કેમ ન કહેવું જોઈએ ?

આ સંદર્ભે, અમેરિકાના આંતરવિગ્રહમાં પ્રમુખ લિંકનના સંઘ અને ગુલામીના બે પ્રશ્નો પ્રત્યેના વલણનું સ્મરણ થઈ આવે. મિ. હોરેસ ગ્રિલે અને પ્રમુખ લિંકન વચ્ચે ૧૮૬૨માં થયેલા પત્રવ્યવહારમાં[1] આ વલણ સુપેરે પ્રગટ થાય છે.

૧ વર્કસ ઓફ અબ્રાહમ લિંકન ગ્રંથ ૧૧, પૃ.૧૨-૧૫

'બે કરોડની પ્રાર્થના' તે શીર્ષક નીચે પ્રમુખ લિંકનને ઉદ્દેશેલા પત્રમાં મિ. ગ્રિલે કહે છે :

'આ વિશ્વના વિશાળ પટ પર, મિ. પ્રેસિડેન્ટ, સંઘનો એવો કોઈ નિઃસ્વાર્થી, કૃતસંકલ્પ, બુધ્ધિશાળી હિમાયતી નથી કે જેને એમ ન લાગતું હોય કે આ વિપ્લવને ડામી દેવાના અને સાથે સાથે તેને સમર્થન આપતા કારણો એટલે કે ગુલામીને ટેકો આપવાના પ્રયત્નો મૂર્ખતાભર્યા અને વંધ્ય છે.'

પ્રમુખ લિંકને તેનો ઉત્તર આ પ્રમાણે આપ્યો. 'જો એવા લોકો પણ હોય કે જે ગુલામીનું રક્ષણ કર્યા વિના સંઘનું રક્ષણ ન જ કરી શકતા હોય તો હું તેમની સાથે સંમત થતો નથી.

'જો એવા લોકો પણ હોય કે જે ગુલામીનો નાશ કર્યા વિના સંઘનું રક્ષણ ન જ કરી શકતા હોય તો હું તેમની સાથે સંમત થતો નથી.

'મારો સર્વોપરી હેતુ તો છે સંઘને બચાવવાનો અને ગુલામીને સાચવવાનો કે તેનો નાશ કરવાનો નહિ.

'જો કોઈ પણ ગુલામને મુક્ત કર્યા વિના હું સંઘને બચાવી શકું તો હું તેમ કરીશ. જો હું ગુલામોને મુક્ત કરી તેને બચાવી શકું તો હું તેમ કરીશ અને જો હું કેટલાકને મુક્ત કરી અન્યોને એકલા પાડી મૂકી તેમ કરી શકું તો હું તેમ પણ કરીશ.'

નિગ્રોની ગુલામી અને સંઘ સાથેના તેના સંબંધ અંગે પ્રમુખ લિંકનના આ દૃષ્ટિકોણો હતા. જે નિગ્રોના મુક્તિદાતા તરીકે પ્રસિધ્ધ છે તેના પર આ દષ્ટિકોણો એક જુદો જ પ્રકાશ ફેંકે છે. હકીકતમાં તો તે નિગ્રોની મુક્તિને સ્પષ્ટ આદેશ નહોતા માનતા. લોકોની, લોકો દ્વારા, અને લોકો માટેની સરકાર જેવું જગવિખ્યાત કથન ગેટીસબર્ગની ધરતી પરથી કરનારા આ વક્તાએ જો સંઘ ટકતો હોય તો તેના કથને કાળા લોકોની, ગોરા લોકો દ્વારા, ગોરા લોકો માટેની સરકાર તેવો આકાર લીધો હોત તો વાંધો ન ઉઠાવ્યો હોત. શ્રી ગાંધીના સ્વરાજ્ય અને અસ્પૃશ્યતા પ્રત્યેના વલણને પ્રમુખ લિંકનના નિગ્રો તથા સંઘ બંને પ્રત્યેના વલણ સાથે ઘણું જ સામ્ય છે. જેમ પ્રમુખ લિંકન સંઘ સાચવવા માગતા હતા

તેમ શ્રી ગાંધી સ્વરાજ્ય માગે છે. પણ તે હિંદુ ધર્મના સ્વરૂપને છિન્નભિન્ન કર્યા વિના એટલે કે અસ્પૃશ્યોની રાજકીય મુક્તિ વિના માગે છે જેમ, સંઘ માટે જો તેમ કરવું અનિવાર્ય ન હોય તો પ્રમુખ લિંકન ગુલામોને મુક્ત કરવા નહોતા માગતા તેમ. અલબત્ત, શ્રી ગાંધી અને પ્રમુખ લિંકન વચ્ચે ભેદ પણ છે. જો .સંઘને સાચવવા ગુલામોની મુક્તિ અનિવાર્ય હોય તો પ્રમુખ લિંકન નિગ્રો ગુલામોને મુક્ત કરવા માગતા હતા. શ્રી ગાંધીનું વલણ તદ્દન વિરોધાભાસી છે. સ્વરાજ્ય મેળવવા અનિવાર્ય હોય તોય શ્રી ગાંધી અસ્પૃશ્યોની રાજકીય મુક્તિ માટે તૈયાર નથી. શ્રી ગાંધીનું વલણ તો એવું છે કે જો સ્વરાજ્ય મેળવવા માટે અસ્પૃશ્યોની રાજકીય મુક્તિની કીમત ચૂકવવી પડતી હોય તો ભલે સ્વરાજ્ય નાશ પામે.

કેટલાક અસ્પૃશ્યોનાં મનમાં કદાચ એવી અસર છે કે આ બધી વાતો તો વીતી ગયેલા ભૂતકાળની છે. અને પુનાકરાર પર સહી કર્યા પછી શ્રી ગાંધી અસ્પૃશ્યોની માગણીનો વિરોધ ન કરી શકે કારણ કે પુના કરારના પક્ષકાર તરીકે શ્રી ગાંધીએ કબૂલી જ લીધું હશે કે હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યો એક અલગ ઘટક છે. આ સંપૂર્ણ ગેરસમજ છે. શ્રી ગાંધીના વિચારોમાં પુના કરારે કોઈ પરિવર્તન આણ્યું નથી અને અસ્પૃશ્યોના રાજકીય સલામતીઓના દાવા પ્રત્યે ગોળમેજી પરિષદ વખતે અને પુના કરાર પહેલાં જે વલણ તે ધરાવતા હતા તે જ વલણ તે ધરાવે છે તેમ માનવાને કારણો છે. ૧૯૪૦માં નામદાર સરકારે જ્યારે જાહેર કર્યું કે હિંદના રાષ્ટ્રીય જીવનમાં અસ્પૃશ્યો એક અલગ ઘટક છે અને બંધારણ ઘડતી વેળાએ તેમની સંમતિ આવશ્યક છે ત્યારે જ શ્રી ગાંધી વિરોધ સહિત બહાર આવ્યા. તેમાં જ તે કારણોનું મૂળ રહેલું છે. જ્યારે વાઈસરોય લૉર્ડ લિન્લિથગોએ અસ્પૃશ્યોનો અલગ ઘટક તરીકે સંદર્ભ કર્યો અને કહ્યું કે બંધારણને તેમની સંમતિ અનિવાર્ય છે ત્યારે જ શ્રી ગાંધીએ કહ્યું :[1]

કોંગ્રેસનો નરેશો, મુસ્લિમ લીગ અને અનુસૂચિત વર્ગો સાથે પણ સંમતિનો અભાવ હિંદના આઝાદીના અધિકારના બ્રિટીશ-સ્વીકૃતિ માટે અવરોધરૂપ છે

૧ 'હરિજન' - તા. ૧૩, ઑક્ટોબર, ૧૯૪૦

એવી વાઈસરોય અને પછી તત્કાલીન હિંદી વજીરની દલીલ મને તો કોંગ્રેસ તથા લોકોને થતા અન્યાય કરતાં પણ કૈં સવિશેષ લાગી.'

* * *

'આ વિવાદમાં અનુસૂચિત વર્ગોના સમાવેશે તો બ્રિટીશ સરકારની સ્થિતિની અવાસ્તવિકતાને વધુ અવાસ્તવિક બનાવી. તે લોકો જાણે છે કે કોંગ્રેસ વિશિષ્ટ કાળજી રાખે છે અને બ્રિટિશ સરકાર કરતાં કોંગ્રેસ તેમનાં હિતો જાળવવા અનંતગણી સક્ષમ છે. વળી, ઉચ્ચવર્ણના હિંદુઓનો સમાજ જેટલી જ્ઞાતિઓમાં વહેંચાયેલો છે તેમ અનુસૂચિત વર્ગો પણ વહેંચાયેલા છે. કોઈ એક અનુસૂચિત જ્ઞાતિનો સભ્ય અસંખ્ય જ્ઞાતિઓનું સંપૂર્ણ શક્ય અને સાચું પ્રતિનિધિત્વ કરી શકે નહિ.'

શ્રી ગાંધીએ આગળ ધરેલી દલીલ બાલિશ છે. એમ દર્શાવી શકાય કે વાઈસરોયે અનુસૂચિત જ્ઞાતિઓને આપેલ દરજ્જા સામે પોતાનો વિરોધ દર્શાવવાની ઉતાવળમાં શ્રી ગાંધી ભૂલી એ ગયા કે જો અનુસૂચિત જ્ઞાતિઓ અનેક જ્ઞાતિઓમાં વહેંચાયેલી હોય તો મુસ્લિમોની અને ભારતીય ખ્રિસ્તીઓની સ્થિતિ પણ તેમનાથી જુદી નથી. મુસ્લિમો ત્રણ જૂથમાં વહેંચાયેલા છે : (૧) સુન્નીઓ (૨) શિયાઓ અને (૩) મોમીનો આ દરેક જૂથમાં પણ અનેક જ્ઞાતિઓ છે જેમની વચ્ચે પરસ્પરનો રોટી વ્યવહાર છે પણ બેટી વ્યવહાર નથી. ભારતીય ખ્રિસ્તીઓ બે વિભાગમાં વહેંચાયલા છે : (૧) કેથોલિકો અને (૩) પ્રોટેસ્ટંટો વળી, કેથોલિકોના પણ પેટા વિભાગ છે. (૧) જ્ઞાતિ ધરાવતા ખ્રિસ્તીઓ અને (૨) જ્ઞાતિ વિનાના ખ્રિસ્તીઓ. કેથોલિકો અને પ્રોટેસ્ટંટો બંનેમાં જ્ઞાતિઓ છે જેમની વચ્ચે બેટી વ્યવહાર નથી અને જ્ઞાતિ ધરાવતા ખ્રિસ્તીઓ અને જ્ઞાતિ વિનાના ખ્રિસ્તીઓ વચ્ચે રોટી વ્યવહાર પણ નથી અને તે એક દેવળમાં જતાં પણ નથી. આ જ બતાવે છે કે પુના કરારના પક્ષકાર હોવા છતાંય ગાંધી અનુસૂચિત જ્ઞાતિઓને અલગ દરજ્જો ન મળે તે જોવા કૃતસંકલ્પ છે અને પોતાના વિરોધી વલણ ને વાજબી ઠરાવવા ગમે તેવી અવિચારી દલીલ કરવા પણ તે તત્પર છે.

ટૂંકમાં, અસ્પૃશ્યોને લાગે વળગે છે ત્યાં સુધી શ્રી ગાંધી હજી તેમની સામે લડતને માર્ગે છે. તે ફરી કોઈ મુશ્કેલી ઊભી કરી શકે. તેમના પર વિશ્વાસ મૂકવાનો સમય પાક્યો નથી. અસ્પૃશ્યોએ હજી માનવું જોઈએ કે તેમની સલામતીનો સાચો માર્ગ છે 'શ્રી ગાંધીથી સાવધાન !' કહેવાનો.

# પ્રકરણ-૧૧

# ગાંધીવાદ

## અસ્પૃશ્યોનો સર્વનાશ

હમણાં લગી હિંદના સામાજિક અને આર્થિક જીવનની પુનર્રચના અંગે ચર્ચા કરતા હિંદીઓ વ્યક્તિવાદ વિરુધ્ધ સમૂહવાદ, મૂડીવાદ વિરુધ્ધ સમાજવાદ, સંરક્ષણવાદ વિરુધ્ધ ક્રાંતિવાદ વગેરે વગેરે સંદર્ભમાં વાત કરતા આવ્યા છે. પણ તાજેતરમાં એક નવો 'વાદ' હિંદની ક્ષિતિજ ઉપર ઊપસી આવ્યો છે. તે ગાંધીવાદ કહેવાય છે. તે સાચું છે કે તાજેતરમાં જ, ગાંધીવાદ જેવી કોઈ વસ્તુ હોવાનો શ્રી ગાંધીએ ઈન્કાર કર્યો છે, પણ આ ઈન્કાર તો શ્રી ગાંધી સામાન્યપણે જે નમ્રતાનો અંચળો ધારણ કરીને ફરે છે. તેનાથી વિશેષ કંઇ જ નથી. તે ગાંધીવાદના અસ્તિત્વ પ્રત્યે અણગમો દર્શાવતો નથી. ગાંધીવાદના શીર્ષક નીચે અસંખ્ય પુસ્તકો પ્રગટ થયાં છે અને શ્રી ગાંધીએ તેનો વિરોધ કર્યો નથી. હિંદમાં અને હિંદની બહાર કેટલાક લોકોનું ધ્યાન તેણે ખેંચ્યું પણ છે. કેટલાકને તો તેમાં એટલી બધી શ્રધ્ધા છે કે તેઓ તેને માર્કસવાદના વિકલ્પ તરીકે આગળ ધરતા પણ ખચકાતા નથી.

અગાઉનાં પાનાં પર જે લખાયું છે તે જેમના વાંચવામાં આવ્યું હોય તેવા ગાંધીના અનુયાયીઓ કદાચ પૂછે : તેમની પાસેથી અસ્પૃશ્યોએ અપેક્ષા રાખી હોય તેવું શ્રી ગાંધીએ કદાચ નહિ કર્યું હોય પણ આ ગાંધીવાદ શું અસ્પૃશ્યો માટે કોઈ આશા નથી જન્માવતો ? ગાંધીવાદના અનુયાયીઓ શ્રી ગાંધીએ અસ્પૃશ્યો માટે ભરેલાં ટૂંકાં, ધીમાં, એકાંતરિયા પગલાં યાદ કરવાનો અને તેમણે જાહેર કરેલા સિધ્ધાંતોનો શક્યતાપૂર્ણ વિસ્તાર ભૂલવાનો આક્ષેપ પણ મારા પર મૂકે. હું કબૂલ કરું છું કે ક્યારેક એવું બને છે કે જે વ્યક્તિ લાંબો સિધ્ધાંત જાહેર કરે છે તે માત્ર ટૂંકા જ પગલાં ભરે છે અને તેણે ભરેલાં ટૂંકાં પગલાં માટે તેને ક્ષમા આપવી જોઈએ એ આશાએ કે કોઈ દિવસ સિધ્ધાંતમાં રહેલું અંતર્ગત જોમ તેની પાસે એક એવું લાંબું પગલું ભરાવશે કે જે રહી ગયેલા બધાં પગલાંને આવરી લેશે. અભ્યાસ માટે ગાંધીવાદ પોતે એક રસપ્રદ વિષય છે. પણ શ્રી ગાંધી વિશે આટલી ચર્ચા કર્યા પછી ગાંધીવાદ વિષે ચર્ચા કરવી તે એક કંટાળાજનક કાર્ય બનવાનું જ

અને તેથી જ મારો પ્રથમ પ્રત્યાઘાત તો એ હતો કે મારે ગાંધીવાદ અને અસ્પૃશ્યો અંગેની વિચારણા મોકૂફ રાખવી. તે જ સમયે તે હકીકતો પ્રત્યે હું સહેજપણ ઉદાસીન ન રહી શક્યો કે આ વિષયની વિચારણા મારે ન કરવી તે અતિ કમભાગ્ય ઘટના પણ બને. કારણ કે મેં શ્રી ગાંધીને આટલા ઉઘાડા પાડયા છતાં ગાંધીવાદીઓ તેનો લાભ લે અને તેવો ઉપદેશ આપતા જ રહે કે અસ્પૃશ્યોનો પ્રશ્ન ઉકેલવામાં જો શ્રી ગાંધી નિષ્ફળ ગયા છે તો પણ હજી અસ્પૃશ્યો ગાંધીવાદમાં તેમની મુક્તિ પ્રાપ્ત કરશે. આવા પ્રચારને હું સહેજ પણ તક આપવા માગતો ન હોઈ મેં મારી મૂળ નામરજી ખંખેરી નાંખી અને ગાંધીવાદની ચર્ચામાં વ્યસ્ત બન્યો.

૨

ગાંધીવાદ શું છે ? તેનો હેતુ શો છે ? આર્થિક પ્રશ્ન અંગે તેનો બોધ શો છે ? સામાજિક પ્રશ્ન અંગે તેનો બોધ શો છે ?

પ્રારંભમાં જ તે કહેવું અનિવાર્ય છે કે કેટલાક ગાંધીવાદીઓએ ગાંધીવાદની વિભાવના ઊભી કરી છે જે નરી કાલ્પનિક છે. આ વિભાવના પ્રમાણે ગાંધીવાદ એટલે ગામડામાં પાછા ફરવું અને ગામડાને સ્વાયત્ત બનાવવું. તે ગાંધીવાદને માત્ર પ્રાદેશિકતાવાદની ઘટના બનાવે છે, પણ મને ખાતરી છે કે ગાંધીવાદ તે પ્રાદેશિકતાવાદ તેટલો સરળ નથી કે તેટલો નિર્દોષ પણ નથી. ગાંધીવાદ પ્રાદેશિકતા વાદ કરતાં ઘણી મોટી વસ્તુ છે. પ્રાદેશિકતાવાદ તેનો નાનકડો બિનમહત્ત્વનો ભાગ છે. તેની એક સામાજિક વિચારધારા છે અને એક આર્થિક વિચારધારા પણ. ગાંધીવાદની સામાજિક અને આર્થિક વિચારધારાને ટાળવી એટલે જાણી જોઈને ગાંધીવાદનું ખોટું ચિત્ર રજૂ કરવું. સૌ પ્રથમ અને મહત્ત્વની જરૂરિયાત તો એ છે ગાંધીવાદનું સાચું ચિત્ર રજૂ કરવું.

શ્રી ગાંધીના સામાજિક પ્રશ્નો પરના ઉપદેશોથી પ્રારંભ કરીએ. જ્ઞાતિપ્રથા - હિંદમાં જે મુખ્ય સામાજિક પ્રશ્ન છે - અંગે શ્રી ગાંધીના વિચારો તેમણે પોતે જ ગુજરાતી પત્ર 'નવજીવન'માં વિગતપૂર્વક ૧૯૨૧-૨૨માં આપ્યા છે. તે લેખ ગુજરાતીમાં[૧] લખાયો છે. શ્રી ગાંધી કહે છે :

૧ તે લેખ 'ગાંધી શિક્ષણ'ના બીજા ખંડમાં ક્રમ ૧૮મે પુનર્મુદ્રિત થયો છે.

૧. હું માનું છું કે હિંદુ સમાજ આજ સુધી ટકી રહ્યો છે તેનું કારણ તે જ્ઞાતિપ્રથા પર રચાયેલો છે.

૨. સ્વરાજ્યનાં બીજ જ્ઞાતિપ્રથામાં મળી આવે છે. જુદીજુદી જ્ઞાતિઓ લશ્કરના વિભાગની જુદીજુદી શાખાઓ જેવી છે. પ્રત્યેક વિભાગ ને સમગ્ર લશ્કરના ભલા માટે કામ કરે છે.

૩. જે કોમ જ્ઞાતિપ્રથા સર્જી શકે તે વ્યવસ્થાતંત્રની અનન્ય શક્તિ ધરાવે છે તેમ કહી શકાય.

૪. જ્ઞાતિઓ પાસે પ્રાથમિક શિક્ષણના પ્રસાર માટે તૈયાર સાધનો છે. પ્રત્યેક જ્ઞાતિ તે જ્ઞાતિના બાળકોનાં શિક્ષણ માટેની જવાબદારી ઉઠાવી શકે. જ્ઞાતિનો રાજકીય આધાર છે. તે પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થા માટે મતદારમંડળ તરીકે કામ કરી શકે. એક જ જ્ઞાતિના સભ્યો વચ્ચેના વિવાદોનો નિર્ણય કરવા વ્યક્તિઓને પંચ તરીકે ચૂંટીને જ્ઞાતિઓ ન્યાય વિષયક કાર્યો પણ કરી શકે. પ્રત્યેક જ્ઞાતિ પાસે લશ્કરી ઢબની ટુકડી ઊભી કરાવીને સંરક્ષણદળ ઊભું કરવાનું આ જ્ઞાતિઓને કારણે સરળ બને.

૫. હું માનું છું કે રાષ્ટ્રીય એકતાને વેગ આપવા આંતરભોજન કે આંતર લગ્નો જરૂરી નથી. સહભોજનથી મૈત્રી વધે છે તે અનુભવવિરુદ્ધ વાત છે. જો આ સાચું હોત તો યુરોપમાં યુદ્ધ ન થયું હોત.. ભોજન લેવાની ક્રિયા કુદરતી હાજતે જવાની ક્રિયા જેટલી જ ગંદી છે. માત્ર તફાવત એટલો જ છે કે કુદરતી હાજતે ગયા પછી આપણને શાંતિ મળે છે જ્યારે ભોજન લીધા પછી આપણને અસુખ મળે છે. જેમ આપણે એકાંતમાં કુદરતી હાજતે જઈએ છીએ તેમ આપણે ભોજન પણ એકાંતમાં જ લેવું જોઈએ.

૬. હિંદમાં ભાઈઓનાં સંતાનો આંતર લગ્ન નથી કરતાં. તે આંતર લગ્ન નથી કરતાં એટલે પરસ્પરને ચાહતાં બંધ થઈ જાય છે ? વૈષ્ણવોમાં કેટલીક સ્ત્રીઓ એટલી રૂઢિચુસ્ત હોય છે કે તે કુટુંબના અન્ય સભ્યો સાથે જમતી જ નથી અને સહુ માટે રાખેલા પાણીના વાસણમાંથી પાણી પીતી જ નથી. તેમની વચ્ચે પ્રેમ નથી ? જુદીજુદી જ્ઞાતિઓ વચ્ચેના આંતરભોજનો કે આંતરલગ્નોને છૂટ તે આપતી નથી એટલા માટે જ્ઞાતિપ્રથાને ખરાબ કહેવાશે નહિ.

૭. જ્ઞાતિ તે અંકુશનું બીજું નામ છે. જ્ઞાતિ આનંદ પર અંકુશ મૂકે છે : તેનો આનંદ ભોગવવા માટે જ્ઞાતિનાં બંધનોનાં ઉલ્લંઘનની છૂટ જ્ઞાતિ વ્યક્તિને આપતી નથી. આંતરભોજન અને આંતરલગ્નો જેવાં જ્ઞાતિ પ્રતિબંધનોનો આજ અર્થ છે.

૮. જ્ઞાતિ પ્રથાનો નાશ કરવો અને યુરોપની પશ્ચિમી સામાજિક પ્રથા અપનાવવી તેનો અર્થ એ કે હિંદુઓએ જ્ઞાતિપ્રથાના આત્મારૂપ આનુવંશિક વ્યવસાયના સિદ્ધાંતનો ત્યાગ કરવો. આનુવંશિક સિદ્ધાંત તે જ શાશ્વત સિદ્ધાંત છે. જો હું કોઈ બ્રાહ્મણને જિંદગીભર બ્રાહ્મણ ન કહી શકતો હોઉં તો તે બ્રાહ્મણનો મારે કશો ખપ નથી. જો રોજ ને રોજ બ્રાહ્મણ શૂદ્ર બનવાનો હોય અને શુદ્ર બ્રાહ્મણ બનવાનો હોય તો અવ્યવસ્થા ઊભી થશે.

૯. જ્ઞાતિપ્રથા તે સમાજની સ્વાભાવિક વ્યવસ્થા છે. હિંદમાં તેને ધાર્મિક સ્વરૂપ અપાયું છે. બીજા દેશો જ્ઞાતિપ્રથાની ઉપયોગિતા ન સમજ્યા હોવાથી ત્યાં તેનું અસ્તિત્વ શિથિલ સ્વરૂપે જ રહ્યું અને પરિણામે જ્ઞાતિપ્રથાનો જે લાભ હિંદે મેળવ્યો તેટલા પ્રમાણમાં લાભ તે દેશો મેળવી શક્યા નથી.

મારા આ વિચારો હોવાથી જે બધા જ્ઞાતિપ્રથા તોડવા નીકળ્યા છે તેમનો હું વિરોધી છું.'

૧૯૨૨માં શ્રી ગાંધી જ્ઞાતિપ્રથાના રક્ષક હતા. આ તપાસ આગળ ધપાવતા, ૧૯૨૫ના વર્ષમાં જ્ઞાતિપ્રથા અંગે શ્રી ગાંધીનાં કેટલાંક ગંભીર વિધાનો જોવાં મળે છે. ૧૯૨૫ના ફેબ્રુઆરીની ત્રીજી તારીખે શ્રી ગાંધીએ આમ કહ્યું :

'મેં જ્ઞાતિપ્રથાને એટલા માટે સમર્થન આપ્યું કે તેમાં સંયમ રહેલો છે, પણ આજે જ્ઞાતિપ્રથાનો અર્થ સંયમ નથી થતો પણ મર્યાદાઓ થાય છે. સંયમ ભવ્ય છે અને તે સ્વતંત્રતા મેળવવામાં મદદ કરે છે, પણ મર્યાદાઓ તો સાંકળ જેવી છે. તે બાંધે છે. આજે જેવી જ્ઞાતિપ્રથા છે તેમાં કશું માણવા યોગ્ય નથી. તે બધું શાસ્ત્રોના સિદ્ધાંતોથી વિરુદ્ધ છે. જ્ઞાતિઓની સંખ્યા અનંત છે અને આંતર લગ્નો સામે અવરોધ છે. આ ઉત્થાનની પરિસ્થિતિ નથી. આ તો પતનની નિશાની છે.'

'આમાંથી બહાર નીકળવાનો માર્ગ શો ?' તે પ્રશ્નનો ઉત્તર આપતાં શ્રી ગાંધીએ જણાવ્યું :

'શ્રેષ્ઠ ઉપાય તો એ છે કે નાની જ્ઞાતિઓએ પોતે એક મોટી જ્ઞાતિમાં એકરૂપ થઈ જવું. આવી માત્ર ચાર મોટી જ્ઞાતિઓ હોવી જોઈએ કે જેથી આપણે ચાર વર્ણની આપણી પુરાણી પ્રથા ઊભી કરી શકીએ.'

ટૂંકમાં ૧૯૨૫માં શ્રી ગાંધી વર્ણવ્યવસ્થાના હિમાયતી બન્યા. પ્રાચીન હિંદમાં જે પુરાણી વર્ણવ્યવસ્થા પ્રવર્તમાન હતી તેણે સમાજનું ચાર ક્રમમાં વિભાજન કર્યું હતું. (૧) બ્રાહ્મણ- જેનો વ્યવસાય હતો અભ્યાસ (૨) ક્ષત્રિય - જેનો વ્યવસાય હતો યુદ્ધકળા (૩) વૈશ્ય - જેનો વ્યવસાય હતો વેપાર અને (૪) શૂદ્રો - જેમનો વ્યવસાય અન્ય વર્ગોની સેવા. શ્રી ગાંધીની વર્ણવ્યવસ્થા શું રૂઢિચુસ્ત હિંદુઓની પુરાણી વર્ણવ્યવસ્થા જેવી જ છે ? શ્રી ગાંધીએ પોતાની વર્ણવ્યવસ્થાની સ્પષ્ટતા નીચેના શબ્દોમાં કરી છે[1]

'૧. હું માનું છું કે જન્મને આધારે વર્ણોની વહેંચણી થઈ છે.

'૨.. વર્ણવ્યવસ્થામાં એવું કશું નથી કે જે શૂદ્રને અભ્યાસ કરતાં કે આક્રમણ અને રક્ષણની યુદ્ધકળા પ્રાપ્ત કરતાં અટકાવી શકે. ઊલટું, ક્ષત્રિયને પણ સેવા કરવાની તેમાં છૂટ છે. વર્ણવ્યવસ્થા તેને માટે અવરોધ નથી. વર્ણવ્યવસ્થાનો આદેશ એ છે કે શૂદ્ર અભ્યાસને આજીવિકાનું સાધન નહિ બનાવે. તે જ રીતે ક્ષત્રિય સેવાને પોતાની આજીવિકાનું સાધન નહિ બનાવે. (તે જ રીતે બ્રાહ્મણ પણ યુદ્ધ કે વ્યાપારની કળા શીખી શકે. પણ તેણે તેમને આજીવિકાનાં સાધન ન બનાવવાં જોઈએ. તેથી ઊલટું, વૈશ્ય પણ અભ્યાસ કરી શકે અથવા તો યુદ્ધકળા પ્રાપ્ત કરી શકે, પણ તેણે તેમને આજીવિકાનાં સાધન ન બનાવવા જોઈએ.)

'૩. વર્ણવ્યવસ્થા આજીવિકાનાં સાધન સાથે સંકળાયેલી છે. એક વર્ણની વ્યક્તિ અન્ય વર્ણોની વ્યક્તિઓ જેમાં વિશિષ્ટતા ધરાવે છે તે જ્ઞાન અથવા શાસ્ત્ર અને કળા પ્રાપ્ત કરે તેમાં કશો જ વાંધો નથી. પણ જ્યાં સુધી તેના

---

૧ શ્રી ગાંધીના તે વિષય પરના લેખમાંથી આ ટાંચણો લેવામાં આવ્યાં છે. શ્રી ગાંધીનાં મૂળ ગુજરાતી લખાણોને સમાવતા પુસ્તક 'વર્ણવ્યવસ્થા'માં તે લેખ પુનર્મુદ્રિત થયો છે.

આજીવિકા ઉપાર્જનના માર્ગને સંબંધ છે ત્યાં સુધી તેણે જે વર્ણની તે હોય તે જ વર્ણનો વ્યવસાય અપનાવવો જોઈએ. એનો અર્થ એ કે તેણે તેના પૂર્વજોનો વંશપરંપરાગત વ્યવસાય સ્વીકારવો જોઈએ.

'૪. વર્ણવ્યવસ્થાનો હેતુ સ્પર્ધા, વર્ગસંઘર્ષ તથા વર્ગયુદ્ધ અટકાવવાનો છે. હું વર્ણવ્યવસ્થામાં એટલા માટે માનું છું કે તે વ્યક્તિઓનાં કર્તવ્યો તથા વ્યવસાયો નક્કી કરે છે.

'૫. વર્ણ એટલે માણસ જન્મે તે પહેલાં તેના વ્યવસાયની નિશ્ચિતતા.

'૬. વર્ણવ્યવસ્થામાં કોઈ પણ માણસને તેનો વ્યવસાય પસંદ કરવાની સ્વતંત્રતા નથી. તેને માટે તેનો વ્યવસાય આનુવંશિકતાથી નિશ્ચિત્ત થઈ ગયેલો જ હોય છે.'

આર્થિક જીવનના ક્ષેત્રે દષ્ટિ નાંખતાં શ્રી ગાંધી બે આદર્શો માટે કૃતસંકલ્પ છે:

તેમાંનો એક તો છે યંત્રોનો વિરોધ. ઠેઠ ૧૯૨૧માં શ્રી ગાંધીએ યંત્રો પ્રત્યેના પોતાના અણગમાને વાચા આપી હતી. ૧૮૨૧ના જાન્યુઆરીની ૨૧મીના 'યંગ ઈન્ડિયા'માં લખતા શ્રી ગાંધીએ કહ્યું :

'શું હું પ્રગતિની ઘડિયાળના કાંટાને પાછળ મૂકવા માગું છે ? શું હું મિલોની અવેજીમાં હાથે કાંતેલા અને હાથે વણેલા કાપડને સ્થાન આપવા માગુ છું ? રેલવેને બદલે શું હું ગાડાને સ્થાન આપવા માગું છું ? શું હું સમગ્ર યંત્રોનો નાશ કરવા માગું છું ? આ પ્રશ્નો મને કેટલાક પત્રકારો અને જાહેરવ્યક્તિઓ પૂછે છે. મારો જવાબ છે : યંત્રો અદશ્ય થઈ જાય તો હું આંસુ સારીશ નહિ કે તેને આપત્તિ માનીશ નહિ.'

યંત્રો સામેના તેમના વિરોધની પ્રતીતિ તો તેમણે ચરખાને આદર્શ બનાવ્યો અને હાથકાંતણ અને હાથવણાટનો તેમણે આગ્રહ રાખ્યો તેમાંથી જ મળી આવે છે. યંત્રોનો આ વિરોધ અને ચરખા પ્રત્યેનો આ પ્રેમ આકસ્મિક નથી. તે તેમની વિચારધારા છે. ૧૯૨૫ના જાન્યુઆરીની આઠમીએ મળેલી કાઠિયાવાડનાં દેશી રાજયોની પરિષદના અધ્યક્ષીય પ્રવચનમાં તેમની આ વિચારધારાને રજૂ

કરવા માટેનો વિશિષ્ટ પ્રસંગ શ્રી ગાંધીએ ઝડપી લીધો. શ્રી ગાંધીએ આમ કહ્યું:

'અનંતપણે વધતાં જતાં આ નિર્જીવ યંત્રોથી રાષ્ટ્રો હવે થાકી ગયાં છે. આપણાં અજોડ જીવંત યંત્રોને એટલે કે આપણાં શરીરોને કાટ ચઢવા દઈ અને તેમને સ્થાને નિર્જીવ યંત્રો મૂકી આપણે ખોઈ રહ્યા છીએ. ઈશ્વરનો એ કાયદો છે કે શરીરે પૂરેપૂરું કામ કરવું જોઈએ, તેનો પૂરેપૂરો ઉપયોગ થવો જોઈએ. આપણે તેનાથી અજાણ ન થઈ શકીએ. ચરખો તે તો શરીર યજ્ઞનું પવિત્ર પ્રતીક છે. આ યજ્ઞને અર્પણ કર્યા વિના જે તેનું ભોજન લે છે તે તેની (ભોજનની) ચોરી કરે છે. આ યજ્ઞનો ત્યાગ કરવાથી આપણે આ દેશના દ્રોહી બનીએ છીએ અને લક્ષ્મી સામે આવે ત્યારે બારણાં બંધ કરીએ છીએ.'

જેમણે શ્રી ગાંધીની પુસ્તિકા 'હિંદ સ્વરાજ' વાંચી હશે તે જાણી શકશે કે શ્રી ગાંધી આધુનિક સંસ્કૃતિના વિરોધી છે. ૧૯૦૮માં આ પુસ્તક પ્રથમવાર પ્રસિદ્ધ થયું હતું. પણ તેમની વિચારસરણીમાં કશો જ ફેર પડયો નથી. ૧૯૨૧માં લખતાં શ્રી ગાંધીએ કહ્યું.[1]

'આ પુસ્તિકા આધુનિક સંસ્કૃતિ'ની કટુ નિંદા છે. તે ૧૯૦૮માં લખાઈ હતી. આજે, મારી માન્યતા હતી તે કરતાં વધુ ઊંડી છે. મને લાગે છે કે જો હિંદ 'આધુનિક સંસ્કૃતિ'નો ત્યાગ કરી શકે તો તેમ કરીને જ માત્ર તેને લાભ થશે.'

શ્રી ગાંધીના અભિપ્રાય[2] પ્રમાણે. -

'પશ્ચિમી સંસ્કૃતિ સેતાનનું સર્જન છે.'

શ્રી ગાંધીનો બીજો આદર્શ છે. માલિકો અને નોકરો વચ્ચેના અને જમીનદારો તથા ગણોતિયાઓ વચ્ચેના સંબંધોમાં વર્ગયુદ્ધ અને વર્ગસંઘર્ષ પણ નિવારવાનો. માલિકો અને નોકરો વચ્ચેના સંબંધો અંગે શ્રી ગાંધીના અભિપ્રાયો, તે વિષય પર તેમણે લખેલા લેખમાં વ્યક્ત કર્યા છે આ લેખ ૧૯૨૧ના જૂનની ૮મીના 'નવજીવન'માં પ્રસિદ્ધ થયો હતો. તેમાંથી નીચેનું અવતરણ લેવામાં આવ્યું છે:

૧ યંગ ઈન્ડિયા - ૨૬ જાન્યુઆરી, ૧૯૨૧.
૨ 'ધર્મમંથન' પૃ.૬૫.

'હિંદ સામે બે જ માર્ગો ખુલ્લા છે. ક્યાં તો 'મારે તેની તલવાર'નો પશ્ચિમનો સિદ્ધાંત દાખલ કરવો અથવા તો એકલું સત્ય જ જીતે છે, સત્ય કોઈ અકસ્માતને જાણતું નથી અને સશક્ત તથા નબળાને ન્યાય મેળવવાનો સરખો અધિકાર છે તેવા પૂર્વના સિદ્ધાંતને સમર્થન આપવું. શ્રમજીવી વર્ગથી જ આ પસંદગીનો આરંભ કરવાનો છે. શ્રમજીવીઓએ તેમના વેતનમાં વધારો હિંસા દ્વારા જ મેળવવો જોઈએ ? જો તે શક્ય હોય તો પણ અને તેમના દાવા ગમે તેટલા કાયદેસર હોય તો પણ તેમણે હિંસાનો આશ્રય ન લેવો જોઈએ. હકો મેળવવા માટે હિંસાનો ઉપયોગ કરવો તે સરળ માર્ગ લાગે પણ લાંબે ગાળે તે કાંટાળો પુરવાર થાય. જે લોકો તલવારથી જીવે છે તે તલવારથી જ મરે છે. તરવૈયાઓ ઘણીવાર ડૂબવાથી જ મરે છે. યુરોપને જૂઓ. ત્યાં કોઈ પણ સુખી જણાતું નથી કારણ કે કોઈ સંતોષી નથી. શ્રમજીવી મૂડીવાદીનો વિશ્વાસ નથી કરતો અને મૂડીવાદીને શ્રમજીવી ઉપર શ્રદ્ધા નથી. બન્ને પાસે બળ અને શક્તિ છે. પણ આખલાઓ પાસે પણ તે હોય છે. અતિ કટુ અંત સુધી તેઓ લડે છે. બધી ગતિ તે પ્રગતિ નથી. યુરોપના લોકો પ્રગતિ કરે છે તેવું માનવાને આપણી પાસે કોઈ કારણ નથી. સમૃદ્ધિ પરની તેમની માલિકી તે કોઈ પણ નૈતિક અથવા આધ્યાત્મિક ગુણોની માલિકીનું પ્રમાણ નથી.

* * *

'તો આપણે કરીશું શું ? મુંબાઈના મજૂરોએ એક સારું પગલું ભર્યું. બધી જ હકીકતો જાણવાની સ્થિતિમાં હું નહોતો. પણ તેટલું તો હું જોઈ શક્યો કે તેઓએ સારી પેઠે લડત આપી. મિલમાલિકો કદાચ સંપૂર્ણ ખોટા હશે. મૂડીવાદી વર્ગ અને શ્રમજીવી વચ્ચેના સંઘર્ષમાં સામાન્યપણે એમ કહી શકાય કે ઘણીયે વાર મૂડીવાદીઓ જ ખોટા હોય છે, પણ જ્યારે શ્રમજીવી વર્ગને તેની શક્તિનું પૂરું ભાન થાય છે ત્યારે તે મૂડીવાદી વર્ગ કરતાં પણ વધુ ક્રૂર બની શકે છે તે હું જાણું છું. શ્રમજીવી વર્ગ જો મિલમાલિકોની બુદ્ધિ પર વર્ચસ્વ મેળવી શકે તો શ્રમજીવી વર્ગે ફરમાવેલી શરતો મિલમાલિકોને સ્વીકારવી પડે પણ એ સ્પષ્ટ છે કે શ્રમજીવી વર્ગ તે બુદ્ધિ ક્યારે મેળવી શકવાનો નથી. જો તેમ થાય તો શ્રમજીવી વર્ગ શ્રમજીવી મટી જાય અને પોતે જ માલિક બની જાય.

મૂડીવાદીઓ માત્ર એકલા પૈસાનો જોરે લડતા નથી. તેમની પાસે બુદ્ધિ અને યુક્તિ બંને હોય છે.

'આપણી સામે પ્રશ્ન આ છે : જો શ્રમજીવીઓ, જેવા છે તેવા શ્રમજીવીઓમાં થોડીક ચોક્કસ જાગૃતિ આવે તો તેમનો રસ્તો કયો હોવો જોઈએ ? જો શ્રમજીવીઓ પોતાની સંખ્યા અથવા પાશવી બળ એટલે કે હિંસા પર આધાર રાખે તો તે આત્મઘાતી પગલું હશે. આમ કરીને તેઓ દેશના ઉદ્યોગોને હાનિ પહોંચાડશે, તેને બદલે જો તે શુદ્ધ ન્યાયનો માર્ગ અપનાવે અને તે ન્યાય મેળવવા જાતે સહન કરવું પડે તો સહે તો તેમને હંમેશા સફળતા મળશે, એટલું જ નહિ તે તેમના માલિકોને સુધારશે, ઉદ્યોગોને વિકસાવશે અને માલિક તથા શ્રમજીવીઓ એક જ કુટુંબના સભ્યો બની જશે."

આ જ વિષય પર બોલતાં એક અન્ય પ્રસંગે શ્રી ગાંધીએ કહ્યું[૧]

'આવું આ પહેલાં ક્યારેય નહોતું. હિંદનો ઈતિહાસ મૂડીવાદીવર્ગ અને શ્રમજીવી વર્ગના તનાવભર્યા સંબંધોનો ઈતિહાસ નથી.'

પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માટે કામદારોને હાથે થતા હડતાળના શસ્ત્રના ઉપયોગ અંગે પણ શ્રી ગાંધીનાં મંતવ્યો વિશેષ નોંધપાત્ર છે : શ્રી ગાંધી કહે છે.[૨]

આથી, મોટી, સફળ હડતાળો પડાવનાર જણ તરીકે બોલતાં, આ જ પાનાઓ પર કહેવાઈ ગયેલાં નીચેનાં કેટલાંક નીતિનિયમોનું હડતાળના બધા જ નેતાઓના માર્ગદર્શન માટે હું પુનરાવર્તન કરું છું :

(૧) **ખરેખરી ફરિયાદ વિના કોઈ પણ હડતાળ** ન પાડવી જોઈએ.

(૨) હડતાળ પર જનારા લોકો, જો તેમની પોતાની બચતમાંથી કે પીંજણ, કાંતણ અને વણાટ જેવાં કેટલાંક કામચલાઉ કામો કરીને આજીવિકા મેળવી પોતાનું ગુજરાત ચલાવવા શક્તિમાન ન હોય તો, **હડતાળિયાઓએ લોકોના ફાળા પર કે અન્ય દાનો પર આધાર ન રાખવો જોઈએ.**

૧ યંગ ઈન્ડિયા, ૨૩ ફેબ્રુઆરી, ૧૯૨૨.
૨ યંગ ઈન્ડિયા, ૧૧, ઑગસ્ટ, ૧૯૨૧ કાળા ટાઈપ મૂળમાં નથી.

**(૩) હડતાળિયાઓએ ફેરફાર ન કરી શકાય તેવી ઓછામાં ઓછી, વૈકલ્પિક માગણીઓ નક્કી કરવી જોઈએ અને હડતાળ પર ઊતરતાં પહેલાં તે જાહેર કરી દેવી જોઈએ.**

'જો તેમની અવેજીમાં કામદારો હોય તો સાચી ફરિયાદ હોવા છતાંય અને અનિશ્ચિત સમય સુધી હડતાળ પર ઊતરવાની હડતાળિયાઓની તૈયારી હોવા છતાંય હડતાળ નિષ્ફળ જાય. એટલે પોતાની અવેજીમાં બીજાને મૂકી શકાશે તેવું લાગતાં ડાહ્યો માણસ વેતન કે સવગડો વધારવા માટે હડતાળ પર નહિ ઊતરે, પણ માગણી કરતાં પુરવઠો સવિશેષ હોવા છતાંય, જ્યારે તેને લાગશે કે તેણે તેના પડોશીનાં દુઃખમાં સહભાગી થવું જોઈએ ત્યારે પરગજુ અને દેશાભિમાની વ્યક્તિ હડતાળ પર ઊતરશે. એ કહેવાની જરૂર નથી કે મેં વર્ણવેલી સભ્ય હડતાળના સ્વરૂપમાં ધાકધમકી કે આગ લગાડવાની વૃત્તિ કે એવી કોઈ હિંસાને સ્થાન નથી... મેં સૂચવેલી કસોટીઓથી તપાસતાં એટલું તો સ્પષ્ટ છે કે હડતાળિયાઓના મિત્રોએ તેમને કોંગ્રેસ પાસેથી કે લોકો પાસેથી તેમના ટેકા માટે ફાળો માગવાની અરજી કરવા કે તેવો ફાળો સ્વીકારવા સલાહ નહિ આપી હોય. તેઓને મળેલી કે તેઓએ સ્વીકારેલી આર્થિક સહાયના પ્રમાણમાં હડતાળિયાઓ પ્રત્યેની સહાનુભૂતિની માત્રા ઘટી ગઈ હોય છે. સહાનુભૂતિ ભરી હડતાળનો ગુણ તો તેના સહૃદયોએ સહન કરેલી અગવડો અને ખોટમાં જ રહેલો છે.'

૧૯૨૧ના મેની ૧૮મીના 'યંગ ઈન્ડિયા'માં, જમીનદારો અને ગણોતિયા વચ્ચેના સંબંધો અંગેના શ્રી ગાંધીના અભિપ્રાયનું વિવરણ જમીનદારો સામે માથું ઊંચકનારા સંયુક્ત પ્રાન્તના ગણોતિયાઓને અપાયેલી સૂચનાઓના [૧]સ્વરૂપે થયેલું છે.

'જ્યારે સંયુક્ત પ્રાન્તની સરકાર ઔચિત્યની સીમાઓ ઓળંગી રહી છે અને લોકોને ધાકધમકીઓ આપે છે ત્યારે ત્યારે એમાં લગીરે શંકા નથી કે કિસાનો પણ તેમને પ્રાપ્ત થયેલી નવી સત્તાનો સદુપયોગ કરતા નથી. એવું કહેવાય છે કે કેટલીય જમીનદારીઓમાં તે પોતાની હદ ઓળંગી ગયા છે, તેમણે પોતાના

૧ કાળા ટાઈપ મૂળમાં નથી.

હાથમાં કાયદો લીધો છે અને તેમની ઈચ્છા પ્રમાણે ન વર્તનાર વ્યક્તિ પ્રત્યે અસહિષ્ણુ બન્યા છે. તેઓ સામાજિક બહિષ્કારનો દુરુપયોગ કરે છે અને તેને હિંસાનું સાધન બનાવે છે. એવું જાણવા મળ્યું છે કે તેમણે તેમના જમીનદારોને મળતી પાણી પુરવઠાની, નાઈની અને પૈસા આપીને મળતી કેટલીક વ્યવસ્થાઓ કેટલાક કિસ્સાઓમાં અટકાવી છે અને તેમનું ચઢેલું ભાડું પણ આપ્યું નથી. કિસાન ચળવળે અસહકારમાંથી પ્રેરણા મેળવી છે પણ તે તેનાથી આગળની અને સ્વતંત્ર છે. જયારે **સમય આવશે ત્યારે અમે કિસાનોને સરકારને કર નહિ ભરવાની સલાહ આપતાં નહિ અચકાઈએ, પણ સાથે સાથે અસહકારના આંદોલનના કોઈ પણ તબક્કે જમીનદારોને તેમના ભાડાથી વંચિત રાખવા અમે પ્રયત્ન કરીશું તેવું પણ વિચાર્યું નથી. કિસાન આંદોલન કિસાનોનો દરજ્જો સુધારવા પૂરતું તથા જમીનદારો અને તેમની વચ્ચે વધુ સારા સંબંધો સ્થાપવા પૂરતું જ સીમિત રહેવું જોઈએ.** જમીનદારો સાથેના તેમના કરારની શરતોનું કાળજીભર્યું પાલન કરવા કિસાનોને સલાહ આપવી જોઈએ. પછી આ કરારો લેખિત હોય કે પરંપરાથી ઊતરી આવેલા હોય. જ્યાં પરંપરા કે લેખિત કરાર ખરાબ હોય ત્યાં તેઓ તેને હિંસા વાપરીને કે જમીનદારોને પૂર્વસૂચના આપ્યા વિના ઉખેડવાનો પ્રયત્ન નહિ કરે. પ્રત્યેક કિસ્સામાં જમીનદારો સાથે મૈત્રીભરી ચર્ચા થવી જોઈએ અને પતાવટ માટે પ્રયત્ન થવો જોઈએ.'

શ્રી ગાંધી સંપત્તિ ધરાવતા વર્ગને દુભવવા માગતા નથી. તે તો તેમના વિરુદ્ધની ઝુંબેશના પણ વિરોધી છે. આર્થિક સમાનતા અંગે તેમનામાં કોઈ વૃત્તિ જ નથી. સંપત્તિ ધરાવતા વર્ગનો ઉલ્લેખ કરતાં શ્રી ગાંધીએ તાજેતરમાં જ કહ્યું હતું કે સોનાનું ઈંડુ મૂકનાર મરઘીને તે મારવા નથી માગતા. માલિકો અને કામદારો વચ્ચેના, ધનિક અને ગરીબ વચ્ચેના, જમીનદારો અને ગણોતિયા વચ્ચેના અને માલિક તથા નોકર વચ્ચેના આર્થિક સંઘર્ષનો તેમનો ઉકેલ ખૂબ સરળ છે. માલિકોએ તેમની સંપત્તિથી પોતાની જાતને વંચિત ન કરવી. તેમણે તો એટલું જ કરવાનું કે ગરીબોના ટ્રસ્ટી તરીકે પોતાને જાહેર કરવા અલબત્ત, આ ટ્રસ્ટ સ્વૈચ્છિક હશે અને આધ્યાત્મિક ફરજો બજાવતું હશે.

૩

આર્થિક દૂષણોના ગાંધીવાદી પૃથક્કરણમાં કશું નવું છે ખરું ? ગાંધીવાદનું અર્થતંત્ર સંગીન છે ખરું ? સામાન્ય લોકો માટે, દલિતો-પીડિતો માટે ગાંધીવાદ કઈ આશા જન્માવે છે ? તેમને તે શું બહેતર જિંદગીનુ, આનંદી અને સંસ્કારી જિંદગીનું, સ્વતંત્ર જિંદગીનું માત્ર અભાવોથી જ સ્વતંત્રતા નહિ પણ તેમની શક્તિઓ આંબી શકે તેટલા ઊંચે ઊઠવાની, પૂર્ણ વ્યક્તિત્વને પામવાની સ્વતંત્ર જિંદગીનું વચન આપે છે ?

આર્થિક દૂષણોના ગાંધીવાદી પૃથક્કરણમાં નવું કશું જ નથી માત્ર યંત્રો તથા તેના પર રચાયેલી સભ્યતાને તેનું કારણ તે ગણે છે. યંત્રો અને આધુનિક સભ્યતા સંચાલન અને નિયંત્રણ સાપેક્ષરૂપે થોડા લોકોના હાથમાં મૂકી દે છે અને બેંકીગ તથા ધિરાણનીં સગવડોની સહાયથી, થોડાક લોકોના જ હાથમાં મોટા ઉદ્યોગોને સહાય કરે તેવી સામગ્રીઓ, તેવાં કારખાનાં અને તેવી મિલો તબદીલ કરે છે, કરોડો લોકો, પોતાની ઝૂંપડીઓથી સેંકડો માઈલ હડિયાપાટી કરીને જેને ચલાવવા પોતાના લોહીનું પાણી કરે છે અથવા તો યંત્રો અને આધુનિક સંસ્કૃતિ યુધ્દની હાનિ જેવી જ પણ તેનાં કરતાં પણ અતિગણા વધુ પ્રમાણમાં મૃત્યુ, વિકલાંગતા અને પાંગળાપણાને નોંતરે છે અને ધુમાડો, ધૂળ, ઘોંઘાટ, પ્રદૂષિત હવા, તડકાનો અને બહારની જિંદગીનો અભાવ, ઝૂંપટપટ્ટી, વેશ્યાવૃત્તિ અને અકુદરતી જિંદગીને પોતાની સાથે લઈને આવતાં મોટા નગરોના વિકાસને પરિણામે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે રોગો અને શારીરિક નબળાઈઓ માટે તે જવાબદાર છે. આ બધી તો પુરાણી અને ચવાઈ ગયેલી દલીલો છે. તેમાં કશું જ નવું નથી. ગાંધીવાદ માત્ર રુસો, રસ્કિન, તોલસ્તોય અને તેમના સંપ્રદાયના જ અભિપ્રાયોનું પુનરાવર્તન કરે છે.

ગાંધીવાદને ઘડનારા વિચારો સાવ પ્રાથમિક જ છે. તેમાં પ્રકૃતિ પ્રતિ પાછા વળવાની, પશુ જિંદગી જીવવાની વાત છે. તેની સરળતા તે જ તેનો એકમાત્ર ગુણ છે. આનાથી આકર્ષનારા સાદા લોકોનું વિશાળ ટોળું હંમેશા હોવાથી આવા સરળ વિચારો કદી મરતા નથી અને તેમને ઉપદેશનાર કોઈ મહામૂર્ખ તો હોય જ છે. જો કે, તેમાં જરાય શંકા નથી કે લોકોની વ્યવહારુ, ભાગ્યે જ ખોટી

પડતી અંતઃપ્રેરણાએ આ ઉપદેશોને વાંઝિયા માન્યા છે અને પ્રગતિશોધક સમાજે તેમને ફગાવી દેવામાં જ શ્રેષ્ઠતા માની છે.

ગાંધીવાદનું અર્થતંત્ર સાવ નિરાશાજનક છે, મિથ્યા છે. યંત્રો અને આધુનિક સંસ્કૃતિએ અનેક દૂષણો જન્માવ્યાં છે તે હકીકત સ્વીકારી શકાય, પણ આ દૂષણો તેની વિરુદ્ધની દલીલો નથી. કારણ, આ દૂષણો યંત્રો કે આધુનિક સંસ્કૃતિને કારણે જન્મ્યા નથી. સમાજની ખોટી વ્યવસ્થાએ અંગત મિલકત અને અંગત લાભ પાછળની દોડને પવિત્ર માની હોવાથી તે ખોટી વ્યવસ્થાને કારણે તે જન્મ્યા છે. જો યંત્ર અને આધુનિક સંસ્કૃતિએ દરેકને લાભ ન આપ્યો હોય તો તેનો ઉકેલ યંત્રો અને આધુનિક સંસ્કૃતિને વખોડવામાં નથી પણ સમાજનું તંત્ર સુધારવામાં છે કે જેથી તેના લાભો થોડાક લોકો છીનવી ન લે પણ બધાને તે મળે.

ગાંધીવાદમાં સામાન્ય માનવી માટે કોઈ આશા નથી. તે માણસ સાથે પ્રાણી જેવો વ્યવહાર રાખે છે, વિશેષ નહિ. તે સાચું છે કે માણસ પણ પ્રાણી જેવું બંધારણ ધરાવે છે. ઉછેર, પ્રજનન વગેરે કાર્યો કરે છે. પણ આ જ માણસનાં વિશિષ્ટ કાર્યો નથી. માણસનું વિશિષ્ટ કાર્ય તો છે તેની બુદ્ધિ. તેનો હેતુ માણસને નિરીક્ષણ કરવા, ધ્યાન ધરવા, ચિંતન કરવા, અભ્યાસ કરવા અને વિશ્વનાં સૌંદર્યો શોધવા અને તેની જિંદગીની પાશવી વૃત્તિઓને નિયંત્રિત કરી જિંદગીને સમૃદ્ધ કરવા પ્રેરવાનો છે. પ્રાણીસૃષ્ટિમાં માણસનું પરમોચ્ચ સ્થાન છે. જો આ સાચું હોય તો તેનો નિષ્કર્ષ શો ? તેનો નિષ્કર્ષ તો એ કે તેની ભૌતિક ક્ષુધાઓ એકવાર સંતોષાતાં તેની પાશવી જિંદગીનું ચરમ લક્ષ્ય સિદ્ધ થઈ જાય છે. પણ જ્યાં સુધી તે તેના મનને કેળવતો નથી ત્યાં સુધી તેના અસ્તિત્વનું ચરમ લક્ષ્ય સિદ્ધ થતું નથી. એટલે કે સંસ્કાર જ પશુ અને માનવી વચ્ચે ભેદરેખા દોરે છે. પશુ માટે સંસ્કાર અશક્ય છે પણ માનવી માટે તે અનિવાર્ય છે. આમ હોવાથી, માનવ સમાજનું ધ્યેય પ્રત્યેક વ્યક્તિને સંસ્કારી જીવન જીવવા સમર્થ બનાવવાનું એટલે કે માત્ર ભૌતિક જરૂરિયાતોના સંતોષને બદલે મનને કેળવવાનું હોવું જોઈએ. આ કઈ રીતે થઈ શકે ?

સમાજ અને વ્યક્તિ બંને માટે માત્ર જીવવું અને યોગ્ય રીતે જીવવું તે બે

વચ્ચે ઊંડી ખાઈ હોય છે. યોગ્ય રીતે જીવવા માટે વ્યક્તિએ પહેલાં જીવવું જોઈએ. સંસ્કારી જીવન તરફ દોરી જનારી પ્રવૃત્તિઓ માટે ઉપલબ્ધ સમય અને શક્તિ તો માત્ર અસ્તિત્વ ટકાવવામાં ખર્ચાય જાય છે. તો પછી સંસ્કારી જીવન શક્ય કઈ રીતે બનાવવું ? પૂરતી નવરાશ વિના તે શક્ય નથી, કારણ કે જો પૂરતી નવરાશ હોય તો જ માનવી સંસ્કારી જીવનને પોતાની જાત સમર્પિત કરવા સ્વતંત્ર હોય છે. બધા જ પ્રશ્નોમાંથી એક જ પ્રશ્નનો માનવ સમાજે સામનો કરવાનો છે અને તે એ કે પ્રત્યેક વ્યક્તિને નવરાશ કેવી રીતે આપવી? નવરાશ એટલે શું ? જિંદગીની ભૌતિક જરૂરિયાતોને સંતોષવા અનિવાર્ય તેવા પરિશ્રમ અને પ્રયત્નોને ઓછા કરવા તેનું નામ નવરાશ. આવી નવરાશ શક્ય કેવી રીતે બનાવી શકાય ? જયાં સુધી એવા ઉપાયો ન શોધાય કે જેનાથી માનવ જરૂરિયાતોને સંતોષવા માટે અનિવાર્ય વસ્તુઓના ઉત્પાદન માટેનો પરિશ્રમ ઓછો હોય ત્યાં સુધી નવરાશ અશક્ય છે. આવો પરિશ્રમ શેનાથી ઓછો થાય? જો માત્ર યંત્ર માણસનું સ્થાન લે તો. નવરાશ ઉત્પન્ન કરવા બીજું કોઈ સાધન નથી. આમ માનવીને પાશવી જિંદગીથી મુક્ત કરવા, તેને નવરાશ મેળવી આપવા અને સંસ્કારી જીવન શક્ય બનાવવા યંત્રો અને આધુનિક સંસ્કૃતિ આવશ્યક છે. જે વ્યક્તિ યંત્રો અને આધુનિક સંસ્કૃતિને વખોડે છે તે તેના હેતુઓને અને માનવ સમાજે જે ચરમ હેતુ સિદ્ધ કરવા ઝઝૂમવાનું છે તેને સમજતો નથી.

જે સમાજ લોકશાહીને આદર્શ તરીકે નથી સ્વીકારતો તે સમાજ માટે કદાચ ગાંધીવાદ સુપેરે બંધ બેસે. જે સમાજ લોકશાહીમાં માનતો નથી તે યંત્રો અને તેના પર આધારિત સભ્યતા પ્રત્યે ઉદાસીન રહી શકે, પણ લોકશાહી સમાજ તેમ ન કરી શકે. લોકશાહીમાં ન માનતો સમાજ થોડી વ્યક્તિઓ માટેની નવરાશ તથા માત્ર તેમને માટે જ સંસ્કારી જીવન અને અનેકો માટે પરિશ્રમ અને ગદ્ધાવૈતરાની જિંદગીથી સંતોષ પામી શકે, પણ લોકશાહી સમાજે તો તેના પ્રત્યેક નાગરિકને નવરાશની તથા સંસ્કારી જિંદગીની ખાતરી આપવી જોઈએ. જો ઉપરનું પૃથક્કરણ સાચું હોય તો લોકશાહી સમાજનું સૂત્ર હોવું જોઈએ યંત્રો અને વધુ યંત્રો, સભ્યતા અને વધુ સભ્યતા. ગાંધીવાદ નીચે સામાન્ય

માણસે નજીવી રકમ મેળવવા સતત પરિશ્રમ કરવો જ પડશે અને પશુ બની રહેવું પડશે. ટૂંકમાં, જે ગાંધીવાદ પ્રકૃતિ પ્રત્યે પાછા વળવાની વાત કરે છે તે વિશાળ સમૂહને નગ્નતા તરફ, અતિ ગંદવાડ તરફ, ગરીબી તરફ અને અજ્ઞાનતા તરફ લઈ જવાની વાત કરે છે.

અલગ અલગ કાર્યોમાં જીવનનું વિભાજન અને અલગ અલગ વર્ગોમાં સમાજનું વિભાજન એકી સાથે ભૂંસી શકાય નહિ. અનેક આર્થિક અને સામાજિક પરિવર્તનો છતાંય, કાયદેસરની ખેતમજૂરી, કાયદેસરની ગુલામીનો નાશ કરવા છતાંય, લોકશાહીનો ખ્યાલ પ્રસારિત થયો હોવા છતાંય, વિજ્ઞાનના વિસ્તરણ તેમજ પુસ્તક, અખબારો, પ્રવાસ દ્વારા સામાન્ય શિક્ષણ તથા શાળાઓ તથા કારખાનામાં પરસ્પરનાં આદાનપ્રદાન છતાંય સમાજમાં ભણેલા અને અજ્ઞાન વર્ગની, નવરાશયુક્ત અને પરિશ્રમી વર્ગની તિરાડ તો રહેવાની જ.

પણ ગાંધીવાદને કાલ્પનિક વર્ગભેદથી સંતોષ નથી. ગાંધીવાદ તો વર્ગ રચનાનો જ આગ્રહ રાખે છે. સમાજની વર્ગ રચનાને આદર રાખે છે, એટલું જ નહિ પણ આવકભેદને પણ પવિત્ર માને છે અને પરિણામે ધનિક અને ગરીબ, ઉચ્ચ અને નીચ, માલિકો તથા કામદારોને સમાજતંત્રના સ્થાયી અંગ ગણે છે. સામાજિક પરિણામોની દષ્ટિએ આનાથી વધુ ખતરનાક અન્ય કશું ન હોઈ શકે. માનસશાસ્ત્રીય દષ્ટિએ વર્ગરચના એવો પ્રભાવ વહેતો મૂકે છે જે બંને વર્ગોને નુકસાનકારક હોય. તેવો કોઈ સામાન્ય મંચ નથી કે જ્યાં અધિકારો ભોગવતો વર્ગ અને દાસ વર્ગ મળી શકે. નથી કોઈ પ્રવાહિતા કે નથી જીવનનાં આશાઓ અને અનુભવોનું આદાન-પ્રદાન. અલબત્ત, દાસ વર્ગ માટે તો આ અલગતાના સામાજિક અને નૈતિક દૂષણો સાચાં અને દેખીતા છે. તેમને તે ગુલામની જ કેળવણી આપે છે અને ગુલામ માનસમાંથી પ્રગટતી સઘળી માનસશાસ્ત્રીય ગ્રંથિ જ સર્જે છે. પણ અધિકાર ભોગવતા વર્ગને સ્પર્શતા દૂષણો ઓછા ભૌતિક, ઓછા દશ્યમાન હોવા છતાંય તે એટલાં જ સાચાં છે. વર્ગરચના દ્વારા જન્મતી એકલતા અને પ્રતિબંધકતા અધિકાર ભોગવતા વર્ગોમાં એક 'ગેંગ' જેવી અસમાજિક લાગણી જન્માવે છે. તે માને છે કે તેનાં પોતાનાંય હિતો છે અને સહુથી અરે, રાષ્ટ્રનાં હિતથીય તેમને રક્ષવાના હેતુને તે જીવનનો મુખ્ય હેતુ

માને છે. આ લાગણી તેમના સંસ્કારને વંધ્ય બનાવે છે, તેમની કલાને ઉપરછલ્લી બનાવે છે, તેમની સમૃદ્ધિને ચમકતી બનાવે છે અને તેમનાં વર્તનને દુરારાધ્ય. વ્યવહાર દષ્ટિએ જોઈએ તો વર્ગરચનામાં એક બાજૂ ક્રૂરતા, આડંબર, અભિમાન, ઘમંડ, લોભ, સ્વાર્થ હોય છે તો બીજી બાજૂ અસલામતી, ગરીબી, પતન તથા સ્વતંત્રતાનો અભાવ હોય છે. લોકશાહી સમાજ આવાં પરિણામો પ્રત્યે ઉદાસીન ન રહી શકે, પણ ગાંધીવાદને આવાં પરિણામોની કશી જ પડી નથી. ગાંધીવાદને આ વર્ગભેદથી જ માત્ર સંતોષ છે તેમ કહેવુંય પૂરતું નથી. ગાંધીવાદનો હેતુ તો તેનાથીય વિશેષ છે. ગાંધીવાદ નિસ્તેજ, સાર વિનાની, માંદલી તથા રિક્ત વર્ગરચના ઈચ્છતો નથી. તેને તો જીવંત શ્રધ્ધા રૂપે કામ કરે તેવી વર્ગરચનાની જરૂર છે. આમા સહેજ પણ આશ્ચર્ય પામવા જેવું નથી. કારણ કે વર્ગરચના તે ગાંધીવાદમાં એક અકસ્માત નથી. તે અધિકૃત સિધ્ધાંત છે.

ટ્રસ્ટીશીપના વિચાર દ્વારા ગાંધીવાદે એક એવું સર્વરોગહર ઔષધ સુચવ્યું છે. જે મુજબ ધનાઢ્ય વર્ગો એમની મિલકતને ગરીબોના કલ્યાણ માટે ટ્રસ્ટની જેમ સાચવશે. ગાંધીવાદની વર્ગવિચારધારાનો આ સૌથી હાસ્યાસ્પદ ભાગ છે. એના વિષે માત્ર એટલું જ કહી શકાય કે બીજી કોઈ વ્યક્તિએ જો આ વિચાર રજૂ કર્યો હોત તો એક મતિહીન મુર્ખ ગણીને તેની મજાક ઉડાવવામાં આવી હોત, કે જેને જીવનની કઠોર વાસ્તવિકતાઓનું ભાન નથી અને જે દાસવર્ગોને એમ કહીને છેતરે છે કે અતૃપ્ત લાલસા અને હઠીલા અભિમાનથી આ વિશ્વને કરોડો શ્રમિકો માટે આંસુની ખીણ બનાવી દેનારા અને ભવિષ્યમાં પણ બનાવનારા સંપત્તિવાન વર્ગોને નૈતિક સજ્જનતાનો જરીક અમથો ઘૂંટ પીવડાવવાથી એમનામાં એટલો બધો સુધારો થશે કે તેઓ વર્ગ વ્યવસ્થાએ દીધેલી દાસ વર્ગો પર કબજો જમાવવાની જબરજસ્ત સત્તાઓનો દુરુપયોગ કરવાની લાલચ ટાળશે.

ગાંધીવાદનો સામાજિક આદર્શ ક્યાં તો જ્ઞાતિ છે કે પછી વર્ણ છે. જો કે આ બેમાંથી કયો તે કહેવું મુશ્કેલ છે. પણ તેમાં જરીકે શંકા નથી કે ગાંધીવાદનો સામાજિક આદર્શ લોકશાહી નથી. પછી ભલે કોઈ જ્ઞાતિ કે વર્ણની તુલના કરે પણ બંને મૂળભૂત રીતે લોકશાહીનાં વિરોધી છે. ગાંધીવાદ જ્ઞાતિપ્રથાનો જે

બચાવ કરે છે તે સબળ અને પ્રામાણિક હોત તો જુદી વાત હતી, પણ તેમનો જ્ઞાતિપ્રથાનો બચાવ કોઈનેય કલ્પનામાં ન આવે તેવો, વાક્છટાનો અત્યંત જડતાપુર્ણ અંશ છે. જ્ઞાતિપ્રથાના સમર્થનમાં શ્રી ગાંધીની દલીલો તપાસો અને એમ દેખાશે કે પ્રત્યેક દલીલ જો બાલિશ નથી તો ઉપર ઉપરથી જ રૂપાળી દેખાય છે. આ પ્રકરણના આરંભમાં જ સંક્ષિપ્તમાં મૂકેલી તે દલીલો પર નજર નાંખીએ.[૧]

પહેલી ત્રણ દલીલો દયા ઉપજાવે છે. હિંદુ સમાજ ટકી રહ્યો છે અને અન્ય સમાજો મૃત્યુ પામ્યા છે કે અદશ્ય થયા છે તે સહેજ પણ અભિનંદનીય બાબત નથી. જો તે સમાજ જીવી રહ્યો હોય તો તેની જ્ઞાતિપ્રથાને કારણે નહિ પણ આ હિંદુઓને જીતનારા વિજેતાઓને તેમની સામૂહિક હત્યા કરવાનું મુનાસિબ ન લાગ્યું એટલે અને માત્ર જીવવામાં કશું ગૌરવ નથી. મહત્ત્વનું છે જીવવાનું સ્તર. કોઈ બિનશરતી શરણાગતિથી જીવે. કોઈ કાયરતાભરી પીછેહઠ કરીનેય જીવે. અને કોઈ લડીનેય જીવે. કયા સ્તરે હિંદુઓ જીવ્યા છે ? જો તેઓ પ્રચંડ લડત પછી, દુશ્મનોને મારીને જીવ્યા હોય તો શ્રી ગાંધીએ જ્ઞાતિપ્રથાનો વર્ણવેલો સદ્ગુણ સ્વીકારી શકાય. હિંદુઓનો ઈતિહાસ શરણાગતિનો-પામર શરણાગતિનો છે. તે સાચું છે કે આક્રમકો સામે અન્યોએ પણ શરણાગતિ સ્વીકારી છે, પણ તેમના કિસ્સાઓમાં તો શરણાગતિની પાછળ વિદેશી શાસક સામેનો વિદ્રોહ અનુસરતો હોય છે. હિંદુઓ ક્યારેય વિદેશી આક્રમકોના જોરદાર હલ્લા સામે ટકી શક્યા નથી કે તેમણે ક્યારેય વિદેશી ધુંસરી ફેંકી દેવા માટે વિદ્રોહ કર્યો નથી. ઊલટું હિંદુઓએ તો ગુલામીમાં સુખ શોધ્યું છે. આ જ મુદ્દા પર કોઈ વિરોધી દલીલ કરી શકે કે હિંદુઓની લાચાર સ્થિતિ તે મુખ્યત્વે જ્ઞાતિપ્રથાને કારણે જ. છે.

કંડિકા ૪ની દલીલમાં ડાહીડાહી વાત લાગે. પણ એમ તો ન જ કહી શકાય કે જ્ઞાતિપ્રથા જ પ્રાથમિક કેળવણીના પ્રસારનું કે વિવાદોની ન્યાયી કાયદેસરની પતાવટનું એકમાત્ર વ્યવસ્થાતંત્ર છે. આવાં કાર્યો માટે તો સંભવિતપણે જ્ઞાતિપ્રથા સૌથી કનિષ્ટ સાધન છે. તેના પર સહેજે પ્રભાવ પાડી

૧ જુઓ પાના નં. ૩૩૮ થી ૩૪૧.

શકાય અને સહેજે તેને ભ્રષ્ટ કરી શકાય. અન્ય દેશોમાં, જ્ઞાતિપ્રથાનું અસ્તિત્વ ન હોવા છતાંય, હિંદમાં થયાં છે તેના કરતાંય વધુ સારી રીતે આ કાર્યો થયાં છે. જ્ઞાતિપ્રથાનો ઉપયોગ લશ્કરી ઘટક ઊભું કરવા કરવો તે ખ્યાલ નર્યો વાહિયાત છે. જ્ઞાતિપ્રથા નીચે જે વ્યાવસાયિક સિદ્ધાંત રહેલો છે તે જોતાં આ અકલ્પ્ય છે. શ્રી ગાંધી જાણે છે કે તેમના જ ગુજરાત પ્રાંતમાં કોઈ જ્ઞાતિએ લશ્કરી એકમ ઊભું કર્યું નહોતું. આ વિશ્વયુદ્ધમાં તો તેણે નહોતું કર્યું પણ જયારે શ્રી ગાંધીએ બ્રિટિશ શાહીવાદના ભરતી એજન્ટ તરીકે સમગ્ર ગુજરાતમાં પ્રવાસ કર્યો હતો. ત્યારે ય, ગયા વિશ્વયુદ્ધમાં પણ નહોતું કર્યું. હકીકતમાં તો જ્ઞાતિપ્રથા નીચે રક્ષણ માટે લોકોની સૈન્ય જમાવટ પણ અશક્ય બને છે કારણ કે સૈન્ય જમાવટ માટે જ્ઞાતિપ્રથામાં રહેતા વ્યાવસાયિક સિદ્ધાંતની સામાન્ય નાબૂદી અનિવાર્ય છે.

કંડિકા ૫ અને કંડિકા ૬માં સમાયેલી દલીલો જેટલી બંડખોર છે તેટલી જ મૂર્ખ છે. કંડિકા ૫ની દલીલ જરાય સારી દલીલ નથી. તે સાવ સાચું છે કે કુટુંબ એક આદર્શ ઘટક છે કે જેમાં કુટુંબનો સભ્યો વચ્ચે આંતરલગ્ન ન થતાં હોવા છતાંય કુટુંબનો પ્રત્યેક સભ્ય તેના અન્ય સભ્ય પ્રત્યે સ્નેહ અને લાગણી દર્શાવે છે. તે પણ કબૂલી શકાય કે વૈષ્ણવ કુટુંબમાં કુટુંબના સભ્યો વચ્ચે સહભોજનની પ્રથા પણ નથી અને છતાંય તેમના પરસ્પર પ્રત્યે સ્નેહ અને લાગણી હોય છે. આ બધું શું પુરવાર કરે છે ? તે એમ નથી પુરવાર કરતું કે બંધુત્વ સ્થાપવા સહભોજન કે આંતરલગ્નો અનિવાર્ય નથી. તે એમ પુરવાર કરે છે કે બંધુત્વ જાળવવા માટે જયાં અન્ય ઉપાયો હોય - કુટુંબ ભાવનાના બંધન જેવા ત્યાં સહભોજન કે આંતરલગ્નો અનિવાર્ય નથી. પણ એ પણ ઈન્કાર નહિ થકે કે જયાં, જેમ કે જ્ઞાતિપ્રથામાં, આવું પરસ્પરને જોડતું બળ નથી હોતું ત્યાં પરસ્પર વચ્ચેના રોટી-બેટી વ્યવહારો સંપૂર્ણ તથા આવશ્યક છે. કુટુંબ અને જ્ઞાતિપ્રથા વચ્ચે કોઈ સામ્ય નથી. જુદી જુદી જ્ઞાતિઓને સાથે જોડનારાં બીજાં કોઈ પરિબળો જ્ઞાતિપ્રથામાં ન હોવાથી આંતરજ્ઞાતીય લગ્ન અને આંતરજ્ઞાતીય ભોજન અનિવાર્ય છે. જયારે કુટુંબમાં તો તેમને જોડનારાં અન્ય પરિબળો હોય છે. જેમણે આંતરજ્ઞાતીય ભોજન અને આંતરજ્ઞાતીય લગ્નો પર

પ્રતિબંધ મૂક્યો છે. તેમણે તેને સાપેક્ષ મૂલ્યનો પ્રશ્ન ગણ્યો છે. તેઓ તેને નિરપેક્ષ મૂલ્યના સ્તરે ઊંચે લઈ ગયા જ નથી. આમ આવું કરનારામાં શ્રી ગાંધી પહેલા છે. આંતરભોજન ખરાબ છે અને જો તેનાથી કશું સારું થઈ શકતું હોય તોય તેનો આશ્રય ન લેવો જોઈએ, કેમ ? કારણ કે ખાવું તે, કુદરતી હાજતે જવા જેવી તુચ્છ પ્રક્રિયા છે ! બીજાઓએ પણ જ્ઞાતિપ્રથાનો બચાવ કર્યો છે, પણ પહેલી જ વાર મેં તેના સમર્થનમાં આવી આઘાતજનક નહિ તો અસાધારણ દલીલ જોઈ. રૂઢિચુસ્તો પણ કદાચ એમ કહેશે - 'અમને શ્રી ગાંધીથી બચાવો.' આ જ દર્શાવે છે કે શ્રી ગાંધી હિંદુત્વના કેવા ઊંડા-ગાઢા રંગે રંગાયેલા છે. રૂઢિચુસ્તમાં રૂઢિચુસ્ત હિન્દુને પણ તેઓ અતિક્રમી ગયા છે. આ એક ગુફાવાસી માણસની દલીલ છે એમ કહેવું તે પણ પૂરતું નથી. આ તો સાચેસાચ ગાંડા માણસની દલીલ છે.

જ્ઞાતિપ્રથાના પક્ષમાં કંડિકા ૭માં રજૂ થયેલી દલીલ નૈતિક બળ વધારવાના સંદર્ભમાં લગીરે યોગ્ય નથી. જે સ્ત્રી પોતાની જ્ઞાતિની નથી તેનાથી પોતાની વાસના સંતોષતા પુરુષ પર જ્ઞાતિપ્રથા નિ:શંક પ્રતિબંધ મૂકે છે. પોતાની જ્ઞાતિના નહિ એવા માણસના ઘરમાં રંધાયેલું ભોજન ખાવાની વ્યક્તિની તીવ્ર ઈચ્છા પર જ્ઞાતિપ્રથા નિ:શંક પ્રતિબંધ મૂકે છે. જો અંકુશની સમજ અને યોગ્યતા-અયોગ્યતાની ઉપેક્ષા કરીને જ જો અંકુશ પાળવામાં નૈતિકતા રહેલી હોય તો જ્ઞાતિપ્રથાને નૈતિક પ્રથા કહી શકાય. પણ શ્રી ગાંધી તે જોતા નથી કે આ સરળ અંકુશોને હિંદુ ધર્મે આપેલી અન્ય વિશાળ સ્વતંત્રતાઓએ સમતુલ કર્યા છે. જેમ કે પોતાની જ્ઞાતિની મર્યાદામાં રહીને પુરુષો સ્ત્રીઓને પરણે અને સો વેશ્યાઓ રાખે તેના પર હિંદુ ધર્મ અંકુશ મૂકતો નથી અને અંકરાતિયાની જેમ પોતાની જ્ઞાતિના લોકો સાથે જમીને પોતાની ભૂખ સંતોષતાંય તે તેને અટકાવતો નથી.

કંડિકા ૮માં રજૂ થયેલી દલીલ જાણે કે સમગ્ર પ્રશ્ન અંગે ભીખ માંગે છે. આનુવંશિક પ્રથા સારી પણ હોય અને સારી ન પણ હોય. કોઈકને તે સ્વીકાર્ય હોય. બીજાઓને તે અસ્વીકાર્ય હોય. તો તેને અધિકૃત સિધ્ધાંતનું ગૌરવ શા માટે આપવું ? તેને ફરજિયાત શા માટે બનાવવી ? યુરોપમાં તે અધિકૃત

સિદ્ધાંત નથી અને ફરજિયાત પણ નથી. વ્યક્તિની પસંદગી પર તે છોડવામાં આવ્યું છે. મોટાભાગની વ્યક્તિઓ તેના પૂર્વજોનો વ્યવસાય સ્વીકારે છે અને કેટલાક નથી સ્વીકારતા. કોણ કહી શકે કે સ્વૈચ્છિક પ્રથા કરતાં ફરજિયાત પ્રથાએ સારાં પરિણામો આપ્યાં છે ? હિંદના લોકો અને યુરોપના લોકોની આર્થિક સ્થિતિની સરખામણી કશુંક પણ સુચવતી હોય તો આ જ દલીલના આધારે જ્ઞાતિપ્રથાને સમર્થન આપનારા અક્કલવાળા લોકો બહુ જ ઓછા હશે. વ્યવસાયોમાં થતાં સત્વર પરિવર્તન કારણે પારિભાષિક સંજ્ઞાની બદલવાની મુસીબત અંગે તો એટલું જ કહેવાનું કે તે પ્રશ્ન જ કૃત્રિમ છે. નિશ્ચિત્ત વ્યવસાયની વ્યક્તિને ઓળખાવવા માટે લેબલ લગાડવાની કૃત્રિમ અનિવાર્યતામાંથી જ તે પ્રશ્ન ઊભો થાય છે. વર્ગના લેબલો સાવ બિનજરૂરી છે અને તે કોઈ પણ જાતની મુસીબત વિના ઉખેડી શકાય છે. તદુપરાંત આજે હિંદમાં શું બને છે ? માણસનો વ્યવસાય અને તેના વર્ગ અલગ હોય છે. બ્રાહ્મણ પગરખાં વેચે છે. તેને ચમાર કહેવામાં નથી આવતો એટલે કોઈને દુ:ખ થતું નથી. ચમાર સરકારી અધિકારી બને છે. તે બ્રાહ્મણ નથી કહેવાતો એટલે કોઈને દુ:ખ થતું નથી. સમગ્ર દલીલ જ ગેરસમજના પાયા પર રચાયેલી છે. વ્યક્તિ કયા લેબલથી ઓળખાય છે તે નહિ પણ તે શો વ્યવસાય કરે છે તેનું જ સમાજને તો મહત્ત્વ છે.

કંડિકા ૯ની છેલ્લી દલીલ તો જ્ઞાતિપ્રથાના પક્ષમાં મેં સાંભળેલી દલીલોમાં સહુથી વધુ વિસ્મિત કરે તેવી દલીલ છે. ઐતિહાસિક રીતેય તે જૂઠી છે. મનુસ્મૃતિ વિશે જેને કશું જ્ઞાન છે તે એમ ન કહી શકે કે જ્ઞાતિપ્રથા સ્વાભાવિક પ્રથા છે. મનુસ્મૃતિ શું દર્શાવે છે ? તે બતાવે છે કે જ્ઞાતિપ્રથા એ તો બંદૂકની અણીએ જાળવેલી કાયદાકીય પ્રથા છે. જો તે જીવતી રહી હોય તો તે આ કારણે : (૧) જનતાને શસ્ત્રો ધારણ કરતા અટકાવવાથી; (૨) જનતાને શિક્ષણનો અધિકાર આપવાના ઈન્કાર કર્યાથી; (૩) જનતાનો મિલકત ધરાવવાનો અધિકાર છીનવી લેવાથી. જ્ઞાતિપ્રથા તે સ્વાભાવિક પ્રથા નથી. ઊલટું તે તો દાસ વર્ગો પર શાસક વર્ગે લાદેલી અપ્રિય ફરજ છે.

શ્રી ગાંધીએ જ્ઞાતિપ્રથાની ચર્ચા બદલીને વર્ણપ્રથાને સ્વીકારી. આથી, ગાંધીવાદ

લોકશાહીની વિરુદ્ધ છે તે આક્ષેપમાં જરીકે ફેર પડતો નથી. હકીકતમાં તો વર્ણનો ખ્યાલ જ જ્ઞાતિના ખ્યાલનો જનક છે. જો જ્ઞાતિનો ખ્યાલ તે વિનાશક ખ્યાલ છે તો તેનું કારણ વર્ણના ઝેરી ખ્યાલમાં જ રહેલું છે. બંને દોષિત ખ્યાલો છે અને કોઈ વર્ણમાં માને કે કોઈ જ્ઞાતિમાં તેથી કૈં ઝાઝો ફેર પડતો નથી. જે વર્ણવ્યવસ્થામાં માનતા નહોતા તે બૌદ્ધોએ આ વર્ણવ્યવસ્થા પર અતિ આકરા પ્રહારો કર્યા છે. રૂઢિચુસ્ત કે સનાતન હિંદુ પાસે તેનો કોઈ તાર્કિક બચાવ નથી. માત્ર તેઓ એટલું જ કહી શકે કે વેદોની પ્રમાણભૂતતાને આધારે તે રચાઈ હતી અને વેદો નિશ્ચિત હોવાથી વર્ણવ્યવસ્થા પણ નિશ્ચિત છે. બૌદ્ધોની તાર્કિકતા સામે વર્ણવ્યવસ્થાનો બચાવ કરવા આ દલીલ પૂરતી નહોતી. વર્ણવ્યવસ્થા જો જીવતી રહી તો તે ભગવદ્ગીતાને કારણે. માણસના પ્રકૃતિગત ગુણના આધારે વર્ણો રચાયા છે તેવી દલીલ કરીને ગીતાએ વર્ણવ્યવસ્થાને તાત્વિક આધાર આપ્યો. વર્ણવ્યવસ્થાને ટેકો આપવા તથા મજબૂત બનાવવા ભગવદ્ગીતાએ સાંખ્ય તત્વચિંતનનો ઉપયોગ કર્યો નહિતર વર્ણવ્યવસ્થા સાવ નિરર્થક છે તેમ મનાઈને નાશ પામી હોત. પ્રકૃતિગત ગુણનો નવો તથા ગળે ઊતરે તેવો આધાર આપીને વર્ણવ્યવસ્થાને નવો જીવનપટો આપવાનું પર્યાપ્ત તોફાન ભગવદ્ગીતાએ કર્યું.

ભગવદ્ગીતાએ વર્ણવેલી વર્ણવ્યવસ્થામાં ઓછામાં ઓછા બે ગુણ તો છે જ. તે એમ નથી કહેતી કે તે જન્મના આધારે રચાઈ છે. સાચે જ, તે એ મુદ્દા પર ખાસ ભાર મૂકે છે કે પ્રત્યેક વ્યક્તિનો વર્ણ તેનામાં રહેલા પ્રકૃતિગત ગુણને આધારે નક્કી થાય છે. તે એમ નથી કહેતી કે પિતાનો વ્યવસાય જ પુત્રનો વ્યવસાય હશે. તે તો એમ કહે છે કે વ્યક્તિના પ્રકૃતિગત ગુણો પ્રમાણે જ તેનો વ્યવસાય હશે, પિતાનો વ્યવસાય પિતાના પ્રકૃતિગત ગુણો પ્રમાણે હશે અને પુત્રનો વ્યવસાય પુત્રના પ્રકૃતિગત ગુણો પ્રમાણે હશે અને પુત્રનો વ્યવસાય પુત્રના પ્રકૃતિગત ગુણો પ્રમાણે હશે. પણ શ્રી ગાંધીએ વર્ણવ્યવસ્થાનું નવું વિશ્લેષણ કર્યું છે. તેમણે તેની માન્યતા જ બદલી નાંખી. પુરાણા રૂઢિચુસ્ત વિશ્લેષણ પ્રમાણે જ્ઞાતિ આનુવંશિક વ્યવસાય સૂચવતી હતી અને વર્ણ નહિ. પોતાની ઘેલછામાં શ્રી ગાંધીએ વર્ણને નવો સૂચિતાર્થ આપ્યો. શ્રી ગાંધીના મતે

તો વર્ણ જન્મ દ્વારા નક્કી થાય છે અને વર્ણ વ્યવસાય તે અનુવંશિકતાના સિધ્ધાંત પ્રમાણે નક્કી થાય છે. એટલે વર્ણ વ્યવસ્થા જ્ઞાતિનું બીજું જ નામ છે. શ્રી ગાંધી જ્ઞાતિને બદલે વર્ણ ચર્ચા પર ઊતરી ગયા. પણ તેથી કોઈ નવો, ક્રાંતિકારી આદર્શ સૂચવાતો નથી. શ્રી ગાંધીની બુધ્ધિ હંમેશા, બધી રીતે બાલિશ જ છે. નાના બાળકની જેમ તે ક્યારેય વિકસશે નહિ અને જ્ઞાતિપ્રથાના તેમના સિધ્ધાંતમાંથી ક્યારેય બહાર નીકળશે નહિ.

જાણે કે તે લાલચોળ સામ્યવાદી હોય તેમ શ્રી ગાંધી ક્યારેક સામાજિક અને આર્થિક વિષયો પર બોલે છે. જે ગાંધીવાદનો અભ્યાસ કરશે તે શ્રી ગાંધીના લોકશાહી તરફી અને મૂડીવાદી વિરોધી ક્યારેક ક્યારેક ઉન્માર્ગી થતાં વિધાનોથી આશ્ચર્ય નહિ પામે. - કેમ કે ગાંધીવાદ કોઈ પણ અર્થમાં ક્રાંતિકારી સિધ્ધાંત નથી. તે એક ચડિયાતી રૂઢિચુસ્તતા છે. જ્યાં સુધી હિંદને સંબંધ છે ત્યાં સુધી તે 'પ્રાચીનકાળ તરફ પાછા જાવ'ના સૂત્રને તેના ધ્વજ પર દર્શાવતો પ્રત્યાઘાતી સિધ્ધાંત છે. ગાંધીવાદનું ધ્યેય હિંદના મૃત્યુ પામતા ભયંકર ભૂતકાળને પ્રોત્સાહિત કરવાનું, સજીવન કરવાનું છે.

ગાંધીવાદ એક વિરોધાભાસ છે. તે વિદેશી શાસનમાંથી મુક્તિનો એટલે કે દેશની પ્રવર્તમાન રાજકીય રચનાના નાશનો દાવો કરે છે. બીજી બાજુ તે એક વર્ગના બીજા વર્ગ પરના આનુવંશિક વર્ચસ્વને એટલે કે એક વર્ગના બીજા વર્ગ પરના શાશ્વત વર્ચસ્વને અકબંધ જાળવવા તે પ્રયત્ન કરે છે. આ વિરોધાભાસ અંગે શી સ્પષ્ટતા છે ? સ્વરાજયની ઝુંબેશમાં રૂઢિચુસ્ત અને બિનરૂઢિચુસ્ત હિંદુઓનો સહૃદયી ટેકો મેળવવાની શ્રી ગાંધી પ્રયુક્તિનો તે ભાગ છે ? જો તે તેવી પ્રયુક્તિનો ભાગ જ હોય તો ગાંધીવાદને પ્રામાણિક અને સન્નિષ્ઠ માની શકાશે ? તે જે હોય તે પણ ગાંધીવાદની બે લાક્ષણિકતાઓ દેખાઈ આવે છે પણ કમભાગ્યે તેના પર ધ્યાન દેવાયું નથી. આ લાક્ષણિકતાઓ માર્કસવાદને બદલે ગાંધીવાદને વધુ સ્વીકાર્ય બનાવશે કે કેમ તે જુદી વાત છે. પણ ગાંધીવાદને માર્કસવાદથી અલગ તારવવામાં તે સહાય કરે છે એટલે તેમનો ઉલ્લેખ કરવો જોઈએ.

ગાંધીવાદની પ્રથમ વિશિષ્ટતા છે તેની વિચારધારા. તે વિચારધારા એવી છે કે જેમની પાસે જે કૈં છે તે રાખવામાં તે તેમને સહાય કરે છે અને જેમની પાસે કશું નથી તેમને તેમનું અધિકારપૂર્વકનું જે કૈં છે તે પ્રાપ્ત કરતાં અટકાવે છે. હડતાળો પ્રત્યે ગાંધીવાદનો અભિગમ, જ્ઞાતિપ્રથા પ્રત્યેનો ગાંધીવાદનો આદર અને ગરીબોના લાભ માટે ધનિકોની ટ્રસ્ટીશીપનો સિધ્ધાંત જેણે તપાસ્યો છે તે ના નહિ પાડી શકે કે આ ગાંધીવાદનું પરિણામ છે. તે કોઈ ચોક્કસ યોજનાનું ગણતરીબાજ પરિણામ છે કે પછી એક અકસ્માત છે તે અંગે દલીલ થઈ શકે પણ હકીકત તો એ જ રહે છે કે ગાંધીવાદ સુખી સમૃધ્ધ વર્ગની વિચારધારા છે.

ગાંધીવાદનું બીજું વિશિષ્ટ લક્ષણ એ છે કે લોકોના કમભાગ્યોને, તે શ્રેષ્ઠ સદ્‌ભાગ્યો છે એમ કહી તે સ્વીકારવા ભોળવે છે. એક કે બે ઉદાહરણો જ આ નિવેદનને પુરવાર કરવા પૂરતાં છે.

શૂદ્રો જો સંપત્તિ ધરાવે તો તે બદલ હિંદુઓનો પવિત્ર કાયદો તેમને સજા કરતો હતો. ગરીબી લાદતો આ એક એવો કાયદો છે કે જેનો જોટો દુનિયામાં ક્યાંય ન જડે. ગાંધીવાદે શું કર્યું ? તેણે તે પ્રતિબંધ ઉઠાવી ન લીધો. મિલકતનો ત્યાગ કરવાની શૂદ્રની નૈતિક હિમ્મતને તેણે આશીર્વાદ આપ્યા ! શ્રી ગાંધીના પોતાના જ શબ્દો ટાંકવા યોગ્ય છે. આ રહ્યા તે :[1]

'પોતાના ધાર્મિક કર્તવ્ય તરીકે જે શૂદ્રો માત્ર સેવા જ કરે છે અને જે ક્યારેય પોતાની મિલકત ધરાવશે જ નહિ, જેને ખરેખર કશું ધરાવવાની આકાંક્ષા સુધ્ધાં નથી તે હજારો પ્રણિપાતને યોગ્ય છે. ખુદ દેવો તેના પર પુષ્પવર્ષા કરશે.'

સમર્થન માટે બીજું ઉદાહરણ તે ગાંધીવાદનું ઝાડુવાળા પ્રત્યેનું વલણ છે. હિંદુઓનો પવિત્ર કાયદો તો ઠરાવે છે કે ઝાડુવાળાની સંતતિ ઝાડુ મારીને જ જીવશે. હિંદુધર્મમાં ઝાડુ વાળવાનું કામ તે પસંદગી નહોતી પણ બળ હતું. ગાંધીવાદે શું કર્યું ? ઝાડુ વાળવાનું કામ તો સમાજની ઉદ્દાત્ત સેવા છે તેવી પ્રશંસા કરીને તેણે તેને કાયમી કરવાનો પ્રયત્ન કર્યો !! હું શ્રી ગાંધીને જ ટાંકું. અસ્પૃશ્યોના અધિવેશનના અધ્યક્ષ તરીકે તેમણે કહ્યું :[2]

૧ 'વર્ણવ્યવસ્થા' પૃ. ૫૧માંથી લીધેલું અવતરણ
૨ 'યંગ ઈન્ડિયા', ૨૧, એપ્રિલ, ૧૯૨૧

'હું મોક્ષ મેળવવા નથી ઈચ્છતો. હું પુનર્જન્મ પણ નથી ઈચ્છતો પણ જો મારે પુનર્જન્મ લેવો પડે તો હું અસ્પૃશ્ય તરીકે જન્મવા ઈચ્છું છું કે જેથી હું તેમનાં દુ:ખો, તેમની યાતનાઓ ને તેમને થયેલા અપમાનોમાં ભાગ પડાવી શકું અને આમ કરી મારી જાતને અને તેમને તે ત્રાસદાયક પરિસ્થિતિમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરી શકું. આથી જ, મેં પ્રાર્થના કરી હતી કે જો મારે ફરી જન્મવું પડે તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તરીકે નહિ પણ અતિશૂદ્ર તરીકે જન્મવું છે...'

'ઝાડુ વાળવાનું કામ મને ગમે છે. મારા આશ્રમમાં, એક અઢાર વર્ષનો બ્રાહ્મણનો છોકરો આશ્રમના ઝાડુવાળાને સ્વચ્છતા શીખવવા માટે ઝાડુવાળાનું જ કામ કરે છે. તે છોકરો સુધારક નથી. તે રૂઢિચુસ્ત વાતાવરણમાં જ જન્મ્યો અને ઊછર્યો હતો. પણ તેને લાગ્યું કે તે પૂરો ઝાડુવાળો નહિ બને ત્યાં સુધી તેની સિદ્ધિઓ અધૂરી રહેશે અને આશ્રમના ઝાડુવાળાને તેનું કામ સારી પેઠે કરતાં શીખવાડવું હોય તો તેણે પોતે જ તે કામ કરી એક ઉદાહરણ પૂરું પાડવું જોઈએ.'

'તમારે સમજવું જોઈએ કે તમે હિંદુસમાજને સ્વચ્છ કરી રહ્યા છો.'

એક વર્ગે બીજા વર્ગ પર જાણીબુઝીને લાદેલાં દૂષણોને કાયમી કરવાના જૂઠા પ્રચારનું ગાંધીવાદના આ પ્રયત્ન કરતાં બીજું કોઈ કનિષ્ટ ઉદાહરણ હોઈ શકે ? જો ગાંધીવાદે માત્ર શૂદ્રો માટે જ નહિ પણ સહુને માટે ગરીબી સ્વીકારી લેવાના નિયમનો બોધ આપ્યો હોત તો ખરાબમાં ખરાબ એમ કહેવાયું હોત કે તે ભ્રામક ખ્યાલ છે. પણ એક વર્ગ માટે જ તેને સારા તરીકે શીદ ઉપદેશવો? તર્કના આધારે પોતાની સામેના એક ક્રૂર ભેદ તરીકે જેનો ભંગીએ પ્રતિકાર કર્યો હોત તેનો તેની પાસે સ્વૈચ્છિક સ્વીકાર કરાવવા શા માટે અભિમાન અને અહંકાર જેવી કનિષ્ટ માનવ લાગણીઓને વિનંતી કરવી ? હિંદુ શાસ્ત્રો અને હિંદુ ખ્યાલો પ્રમાણે બ્રાહ્મણ જો ઝાડુવાળાનું કામ કરે તો પણ ઝાડુવાળા તરીકે જન્મેલાની અક્ષમતાઓ તેને નથી વેઠવાની તે સ્પષ્ટ હોવા છતાંય એક બ્રાહ્મણ પણ ઝાડુ વાળવાનું કામ કરવા તૈયાર છે તેવું ઝાડુવાળાને કહેવાનો કંઈ અર્થ ખરો ? કારણ, હિંદમાં માણસ તેના કામથી ઝાડુવાળો નથી બનતો. તે તેના

જન્મને કારણે જ ઝાડુવાળો બને છે, ભલે પછી તે ઝાડુવાળાનું કામ કરતો હોય કે ન કરતો હોય. જે કોઈ તે કામ કરવાનો ઈન્કાર કરતા હોય તેમને પ્રલોભન આપવા ગાંધીવાદ જો એમ કહેતો હોય કે ઝાડુવાળનારનું કામ ઉદ્દાત છે તો તે સમજી શકાય. પણ તેની પાસે ઝાડુવાળાનું કામ [1]ચાલુ રખાવવા, ઝાડુવાળાનું કામ તે ઉદ્દાત કામ છે અને તેનાથી તેણે ન શરમાવું જોઈએ તેવું કહી તેના અને તેના જ અભિમાન તથા અહંકારને શા માટે વિનવવા જોઈએ? ગરીબી બીજા કોઈ માટે નહિ પણ શૂદ્રો માટે સારી છે તેવો બોધ આપવો, ઝાડુવાળાનું કામ બીજા કોઈ માટે નહિ પણ અસ્પૃશ્યો માટે સારું છે તેવો બોધ આપવો અને આ ત્રાસદાયક કરજને જીવનના સ્વૈચ્છિક હેતુઓ તરીકે તેમની પાસે સ્વીકાર કરાવવો અને તેવું કરાવવામાં તેમની નિષ્ફળતાને વિનંતી કરવી તે આ લાચાર વર્ગનું અપમાન નથી ? તેમની ક્રૂર મશ્કરી નથી ? અને આ બધું નિર્ભયતાપૂર્વક અને સ્થિર ચિત્તે બીજું કોઇ નહીં પણ શ્રી ગાંધી જ કરી શકે. આ સંદર્ભમાં, ગાંધીવાદ જેવા જ કોઈ 'વાદ'નો અસ્વીકાર કરતા વોલ્ટેરના શબ્દોનું સાંભરણ થાય છે : 'ઓહ ! લોકોને એમ કહેવું કે કેટલાકની યાતનાઓ અન્યોને આનંદ આપે છે અને સમગ્ર સમાજનું ભલું કરે છે તે કેવી વિડંબના છે ! તે જ્ઞાન મરતા માણસને કેવું આશ્વાસન બને છે પોતાના ક્ષીણ થતા શરીરમાંથી હજારો જંતુઓ જિંદગી પ્રાપ્ત કરશે ?'

ટીકા બાજૂએ મૂકીએ પણ ગાંધીવાદની આ પ્રયુક્તિ છે કે થયેલા અન્યાયને, તે અન્યાયનો ભોગ બનનાર સામે તો એવી રીતે રજૂ કરવા કે તેને તે વિશેષાધિકારો લાગે. જો કોઈ વાદ એવો હોય કે જેણે લોકોને જૂઠી સત્તા તથા જૂઠી સલામતીમાં ઊંઘાડી દેવા ધર્મનો અફીણ તરીકે ઉપયોગ કર્યો હોય તો તે ગાંધીવાદ છે. શેકસ્પિઅરને અનુસરીને કોઈ કહી શકે : 'ડાહી ડાહી વાતો ! કરામતો ! તારું નામ ગાંધીવાદ.'

---

૧ હિંદના કેટલાક પ્રાન્તોમાં એવા કાયદાઓ છે કે જે ઝાડુ વાળવાનું કામ કરવાના ઈન્કારને ઝાડુવાળાનો ગુનો ગણે છે કે જે માટે તેના પર મુકદ્દમો થઈ શકે અને ફોજદારી અદાલત દ્વારા તેને સજા પણ થઈ શકે.

## ૪

આવો છે ગાંધીવાદ. ગાંધીવાદને જાણ્યા પછી 'જો ગાંધીવાદ આ દેશનો કાયદો બને તો તેની નીચે અસ્પૃશ્યોનું ભવિષ્ય શું હશે ?' તે પ્રશ્નના ઉત્તર માટે ઝાઝું માથું નહિ ખંજવાળવું પડે. શૂદ્રમાં શૂદ્ર હિંદુના નસીબ સાથે તેની તુલના કેવી રીતે થશે ? જો ગાંધીવાદી સામાજિક વ્યવસ્થા અમલમાં આવે તો તેનું નસીબ કેવું હોય તે વિશે પૂરતું કહેવાઈ ગયું છે. જ્યાં સુધી શૂદ્રમાં શૂદ્ર હિંદુ અને અસ્પૃશ્યો વારસાહક વિનાના એક જ વર્ગના હોવાથી અસ્પૃશ્યોનું નસીબ બહેતર તો ન જ હોઈ શકે. જો બની શકે તો સહેલાઈથી કનિષ્ઠ બને. કારણ કે હિંદમાં સવર્ણ હિંદુઓમાંની હલકામાં હલકી વ્યક્તિ - અરે, આદિવાસીઓ અને પહાડી ટોળીના લોકો પણ - શૈક્ષણિક અને આર્થિક રીતે જો કે અસ્પૃશ્યોથી વધુ ઊંચી ન હોય તો પણ તે અસ્પૃશ્યો કરતાં તો ચડિયાતી હોવાની જ. એવું નથી કે તે પોતાની જાતને અસ્પૃશ્યો કરતાં ચડિયાતી માને છે. અસ્પૃશ્યોથી ચડિયાતા હોવાનો તેનો દાવો હિંદુ સમાજ સ્વીકારે છે. આથી અસ્પૃશ્યો તો અત્યારની જેમ કનિષ્ઠ ભાગ્યને જ સહેતા રહેવાના એટલે કે સમૃદ્ધિમાં તેને છેલ્લું સ્થાન આપવાનું અને મંદીમાં તેને જ ગોળીનું નિશાન બનાવવાનો.

અસ્પૃશ્યોને તેમના આ ભાગ્યમાંથી મુક્ત કરવા ગાંધીવાદ શું કરે છે ? ગાંધીવાદ અસ્પૃશ્યતાને નિવારવાની જાહેરાત કરે છે. ગાંધીવાદના મહાનમાં મહાન સદ્‌ગુણ તરીકે તેનો જયજયકાર બોલાવાય છે. પણ આ સદ્‌ગુણનો વાસ્તવ જીવનમાં કેટલો ફાળો ? ગાંધીવાદમાં જે અતિશય મોટું તત્ત્વ જેને ગણવામાં આવે છે તે અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશનું મૂલ્ય આંકવા માટે શ્રી ગાંધીના અસ્પૃશ્યતા નિવારણના કાર્યક્રમનો વ્યાપ સંપૂર્ણપણે સમજવો જોઈએ. હિંદુઓ અસ્પૃશ્યોને અડકવામાં વાંધો નહિ લે તેનાથી વિશેષ અર્થ તેનો છે ? અસ્પૃશ્યોના શિક્ષણ અધિકાર પરના પ્રતિબંધને દૂર કરવો તે તેનો અર્થ છે ? આ બંને પ્રશ્નની અલગ વિચારણા કરીએ તે બહેતર.

પ્રથમ પ્રશ્નથી પ્રારંભ કરીએ. શ્રી ગાંધી એમ નથી કહેતા કે અસ્પૃશ્યને અડકીને હિંદુએ નહાવું ન જોઈએ. જો શ્રી ગાંધી તેનો પ્રદૂષણ વિશુદ્ધતા તરીકે

વિરોધ ન કરતા હોય તો પછી અસ્પૃશ્યોને અડકવાથી જ અસ્પૃશ્યતા અદૃશ્ય થઈ ગઈ તેમ કેમ કહેવાશે ? સંસર્ગ દ્વારા પ્રદૂષણના અને તે પ્રદૂષણને સ્નાન દ્વારા શુદ્ધ કરવાના ખ્યાલ પર જ અસ્પૃશ્યતા કેન્દ્રિત થઈ છે. હિંદુઓ સાથેની સામાજિક સમરસતા તેવો આનો અર્થ ? શ્રી ગાંધીએ અતિશય સ્પષ્ટતાથી કહ્યું છે કે અસ્પૃશ્યતા નિવારણ એટલે હિંદુઓ અને અસ્પૃશ્યો વચ્ચે રોટી-બેટી વહેવાર નહિ. શ્રી ગાંધીની અસ્પૃશ્યતા વિરોધી ઝુંબેશનો અર્થ એ કે તે અસ્પૃશ્યોને અતિશૂદ્ર [૧]ગણવાને બદલે શૂદ્ર ગણશે. તેમાં તેનાથી બીજું વધુ કશું જ નથી. શ્રી ગાંધીએ તે વિચાર નથી કર્યો કે પુરાણા શૂદ્રો આ નવા શૂદ્રોને તેમના વાડામાં અપનાવશે કે કેમ ? જો તે તેમ ન કરે તો અસ્પૃશ્યતા નિવારણ તે એક મૂર્ખ પ્રસ્તાવ છે કારણ કે હજુ પણ તે અસ્પૃશ્યોને અલગ સામાજિક વર્ગ તરીકે જ રાખે છે. શ્રી ગાંધી કદાચ જાણે છે કે અસ્પૃશ્યતા નિવારણથી શૂદ્રો અસ્પૃશ્યોને આત્મસાત્ નહિ કરે. આથી જ શ્રી ગાંધીએ અસ્પૃશ્યોને નવું અને જુદું જ નામ આપ્યું છે. આ નવું નામ જે હકીકત બનવાની છે તેની અપેક્ષા સમાવે છે. અસ્પૃશ્યોને હરિજનો કહીને શ્રી ગાંધીએ એક કાંકરે બે પક્ષી માર્યાં છે. તેમણે દર્શાવી દીધું કે શૂદ્રો અસ્પૃશ્યોને આત્મસાત્ કરે તે અશક્ય છે અને પોતાનું આ નવું નામ આપીને તેમણે આ આત્મસાત્ થવાની પ્રક્રિયા સામે હુમલો કર્યો અને તેને અસંભવિત બનાવી.

બીજા પ્રશ્ન અંગે એ તો સાચું જ છે કે ગાંધીવાદ હિંદુશાસ્ત્રોએ અસ્પૃશ્યોના શિક્ષણ અધિકાર પર મૂકેલો પ્રતિબંધ દૂર કરવા અને તેમને જ્ઞાન તથા કેળવણી ઉપલબ્ધ કરવાની છૂટ આપવા તૈયાર છે. ગાંધીવાદ પ્રમાણે અસ્પૃશ્યો કાયદો ભણી શકે, તબીબી વિદ્યા શીખી શકે, એન્જિનિયરીંગ અથવા તેમને જે કૈં ગમે તેનો અભ્યાસ કરી શકે. આ સારું છે, પણ તેમના જ્ઞાન અને વિદ્યાનો ઉપયોગ કરવા અસ્પૃશ્યો શું સ્વતંત્ર હશે ? તેમનો વ્યવસાય પસંદ કરવાનો તેમને અધિકાર હશે ? વકીલ, તબીબી કે એન્જિનિયર તરીકેની કારકિર્દી તે અપનાવી શકશે ? આ અંગે ગાંધીવાદનો ઉત્તર છે ભારપૂર્વક [૨] 'ના'. અસ્પૃશ્યોએ તેમનો

૧ 'યંગ ઈન્ડિયા', ૫, ફેબ્રુઆરી, ૧૯૨૫
૨ શ્રી ગાંધીના આ વિષય પરના અભિપ્રાય અંગે જૂઓ પ્રકરણના આગળના પાના ૨૭૫-૭૭.

આનુવંશિક વ્યવસાય જ અપનાવવો જોઈએ. તે વ્યવસાયો તેમને માટે અસ્વચ્છ છે તે તેનો ઉત્તર નથી. તે વ્યવસાયો આનુવંશિક બન્યા તે સંકલ્પનું નહિ બળનું પરિણામ હતું તે તેનો ઉત્તર નથી. ગાંધીવાદનો ઉત્તર છે કે એકવાર જે નક્કી થઈ ગયું તે નક્કી થઈ ગયું, ભલે પછી તે ખોટું નક્કી થયું હોય. ગાંધીવાદ નીચે અસ્પૃશ્યો શાશ્વતકાળ સુધી ઝાડુવાળા રહેવાના. અસ્પૃશ્યો અસ્પૃશ્યતાની રૂઢિગત પ્રથાને વધુ પસંદ કરશે તેમાં શંકા નથી. હિંદુ શાસ્ત્રોએ અસ્પૃશ્યો પર લાદેલી અજ્ઞાનતાએ ઝાડુ વાળવાનું કામ સહ્ય બનાવ્યું છે. પણ શિક્ષિત અસ્પૃશ્યો માટે ઝાડુ વાળવાનું ફરજિયાત બનાવતો ગાંધીવાદ ક્રૂરતા સિવાય બીજું કશું જ નથી. ગાંધીવાદમાં રહેલી કૃપા તેના કનિષ્ઠ સ્વરૂપમાં શાપરૂપ છે. ગાંધીવાદમાં અસ્પૃશ્યતા વિરોધી મુદ્દાનો ગુણ ભ્રામક છે. તેમાં કશું જ સત્ય નથી.

## ૫

પોતાની આખરી મુક્તિનો માર્ગ ખોલવા અસ્પૃશ્યો અપનાવી શકે તેવું ગાંધીવાદમાં છે શું ? અસ્પૃશ્યતા સામેની ભ્રામક ઝુંબેશના અપવાદ સિવાય ગાંધીવાદ તે માત્ર સનાતનવાદનું - જે ચુસ્ત રૂઢિગત હિંદુધર્મનું પ્રાચીન નામ છે - બીજું સ્વરૂપ છે. રૂઢિચુસ્ત હિંદુ ધર્મમાં ન જડે તેવું ગાંધીવાદમાં શું છે? હિંદુ ધર્મમાં જ્ઞાતિપ્રથા છે, ગાંધીવાદમાં જ્ઞાતિપ્રથા છે. હિંદુ ધર્મ આનુવંશિક વ્યવસાયમાં માને છે તે રીતે ગાંધીવાદ પણ માને છે. હિંદુ ધર્મમાં ગૌપૂજાનું મહત્ત્વ છે, ગાંધીવાદમાં પણ છે. હિંદુ ધર્મ આ દુનિયામાંની માનવીની સ્થિતિ અંગે પૂર્વ નિયતિરૂપે કર્મના સિદ્ધાંતને પુષ્ટિ આપે છે, ગાંધીવાદ પણ તેને પુષ્ટિ આપે છે. હિંદુધર્મ શાસ્ત્રની સત્તા સ્વીકારે છે, ગાંધીવાદ પણ સ્વીકારે છે. હિંદુધર્મ ઈશ્વરના અવતારોમાં માને છે અને ગાંધીવાદ પણ માને છે. હિંદુધર્મ મૂર્તિ પૂજામાં માને છે. તે જ પ્રમાણે ગાંધીવાદ પણ માને છે. [૧]ગાંધીવાદે જે કૈં બધું કર્યું છે તે હિંદુધર્મ અને તેના સિદ્ધાંતોને તાત્વિક રૂપે વાજબી ઠરાવવા કર્યું છે. હિન્દુધર્મને ઢાંકી શકાય એમ નથી. એ અર્થમાં કે તે માત્ર નિયમોના એક ચોકઠા જેવો છે. જેના ચહેરા પર એક ઘાતકી અને અણઘડ વ્યવસ્થાની છાપ ઉપસેલી છે. ગાંધીવાદ તેને એક એવું તત્વચિંતન પૂરું પાડે છે. જે તેની

૧ શ્રદ્ધા વિશે શ્રી ગાંધીએ લખેલો લેખ 'યંગ ઈન્ડિયા', ૬, ઓક્ટોબર, ૧૯૨૧માં છપાયો હતો.

સપાટીને સુંવાળી બનાવે છે અને તેને સૌજન્ય અને આદર અર્પણ કરે છે અને આમ તેને બદલે છે એટલું જ નહિ પણ તે આકર્ષક લાગે તેમ તેને શણગારે છે. હિંદુધર્મની નગ્નતા છાવરવા ગાંધીવાદ કયું તત્વચિંતન રજૂ કરે છે? આ તત્વચિંતનને સંક્ષિપ્તમાં આમ મૂકી શકાય. તે એક એવું તત્વચિંતન છે જે કહે છે કે 'હિંદુધર્મમાં જે બધું છે તે સારું છે. હિંદુ ધર્મમાં જે બધું છે તે લોકહિત માટે છે.' વોલ્ટેરની 'કેન્ડાઈડથી જે પરિચિત હશે તે સમજી જશે કે આ માસ્ટર પેન્ગીલોસની વિચારધારા છે અને વોલ્ટેરે તેની ઠેકડી ઉડાવી હતી. અલબત્ત, હિંદુઓને તે બધુ ગમ્યું છે. તેમને આ માફક આવે છે અને તેમના હિત સાથે તે સુસંગત છે તેમાં કોઈ શંકા નથી. પ્રોફેસર રાધાકૃષ્ણ ક્યાં તો સાચી લાગણીથી પ્રેરાઈને કે પછી ખુશામત કરવા ખાતર શ્રી ગાંધીને 'પૃથ્વી પરના ઈશ્વર' કહેવા જેટલી હદ સુધી ગયા. આનો અસ્પૃશ્યો શો અર્થ કરે ? તેમને મન તો આનો અર્થ એ કે : 'ગાંધી નામનો ઈશ્વર પીડિત જાતિને આશ્વાસન આપવા આવ્યો.' તેણે હિંદ જોયું અને બધું સારું છે અને હિંદુઓ જો જ્ઞાતિપ્રથાના નિયમોનું માત્ર પાલન કરશે તો બધુ સારું થઈ જશે એમ કહીને તેણે હિંદમાં કશો ફેરફાર કર્યો નહિ. તેણે પીડિત જાતિને કહ્યું, 'હું જ્ઞાતિપ્રથાના નિયમોનો અમલ કરાવવા આવ્યો છું. તેમાંથી એક પણ નિયમ હું લગીરે રદ કરવા દેવાનો નથી.'

ગાંધીવાદ અસ્પૃશ્યોને કઈ આશા આપી શકે ? અસ્પૃશ્યોને મન તો હિંદુધર્મ જીવતી જાગતી ભયકોટડી છે. વેદો, સ્મૃતિ અને શાસ્ત્રોની પવિત્રતા તથા નિશ્ચિતતા, જ્ઞાતિપ્રથાનો લોખંડી કાયદો, કર્મનો હૃદયહીન સિધ્ધાંત અને જન્મગત દરજ્જાનો અર્થહીન નિયમ તે અસ્પૃશ્યો માટે તો ખરેખર યાતનાનાં સાધનો છે જે હિંદુઓએ અસ્પૃશ્યો સામે વાપર્યાં છે. આ જ સાધનો કે જેમણે અસ્પૃશ્યોનાં જીવન ખંડિત કર્યાં છે, પાયમાલ કર્યાં છે, કરમાવ્યાં છે તે ગાંધીવાદના હૃદયમાં અકબંધ અને નિસ્તેજ થયા વિના પડયાં છે. તો પછી અસ્પૃશ્યો કેમ કહી શકે કે ગાંધીવાદ સ્વર્ગ છે અને હિંદુધર્મ ભયકોટડી નથી ? અસ્પૃશ્યોનો એક માત્ર પ્રત્યાઘાત અને સાવ સ્વાભાવિક પ્રત્યાઘાત તો ગાંધીવાદથી દૂર ભાગવાનો હશે.

ગાંધીવાદીઓ કહેશે કે મેં જે કૈં કહ્યું છે તેને જૂની ગાંધીવાદી પ્રથા સાથે

સંબંધ છે. હવે તો નવો ગાંધીવાદ, જ્ઞાતિ વિનાનો ગાંધીવાદ અસ્તિત્વમાં આવ્યો છે. આને શ્રી ગાંધીના તાજેતરમાં નિવેદન [1]સાથે સંબંધ છે. તે નિવેદનમાં તેમણે કહ્યું કે જ્ઞાતિપ્રથા તો કાળવિર્પયાસ છે. શ્રી ગાંધીના આ નિવેદનથી તો સુધારકો સ્વાભાવિકપણે ખુશખુશ થાય અને હિંદુઓ પર આટલો પ્રચંડ પ્રભાવ ધરાવતી શ્રી ગાંધી જેવી વ્યક્તિ, સામાજિક પ્રત્યાઘાતીનો અતિશય ઉપદ્રવી પાઠ ભજવ્યા પછી, જ્ઞાતિપ્રથાના ચુસ્ત હિમાયતી તરીકે ઊભા રહ્યા પછી, મૂઢ હિંદુઓને સાચું ખોટું શું છે તેના ભેદની સમજ ન પડે તેવી દલીલો કરી મૂર્ખ બનાવ્યા પછી, છેતર્યા પછી, પોતાના સ્વીકૃત મતનો ઈન્કાર કરતી બહાર આવે તેનાથી કોને આનંદ ન થાય ? પણ સાચે જ આ આનંદનો વિષય છે ? તેનાથી શું ગાધીવાદની પ્રકૃતિ બદલાય છે ? તે શું ગાંધીવાદને હતો તેના કરતાં નવો અને બહેતર 'વાદ' બનાવે છે ? જેઓ શ્રી ગાંધીના આ સ્વીકૃત મત ઈન્કારથી ખેંચાઈ જાય છે તે બે વાત ભૂલી જાય છે. સૌ પ્રથમ તો ગાંધીએ જે કહ્યું તે એ કહ્યું કે જ્ઞાતિપ્રથા કાળવિપર્યાસ છે. તેમણે એવું નથી કહ્યું કે તે દૂષણ છે. તે એમ નથી કહેતા કે તે શાપ છે. શ્રી ગાંધી જ્ઞાતિપ્રથાના પક્ષમાં નથી તેવું માની શકાય. પણ શ્રી ગાંધી એમ નથી કહેતા કે તે વર્ણવ્યવસ્થાના વિરોધી છે અને શ્રી ગાંધીની વર્ણવ્યવસ્થા શી છે ? તે જ્ઞાતિ પ્રથાનું માત્ર નવું નામ છે અને જ્ઞાતિપ્રથાની બધી જ કનિષ્ઠ લાક્ષણિકતાઓ તે જાળવી રાખે છે.

શ્રી ગાંધીના આ નિવેદનને ગાંધીવાદમાં કોઈ મૂળભૂત પરિવર્તન તરીકે માની શકાય નહિ. તેનાથી ગાંધીવાદ અસ્પૃશ્યો માટે સ્વીકાર્ય બની શકતો નથી. અસ્પૃશ્યો પાસે હજી આવું કહેવાનો આધાર હશે : 'ભલા ભગવાન, આ ગાંધી નામનો માણસ અમારો તારણહાર છે ?'

૧ 'હિંદુસ્તાન ટાઈમ્સ', ૧૫, એપ્રિલ, ૧૯૪૫

# પરિશિષ્ટ-૧

## અસ્પૃશ્યો માટેનો બારડોલીનો કાર્યક્રમ અને શ્રદ્ધાનંદ

*૧૯૨૨માં અસ્પૃશ્યોના ઉત્થાન માટેની યોજના ઘડવા નીમાયેલી કોંગ્રેસ પેટા સમિતિ અંગે સ્વામી શ્રદ્ધાનંદ અને કોંગ્રેસના મહામંત્રી પંડિત મોતીલાલ નહેરુ વચ્ચે પત્રવ્યવહાર :*

### (૧) સ્વામીજીનો પત્ર

શ્રી મહામંત્રી,
અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિ,
કેમ્પ, દિલ્હી.

અસ્પૃશ્યતા અંગેના કારોબારીના અને અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિના ઠરાવો સમાવિષ્ટ કરતા આપના પત્રો ક્રમાંક ૩૩૧ તથા ૩૩૨ મળ્યા છે ને તેમનો હું સાભાર સ્વીકાર કરું છું. હું સખેદ જોઉં છું કે અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિનો ઠરાવ અત્યારે જે શબ્દોમાં ઘડાયેલો છે તે સમિતિએ જે પસાર કર્યું હતું તે બધાનો સમાવેશ કરતો નથી.

હકીકતો આ પ્રમાણે છે : મેં નીચેનો પત્ર તત્કાલીન મહામંત્રી શ્રી વિઠ્ઠલભાઈ પટેલને ૧૯૨૨ની ૨૩મી મેએ મોકલ્યો હતો. તે દેશના મુખ્ય દૈનિકોમાં પ્રસિદ્ધ પણ થયો હતો.

'પ્રિય શ્રી પટેલ,

એક સમય હતો (૨૫, મે, ૧૯૨૧નું 'યંગ ઇન્ડિયા' જુઓ) કે જ્યારે મહાત્માજીએ અસ્પૃશ્યતાના પ્રશ્નને કોંગ્રેસના કાર્યક્રમમાં અગ્રતાક્રમ આપ્યો હતો. અત્યારે હું જોઈ રહ્યો છું કે દલિતવર્ગોના ઉત્થાનનો પ્રશ્ન કોઈ છૂપા ખૂણે ધકેલાઈ ગયો છે. જ્યારે આપણા કેટલાક કાર્યકરોનું ધ્યાન ખાદી ઉપર કેન્દ્રિત થયું છે અને વિપુલ રકમ તેને માટે ફાળવવામાં આવી છે, જ્યારે એક સમર્થ પેટાસમિતિ રાષ્ટ્રીય શિક્ષણની સંભાળ માટે નિયુક્ત કરવામાં આવી છે અને તેને માટે ફાળો ઉઘરાવવા ખાસ વિનંતિ કરવામાં આવનાર છે ત્યારે અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્નને, અમદાવાદ, અહમદનગર અને મદ્રાસને થોડુંક અનુદાન

આપી અભરાઈએ ચઢાવી દેવામાં આવ્યો છે. હું તો એવા મતનો છું કે અમલદાર શાહી દ્વારા આપણી વિરુદ્ધ ઊભા કરાયેલા ૬ કરોડ જેટલા આપણા બાંધવોની બહુમતીને લીધે ખાદીની યોજના પણ સંપૂર્ણ સફળ નહિ થઈ શકે. કારોબારીના સભ્યો કદાચ નહિ જાણતા હોય કે આ બાબતમાં આપણા દલિત બાંધવો ખાદી છોડી રહ્યા છે અને સસ્તું વિદેશી કાપડ ખરીદી રહ્યા છે. લખનૌમાં, આવતા જૂનની ૭મી તારીખે મળનાર અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિની સભામાં હું નીચેનો પ્રસ્તાવ રજૂ કરવા માગું છું કે 'દલિત વર્ગો તરીકે ઓળખાતા વર્ગો અંગેના ઠરાવોને અમલી બનાવવા અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિના ત્રણ સભ્યોની બનેલી એક પેટાસમિતિની નિમણૂંક કરવી, પાંચ લાખ રૂપિયાની રકમ પ્રચાર કાર્ય માટે તેને ઉપલબ્ધ થાય તે રીતે તેના હાથમાં મૂકવી અને ભવિષ્યમાં અનુદાન માટેની સઘળી અરજીઓ આ પેટા સમિતિ સામે મૂકવી કે જેથી તે તેનો નિકાલ કરી શકે.' મારો પ્રસ્તાવ કારોબારીએ સુધાર્યો હતો. તે સુધારેલો પ્રસ્તાવ નીચે પ્રમાણે છે :

"આથી, આ સમિતિ આખા દેશમાં અસ્પૃશ્ય કહેવાતા લોકોની પરિસ્થિતિ સુધારવા માટેનાં વ્યવહારુ પગલાં સૂચવતી યોજના ઘડવા માટે તથા કારોબારીની હવે પછીની સભામાં તેમની વિચારણા માટે સ્વામી શ્રદ્ધાનંદ, શ્રીમતી સરોજિની નાયડુ, સર્વશ્રી જી.બી. દેશપાંડે અને આઈ.કે. યાજ્ઞિકની બનેલી એક પેટા સમિતિ નીમે છે. આ યોજના માટે અત્યારે રૂ બે લાખ મંજૂર કરે છે."

શ્રી પટેલે કારોબારીનો આ પ્રસ્તાવ તેના પૂર્ણસ્વરૂપે સ્વીકારી લેવાનું કહ્યું હતું. મેં કારોબારીનો તે પ્રસ્તાવ સ્વીકારવાનો ઇન્કાર કર્યો અને અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિની સહુ પ્રથમ સભામાં જ બે લાખને બદલે પાંચ લાખની રકમ મૂકી અને તે શરત પણ મૂકી કે તેમાંની એક લાખની રકમ અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિ તેના પોતાના ભંડોળમાંથી રોકડી ચૂકવે અને બાકીની રકમ માટે વિનંતી કરવામાં આવે.

કારોબારીના સભ્ય શ્રી રાજગોપાલાચારીએ એવો પ્રસ્તાવ મૂક્યો કે કોંગ્રેસના ભંડોળમાંથી ચૂકવવાની રકમ અત્યારે જ નક્કી કરવાને બદલે કારોબારી જ્યારે તે યોજનાનો સ્વીકાર કરે ત્યારે આ હેતુ માટે તે ફાળવી શકતી હોય તેટલી

બધી રકમ કારોબારીએ ફાળવવી તેવી જોગવાઈ કરવી. મને આનું શબ્દશઃ સ્મરણ નથી પણ ઉપર આપેલા સુધારાનો મતલબ મારી જાણ પ્રમાણે સાચો જ છે.

આથી કોલાહલ થયો અને બધી બાજૂથી એવું દબાણ આવ્યું કે અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિ પાસે જેટલું ભંડોળ હોય તે જાહેર થવું જ જોઈએ. પ્રમુખશ્રીએ મને બાજૂએ બોલાવ્યો અને મને વિશ્વાસમાં લઈ કહ્યું કે કોંગ્રેસ પાસે અત્યારે અતિ જૂજ રોકડ ભંડોળ છે અને જો સાચી વિગત બહાર પાડવાનું દબાણ આવશે તો તે આ ચળવળને હાનિકારક બનશે કારણ કે બહારની વ્યક્તિઓ તથા ગુનાશોધક વિભાગની વ્યક્તિઓ પણ હાજર છે. આ હકીકતને કારણે જ મને ટેકો આપનાર વ્યક્તિ તથા અન્ય સમર્થકોના વિરોધ છતાંય મેં શ્રી રાજગોપાલાચારીનો સુધારો સ્વીકારી લીધો. પણ જ્યારે મેં જોયું કે અખબારોમાં પ્રસિદ્ધ થયેલા એસોસિયેટેડ પ્રેસના અહેવાલ પ્રમાણેના ઠરાવમાંથી તો શ્રી રાજગોપાલાચારીનો સુધારો ઉડાડી મૂકવામાં આવ્યો હતો ત્યારે મને ઘણું આશ્ચર્ય થયું.

ઉપરનો પ્રસ્તાવ પસાર થયા પછી કેટલાક સભ્યોએ સૂચવ્યું કે આ પેટાસમિતિનો કોઈ આવાહક પણ નીમાવો જોઈએ અને ઘણા સભ્યોએ આવાહક તરીકે મારું નામ સૂચવ્યું ત્યારે શ્રી વિઠ્ઠલભાઈ પટેલ (તત્કાલીન મહામંત્રી) ઊભા થયા અને બોલ્યા, સ્વામી શ્રદ્ધાનંદનું નામ યાદીમાં પ્રથમ આવતું હોવાથી એ સ્વભાવિક છે કે તે જ આવાહક હોય એટલે તેવો નવો પ્રસ્તાવ મૂકવાની લેશ પણ અનિવાર્યતા નથી.'

દેશના સર્વ પ્રદેશના સભ્યો તેમના પ્રાન્તમાં પ્રવર્તતી અસ્પૃશ્યતાની પરિસ્થિતિ અંગે મને માહિતી આપવા લાગ્યા અને તેમના પ્રદેશની મુલાકાત લેવા મને આગ્રહ કરવા લાગ્યા. આ પરથી મેં કેટલાંક વચનો આપ્યાં. પછી મેં વિચાર્યું કે પ્રાથમિક ખર્ચા માટે થોડી રોકડ રકમ હાથ પર ન હોય તો સ્થળ પરની માહિતી ન મેળવી શકાય અને તો પછી કોઈ યોગ્ય યોજના ન ઘડી શકાય. મને તેમ પણ જાણવા મળ્યું કે કારોબારીએ અલ્હાબાદના 'ધ ઈન્ડીપેન્ડન્ટ' માટે રૂ. ૨૫,૦૦૦ મંજૂર કર્યા છે અને દિલ્હીના ઉર્દૂ દૈનિક 'કોંગ્રેસ' માટે હકીમ

અજમલખાન અને ડૉ. અનસારીએ મૂકેલી રૂ. ૧૦,૦૦૦ના અનુદાનની માગણી કારોબારી પાસે પડી છે. એટલે કોંગ્રેસને હવે રોકડ રકમની એટલી સખત ભીંસ નહીં હોય તેમ વિચારીને મેં અસ્પૃશ્યતા અંગેની પેટા સમિતિને પ્રાથમિક ખર્ચ માટે રૂ. ૧૦૦૦૦ની આગોતરી રકમ આપવાની વિનંતી કરતો પત્ર પ્રમુખશ્રીને લખ્યો.

આ બધું બન્યા પછી, આપના પત્ર ક્રમાંક ૩૩ દ્વારા મોકલાયેલો કારોબારીનો નીચેનો રસપ્રદ ઠરાવ વાંચવા મળ્યો :

'દલિત વર્ગોનાં કામની યોજના અંગે આગોતરી રકમ માગતો સ્વામી શ્રધ્ધાનંદનો તા. ૮, જૂન ૧૯૨૨નો પત્ર વાંચ્યો. એવું ઠરાવવામાં આવે છે કે આ કામ માટેની પેટા સમિતિના આવાહક તરીકે શ્રી ગંગાધરરાવ બી. દેશપાંડેની નિમણૂંક કરવી અને વહેલી તકે તેની સભા બોલાવવાની તેમને વિનંતી કરવી. અને એમ પણ ઠરાવવામાં આવે છે કે સ્વામી શ્રધ્ધાનંદનો પત્ર તે પેટા-સમિતિ સામે મૂકવો.'

એક બીજી પણ વાત સમજાતી નથી. મારા પ્રથમ પત્રની સ્વીકૃતિ પ્રાપ્ત થયા પછી ૩, જૂન ૧૯૪૨ને રોજ હરદ્વારથી મેં નીચેનો પત્ર પણ લખ્યો હતો:

**'પ્રિય શ્રી પટેલ,**

પરમ દિવસે હરદ્વારથી નીકળીને છઠ્ઠી જૂનની સવારે હું લખનૌ પહોંચીશ. હવે તો આપ જાણો જ છો કે દલિત વર્ગો તરીકે ઓળખાતા વર્ગો પ્રત્યે મને ઊંડી સહાનુભૂતિ છે. પંજાબમાં પણ રચનાત્મક કાર્યક્રમના આ ભાગ પર નામ લેવા સરખુંય ધ્યાન અપાયું નથી તેવું મને લાગે છે. અલબત્ત, સંયુક્ત પ્રાન્તમાં તો તે અતિમુશ્કેલ કામ બનશે. બીજી પણ એક ગંભીર મુશ્કેલી છે.

બારડોલી કાર્યક્રમે તેની વિગત નં. ૪ની નોંધમાં નોંધ્યું છે કે જ્યાં પૂર્વગ્રહો હજી પણ તીવ્ર હોય ત્યાં કોંગ્રેસના ભંડોળમાંથી અલગ કૂવામાં તથા અલગ શાળાઓની વ્યવસ્થા કરવી. જે કોંગ્રેસ કાર્યકરો દલિત વર્ગો પ્રત્યે પૂર્વગ્રહ ધરાવે છે અથવા તો જે કોંગ્રેસ કાર્યકરો નબળા છે અને દલિત વર્ગોને જાહેર કૂવાઓમાંથી પાણી ભરવા દેવા માટે લોકોને સમજાવવાનું કામ જેમનાથી થઈ

શકે તેમ નથી તેવા કાર્યકરો માટે આમાં એક છટકબારી રહી છે. મારી જાણ મુજબ બિજનુર જિલ્લામાં કોઈ પ્રતિબંધ નહોતો અને જાહેર કૂવાઓમાંથી અસ્પૃશ્યો નિરાંતે પાણી ભરતા હતા, પણ કેટલાંક સ્થળોએ બારડોલી પ્રસ્તાવની નોંધની ઢાલ નીચે નવા પૂર્વગ્રહો ઊભા કરાય છે. અંબાલા કેન્ટોન્મેન્ટ, લુધિયાના, બટાલા, લાહોર, અમૃતસર અને જંદિયાલાની મારી તાજેતરની મુલાકાત દરમ્યાન મેં જોયું કે અસ્પૃશ્યોની અક્ષમતા દૂર કરવાના પ્રશ્નની ઉપેક્ષા થાય છે. દિલ્હીમાં અને તેની આસપાસના વિસ્તારોમાં કોંગ્રેસ કરતાં પણ દલિતોદ્ધાર સભા - જેનો હું અધ્યક્ષ છું — પ્રશંસનીય કાર્ય કરી રહી છે. મને લાગે છે કે જયાં સુધી બારડોલી રચનાત્મક કાર્યક્રમની વિગત (૪)માં યોગ્ય સુધારો કરવામાં નહિ આવે તો જે કાર્યને હું કોંગ્રેસ કાર્યક્રમમાં સૌથી ઊંચું સ્થાન આપું છું તે કાર્યને સહન કરવું પડશે.

કૃપયા નીચેનો પ્રસ્તાવ પ્રમુખશ્રી સમક્ષ મૂકશો અને જો તેઓ અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિની આગામી સભામાં તે મૂકવાની સંમતિ આપે તો હું તેમાં તે રજૂ કરીશ - 'બારડોલી પ્રસ્તાવની વિગત નં ૪ હેઠળની નોંધને બદલે નીચેની નોંધ મૂકવી :

'દલિતવર્ગોની નીચેની માગણીઓ સત્વરે જ માન્ય રાખવી જોઈએ. આ માગણીઓ આ પ્રમાણે છે : (૧) અન્ય વર્ગોના નાગરિકો સાથે તેમને એક જ શેતરંજી પર બેસવા દેવા (૨) જાહેર કૂવાઓમાંથી પાણી ભરવાનો તેમને અધિકાર મળવો જોઈએ. (૩) તેમનાં સંતોનોને રાષ્ટ્રીય શાળા-કોલેજોમાં પ્રવેશ મળે અને ઉચ્ચવર્ણની કહેવાતી જ્ઞાતિઓમાંથી આવેલા વિદ્યાર્થીઓ સાથે મુક્તપણે હળવા મળવાની તેમને છૂટ મળે.'

અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિના સભ્યોને હું સમજાવવા માંગું છું કે આ પ્રસ્તાવનું મહત્ત્વ મોટું છે. હું એવા કિસ્સાઓ જાણું છું કે જયાં દલિત વર્ગોના લોકોએ ઉચ્ચ કહેવાતી જ્ઞાતિઓની ક્રૂરતા સામે ખુલ્લો બળવો પોકાર્યો છે અને જયાં સુધી તેમની ઉપરની માગણીઓ સ્વીકારવામાં નહિ આવે ત્યાં સુધી તેઓ અમલદારશાહીની શરણાગતિ સ્વીકારશે.

લખનૌમાં ૭મી જૂને મળેલી અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિની સભામાં

મારો પ્રથમ પ્રસ્તાવ પસાર થઈ ગયા પછી મેં શ્રી પટેલને બારડોલી પ્રસ્તાવની વિગત ૪ પરનો મારો સૂચિત સુધારો સભા સમક્ષ મૂકવા જણાવ્યું. તેમણે મને કહ્યું કે કારોબારી તે પેટાસમિતિને મોકલી આપશે અને ત્યાં મૂકવાનો આગ્રહ ન કરવા મારા પર દબાણ કર્યું. પણ અસ્પૃશ્યતા અંગેની પેટા સમિતિને મેં કરેલી દરખાસ્તનો સંદર્ભ ધરાવતા કારોબારી સમિતિના મારા ઠરાવની નકલ હજી મને મળી નથી.

દિલ્હીમાં અને તેની આસપાસના વિસ્તારોમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન અતિ તીવ્ર છે અને મારે સત્વરે તેની સાથે બાથ ભીડવી પડશે. પરંતુ પેટા-સમિતિ એકદમ કામ શરૂ ન કરી શકે કારણ કે કોંગ્રેસ વતી અસ્પૃશ્યતા નિર્મૂલનના વ્યવહારુ પગલાંની કોઈ પણ યોજનાનો વિચાર કરતાં પહેલાં કારોબારીએ દેશની અન્ય અનેક રાજકીય પરિસ્થિતિઓનો પણ વિચાર કરવો પડે. આવી પરિસ્થિતિમાં હું તે પેટાસમિતિને કશાય ઉપયોગનો નથી અને તેના સભ્યપદેથી રાજીનામું આપવા માગું છું.

આપનો સંનિષ્ઠ
શ્રદ્ધાનંદ સન્યાસી.

દિલ્હી, જાન્યુ. ૩૦

## (૨) મહામંત્રીનો પ્રત્યુત્તર

પ્રિય સ્વામીજી,

આપનો ૨૨મી જૂનનો પત્ર મારા કાર્યાલયમાં તે જ મહિનાની ૩૦મી જૂને મળ્યો. ૧૮મી તારીખે મુંબાઈમાં મળેલી કારોબારીએ પ્રસ્તાવ પસાર કરીને તે મારા પર એવી સૂચના સાથે પાછો મોકલ્યો છે કે મારે હકીકતોની સ્પષ્ટતા કરવી અને દલિતવર્ગો માટેની પેટાસમિતિમાંથી આપે આપેલા રાજીનામા અંગે પુનર્વિચારણા કરવા આપને વિનંતી કરવી.

મારી જેલમુક્તિ પહેલાં જે હકીકતો બની તેનું મને કોઈ અંગત જ્ઞાન નથી તે તો આપ જાણો જ છો, પણ શ્રી દેશપાંડેને પેટા સમિતિના આવાહક નીમતો તા. ૧૦, જૂન, ૧૯૨૨નો પ્રસ્તાવ પસાર કર્યો તે કારોબારીની સભામાં હું ઉપસ્થિત હતો. પેટાસમિતિના આવાહક તરીકે કોઈ ચોક્કસ વ્યક્તિ કામ કરે

તેવી કોઈ સમજણ થઈ હોવાનો કોઈ ઉલ્લેખ તે વખતે થયો નહોતો અને આખોય પ્રસ્તાવ પૈસા આપવાની બાબત અંગેની અનિવાર્ય ઔપચારિકતા પૂરી કરવા માટે જ પસાર કરાયો હતો. ત્યારે લાગ્યું હતું કે કોઈ પણ ખર્ચ મંજૂર કરતાં પહેલાં પેટાસમિતિનો ઔપચારિક પ્રસ્તાવ અનિવાર્ય છે. તદનુસાર શ્રી દેશપાંડેને આવાહક નીમવામાં આવ્યા અને આવાં પ્રાથમિક પગલાં અંગેના ખર્ચા માટે રૂ. ૫૦૦/- મંજૂર કરવામાં આવ્યા. જે પ્રસ્તાવ ઘડાયો તેમાં રૂ. ૫૦૦/-ની મંજૂરીનો ઉલ્લેખ કરવાનું ધ્યાન બહાર રહી ગયું. આપ જોઈ શકશો કે અસ્પૃશ્યતાના કાર્ય માટે રૂ. ૧૦,૦૦૦ મંજૂર કરવાની કારોબારીની અનિચ્છાને કારણે આમ બન્યું નહોતુ, જે રીતે આ પ્રસ્તાવ ઘડાયો તે ઘડવા પાછળનું સાચું કારણ તો મેં અગાઉ આપને સમજાવ્યું તે હતું. આપની પેટા સમિતિએ કરેલા કાર્યને અથવા તો આપે આપેલી મૂલ્યવાન સલાહને અવગણવાનો હેતુ તો કારોબારીની કલ્પનામાંય ન આવે. કારોબારીની છેલ્લી સભામાં આપનો પત્ર મૂકતાં, રૂ. ૫૦૦/-ના અનુદાનની શરતચુકથી રહી ગયેલી વિગત આપવામાં આવી અને આ વિષય અંગે આપની સાથે પત્રવ્યવહાર કરવાની મને સૂચના આપવામાં આવી. જો પેટા સમિતિ આપના અનુભવથી અને અસ્પૃશ્યતાના સમગ્ર પ્રશ્ન અંગેના આપના વિશિષ્ટ જ્ઞાનથી વંચિત રહેશે તો તે એક કરુણ ઘટના હશે અને તેથી જ, જાહેર હિત ખાતર હું આપને આપના નિર્ણયની પુનર્વિચારણા કરવા અને પેટાસમિતિમાંથી રાજીનામું પાછું ખેંચી લીધાનો નિર્ણય મારા અલ્હાબાદના કાર્યાલયને તારથી જણાવવા વિનવું છું. મારે ભાગ્યે જ તે ઊમેરવું જોઈએ કે આપની પેટાસમિતિએ કરેલા ઠરાવોની યોગ્ય વિચારણા કારોબારી કરશે.

અલગ કૂવાઓ અને અલગ શાળાઓ અંગે કારોબારીના પ્રસ્તાવમાં ફેરફાર અંગે શ્રેષ્ઠ માર્ગ તો એ હશે કે આપની પેટા સમિતિએ આ ફેરફાર સૂચવવો જોઈએ અને કારોબારીએ તે અપનાવવો જોઈએ.

મને ભય છે કે અલ્હાબાદના 'ધ ઈન્ડિપેન્ડન્ટ' અને દિલ્હીના 'ધ કોંગ્રેસ' ને અપાયેલાં અનુદાન અંગે આપના મનમાં કોઈ ગેરસમજ પ્રવર્તે છે. પહેલાના કિસ્સામાં, સંયુક્ત પ્રાંતની પ્રાંતિક સમિતિને અગાઉથી ફાળવાયેલા ભંડોળમાંથી

રૂ. ૨૫૦૦૦/-નું ધિરાણ 'નેશનલ જર્નલ્સ' લિમિટેડને, આપવાની અરજીનો સ્વીકાર જ થયો છે. બીજા કિસ્સામાં તો ધીરાણની અરજીનો સંપૂર્ણતયા અસ્વીકાર થયો છે.

મુંબાઈ, ૨૩, જુલાઈ, ૧૯૨૨.

આપનો સન્નિષ્ઠ
મોતીલાલ નહેરુ
મહામંત્રી

## (૩) સ્વામીજીનો પ્રત્યુત્તર

પ્રિય પંડિત મોતીલાલજી,

અસ્પૃશ્યતા અંગેની પેટાસમિતિમાંથી મારા રાજીનામાં અંગેનો આપનો તા. ૨૩, જુલાઈ, ૧૯૨૨ને રોજ મુંબાઈથી લખાયેલો પત્ર મને મળ્યો. હું દિલગીર છું કે તે અંગે પુનર્વિચારણા કરી શકતો નથી કારણ કે મારા પ્રથમ પત્રમાં જણાવેલી કેટલીક હકીકતોની સાવ અવગણના કરાઈ છે.

(૧) કૃપા કરી શ્રી રાજગોપાલાચારી પાસેથી માહિતી મેળવો કે અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ તેના ભંડોળમાંથી ઓછામાં ઓછા રૂ. એક લાખ રોકડા આપવા જોઈએ તેવું સૂચન મેં પહેલાં કર્યું હતું કે નહિ, તેમણે ઉપરના શબ્દોને બદલે પેટા સમિતિએ ઘડેલા કામની યોજના કારોબારી સ્વીકારે ત્યારે તે ફાળવી શકે તેટલા નાણાં કારોબારી ફાળવશે તેવું તે વચન આપતો સુધારો પસાર કર્યો હતો કે નહિ, પ્રમુખશ્રીએ જયારે મને બાજુએ બોલાવી તે સમયની ચોક્કસ આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો ત્યારે મેં તેમનો સુધારો સ્વીકાર્યો હતો કે નહિ. જો આજ હકીકત હોય તો પ્રસ્તાવ સાથે તે સુધારો પ્રસિદ્ધ કેમ ન થયો ?

(૨) આપે શ્રી વિઠ્ઠલભાઈ જે. પટેલ પાસેથી તે માહિતી મેળવી કે અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિના સભ્યોએ મને પેટા સમિતિના આવાહક તરીકે સૂચવ્યો હતો કે નહિ અને ત્યારે તેમણે નહોતું કહ્યું. "સ્વામી શ્રદ્ધાનંદનું નામ યાદીમાં હોવાથી તે જ આવાહક બનશે અને તે માટે બીજો કોઈ પ્રસ્તાવ પસાર કરવાની કોઈ અનિવાર્યતા નથી ?' મેં આ અંગે ડૉ. અંસારી પાસેથી માહિતી મેળવી

હતી અને તા. ૧૭, જૂન, ૧૯૨૨ના તેમના પ્રત્યુત્તરમાં તેમણે જણાવ્યું હતું કે મને આવાહક તરીકે નીમવામાં આવ્યો છે. ડૉ. અંસારી આપની સાથે છે અને આપ તેમની પાસેથી ખાતરી મેળવી શકો છો. હું માનું છું કે શ્રી પટેલ આ બધું નહિ ભૂલી ગયા હોય.

(૩) વળી અહીં અસ્પૃશ્યોમાં કરવાનું કામ અતિ તાકીદનું છે અને કોઈ પણ કારણસર હું તેમાં વિલંબ ન કરી શકું. કારોબારીની આગામી સભામાં મારા રાજીનામાનો સ્વીકાર કરાવી લો. કે જેથી અસ્પૃશ્યના નિવારણ અંગે મારી યોજના પ્રમાણે કામ કરવા હું સ્વતંત્ર થઈ શકું. ગયા જુલાઈના અંતે આ મારી સ્થિતિ હતી. અમૃતસર અને મિઆનવાલી જેલોના મારા અનુભવોએ તથા ત્યાં મેં એકત્રિત કરેલી માહિતીઓએ મારામાં તે શ્રદ્ધા દઢ કરી છે કે જ્યાં સુધી પ્રાચીન આર્યપ્રથાનુસાર બ્રહ્મચર્યને સજીવન નહિ કરાય અને હિંદી સમાજ પરનું અસ્પૃશ્યતાનું લાંછન નહિ ભુંસાય ત્યાં સુધી કોંગ્રેસના કે કોંગ્રેસ સિવાયના અન્ય રાષ્ટ્રભક્ત પક્ષોના સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નો ફળદાયી નીવડશે નહિ. એક સન્યાસી તરીકે મારે, મારાં આયુષ્યનાં શેષ વર્ષો આ બંને પવિત્ર હેતુઓને- બ્રહ્મચર્ય અને સાચી રાષ્ટ્રીય એકતાને - સમર્પિત કરવાં જોઈએ.

આપનો, વગેરે

દિલ્હી, જુલાઈ, ૨૩, ૧૯૨૨ શ્રદ્ધાનંદ સન્યાસી

# પરિશિષ્ટ ૨

## અસ્પૃશ્યો માટે રાજકીય સલામતી

*ડૉ. ભીમરાવ આંબેડકર અને રાવબહાદુર શ્રીનીવાસને ગોળમેજી પરિષદને દલિત વર્ગોના ખાસ દાવા અંગે સુપ્રત કરેલું પુરવણી આવેદન પત્ર*

સ્વતંત્ર હિંદ માટે ઘડાનારા બંધારણમાં દલિત વર્ગોના સંરક્ષણ માટે રાજકીય સલામતીના પ્રશ્નને ચર્ચતું જે આવેદનપત્ર અમે ગયે વર્ષે રજૂ કર્યું હતું અને જે લઘુમતીઓ માટેની પેટા સમિતિની કાર્યવાહીના મુદ્રિત ગ્રંથમાં પરિશિષ્ટ ત્રણ તરીકે પ્રગટ થયું છે તેમાં અમે માગણી કરી હતી કે દલિત વર્ગોનું વિશિષ્ટ પ્રતિનિધિત્વ આ સલામતીઓમાંની એક સલામતી હોવી જોઈએ. ત્યારે અમે તેમને માટે તે અનિવાર્ય જ છે તેવો દાવો કર્યો હતો પણ તે વિશિષ્ટ પ્રતિનિધિત્વની વ્યાખ્યા ત્યારે અમે આપી નહોતી. તેનું કારણ એ હતું કે આ પ્રશ્ન હાથ ધરાય તે પહેલાં જ લઘુમતીઓ માટેની પેટાસમિતિની કાર્યવાહીનો અંત આવી ગયો હતો. આ પૂરક આવેદનપત્ર દ્વારા અમે હવે તે ક્ષતિ સુધારવાનો પ્રયત્ન કરીએ છીએ કે જેથી લઘુમતિઓ માટેની પેટા સમિતિ આ વર્ષે તે પ્રશ્નની વિચારણા કરે તો તેની સામે તેની આવશ્યક વિગતો હોય.

### (૧) વિશિષ્ટ પ્રતિનિધિત્વનો વિસ્તાર

#### અ. પ્રાન્તીય ધારાસભાઓમાં વિશિષ્ટ પ્રતિનિધિત્વ.

(૧) બંગાળ, મધ્યપ્રાન્ત, આસામ, બિહાર અને ઓરિસ્સા, પંજાબ તથા સંયુક્ત પ્રાન્તમાં સાઈમન કમિશન તથા ભારતીય કેન્દ્રીય સમિતિએ અંદાજેલી તે તે પ્રાન્તોની વસ્તીના પ્રમાણમાં દલિતવર્ગોને તેમનું પ્રતિનિધિત્વ મળશે.

(૨) મદ્રાસમાં દલિતવર્ગોને બાવીસ ટકા પ્રતિનિધિત્વ મળશે.

(૩) (અ) જો સિંધને મુંબાઈ પ્રાન્તના ભાગ તરીકે ચાલુ રહે તો દલિત વર્ગોને મુંબાઈમાં સોળ ટકા પ્રતિનિધિત્વ મળશે.

(બ) જો સિંધને મુંબાઈ પ્રાન્તથી અલગ પાડવામાં આવે તો દલિત વર્ગોને

પ્રાન્તીય મુસ્લિમો જેટલું જ પ્રતિનિધિત્વ મળશે કારણ કે બંનેની વસ્તી સરખી જ છે.

### (બ) સમવાયી ધારાસભામાં ખાસ પ્રતિનિધિત્વ

સમવાયી ધારાસભાનાં બંને ગૃહોમાં દલિત વર્ગોને હિંદમાંની તેમની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ મળશે.

### આરક્ષણો

ધારાસભાઓમાં પ્રતિનિધિત્વનું પ્રમાણ અમે નીચેની ધારણાઓને આધારે નક્કી કર્યું છે :

(૧) અમે માની લીધું છે કે દલિત વર્ગોની વસ્તી અંગે સાઈમન કમિશને (ગ્રંથ ૧, પૃ.૪૦) અને ભારતીય કેન્દ્રીય સમિતિએ (અહેવાલ, પૃ.૪૪) આપેલી સંખ્યા બેઠકોની વહેંચણીના આધાર તરીકે પૂરતા પ્રમાણમાં સાચી ગણીને સ્વીકાર્ય થશે.

(૨) અમે માની લીધું છે કે સમવાયી ધારાસભા સમગ્ર હિંદને આવરી લેશે. તે કિસ્સામાં, સમવાયી ધારાસભામાં દલિત વર્ગોના પ્રતિનિધિત્વનું પ્રમાણ નક્કી કરવામાં ગવર્નર શાસિત પ્રાન્તોમાંની તેમની વસ્તી ઉપરાંત દેશી રાજ્યો કેન્દ્ર શાસિત વિસ્તારો અને પ્રતિનિધિત વિસ્તારોમાંની તેમની વસ્તીનો યોગ્ય રીતે ઉમેરો કરવામાં આવશે.

(૩) અમે માની લીધું છે કે બ્રિટિશ હિંદના પ્રાન્તોના વહીવટી વિસ્તારો અત્યારે જેવા છે તેવા જ ચાલુ રહેશે.

પણ કેટલાક હિત ધરાવતા પક્ષો ધમકી આપે છે તેમ જો વસ્તી સંખ્યાની ગણના અંગે પડકાર ઊભો થાય અને જો નવી વસ્તીગણતરી નીચે દલિત વર્ગોનું પ્રમાણ નીચું દેખાય અથવા તો જો પ્રાન્તોના વહીવટી વિસ્તારો બદલવામાં આવે અને તેને પરિણામે વસ્તીની પ્રવર્તમાન સમતુલા જોખમાય તો દલિત વર્ગો તેમના પ્રતિનિધિત્વના પ્રમાણને સુધારવાનો અધિકાર અનામત રાખે છે અને તેના મહત્ત્વનો દાવો કરવાનો પણ. તે જ રીતે જો અખિલ ભારતીય સમવાયતંત્ર અસ્તિત્વમાં ન

આવે તો સમવાય ધારાસભામાં તે આધારે ગણાયેલા પ્રતિનિધિત્વના પ્રમાણની પુન:ગણતરીને સ્વીકારવા બંધાવા પણ તે સંમત થાય છે.

## (૨) પ્રતિનિધિત્વની પદ્ધતિ

૧. પ્રાંતીય અને કેન્દ્રીય ધારાસભાઓમાં દલિત વર્ગોને તેમના પ્રતિનિધિઓ તેમના મતદારોનાં અલગ મતદારમંડળો દ્વારા ચૂંટવાનો અધિકાર રહેશે.

સમવાય અથવા કેન્દ્રીય ધારાસભાના ઉપલા ગૃહમાં જો પ્રાંતીય ધારાસભાઓના સભ્યો દ્વારા પરોક્ષ ચૂંટણી કરવાનો નિર્ણય લેવાય તો, તેમાં તેમના પ્રતિનિધિત્વ માટે દલિત વર્ગો ઉપલાગૃહમાં તેમના પ્રતિનિધિત્વ પૂરતા અલગ મતદાર મંડળનો તેમનો અધિકાર છોડી દેવા સંમત થશે. પણ તે શરતે કે તેમને તેમની બેઠકોનો હિસ્સો ફાળવવા માટે ગમે તે પદ્ધતિમાં પણ પ્રતિનિધિત્વની વ્યવસ્થા કરવામાં આવશે.

૨. સંયુક્તમતદારમંડળોની અને અનામત બેઠકોની પ્રથા દલિત વર્ગોના અલગ મતદાર મંડળોનું સ્થાન પૂરવા જવાબદાર રહેશે નહિ. અલબત્ત, નીચેની શરતો પૂરી કરાય તેના અપવાદ સિવાય.

(અ) સંબંધિત ધારાસભાઓમાં તેમના પ્રતિનિધિઓની બહુમતીની માગણીથી મતદારોનો લોકમત લેવાય અને પરિણામે મતાધિકાર ધરાવતા દલિત વર્ગોના સભ્યો સંપૂર્ણ બહુમતીમાં આવે.

(બ) વીસ વર્ષ પૂરા ન થાય ત્યાં સુધી તથા સાર્વત્રિક પુખ્ત મતાધિકારનો અધિકાર ન અપાયો હોય તો આવા કોઈ લોકમતનો આશ્રય લેવામાં આવે નહિ.

## (૩) દલિત વર્ગોની વ્યાખ્યા આપવાની અનિવાર્યતા

ભૂતકાળમાં દલિતવર્ગોના પ્રતિનિધિત્વનો અતિશય દુરુપયોગ એટલા માટે થયો છે કે પ્રાંતીય ધારાસભાઓમાં તેમનું પ્રતિનિધિત્વ કરવા દલિતવર્ગની વ્યક્તિઓ સિવાયની વ્યક્તિઓની નિમણૂંક થતી અને એવા કિસ્સાઓની પણ ખોટ નથી કે જેમાં દલિતવર્ગોની વ્યક્તિ ન હોવા છતાં વ્યક્તિઓએ દલિતવર્ગોના પ્રતિનિધિઓ તરીકે પોતાની નિમણૂંક કરાવી છે. આ દુરુપયોગનું કારણ એ હતું કે ગવર્નરને દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ કરતી વ્યક્તિઓ નીમવાની સત્તા અપાઈ

હતી પણ તે નિમણૂંક દલિતવર્ગોની વ્યક્તિઓમાંથી જ તે કરે તેવી અપેક્ષા તેની પાસેથી રખાઈ નહોતી. હવે આ નવા બંધારણમાં નિયુક્તિનું સ્થાન ચૂંટણી લેવાની હોવાથી આવા દુરુપયોગને કોઈ અવકાશ રહેશે નહિ, પણ વિશિષ્ટ પ્રતિનિધિત્વનો હેતુ માર્યો જાય તેવી કોઈ છટકબારી ન રહી જાય તેટલા માટે અમે માગણી કરીએ છીએ કે :

(૧) દલિત વર્ગોને તેમના પોતાના અલગ મતદારમંડળોનો અધિકાર રહેશે એટલું જ નહિ તેમના પોતાના માણસો દ્વારા પ્રતિનિધિત્વ કરવાનો પણ તેમને અધિકાર રહેશે.

(૨) અને દરેક પ્રાંતમાં દલિત વર્ગો એટલે જે વ્યક્તિઓ ત્યાં પ્રવર્તતી જે કોઈ પ્રકારની અસ્પૃશ્યતાની ભોગ બની હોય અને મતદાનના હેતુ માટે તૈયાર થયેલી અનુસૂચિમાં નામજોગ નોંધાઈ હોય તે. દલિતવર્ગોની આ વ્યાખ્યાનું દરેક પ્રાંતમાં ચુસ્તપણે પાલન થશે.

## (૪) પારિભાષિક સંજ્ઞાઓ

આ પ્રશ્નના આ ભાગની ચર્ચા કરતાં અમારે તે નિર્દેશ કરવો છે કે દલિત વર્ગોની વર્તમાન પારિભાષિક સંજ્ઞાઓનો વિરોધ, તેના પર ગંભીર વિચારણા કર્યા પછી દલિત વર્ગોના સભ્યોએ તથા તેમનામાં રસ લેતી બહારની વ્યક્તિઓએ પણ કર્યો છે. તે ગૌરવભંગ કરનારી અને અપમાનજનક છે અને નવા બંધારણ ઘડવાના આ પ્રસંગનો લાભ તેના અધિકૃત ઉપયોગ માટે આ પારિભાષિક સંજ્ઞાઓ બદલવા માટે લઈ શકાય. અમને લાગે છે કે તેમને દલિત વર્ગો તરીકે ઓળખવાને બદલે 'અવર્ણ હિંદુઓ', 'સુધારાવાદી પંથના હિંદુઓ', કે 'પ્રસ્થાપિત ધર્મથી જુદા પડતા હિંદુઓ' અથવા તો એવી કોઈ ઓળખ આપી શકાય. કોઈ પણ ચોક્કસ પારિભાષિક સંજ્ઞાના ઉપયોગ માટે દબાણ કરવાની અમને સત્તા નથી. અમે માત્ર તેનું સૂચન કરી શકીએ અને જો તેમને યોગ્ય રીતે સમજાવવામાં આવે તો દલિત વર્ગો તેમાંની, તેમને અતિશય બંધ બેસતી સંજ્ઞા સ્વીકારવામાં ખચકાટ નહિ અનુભવે.

આખા હિંદના દલિત વર્ગોની મોટી સંખ્યાના, આ આવેદનપત્રમાં સમાયેલી માગણીઓને ટેકો આપતા તારો અમને મળ્યા છે.

૪થી નવેમ્બર, ૧૯૩૧.

# પરિશિષ્ટ ૩

## લઘુમતી કરાર

*૧૯૩૧માં બીજી ગોળમેજી પરિષદમાં લઘુમતીની પેટા સમિતીમાં સુપરત રજૂ લઘુમતીઓનો કરાર*

૧. જાહેર નોકરીઓમાં, સત્તા કે પ્રતિષ્ઠાનાં સ્થાનોમાં અથવા તો તેના નાગરિક અધિકારો ભોગવવામાં અને કોઈ પણ વ્યાપાર ધંધો કરવામાં જન્મ, ધર્મ, જ્ઞાતિ અથવા સંપ્રદાયને કારણે કોઈ પણ વ્યક્તિ પ્રત્યે પૂર્વગ્રહ રાખવામાં આવશે નહિ.

૨. ધારાસભામાં કોઈ પણ કોમને અસરકર્તા ભેદભાવભર્યા ઠરાવો સામે રક્ષણ આપવાના હેતુથી બંધારણમાં કાયદાએ પસાર કરેલી સલામતીઓનો સમાવેશ કરવામાં આવશે.

૩. જાહેર વ્યવસ્થા અને નૈતિકતા જળવાય તે શરતે બધી જ કોમોને સંપૂર્ણ ધાર્મિક સ્વતંત્રતા એટલે કે શ્રદ્ધા, ભક્તિ, પાલન, પ્રચાર, સાહચર્ય અને શિક્ષણની સંપૂર્ણ છૂટ આપવામાં આવશે. માત્ર ધર્મ પરિવર્તનને જ કારણે કોઈ વ્યક્તિ તેના નાગરિક અધિકારો કે વિશેષાધિકારો ખોશે નહિ કે તેને કોઈ શિક્ષા કરવામાં આવશે નહિ.

૪. બધી જ કોમોને તેમને પોતાને ખર્ચે ધર્માદા, ધાર્મિક અને સામાજિક સંસ્થાઓ, શાળાઓ અને અન્ય શૈક્ષણિક સંસ્થાઓ સ્થાપવાનો, ચલાવવાનો અને તેમાં તેમના ધર્મનો પ્રચાર કરવાનો અધિકાર રહેશે.

૫. લઘુમતી કોમોનાં ધર્મ, સંસ્કૃતિ, અંગત કાયદાના રક્ષણ માટે તથા તેમનાં શિક્ષણ, ભાષા તથા ધર્માદા સંસ્થાઓના પ્રોત્સાહન માટે અને રાજ્ય સરકાર તથા સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓ દ્વારા અપાતાં અનુદાનોમાં પણ તેમને યોગ્ય ફાળો મળે તે માટે બંધારણ પૂરતી સલામતીઓ પૂરી પાડશે.

૬. બધા જ નાગરિકો તેમના નાગરિક અધિકારો ભોગવી શકે તેવી ખાતરી

કાયદો ઘડીને અપાશે અથવા તેના સંપૂર્ણ ભોગવટાને અટકાવવા કરેલી ગણતરીપુર્વક ઉપેક્ષાને કાયદા દ્વારા દંડનીય ગુનો ગણવામાં આવશે.

૭. કેન્દ્રીય સરકાર અથવા પ્રાંતીય સરકારોનાં પ્રધાન મંડળોની રચનામાં શક્ય હોય ત્યાં સુધી મુસ્લિમ કોમ તથા અન્ય લઘુમતી કોમોના સભ્યોનો પરંપરાગત રીતે સારી સંખ્યામાં સમાવેશ કરવામાં આવશે.

૮. લઘુમતીઓની હિતરક્ષા તથા તેમનાં કલ્યાણ માટે કેન્દ્રીય તથા પ્રાન્તીય સરકારોમાં કાયદેસર સ્થપાયેલો એક વિભાગ રહેશે.

૯. કોઈ પણ ધારાસભામાં, નિયુક્તિ કે ચૂંટણી દ્વારા અત્યારે પ્રતિનિધિત્વ ધરાવતી બધી જ કોમોને બધી જ ધારાસભાઓમાં અલગ મતદારમંડળો દ્વારા પ્રતિનિધિત્વ મળશે અને લઘુમતીઓને પુરવણીમાં નક્કી કર્યા મુજબના પ્રમાણથી ઓછું તો નહિ જ મળે. પણ કોઈ બહુમતીને લઘુમતીમાં કે સમાનતામાં પણ ફેરવીને ઓછી કરવામાં નહિ આવે. એ શરતે કે દસ વર્ષના ગાળા પછી પંજાબ અને બંગાળના મુસ્લિમો કે અન્ય પ્રાન્તોની અન્ય લઘુમતીઓ સંયુક્ત મતદાર મંડળો, અનામત બેઠકો સાથેનાં સંયુક્ત મતદાર મંડળો લાગતી વળગતી જે તે કોમોની સંમતિ સાથે સ્વીકારી શકશે. તે જ રીતે દસ વર્ષના ગાળા પછી કેન્દ્રીય ધારાસભામાં કોઈ પણ લઘુમતી કોમ અનામત બેઠકો સહિત કે રહિતનાં સંયુક્ત મતદાર મંડળો લાગતી વળગતી જે તે કોમોની સંમતિ સ્વીકારી શકશે.

દલિતવર્ગના સંદર્ભમાં એટલું જ કે તેમને અલગ મતદારમંડળોનો વીસ વર્ષનો અનુભવ પ્રાપ્ત ન થાય અને તે કોમનો પુખ્ત મતાધિકાર ન સ્થપાય ત્યાં સુધી તે કોમનાં અનામત બેઠકો સહિતનાં સંયુક્ત મતદાર મંડળોમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર થશે નહિ.

૧૦. પ્રત્યેક પ્રાન્તમાં અને કેન્દ્રીય સરકારમાં પણ જાહેર સેવા આયોગની નિયુક્તિ કરાશે અને જાહેર સેવાઓમાં, પ્રમાણના અપવાદ સિવાય જો કોઈ પણ આરક્ષણીય સ્થાને, આ આયોગ દ્વારા ગવર્નર-જનરલ અથવા ગવર્નરો દ્વારા ભરતી નિયુક્તિ દ્વારા કરવામાં આવે તો તે જુદી જુદી કોમોને યોગ્ય પ્રતિનિધિત્વ મળે તે રીતે કરાશે. અલબત્ત, આ રીતની ભરતી કાર્યક્ષમતા અને અનિવાર્ય યોગ્યતા સાથે સુસંગત હોવી જોઈએ. ભરતી અંગેના સિદ્ધાંતનો અમલ કરવાની

તથા સમયાન્તરે સેવાઓની રચનાઓની સમીક્ષા કરવાની સૂચનાઓનો સમાવેશ ગવર્નર જનરલ તથા ગવર્નરોને અપાતા 'ઈન્સ્ટ્રુમેન્ટ ઓફ ઈન્સ્ટ્રક્શન્સ'માં કરાશે.

૧૧. જો કોઈ ખરડો પસાર થાય અને કોઈ પણ ધારાસભામાં કોઈ પણ કોમના સભ્યોના બે તૃતીયાંશ બહુમતીના અભિપ્રાય મુજબ તે તેમના ધર્મને અથવા ધર્મ આધારિત સામાજિક વ્યવહારોને અસર પહોંચાડતું હોય અથવા તો પ્રજાના મૂળભૂત અધિકારોના કિસ્સામાં એક તૃતીયાંશ સભ્યો જો તેનો વિરોધ કરે તો તે સભ્યો તે જ સ્થળે, ગૃહે ખરડો પસાર કર્યાના એક મહિનાના ગાળામાં ગૃહના અધ્યક્ષને પોતાનો વિરોધ નોંધાવી શકશે જે તે વિરોધ ગવર્નર જનરલ કે ગવર્નર - જે સંબંધિત હોય તેને મોકલી આપશે અને તે તાત્કાલિક જ એક વર્ષ સુધી તે ખરડાનો અમલ મોકૂફ રાખશે. આ સમય પૂરો થતાં તે તે ખરડો પુનર્વિચારણા માટે ધારાસભાને મોકલશે. આ ખરડાની પુનર્વિચારણા કર્યા પછી જો સંબંધિત ધારાસભા તેમાંના વિરોધને દૂર કરવા ખરડાને સુધારવાનો કે તેને હળવો બનાવવાનો ઈન્કાર કરે તો ગવર્નર જનરલ કે ગવર્નર જે સંબંધિત હોય તે પોતાની વિવેકબુદ્ધિ અનુસાર તે ખરડાને સંમતિ આપી શકે કે અટકાવી શકે. એ શરતે કે તે સંપ્રદાયના અસરગ્રસ્ત બે સભ્યો દ્વારા, તેમના એક મૂળભૂત અધિકારોનું ઉલ્લંઘન કરે છે તે આધારે આ ખરડાની પ્રમાણભૂતતાને વરિષ્ટ અદાલતમાં પડકારી શકશે.

## મુસલમાનોના વિશિષ્ટ દાવાઓ

અ. વાયવ્ય સરહદી પ્રાન્ત અન્ય પ્રાન્ત જેવો જ ગવર્નર શાસિત પ્રાન્ત બનાવાશે. પણ તેની સરહદોની સલામતીની અનિવાર્ય જરૂરિયાતો પર ધ્યાન આપવામાં આવશે.

પ્રાંતીય ધારાસભાની રચનામાં નિયુક્તિનું પ્રમાણ સભ્યોના દસ ટકા કરતાં વધુ નહિ હોય.

બ. સિંધને મુંબઈ પ્રાન્તથી અલગ પાડીને ગવર્નર શાસિત અન્ય પ્રાન્ત જેવો અને બ્રિટિશ હિંદના અન્ય પ્રાન્તોને ધોરણે જુદો પ્રાન્ત રચવામાં આવશે.

ક. કેન્દ્રીય ધારાસભામાં મુસલમાનોનું પ્રતિનિધિત્વ ગૃહની કુલ સંખ્યાના ત્રીજા ભાગ જેટલું હશે અને કેન્દ્રીય ધારાસભામાં તેમનું પ્રતિનિધિત્વ પુરવણીમાં નક્કી કરેલા પ્રમાણથી ઓછું નહિ હોય.

## દલિત વર્ગોના વિશિષ્ટ દાવાઓ

અ. અસ્પૃશ્યતાને કારણે કોઈ પણ વ્યક્તિના નાગરિક અધિકારોના ભોગવટાના સંદર્ભમાં કોઈ પણ ભેદભાવ રચતાં, તેના પર કોઈ પણ પ્રકારની શિક્ષા કે ગેરલાભ કે અક્ષમતા લાદતાં કોઈ પણ રૂઢિ કે પરંપરાને બંધારણ ગેરકાયદેસર ગણશે.

બ. જાહેર સેવાઓમાં ભરતી તથા પોલીસ અને લશ્કરી સેવાઓમાં દાખલ કરવામાં ઉદાર વ્યવહાર દાખવવામાં આવશે.

ક. 'પંજાબ જમીન સોંપણી કાયદો' દલિતવર્ગોને લાગુ પડે એ રીતે વિસ્તારવામાં આવશે કે જેથી પંજાબના દલિતવર્ગોને પણ તેનો લાભ મળે.

ડ. કોઈ પણ વહીવટી સત્તાના પૂર્વગ્રહભર્યા કાર્ય કે હિત ઉપેક્ષા કર્યા બદલ ગવર્નર અથવા ગવર્નર જનરલને અપીલ કરવાનો અધિકાર રહેશે.

ઈ. દલિત વર્ગોને પુરવણીમાં નક્કી કર્યા પ્રમાણેનું, તેથી જરાય ઓછું નહિ એટલું પ્રતિનિધિત્વ મળશે.

## ઍંગ્લો-ઈન્ડિઅન કોમના વિશિષ્ટ દાવાઓ

અ. આ કોમની વિશિષ્ટ પરિસ્થિતિ સ્વીકારતાં, તેમના યોગ્ય જીવનધોરણની જાળવણીને ખ્યાલમાં રાખીને જાહેર નોકરીઓ માટે તેમની ખાસ વિચારણા કરવી જોઈએ તે અંગે પેટા સમિતિ નં. ૮ (નોકરીઓ)એ સ્વીકારેલા દાવાઓનું ઉદાર અર્થઘટન.

બ. પ્રધાનનું નિયંત્રણ સ્વીકારવાની શરતે તેમની પોતાની યુરોપિયન શિક્ષણની શૈક્ષણિક સંસ્થાઓની વ્યવસ્થા અને અંકુશનો અધિકાર.

વર્તમાન અનુદાનના ધોરણે ઉદાર અને યોગ્ય અનુદાન તથા શિષ્યવૃત્તિઓની જોગવાઈઓ.

ક. કાયદેસરના અથવા જન્મની કોઈ પણ શરત વિના હિંદની અન્ય કોમો ભોગવે છે તેવા જ જૂરી અંગેના અધિકારો અને યુરોપીઅન કે હિંદી જૂરી દ્વારા મુકદ્દમો ચલાવવાની માગણી કરવાનો આરોપીનો અધિકાર.

## યુરોપીઅન કોમના વિશિષ્ટ દાવાઓ

અ. સઘળી ઔદ્યોગિક તથા વ્યાપારી પ્રવૃત્તિઓમાં હિંદમાં જન્મેલા પ્રજાજનો દ્વારા ભોગવાતા અધિકારો તથા વિશેષાધિકારોમાં તેમના જેટલી જ સમાનતા.

બ. ગુનાઈત મુકદ્દમાઓની કાર્યવાહી અંગે પ્રવર્તમાન અધિકારોની જાળવણી અને આવી કાર્યવાહી સુધારતા, બદલતા કે હળવી કરતા કોઈ પણ પગલા કે ખરડાને ગવર્નર જનરલની પૂર્વ સંમતિ વિના રજૂ કરી શકાશે નહીં.

**સંમતિના પક્ષકારો :**

હીસ હાઈનેસ ધ આગાખાન (મુસ્લિમ)

ડૉ. આંબેડકર (દલિત વર્ગો)

રાવ બહાદુર પન્નીર સેલ્વમ (ભારતીય ખ્રિસ્તીઓ)

સર હેન્રી ગિડને (ઍંગ્લો ઈન્ડિઅનો)

સર હર્બટ કાર (યુરોપીઅનો)

# પરિશિષ્ટ - ધારાસભાઓમાં પ્રતિનિધિત્વ

કૌંસના આંકડાઓ = ૧૯૩૧ના વસતી આધારિત આંકડા અને દલિત ટકાવારી સાઈમન અહેવાલ મુજબ

| | ગૃહની ક્ષમતા | હિન્દુઓ | | | મુસ્લિમ | ખ્રિસ્તી | શીખ | ઍંગ્લો ઈન્ડિયન | આદિવાસી વગેરે | યુરોપિયનો | ટીપ્પણી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સવર્ણ | દલિત | કુલ | | | | | | | |
| કેન્દ્ર અખિલ હિન્દ '૩૧ ઉપલુ ગૃહ | ૨૦૦ | (૪૭.૫) ૧૦૧ | (૧૯)* ૨૦ | (૬૬.૫) ૧૨૧ | (૨૧.૫) ૬૭ | ૧ | ૬ | ૧ | - | ૪ | * બ્રિ.હિ.ના ગવર્નર શાસિત પ્રાંતોની ટકાવારી |
| નીચલુ ગૃહ | ૩૦૦ | ૧૨૩ | ૪૫ | ૧૬૮ | ૧૦૦ | ૭ | ૧૦ | ૩ | - | ૧૨ | - |
| આસામ | ૧૦૦* | ૧૪૮.૯૭ ૩૮ | (૧૩.૪) ૧૩ | (૬૨.૩) ૫૧ | (૩૪.૮) ૩૫ | ૩ | - | ૧ | - | ૧૦ | *આદિવાસી વિસ્તારો સિવાયની વસતીના આંકડા |
| બંગાળ | ૨૦૦ | (૧૮.૩) ૩૮ | (૨૪.૭) ૩૫ | (૪૩) ૭૩ | (૫૪.૯) ૧૦૨ | ૨ | - | ૩ | - | ૨ - | -- |
| બિહાર અને ઓરિસ્સા | ૧૦૦ | (૬૭.૮) ૫૧ | (૧૪.૫) ૧૪ | (૮૨.૩) ૬૫ | (૧૧.૩) ૨૫ | ૧ | - | ૧ | ૩ | ૫ | -- |
| મુંબાઈ | ૨૦૦ | (૬૮) ૮૮ | (૮) ૨૮ | (૭૬) ૧૧૬ | (૨૦) ૬૬ | ૨ | - | ૩ | - | ૧૩ | સિંધ અલગ પડતા મુંબાઈના મુસલમાનોને વા.સ. પ્રાંતોના હિન્દુઓ જેટલું પ્રતિનિધિત્વ ··· |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મધ્ય પ્રાન્ત | ૧૦૦ | (૬૩.૧) ૫૮ | (૨૩.૭) ૨૦ | (૮૬.૮) ૭૮ | (૪૪) ૧૫ | - | - | ૨ | ૨ | ૨ | - |
| મદ્રાસ | ૨૦૦ | (૭૧.૩) ૧૦૨ | (૧૫.૪) ૪૦ | (૮૬.૭) ૧૪૨ | (૭.૧) ૩૦ | (૩.૭) ૧૪ | - | ૪ | ૨ | ૮ | - |
| પંજાબ | ૧૦૦ | (૧૫.૧) ૧૪ | (૧૩.૫) ૧૦ | (૨૮.૬) ૨૪ | (૫૬.૬) ૫૧ | ૧.૫ | (૧૩) ૨૦ | ૧.૫ | - | ૨ | - |
| સંયુક્ત પ્રાન્ત | ૧૦૦ | (૫૮.૧) ૪૪ | (૨૬.૪) ૨૦ | (૮૪.૫) ૬૪ | (૧૪.૮) ૩૦ | ૧ | - | ૨ | - | ૩ | - |

સિંધ અને વાયવ્ય સરહદી પ્રાન્તો. જે પ્રાન્તોમાં વસતીના પ્રમાણમાં મુસલમાનો જે મહત્વ ભોગવે છે તેવું જ મહત્વ સિંધની હિન્દુ લઘુમતીને અને વા.સ. પ્રાન્તોની હિન્દુ તથા શીખ લઘુમતીને આપવામાં આવશે.

# પરિશિષ્ટ ૪

## ગાંધીજીના ઉપવાસ-ડૉ. બી.આર. આંબેડકરનું નિવેદન

*બ્રિટીશ વડાપ્રધાને અસ્પૃશ્યોને અલગ મતાધિકાર આપ્યો તેના વિરૂદ્ધમાં ગાંધીના આમરણ ઉપવાસ પર ડૉ. બી. આર. આંબેડકરનું નિવેદન*

*૧૯મી સપ્ટેમ્બર, ૧૯૩૨ને દિવસે, ગોળમેજી પરિષદમાં અસ્પૃશ્યો અને તેમની બંધારણીય સલામતીઓ પ્રત્યે શ્રી ગાંધીના વલણ અંગે કરેલું નિવેદન*

મારે ભાગ્યે જ એ કહેવાની જરૂર છે કે તાજેતરમાં જ અખબારોમાં પ્રગટ થયેલો મહાત્મા ગાંધી, સર સેમ્યુઅલ હોર અને વડાપ્રધાન વચ્ચેનો પત્રવ્યવહાર વાંચીને હું તો દંગ જ થઈ ગયો. તેમાં તેમણે જ્યાં સુધી બ્રિટિશ સરકાર આપમેળે અથવા તો જનતાના અભિપ્રાયના દબાણને વશ થઈ પોતાનો અભિપ્રાય ન સુધારે અને દલિત વર્ગો માટેની કોમી પ્રતિનિધિત્વની પોતાની યોજના પાછી ન ખેંચે ત્યાં સુધી આમરણાંત ઉપવાસ પર ઊતરવાનો તેમનો દૃઢ નિર્ણય વ્યક્ત કર્યો છે. મહાત્માના આત્મવિલોપનની પ્રતિજ્ઞાથી જે મુસીબતભરી પરિસ્થિતિમાં હું મુકાયો છું તે સહેજે કલ્પી શકાય તેવી છે.

મને તે જ સમજાતું નથી કે ગોળમેજી પરિષદમાં જેને તેમણે અતિ અલ્પ મહત્ત્વનો કહ્યો હતો તેવા કોમી પ્રશ્નમાંથી ઉદ્‌ભવેલા મુદ્દા અંગે શ્રી ગાંધીએ પોતાની જિંદગી શા માટે હોડમાં મૂકવી પડે. ખરેખર, શ્રી ગાંધીની વિચારધારાને અનુસરનારાઓની ભાષા અપનાવીએ તો કોમી પ્રશ્ન એ તો માત્ર હિંદના બંધારણના ગ્રન્થનું પરિશિષ્ટ છે અને મુખ્ય પ્રકરણ નથી. ગોળમેજી પરિષદની સમગ્ર ચર્ચા દરમ્યાન દેશની આઝાદી મેળવવાના જે પ્રશ્ન વિશે તે આગ્રહી હતા તે પ્રશ્ન અંગે આ આત્યંતિક પગલાનો આશ્રય જો શ્રી ગાંધીએ લીધો હોત તો તે વાજબી લેખાત. તે પણ એક દુઃખદ આશ્ચર્ય છે કે શ્રી ગાંધી કોમી ચુકાદામાંના દલિત વર્ગોના વિશિષ્ટ અધિકારોને અલગ તારવીને તેને આત્મવિલોપનનો મુદ્દો બનાવે છે. અલગ મતદાર મંડળો માત્ર દલિત વર્ગોને જ નથી અપાયાં પરંતુ ભારતીય ખ્રિસ્તીઓ, એંગ્લો ઈન્ડિઅનો, યુરોપીઅનો અને સાથે સાથે મુસ્લિમો તથા શીખોને પણ અપાયાં છે. તદુપરાંત જમીનદારો,

શ્રમજીવીઓ અને વેપારીઓને પણ અલગ મતદાર મંડળો અપાયાં છે. શ્રી ગાંધીએ મુસ્લિમો અને શીખો સિવાય બીજા બધા જ વર્ગો અને પંથોને અપાયેલા વિશિષ્ટ પ્રતિનિધિત્વનો વિરોધ જાહેર કર્યો છે. સાથે સાથે, શ્રી ગાંધી દલિત વર્ગો સિવાય અન્ય પ્રત્યેક વર્ગને અપાયેલાં અલગ મતદારમંડળો જાળવી રાખવાની છૂટને પસંદ કરે છે.

મારા મતે તો, દલિત વર્ગોના પ્રતિનિધિત્વની વ્યવસ્થાઓનાં પરિણામો અંગે શ્રી ગાંધીએ વ્યક્ત કરેલો ભય નર્યો કાલ્પનિક છે. મુસ્લિમો અને શીખોને અલગ મતદારમંડળો આપવાથી જો રાષ્ટ્ર ખંડિત થતું નથી તો દલિત વર્ગોને અલગ મતદારમંડળો આપવાથી હિંદુ સમાજ ખંડિત થશે તેવું ન કહી શકાય. દલિત વર્ગો સિવાયનાં વર્ગો અને કોમો માટેનાં અલગ મતદાર મંડળોથી જો રાષ્ટ્ર ખંડિત થઈ જાય તો તેમનો આત્મા ઉશ્કેરાતો નથી.

મને ચોક્કસ ખાતરી છે કે જો કોઈ પણ વર્ગને સ્વરાજના બંધારણ નીચે બહુમતીની ક્રૂરતાથી પોતાને રક્ષવા વિશિષ્ટ રાજકીય અધિકારોની જરૂર હોય તો તે દલિત વર્ગો છે તેવું ઘણાને લાગ્યું હશે. આ જ એક એવો વર્ગ છે કે જીવન સંઘર્ષમાં પોતાની જાતને ટકાવી રાખવા નિ:શંક અસમર્થ છે. જે ધર્મ સાથે તે સંકળાયેલા છે તે ધર્મ તેમને ગૌરવવંતું સ્થાન અપાવવાને બદલે સામાન્ય અરસપરસના વહેવાર માટે અપાત્ર ઠરાવીને તેમને રક્તપિતિયાનું લેબલ મારે છે. આર્થિક રીતે, તે એવો વર્ગ છે કે જે પોતાની રોજબરોજની રોટી માટે પણ ઉચ્ચવર્ણના હિંદુઓ પર પરાવલંબી છે, જીવવા માટેનો કોઈ સ્વતંત્ર માર્ગ તેને માટે ખુલ્લો નથી. હિંદુઓના પૂર્વગ્રહોને કારણે બધા જ માર્ગો બંધ થઈ ગયા છે એટલું જ નહિ પરંતુ સમગ્ર હિંદુ સમાજમાં એકે એક સંભવિત માર્ગ બંધ કરી દેવાનો એવો તો ચોક્કસ પ્રયત્ન છે કે જેથી દલિત વર્ગોને જીવનના સ્તરે ઊંચા આવવાની કોઈ તક ન મળે. ખરેખર, એમ કહેવામાં અતિશયોક્તિ નથી કે દરેક ગામડામાં ઉચ્ચવર્ણના હિંદુઓ આપસ આપસમાં વહેંચાયેલા હોય છતાં સામાન્ય હિંદી નાગરિકનું નાનું અને વહેંચાયેલું જૂથ રચતા દલિત વર્ગોના કોઈ પણ પ્રયત્નને ક્રૂરતાથી ડામી દેવાના સ્થાયી ષડયંત્રમાં તો સાથે જ હોય છે.

આવી પરિસ્થિતિમાં, બધા જ વિવેક બુદ્ધિવાળા લોકો સંમત થશે કે આવી

લાચાર કોમ માટે સંગઠીત ક્રૂરતા સામે જીવનસંઘર્ષમાં ટકી રહેવાનો એક જ માર્ગ છે અને તે રાજકીય સત્તામાં કૈંક અંશે ભાગીદાર થવાનો કે જેથી તે પોતાનું રક્ષણ કરી શકે અને તે જ આજની સર્વોપરી આવશ્યકતા છે.

મેં તો માન્યું હતું કે દલિત વર્ગોનો શુભેચ્છક આ નવા બંધારણ નીચે તેમને શકય તેટલી વધુ રાજકીય સત્તા અપાવવા પોતાનું સઘળું બળ વાપરીને લડશે. પણ મહાત્માની વિચારરીતિઓ સાવ વિચિત્ર છે અને મારી સમજ બહારની છે. કોમી ચુકાદા નીચે દલિત વર્ગોને જે કંઈ અપૂરતી રાજકીય સત્તા મળી છે તેને વધારવા માટે તે પ્રયત્ન કરતા નથી પણ ઊલટું તેમની પાસે જે થોડું ઘણું છે તેનાથીય તેમને વંચિત કરવા તેમણે પોતાની જિંદગી હોડમાં મૂકી છે. દલિત વર્ગોનું રાજકીય અસ્તિત્વ નેસ્તનાબુદ કરવાનો મહાત્માનો આ પહેલો પ્રયત્ન નથી. વર્ષો પહેલાં લઘુમતીઓનો કરાર થયો હતો. મહાત્માએ મુસ્લિમો અને કોંગ્રેસ વચ્ચે સમાધાન કરાવવાનો પ્રયત્ન કર્યો. મુસ્લિમોએ મૂકેલી ચૌદે ચૌદ માગણીઓ સ્વીકારવાની તૈયારી દર્શાવી અને બદલામાં દલિત વર્ગો વતી સામાજિક પ્રતિનિધિત્વ માટે રજૂ કરેલા મારા દાવાઓનો પ્રતિકાર કરવા તેમને તેમની સાથે જોડાવા કહ્યું.

મુસ્લિમ પ્રતિનિધિઓને ધન્યવાદ આપતાં કહેવું પડશે કે તેમણે આવા કાળા કૃત્યના પક્ષકાર થવાનો ઈન્કાર કર્યો અને મુસ્લિમો તથા શ્રી ગાંધીના સંયુક્ત વિરોધને. પરિણામે સર્જાનારી આપત્તિમાંથી દલિત વર્ગોને બચાવ્યા.

કોમી ચુકાદા સામે શ્રી ગાંધીને શી દુશ્મનાવટ છે તે જ મને તો સમજાતું નથી. તે કહે છે કે કોમી ચુકાદાએ દલિત વર્ગોને હિંદુ કોમથી અલગ પાડયા છે. તેથી વિરુદ્ધ હિંદુના અતિ પ્રખર હિમાયતી અને તેનાં હિતોના ચુસ્ત સમર્થક ડૉ. મુંજે આ અંગે જુદો જ અભિપ્રાય ધરાવે છે. લંડનથી આવ્યા પછી જે પ્રવચનો તે આપે છે તેમાં તે આગ્રહપૂર્વક કહે છે કે કોમી ચુકાદો હિંદુઓ અને અસ્પૃશ્યોને વચ્ચે કોઈ અલગતા સર્જતો નથી. અલબત્ત, તે બણગાં ફૂંકે છે કે દલિત વર્ગને રાજકીય રીતે હિંદુઓથી અલગ પાડવાના મારા પ્રયત્નોમાં તેમણે મને પરાજિત કર્યો છે. મને ખાતરી છે કે કોમી ચુકાદાના તેમના અર્થઘટનમાં ડૉ. મુંજે સાચા છે. જો કે, આનો યશ ડૉ. મુંજેને ફાળે કાયદેસર

જઈ શકે કે કેમ તેની મને ખાતરી નથી અને જે રાષ્ટ્રવાદી છે અને કોમવાદી તરીકે જાણીતા નથી તેવા મહાત્મા ગાંધી કોમી ચુકાદાને, ખાસ કરીને તેમાંની દલિત વર્ગો અંગેની વિગતોને ડૉ. મુંજે જેવા કોમવાદીની દષ્ટિથી તદ્દન અલગ રીતે જુએ તેથી આશ્ચર્ય થાય છે. જો ડૉ. મુંજેને કોમી ચુકાદામાં દલિત વર્ગોને હિંદુઓથી અલગ પાડવાની કોઈ ગંધ ન આવતી હોય તો શ્રી ગાંધીએ તે મુદ્દા પર સાવ સંતોષ પામવો જોઈએ.

મારે મતે તો કોમી ચુકાદાએ માત્ર હિંદુઓને જ સંતોષ આપવો જોઈએ એવું નથી પણ સાથે સાથે દલિત વર્ગોની, રાવ બહાદુર રાજા, શ્રી બાલૂ અથવા શ્રી ગોવાઈ જેવી સંયુક્ત મતદાર મંડળોમાં માનતી વ્યક્તિઓને પણ સંતોષ આપવો જોઈએ. ધારાસભામાં શ્રી રાજાના ઉપાલંભે મને સારો એવો આનંદ આપ્યો. અલગ મતદાર મંડળોના પ્રખર સમર્થક અને ઉચ્ચ વર્ણના હિંદુઓના કટ્ટમાં કટ્ટ તથા ઉગ્ર ઝનૂની આલોચક હવે સંયુક્ત મતદાર મંડળોમાં અને હિંદુઓ પ્રત્યેના સ્નેહમાં પોતાની શ્રધ્ધા વ્યક્ત કરે છે ! ગોળમેજી પરિષદમાંથી તેમને બાકાત રાખવાને કારણે જે વિસ્મૃતિમાં તે ધકેલાયા હતા તેમાંથી પુન:સજીવન થવાની તેમની ઇચ્છામાંથી આમાંનું કેટલું ઉદ્‌ભવ્યું અને તેમની માન્યતા - શ્રધ્ધાના પ્રામાણિક વલણમાંથી આમાંનું કેટલું ઉદ્‌ભવ્યું છે તે હું નથી જાણતો.

કોમી ચુકાદા પરની ટીકારૂપે શ્રી રાજા જે મુદ્દાઓનું ગાણું ગાયા કરે છે તે બે છે. એક તો, દલિત વર્ગોને તેમની વસ્તીના પ્રમાણમાં જે બેઠકો મળવી જોઈએ તેના કરતાં ઓછી બેઠકો મળી છે અને બીજો એ કે દલિત વર્ગો હિંદુઓના વાડામાંથી છૂટા પડી ગયા છે.

હું તેમની પ્રથમ ફરિયાદ સાથે સંમત થાઉં છું. પણ જ્યારે ગોળમેજી પરિષદમાં દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ કરનાર વ્યક્તિઓ પર દલિત વર્ગોનાં હિત વેચી દેવાનો આક્ષેપ રાવબહાદુર મૂકે છે ત્યારે ભારતીય કેન્દ્રીય સમિતિના સભ્ય તરીકે શ્રી રાજાએ શું કર્યું તે બતાવવાની મને ફરજ પડે છે. તે સમિતિના અહેવાલમાં જણાવાયું છે કે દલિત વર્ગોને મદ્રાસમાં ૧૫૦માંથી ૧૦, મુંબાઈમાં ૧૪માંથી ૮, બંગાળમાં ૨૦૦માંથી ૮, સંયુક્ત પ્રાન્તમાં ૧૮૨માંથી ૮, પંજાબમાં

૧૫૦માંથી ૬, અને બિહાર તથા ઓરિસ્સામાં ૧૫૦માંથી ૬, મધ્ય પ્રાન્તમાં ૧૨૫માંથી ૮ અને આસામમાં દલિત વર્ગો તથા ત્યાંના આદિવાસીઓ તથા પ્રાથમિક જાતિના લોકોને ૭૫માંથી ૯ બેઠકો મળી હતી. આ વહેંચણી વસ્તીની તુલનામાં કેવી હતી તે દર્શાવીને મારા કથનને લાંબું બનાવવા હું નથી ઇચ્છતો. પણ તેમાં સહેજ પણ શંકા ન હોવી જોઈએ કે આમાં દલિત વર્ગોનું સાવ ઓછું પ્રતિનિધિત્વ હતું. અને આ વહેંચણીમાં શ્રી રાજા એક પક્ષકાર હતા. હું તો ચોક્કસ માનું છું કે કોમી ચુકાદાની ટીકા કરતાં પહેલાં અને બીજા પર આક્ષેપ મૂકતા પહેલાં શ્રી રાજાએ, ભારતીય કેન્દ્રીય સમિતિના સભ્ય તરીકે, કશોય વિરોધ કર્યા વિના, દલિત વર્ગો વતી શું સ્વીકારી લીધું હતું તે યાદ કરી લેવું જોઈએ. જો પ્રતિનિધિત્વ માટે વસ્તીનું પ્રમાણ તે તેમને મન દલિત વર્ગોનો સ્વભાવિક અધિકાર હતો અને તેના રક્ષણ માટે તેની સંપૂર્ણ પ્રાપ્તિ અનિવાર્ય હતી તો શ્રી રાજાએ, જયારે તેમને તેમ કરવાની તક હતી ત્યારે, કેન્દ્રીય સમિતિમાં તેવો આગ્રહ કેમ ન રાખ્યો ?

તેમની બીજી માન્યતા એવી છે કે કોમી ચુકાદાએ દલિત વર્ગોને હિંદુઓથી અળગા પાડી દીધા છે. તેની સાથે હું સંમત થતો નથી. જો શ્રી રાજાને અલગ મતદાર મંડળો સામે સદબુદ્ધિપૂર્વકનો વિરોધ હોય તો અલગ મતદારમંડળોના ઉમેદવાર તરીકે ઊભા રહેવાનું તેમના પર કોઈ દબાણ નથી. સામાન્ય મતદાર મંડળોમાં ઉમેદવાર તરીકે ઊભા રહેવાની અને તેમાં મત આપવાની બંને તકો ત્યાં છે જ અને શ્રી રાજા પોતે તે બંને તકોનો લાભ લઈ શકે છે. શ્રી રાજા દલિત વર્ગોને ખાતરી આપવા બુલંદ સ્વરે કહી રહ્યા છે કે દલિત વર્ગો પ્રત્યેના ઉચ્ચવર્ણના હિંદુઓના વલણમાં હૃદયપરિવર્તન થયું છે. દલિત વર્ગ તેમની આ વાત સ્વીકારવા તૈયાર નથી. સામાન્ય બેઠક પરથી ચૂંટાઈ આવીને દલિત વર્ગોને સંતોષ થાય તે રીતે આ વાત પુરવાર કરવાની તેમને તક મળશે. જે હિંદુઓ દલિત વર્ગો પ્રત્યે સ્નેહ તથા સહાનુભૂતિનો દાવો કરે છે તેમને પણ ધારાસભામાં શ્રી રાજાને ચૂંટી લાવીને પોતાની સચ્ચાઈ પુરવાર કરવાની તક મળશે.

એટલે, મારે મતે કોમી ચૂકાદો અલગ મતદાર મંડળો અને સંયુક્ત મતદાર મંડળો માગતા બંને પક્ષોને સંતોષ આપે છે. આ દૃષ્ટિએ જોતાં તે એક સમાધાન

છે અને જેવો છે તેવો તે સ્વીકારી લેવો જોઈએ. મહાત્મા શું માગે છે તેની મને ખબર નથી. એમ માનવામાં આવે છે કે અલગ મતદાર મંડળ પ્રથા સામે મહાત્માને વિરોધ હોવા છતાંય તે સંયુક્ત મતદાર મંડળો અને અનામત બેઠકોના વિરોધી નથી. આ ભયંકર ભૂલ છે. આજે તેમના અભિપ્રાયો જે હોય તે પણ લંડનમાં તો તે દલિતવર્ગો માટેની કોઈ પણ વિશિષ્ટ પ્રતિનિધિત્વ પ્રથાના સાવ વિરોધી હતા, પછી તે સંયુક્ત મતદાર મંડળો દ્વારા હોય કે અલગ મતદારમંડળો દ્વારા હોય. પુખ્ત મતાધિકારના આધારે સામાન્ય મતદાર મંડળમાં મત આપવાના અધિકાર સિવાય ધારાસભાઓમાં તેમને પ્રતિનિધિત્વ આપવાની કોઈ પણ બાબત તે માન્ય રાખવા તૈયાર નહોતા. સૌ પ્રથમ તેમણે આ વલણ લીધું હતું. ગોળમેજી પરિષદને અંતે તેમણે મારી સામે એક યોજના મૂકી હતી અને કહ્યું હતું કે તે સ્વીકારવા તે તૈયાર છે. તેને પ્રાપ્ત થયેલી કોઈ પણ પ્રકારની બંધારણીય સંમતિ વિનાની તે યોજના માત્ર પ્રણાલિકાગત હતી અને ચૂંટણી કાયદામાં દલિત વર્ગો માટે એક પણ બેઠક અનામત રાખ્યા વિનાની હતી.

યોજના નીચે પ્રમાણે હતી :

સામાન્ય મતદાર મંડળમાં અન્ય ઉચ્ચ વર્ણના હિંદુ ઉમેદવાર સામે દલિત વર્ગનો ઉમેદવાર ઊભો રહી શકે. જો દલિત વર્ગનો કોઈ પણ ઉમેદવાર હારી જાય તો તેણે અદાલતમાં ચૂંટણીયાચિકા રજૂ કરવી અને તેવો ચુકાદો મેળવવો કે અસ્પૃશ્ય હોવાને કારણે તે હારી ગયો છે. જો આવો ચુકાદો મળે તો મહાત્માએ કહ્યું કે તે કેટલાક હિંદુ સભ્યોને રાજીનામાં આપી ખાલી જગ્યા ઊભી કરવા સમજાવવાની જવાબદારી લે છે. ત્યાર પછી એક બીજી ચૂંટણી થાય અને તેમાં હિંદુ ઉમેદવારો સામે દલિત વર્ગનો પરાજિત ઉમેદવાર કે પછી બીજો કોઈ ઉમેદવાર પોતાનું નસીબ અજમાવે. જો ફરી તે હારી જાય તો તેણે ફરી એવો ચુકાદો મેળવવો કે અસ્પૃશ્ય હોવાને કારણે તે હારી ગયો અને અનંતકાળ સુધી આમ ચાલ્યા કરે. હું આ હકીકત અત્યારે એટલા માટે પ્રગટ કરું છું કે કેટલાક લોકો એવા ભ્રમમાં છે કે સંયુક્ત મતદાર મંડળો અને અનામત બેઠકોની પ્રથા મહાત્માના અંતરાત્માને સંતોષશે. એટલે જ, જ્યાં સુધી

મહાત્માના સાચા પ્રસ્તાવો મુકાય નહિ ત્યાં સુધી આ પ્રશ્ન ચર્ચવાનો કોઈ અર્થ નથી તેવો હું આગ્રહ કેમ કરું છું તે આ પરથી સમજાશે.

જો કે, મારે તે જણાવી દેવું જ જોઈએ કે તે અને કોંગ્રેસ ઘટતું બધું કરશે તેવી મહાત્માની ખાતરી હું સ્વીકારી હતું તેમ નથી. મારા લોકોના રક્ષણ જેવા આટલા મહત્ત્વના પ્રશ્નને હું પરંપરાઓ અને સમજુતીઓ પર છોડી શકું તેમ નથી. મહાત્મા અમર વ્યક્તિ નથી અને માની લઈએ કે કોંગ્રેસ બદઈરાદો ધરાવતી સંસ્થા નથી તો પણ તેનું કંઈ કાયમી અસ્તિત્વ નથી. હિંદમાં અનેક મહાત્માઓ થઈ ગયા જેમનું એકમાત્ર ધ્યેય અસ્પૃશ્યતા નિવારણ અને દલિત વર્ગોના ઉત્કર્ષ અને સમરસતાનું હતું પણ એકે એક જણ તેના કાર્યમાં નિષ્ફળ ગયા. મહાત્માઓ આવ્યા અને મહાત્માઓ ગયા પણ અસ્પૃશ્યો તો અસ્પૃશ્યો જ રહ્યા.

સુધારાની ગતિનો અને મહાડ તથા નાસિકમાં થયેલા સંઘર્ષોમાં હિંદુ સુધારકોની પરની શ્રદ્ધાનો મને પૂરતો અનુભવ છે. એથી હું કહી શકું કે, દલિત વર્ગોનો કોઈ પણ શુભેચ્છક દલિત વર્ગોના ઉત્થાનને આવા દગાબાજ ખભાઓ પર ટેકવવા પોતાની સંમતિ ક્યારેય નહિ આપે. કટોકટીના સમયમાં, પોતાના બાંધવોની લાગણી દુભાવવા કરતા પોતાના સિદ્ધાંતોનો ભોગ આપવાનું પસંદ કરતા સુધારકો દલિત વર્ગોને કશાય ઉપયોગના નથી.

એટલે મારા લોકોના રક્ષણ માટે કાયદાકીય ખાતરીઓ માટે આગ્રહ રાખવા હું બંધાયેલો જ છું. જો શ્રી ગાંધી કોમી ચુકાદાને બદલાવવાની ઈચ્છા રાખતા હોય તો હવે તેમણે તેમના પ્રસ્તાવો રજૂ કરી પુરવાર કરવાનું છે કે ચુકાદા નીચે અપાયેલી ખાતરીઓ કરતાં બહેતર ખાતરીઓ તે આપે છે.

હું આશા રાખું છું કે જે આત્યંતિક પગલું ભરવાનો તેમણે નિર્ધાર કર્યો છે તેમાંથી તે પાછા વળશે. અમે જ્યારે અલગ મતદાર મંડળો માગીએ છીએ ત્યારે હિંદુ સમાજને અમે કશું નુકશાન પહોંચાડવા માગતા નથી જો અમે અલગ મતદાર મંડળો પસંદ કરતા હોઈએ તો તેનું કારણ એ છે કે અમારા ભાગ્ય સાથે સંકળાયેલી ઘટનાઓ માટે ઉચ્ચવર્ણના હિંદુઓની સ્વેચ્છા પર સંપૂર્ણપણે પરાવલંબિત થવાનું અમે ટાળવા માગીએ છીએ. મહાત્માની જેમ અમે પણ

ભૂલ કરવાના અમારા અધિકારનો દાવો કરીએ છીએ. અમે અમને અમારા તે અધિકારથી તે વંચિત નહિ રાખે તેવી અપેક્ષા રાખીએ છીએ. તેમના આમરણાંત ઉપવાસ અન્ય કોઈ બહેતર હેતુ માટે યોગ્ય છે. હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે કે દલિતવર્ગો કે હિંદુઓ વચ્ચેનાં રમખાણો અટકાવવા અથવા તો અન્ય કોઈ રાષ્ટ્રીય હેતુ માટે મહાત્માએ આવું આત્યંતિક પગલું વિચાર્યું હોત તો તેનું ઔચિત્ય હું સમજી શકત. પણ દલિત વર્ગોના ભાગ્યને તો તે ચોક્કસ નહિ સુધારી શકે. તેમને તેની જાણ હશે કે નહિ તે તો કોણ જાણે પણ મહાત્માનું આ કૃત્ય સમગ્ર દેશમાં તેમના અનુયાયીઓના દલિત વર્ગો સામેના ત્રાસવાદ સિવાય બીજા કશામાં પરીણમવાનું નથી.

જો દલિત વર્ગોએ હિંદુઓના વાડામાંથી બહાર નીકળી જવાનો નિર્ણય કર્યો હશે તો આવા પ્રકારનું કોઈ પણ દબાણ દલિત વર્ગોને જીતી નહિ શકે અને જો મહાત્મા દલિત વર્ગોને હિંદુ ધર્મ કે રાજકીય સત્તા પ્રાપ્તિ બેમાંથી કોઈ એકની પસંદગી કરવા કહે તો મને ચોક્કસ ખાતરી છે કે દલિત વર્ગો રાજકીય સત્તા પસંદ કરશે અને મહાત્માને આત્મ વિલોપનમાંથી બચાવશે. જો શ્રી ગાંધી પોતાના કૃત્યનાં પરિણામોનો શાંતિપૂર્વક વિચાર કરે તો મને શંકા છે કે આમાં પ્રાપ્ત થનારી જીત તેમને પ્રાપ્ત કરવા યોગ્ય લાગશે કે કેમ. તે નોંધવું પણ મહત્ત્વનું છે કે આવી રીત અખત્યાર કરીને મહાત્મા પ્રત્યાઘાતી અને નિરંકુશ બળોને છૂટો દોર આપી રહ્યા છે અને હિંદુ કોમ તથા દલિત વર્ગો વચ્ચે તિરસ્કારની ભાવના પ્રગટાવી તેમની વચ્ચેની અત્યારની ખાઈને વધુ પહોળી કરી રહ્યા છે. ગોળમેજી પરિષદમાં જ્યારે મેં શ્રી ગાંધીનો વિરોધ કર્યો ત્યારે આખા દેશમાં મારી સામે બુમરાણ થઈ હતી અને આ કહેવાતા રાષ્ટ્રવાદી અખબારોએ મને રાષ્ટ્રહિતવિરોધી ગદ્દાર તરીકે ચીતરવાનું, મારા પત્રવ્યવહારોને દાબી દેવાનું અને જે કેટલીક સભાઓ ભરાઈ જ નહોતી કે જે કેટલાંક અધિવેશનો મળ્યાં જ નહોતા તેના અતિશયોક્તિભર્યા અહેવાલો છાપીને મારા પક્ષ વિરુદ્ધના પ્રચારને વેગ આપવાનું કામ કર્યું હતું. દલિત વર્ગોમાં ફૂટ પડાવવા માટે 'ચાંદીની ગોળીઓ'નો ઉપયોગ નિર્બંધપણે થયો હતો અને હિંસામાં પરિણમેલાં કેટલાંક સંઘર્ષો પણ થયા હતા.

જો આ બધાનું પુનરાવર્તન વિશાળ પાયા પર ન થાય તેવું મહાત્મા ઈચ્છતા હોય, તો ઈશ્વરને ખાતર, તે પોતાના નિર્ણયની પુનર્વિચારણા કરે અને ભયંકર પરિણામો અટકાવે. હું માનું છું કે મહાત્મા આવું નથી ઈચ્છતા. પણ જો તે પાછા નહિ વળે તો તેમની ઈચ્છા છતાંય આ પરિણામો નક્કી જ આવવાનાં, જેમ રાત પછી દિવસ આવે છે તેમ.

આ નિવેદન પૂરું કરતાં પહેલાં હું જનતાને ખાતરી આપું છું કે હું આ વાતને પૂરી થઈ ગયેલી માનું છું છતાંય મહાત્માના પ્રસ્તાવો પર વિચારણા કરવા હું તૈયાર છું. જો કે મને વિશ્વાસ છે કે તેમની જિંદગી અને મારા લોકોના અધિકાર તે બે વચ્ચેમાંથી કોઈ એકની પસંદગી કરવાની અનિવાર્યતા સુધી મહાત્મા મને નહિ ઢસડી જાય કારણ કે આવનારી પેઢીઓ સુધી મારા લોકો સવર્ણ હિન્દુઓના ગુલામો બની રહે તેમાં હું ક્યારેય સંમતિ નહિ આપી શકું.

- બી. આર. આંબેડકર

# પરિશિષ્ટ ૫

## ત્રાવણકોરમાં મંદિર પ્રવેશ

૧૯૩૬ની ૧૨મી નવેમ્બરે, ત્રાવણકોરના નામદાર મહારાજાએ રાજ્યનાં મંદિરો અસ્પૃશ્યો માટે ખુલ્લાં મૂકવાની જાહેરાત કરી હતી. આ જાહેરાત નીચે પ્રમાણે છે:

'અમારા ધર્મના સત્ય તથા પ્રમાણભૂત અંગે ગહન ખાતરી થયા પછી, દૈવી માર્ગદર્શન અને સર્વગ્રાહી સહિષ્ણુતા પર તે રચાયેલો હોવાનું સ્વીકાર્યા પછી, તેના આચારમાં અનેક સદીઓ દરમ્યાન તે પરિવર્તન પામતા સમયની અનિવાર્યતા સાથે અનુકૂળ થયો છે તેવું જાણ્યા પછી ધર્મ, જ્ઞાતિ કે કોમને કારણે અમારી હિંદુ પ્રજામાંની કોઈ પણ વ્યક્તિ હિંદુ ધર્મનાં સાંત્વન અને સમાધાનથી વંચિત ન રહે તેવી આતુરતાને કારણે અમે નિર્ણય કર્યો છે અને અહીં જાહેર કરીએ છીએ, ઠરાવીએ છીએ અને આજ્ઞા કરીએ છીએ કે તેમના યોગ્ય વાતાવરણનું રક્ષણ કરવા અને તેમના ક્રમકાંડ અને વિધિઆચરણને જાળવવા ઘડેલા તથા તેના પાલનનો આદેશ અપાયલા નિયમો અને શરતોની મર્યાદામાં રહીને હવે પછી, અમારાં નિયંત્રણ હેઠળનાં અને અમારી સરકારનાં મંદિરોમાં પ્રવેશવાનો કે પૂજા કરવાનો કોઈ પ્રતિબંધ જન્મે અને ધર્મે હિંદુ તેવી કોઈ વ્યક્તિ પર મૂકવામાં આવશે નહિ.'

આ જાહેરાત અંગે કોંગ્રેસીઓએ તથા ગાંધીએ ખૂબ ખૂબ પ્રચાર કર્યો. હિંદુ વિશ્વમાં નવચેતનાના અગ્રદૂત તરીકે તેને ઓળખાવાઈ. આ અંગે મને ચોક્કસ ખાતરી નથી. ગમે તેમ પણ તેની બીજી બાજૂની પણ કેટલીક હકીકતો છે જે ખ્યાલમાં રાખવી જોઈએ.

ત્રાવણકોરના મહારાજા આ જાહેરાત પોતાને નામે કરી હતી. પણ તે ઘટના પાછળનું સાચું, સક્રિય બળ તો હતા ત્યાંના પ્રધાનમંત્રી સર સી. પી. રામસ્વામી ઐયર. આપણે તો તેમનો ઉદ્દેશ જ સમજી લેવો જોઈએ. ૧૯૩૨માં જ્યારે શ્રી ગાંધીએ ગુરુવયુર મંદિરમાં અસ્પૃશ્યોના પ્રવેશ અંગે વિવાદ સર્જ્યો હતો ત્યારે

સર સી. પી. રામસ્વામી ઐયરે, મંદિર પ્રવેશ વિરોધી લોકોનો પક્ષ લઈ તે વિવાદમાં ભાગ લીધો હતો. આ વિવાદ દરમ્યાન સર સી. પી. રામસ્વામી ઐયરે અખબારજોગ એક નિવેદન[૧] પ્રસિદ્ધ કર્યું હતું. તેમણે આમ કહ્યું હતું :

હું અંગત રીતે આ જ્ઞાતિપ્રથાના નિયમોમાં માનતો નથી. હું એ વાતથી સભાન છું કે મંદિર પુજાની વર્તમાન પ્રથા અને તેના કર્મકાંડો દૈવી આજ્ઞાઓ પર આધારિત હોવાનું માનતા લોકોના મનમાં આ અંગે અતિ સ્પષ્ટ નહિ તોય સબળ લાગણીઓ પ્રવર્તી રહી છે. પરસ્પરની સમજૂતીથી, તથા હિંદુ સમાજના ધાર્મિક તથા સામાજિક નેતાઓમાં વર્તમાન પરિસ્થિતિની વાસ્તવિકતા અને હિંદુ કોમની એકતા જાળવી રાખવાની અનિવાર્યતા અંગેની જાગૃતિથી જ આ પ્રશ્નનો કાયમી ઉકેલ આવી શકે.

આઘાત પ્રયુક્તિઓથી કોઈ હેતુ સરવાનો નથી અને સીધાં પગલાં રાજકીય ક્ષેત્ર કરતાં આ ક્ષેત્રમાં અતિ ઘાતક નીવડશે. શ્રી ગાંધી જ્યારે એમ કહે છે કે આંતરભોજન જેવી બાબતોથી મંદિર પ્રવેશ પ્રશ્નને છૂટો પાડી શકાય ત્યારે હું તેમનાથી ભિન્ન મત ધરાવું છું અને દલિત વર્ગોનું સામાજિક અને આર્થિક ઉત્થાન તે આપણો મહત્ત્વનો અને તાત્કાલિક કાર્યક્રમ હોવો જોઈએ તેવા ડૉ. આંબેડકરના વિધાન સાથે હું સંમત થાઉં છું તે મારું કમભાગ્ય છે.

આ દર્શાવે છે કે ૧૯૩૩માં સર સી. પી. રામસ્વામી ઐયર આધ્યાત્મિક કારણોસર ચલિત નહોતા થયા. ૧૯૩૩ પછી આધ્યાત્મિક કારણો સક્રિય બન્યાં? સર સી. પી. રામસ્વામી ઐયરે ૧૯૩૬માં જુદો જ દષ્ટિકોણ અપનાવ્યો તેનું કારણ શું ? ત્રાવણકોરમાં ૧૯૩૬માં એવું તે શું બન્યું કે જેણે આ અભિપ્રાય બદલવાની ફરજ પાડી ? તે યાદ કરવું પડે કે ૧૯૩૬માં ત્રાવણકોરમાં યેળવા કોમનું અધિવેશન ભરાયું હતું. યેળવા લોકો તે મલબારમાં પથરાયેલી અસ્પૃશ્ય કોમ છે. તે શિક્ષિત કોમ છે અને આર્થિક રીતે પણ સબળ છે. તે કોમ સ્પષ્ટ વક્તા-વાચાળ પણ છે અને રાજયમાં સામાજિક અને ધાર્મિક અક્ષમતાઓ સામે આંદોલન ચલાવે છે. યેળવા કોમે અન્ય ધર્મ સ્વીકારી હિંદુ ધર્મ છોડી દેવો જોઈએ કે કેમ તેની વિચારણા કરવા આ અધિવેશન ભરાયું હતું.[૨] યેળવા

૧ ટાઈમ્સ ઑફ ઈન્ડિયા, તા. ૧૦, નવેમ્બર, ૧૯૩૨
૨ ૧૯૩૫માં, મારા અધ્યક્ષપણા નીચે યેવલામાં લેવાયેલા નિર્ણયના અનુસંધાનમાં આ હતું.

લોકોની કોમ મોટી છે. આવી મોટી કોમ પારકાને હવાલે કરવી એટલે હિંદુઓને માટે તો મૃત્યુઘંટ જ ગણાય અને આ અધિવેશને આ ભય સાચો પાડયો હતો.

આ જાહેરાત આ ભયને અગાઉથી જ રોકી રાખવા માટે કરાઈ હતી તેમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. જો આ સાચું હોય તો આ જાહેરાત પાછળ કોઈ આધ્યાત્મિક તત્ત્વ નહોતું. તે પણ ન ભુલાવું જોઈએ કે ભૌતિક કાર્યને આધ્યાત્મિક રંગ આપવાની એક નોખી રીત સર સી. પી. રામસ્વામી ઐયર પાસે છે. બિન-બ્રાહ્મણોને લાગુ પડતી મોતની સજામાં હિંદુ કાયદા પ્રમાણે બ્રાહ્મણો અપવાદરૂપ હતા. ભેદભાવનો આ ઉઘાડો જ દાખલો હતો. સર સી. પી. રામસ્વામી ઐયરે તાજેતરમાં જ ત્રાવણકોરમાં મૃત્યુદંડની નાબૂદી જાહેર કરી અને એક મહાન માનવતાવાદી સુધારો કર્યાનો યશ તેમણે લીધો. હકીકતમાં તો, આનો હેતુ કાયદાની સમાનતાના સિદ્ધાંત પ્રમાણે ફાંસીના દોરડા નીચે આવતા બ્રાહ્મણને ખરેખર બચાવવાનો હતો.

આ જાહેરાતે હકીકતોમાં કેટલું પરિવર્તન આણ્યું અને કેટલે હદ સુધી તે પ્રદર્શન બની રહી ? હકીકતો ત્રાવણકોરની હોવાથી સાચી હકીકતો પ્રાપ્ત કરવી અશક્ય છે. પણ મદ્રાસ ધારાસભામાં મલબાર મંદિર પ્રવેશ ખરડા પરની ચર્ચા દરમ્યાન સર ટી. પન્નીરસેલ્વમે ત્રાવણકોર સંબંધી કેટલીક હકીકતોનો ઉલ્લેખ કર્યો હતો. તે જો સાચી હોય તો આ આખીયે વાત પોકળ હતી તેવું તેમાંથી પ્રતીત થાય છે.

સર ટી. પન્નીર સેલ્વમે કહ્યું : આ પગલાના સમર્થનમાં પ્રધાનમંત્રીએ રજૂ કરેલી એક દલીલ એ હતી કે ત્રાવણકોરનાં મંદિરો અસ્પૃશ્યો માટે ખુલ્લાં મુકાયાં છે. આપખુદ સત્તાઓ ધરાવતા મહારાજાએ પોતાની આજ્ઞા બહાર પાડી આમ કર્યું છે. ત્યાં તેનું કેવું પાલન થાય છે ? જે પ્રતિનિધિમંડળો મળ્યાં તેના પરથી તો તે એવું માનવા પ્રેરાયાં છે કે ઉત્સાહના પ્રથમ આવેગ પછી હરિજનોએ મંદિરમાં જવું બંધ કર્યું છે અને હરિજનોને મંદિરોમાં પ્રવેશવાની છૂટ અપાઈ તે પહેલાં, અગાઉ જે લોકો દર્શન કરવા આવતા હતા તેમણે મંદિરોમાં દર્શન કરવા આવવાનું બંધ કર્યું છે. ત્રાવણકોરમાં લેવાયેલું પગલું સાચે જ સફળ ગયું છે કે કેમ તેની માહિતી સરકાર સભ્યોને આપે તેવી તેમની વિનંતી છે.

ખરડાના ત્રીજા વાચન વખતે સર ટી. પન્નીર સેલ્વમે જે નિવેદન કર્યું તેનાથી તો ઘણાને આશ્ચર્ય થયું હશે. તેમણે કહ્યું :

'મહારાજાની પટરાણીના મંદિરો પેલી જાહેરાતમાંથી બાકાત રખાયાં છે તે શું સાચી હકીકત છે કે કેમ તે તે જાણવા માગે છે. તો તેનું કારણ શું ? વળી, પટરાણીના દીકરાની લગ્નવિધિ વખતે મંદિરને વિશુદ્ધ કરવાની વિધિ કરવી પડી હતી તેવું પણ તેમને કહેવામાં આવ્યું છે. જો મંદિરોને વિશુદ્ધ કરવાની વિધિ થઈ હોય તો પછી પેલી જાહેરાતનું શું થયું ?'

આ હકીકતોને સર સી. પી. રામસ્વામી ઐયરે કે સી. રાજગોપાલાચારી કોઈએ પડકારી નથી. તે તો દેખીતું જ છે કે તેને પડકારી ન શકાય. જો તે બિનવિવાદાસ્પદ હોય તો મલબાર મંદિર પ્રવેશ જાહેરાતના આધ્યાત્મિક કરાર અંગે જેટલું ઓછું કહીએ તેટલું બહેતર.

ત્રાવણકોરમાં મંદિર પ્રવેશ તે ત્રાવણકોરના સામાજિક સુધારાનો આરંભ અને અંત હતો ? તે માત્ર મંદિર પ્રવેશ હતો અને અન્ય કશું જ નહિ ? અથવા તે ધાર્મિક દરજજાના ક્ષેત્રે સમાનતાનું નેતૃત્વ લેવાનો હતો ? દા.ત. શું દેવસ્થાન વિભાગ અસ્પૃશ્યો અને શૂદ્રોના હાથમાં મુકાશે ? આ જાહેરાત થયાને નવ વર્ષ વીતી ગયાં છે છતાં પણ ત્રાવણકોરમાં ધર્મનું લોકશાહીકરણ થયું નથી.

ત્રાવણકોરના અસ્પૃશ્યોને મંદિર પ્રવેશ અંગે પૈસા આપવા પડશે ? હું તે કહેવાની સ્થિતિમાં નથી. પણ નીચે આપેલો અખિલ ત્રાવણકોર પુલાયર ચેરામર ઐક્ય મહાસંઘના શ્રી નારાયણ સ્વામીએ મને સંબોધીને લખેલો પત્ર પુનર્મુદ્રિત કરવાનું મને યોગ્ય લાગે છે. તે ૨૪મી નવેમ્બર ૧૯૩૮ના રોજ લખાયેલો છે.

કેમ્પ મય્યનાડ,
કવીલોન, ૨૪-૧૧-૩૮.

પ્રતિ,
ડૉ. આંબેડકર,
મુંબઈ.
આદરણીય શ્રી,

આપની પાસેથી અમૂલ્ય સલાહ મેળવવા નીચેની હકીકતો પ્રત્યે આપનું

ધ્યાન ખેંચતાં હું સાચેસાચ આનંદ અનુભવું છું. ત્રાવણકોર રાજયની હરિજન કોમના નેતાને નાતે આ રાજયના હરિજનોને યાતનાઓ વેઠે છે તે સઘળી યાતનાઓ પ્રત્યે આપનું ધ્યાન દોરવું એ મારું સર્વોપરી કર્તવ્ય છે.

૧. નામદાર મહારાજાએ મંદિર પ્રવેશ અંગે કરેલી જાહેરાત તે ખરેખર હરિજનો માટે વરદાન છે. પણ માત્ર મંદિર પ્રવેશ સિવાય હરિજનોને અન્ય સામાજિક અક્ષમતાઓ ભોગવવી પડે છે. હરિજનોની સામાજિક સુધારણા માટે સરકાર કોઈ પગલાં લેતી નથી.

૨. ૧૫ લાખ હરિજનોમાં થોડાક જ સ્નાતક છે, અડધો ડઝન જેટલા પૂર્વ સ્નાતકો છે અને ૫૦ જેટલાએ જ શાળાની અંતિમ પરીક્ષા પસાર કરી છે અને ૨૦૦ જેટલા જ પ્રાદેશિક ભાષાના પ્રમાણપત્રો ધારણ કરનારા છે. સરકારે જાહેર સેવા આયોગની નિમણૂંક કરી છે છતાં હરિજનોની નિમણૂંક ખૂબ ઓછી થાય છે. બધી જ નિમણૂંકો સવર્ણોની જ થાય છે અને જો હરિજનની નિમણૂંક થાય તો તે એક કે બે અઠવાડિયા માટે જ હોય છે. જાહેર નોકરીમાં ભરતી કરવાના નિયમો પ્રમાણે અરજદારને માત્ર એક વર્ષ પછી જ ફરી અરજી કરવા દેવામાં આવે છે. જયારે સવર્ણની નિમણૂંક વર્ષ કે તેથી વધુ સમય માટે થાય છે. જયારે આ નિમણૂંકોની યાદી ધારાસભા સમક્ષ મૂકવામાં આવે ત્યારે નિમણૂંકોની સંખ્યા કોમી પ્રતિનિધિત્વ પ્રમાણે હશે. પણ બધા જ હરિજનોની જગાની મુદત એક સવર્ણ જેટલી હશે. અધિકારીઓ આવું તરકટ ચલાવી રહ્યા છે. આમ, જાહેર સેવા આયોગ તે સવર્ણોની મિલ્કત બની ગયું છે. તેનાથી કોઈ હરિજનને લાભ થતો નથી.

૩. નામદાર મહારાજ તરફથી થોડાં વર્ષો પહેલાં એવી જાહેરાત કરવામાં આવી હતી કે રહેવા માટે પ્રત્યેક હરિજનને ત્રણ એકર જમીન આપવામાં આવશે. પણ અધિકારીઓ સવર્ણો હોવાથી આ જાહેરાતનો અમલ કરવાની હંમેશા અનિચ્છા જ સેવે છે. ગામો પાસે ગોચર માટે વિશાળ જમીન આપવા સરકાર તૈયાર છે. તોય હરિજનોને જમીનનો એક ટુકડો પણ મળ્યો નથી. હરિજનો હજી સવર્ણોના વાડામાં રહે છે અને અનેક પ્રકારની તકલીફો ભોગવે છે. જો કે મોટા પ્રમાણમાં વિશાળ જમીન 'આરક્ષિત છે. છતાં હરિજનોની જમીન

આપવાની અરજીઓને સહેજે મહત્ત્વ અપાતું નથી કે તે અંગે કોઈ સાંભળતું નથી. મોટા ભાગની જમીનનો લાભ સવર્ણોને મળે છે.

૪. પ્રત્યેક વર્ષે, ધારાસભાના સભ્યોની ચૂંટણી માટે સરકાર પ્રત્યેક હરિજન કોમમાંથી એક સભ્યની નિમણૂંક કરે છે. ધારાસભામાં હરિજનોની ફરિયાદો રજૂ કરવા તેમને ચૂંટવામાં આવે છે. છતાંય તે સરકારના યંત્રો બની ગયા હોય એટલે કે તેમનો લાભ ઉઠાવતા સવર્ણ અધિકારીઓનાં પ્યાદાં બની ગયાં હોય તેવું લાગે છે. આમ, કોઈ પણ રીતે હરિજનોની ફરિયાદો દૂર થઈ શકતી નથી.

૫. ત્રાવણકોરના સઘળા હરિજનો ખેતરોમાં અને મેદાનોમાં કામ કરતા શ્રમજીવીઓ છે. તે સવર્ણોના નોકરો છે અને સવર્ણો તેમની સાથે પશુઓ જેવું વર્તન કરે છે. તેમનું રક્ષણ કરનાર કોઈ નથી. રાજયના ઘણા ખરા ભાગોમાં પ્રત્યેક હરિજનને એક આનાની મજૂરી મળે છે. મંદિર પ્રવેશ પછી પણ તેમની સામાજિક અક્ષમતાઓ એટલી જ છે. ત્રાવણકોર રાજયના જુદા જુદા ભાગોમાં કામદારો અને રાજયના અધિકારીઓ બધા જ સવર્ણો છે અને અત્યારે તેઓ જવાબદાર સરકાર માટે આંદોલન ચલાવે છે. હવે હરિજનો સરકારમાં અને કારખાનાઓમાં નોકરીઓ માગે છે પણ ત્રાવણકોરનું આ આંદોલન સવર્ણોનું આંદોલન છે અને તેની મદદથી સવર્ણો જાહેર નોકરી અને કારખાનાઓમાંથી હરિજનોનો કાંટો દૂર કરવા માગે છે. ઊંચા પગારો અને વિશેષાધિકારોની તેઓ માગણી કરે છે. પણ તેઓ હરિજન શ્રમજીવીઓની બહુજ ઓછી દરકાર કરે છે અને ત્રાવણકોરના લોકો તો કારખાનાઓના કામદારોના આંદોલન પાછળ ગાંડા બન્યા છે. હરિજન કામદારનું પગાર ધોરણ ખૂબ નીચું છે જયારે કારખાનાના કામદારનું પગાર ધોરણ તેનાથી ત્રણગણું છે.

૬. દુકાળ અને જીવનજરૂરિયાતનાં સાધનોને અભાવે હરિજનોનાં સંતાનોનાં માથાં તપી જાય છે. પરિણામે, શાળામાં તે નાપાસ થાય. જાહેરાત પહેલાં હાઈસ્કૂલમાં ૬ વર્ષ સુધીની છૂટછાટો હતી. તે હવે ઘટાડીને ત્રણ વર્ષની કરવામાં આવી હોવાથી નાપાસ થયા પછી સારી સંખ્યામાં વિદ્યાર્થીઓ ભણતર પડતું મૂકે છે.

૭. દલિત વર્ગો માટેનો એક વિભાગ છે જેના વડા શ્રી સી.ઓ. દામોદરન (પછાત વર્ગની કોમોના હિતેચ્છુ) છે. પ્રત્યેક વર્ષે ખર્ચ માટે મોટી રકમ ફાળવવામાં આવે છે છતાંય, વર્ષને અંતે તેમની ચતુરાઈને કારણે બે તૃતીયાંશ ભાગ જેટલી રકમ પડી રહે છે. તે સરકારને એવા અહેવાલો આપે છે કે રકમ ખર્ચવા માટે કોઈ રસ્તો નથી. દલિત વર્ગો માટે ફાળવાયેલી ૯૫ ટકા જેટલી રકમ અધિકારીઓના પગાર પાછળ ખર્ચાય છે અને આ અધિકારીઓ હંમેશા સવર્ણો જ હોય છે. માત્ર પાંચ ટકાને જ લાભ મળે છે. હવે સરકાર ત્રાવણકોરના ત્રણ વિભાગોમાં કેટલીક વસાહતો કરવાની છે. અધિકારીઓ સવર્ણો છે. મારે મતે, આ યોજના સફળ થઈ નથી કારણકે સરકાર તેના પર ઝાઝું ધ્યાન આપતી નથી. મને તે કહેતાં દુઃખ થાય છે કે ત્રાવણકોર સરકાર હરિજનનાં હિત પાછળ એક આનો ખર્ચે છે જયારે કોચીન રાજય તે જ કામ માટે એક રૂપિયો ખર્ચે છે.

૮. 'સ્ટેટ કોંગ્રેસ' નામની સંસ્થાની નિશ્રામાં ત્રાવણકોરના મોટા ભાગના પ્રજાજનો અત્યારે જવાબદાર સરકાર માટે જોરશોરથી આંદોલન ચલાવે છે. આ લોકપ્રિય સંસ્થાના નેતાઓ રાજયની ચાર મહત્ત્વની કોમો - નાયર, મુસ્લિમ, ખ્રિસ્તી અને યેઝવા કોમોના છે. 'સ્ટેટ કોંગ્રેસ'ના પ્રમુખ શ્રી થાનુ પિલાઈએ એક નિવેદન બહાર પાડયું છે જેમાં તેમણે ભારપૂર્વક જણાવ્યું છે કે દલિત વર્ગોને વિશિષ્ટ છૂટછાટો આપવામાં આવશે. દલિત વર્ગના બધા નેતાઓ 'સ્ટેટ કોંગ્રેસ'નું વલણ જોવાના સમયની પ્રતીક્ષા કરી રહ્યા હતા. પણ હવે અમને સમજાયું કે આ નેતાઓના વચનોમાં કંઈ તથ્ય નથી.

૯. હવે મને ખાતરી થઈ ચૂકી છે કે નેતાઓએ દલિત વર્ગોનાં હિતની ઉપેક્ષા કરી છે. 'સ્ટેટ કોંગ્રેસ'નો પ્રારંભ રાષ્ટ્રવાદના સિદ્ધાંત પર થયો હતો. અને હવે તે કોમવાદી સંસ્થા બની ગઈ છે. નેતાઓમાં કોમી ભાવના કામ કરે છે. પ્રત્યેક જાહેર ભાષણમાં, નિવેદનમાં કે લેખમાં નેતાઓ આ ચાર મહત્ત્વની કોમોનો જ ઉલ્લેખ કરે છે. અમારો તો તે વિચાર જ કરતા નથી. મને ભય છે કે ત્રાવણકોરના રાજકીય આંદોલનના નેતાઓનું વલણ આ જ હશે તો જવાબદાર સરકાર સિદ્ધ થતાં જ દલિત વર્ગોની સ્થિતિ વધુ શોચનીય હશે

કારણ કે આખું સરકારી તંત્ર ત્યારે ઉપર્યુક્ત ચાર મહત્ત્વની કોમોની પકડમાં હશે અને દલિત વર્ગોના અધિકારો અને વિશેષાધિકારો તે કોમો જ ગળચી જશે. સ્ટેટ કોંગ્રેસની કારોબારીની સભામાં બે તૃતીયાંશ જેટલો સમય તો અલેપ્પીની કાથીની ફેક્ટરીઓની હડતાળની ચર્ચામાં વીત્યો પણ જે હરિજન કામદારો અનેક પ્રકારની મુસીબતો વેઠે છે તેમનો તો તે સભામાં કશો જ ઉલ્લેખ થયો નહિ. આ કારખાનાઓમાં કામદારો સવર્ણો જ હોય છે અને જવાબદાર સરકાર મેળવવાનું આંદોલન તે હરિજન વિરોધી ચળવળ જેવું જ છે. સ્ટેટ કોંગ્રેસના એકેએક નેતાનો હેતુ સવર્ણોની સ્થિતિ (પરિસ્થિતિ) સુધારવાનો છે. મહત્ત્વની કોમોના નેતાઓનું વલણ અર્થપ્રાપ્તિનું છે અને એટલે જ તેઓ તેમની પ્રગતિ માટે દલિતોને બલિ બનાવશે જ.

૧૦. રાજયના દલિત વર્ગોની આ સ્થિતિ છે. એવા કયા રસ્તા છે કે જેનાથી રાજયમાં અમારે અમારા અધિકારો સ્થાપવા ? મારી વિનમ્ર પ્રાર્થના છે કે આ પ્રસંગે મને આપની સલાહ આપવા કૃપા કરો. આપના ઉત્તરની હું પ્રતીક્ષા કરું છું.

તસ્દી માફ.

આપનો વફાદાર
શ્રીનારાયણ સ્વામી.

જો મંદિર પ્રવેશની યોજના અંતે તો, અસ્પૃશ્યોને તેમના કાયદાથી પ્રસ્થાપિત અધિકારોથી વંચિત જ કરવાનો હોય; તો તે આંદોલન માત્ર આધ્યાત્મિક નથી એટલું જ નહીં પણ તે ચોક્કસ ઉપદ્રવી છે અને બધી જ પ્રામાણિક વ્યક્તિઓનું તે કર્તવ્ય છે કે તે અસ્પૃશ્યોને ચેતવે.

# પરિશિષ્ટ-૬

## અસ્પૃશ્યોનો અલગ ઘટક તરીકે સ્વીકાર

*હિંદના બંધારણમાં અસ્પૃશ્યોના દરજ્જા અંગે બ્રિટિશ સરકારની જાહેરાતો*

### પ્રાસ્તાવિક

૧૫, ઑગસ્ટ, ૧૯૪૮ને દિવસે લોર્ડ વેવલે શ્રી ગાંધીના પત્રનો ઉત્તર આપતાં જણાવ્યું કે અનુસૂચિત જ્ઞાતિઓ હિંદના રાષ્ટ્રીય જીવનમાં અલગ ઘટક છે અને હિંદીઓના હાથમાં સત્તા સોંપણી થાય તે પહેલાં નવા બંધારણ અંગે અનુસૂચિત જાતિઓની સંમતિ આવશ્યક છે. આ ઉત્તરની વિરુદ્ધમાં તાજેતરમાં જ અખબારોમાં થયેલી ટીકાને કારણે હિંદી વજીરોની જાહેરાતોને ફરી યાદ કરવાની અનિવાર્યતા ઊભી થઈ છે. આ ટીકા એવી માન્યતાને આધારે થઈ છે કે ક્રિપ્સ દરખાસ્તોએ અનુસૂચિત જ્ઞાતિઓનો અલગ ઘટક તરીકે સ્વીકાર કર્યો નહોતો અને તેમની સંમતિને અનિવાર્ય માની નહોતી. ક્રિપ્સ દરખાસ્તોએ વંશીય અને ધાર્મિક લઘુમતીઓની વાત કરી હતી તે હકીકત પર વિશ્વાસ મૂકીને એવી દલીલ થાય છે કે અનુસૂચિત જ્ઞાતિઓ નથી વંશીય લઘુમતી કે નથી ધાર્મિક લઘુમતી.

આ ટીકામાં કેટલું અજ્ઞાન રહેલું છે તે બતાવવાની ભાગ્યે જ જરૂર હોય. અનુસૂચિત જ્ઞાતિઓ સાચેસાચ ધાર્મિક લઘુમતી છે. હિંદુ ધર્મએ પોતાના અસ્પૃશ્યતાના સિદ્ધાંતથી અનુસૂચિત જ્ઞાતિઓને હિંદુઓના મુખ્ય જૂથથી અલગ પાડી છે અને તે એવી રીતે કે આ અલગતા હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે કે હિંદુઓ અને શીખો વચ્ચે કે હિંદુઓ અને ખ્રિસ્તીઓ વચ્ચે પ્રવર્તતી અલગતા કરતાં પણ વધુ સાચી અને વધુ વિશાળ લાગે છે. આ અલગતા અને પૃથક્કતાને માન્ય રાખવા માટે અસ્પૃશ્યતાના સિદ્ધાંત સિવાય બીજી કોઈ વધુ અસરકારક રીત નથી. અને જેઓ માત્ર અનુસૂચિત જ્ઞાતિઓને રાજકીય અધિકારો અંગેના તેમના દાવાને નકારવા માટેના બહાના શોધવાની દ્વેષયુક્ત ભાવનાથી પ્રેરાયેલા છે તેઓ જ આવા પ્રકાર છળકપટમાં રાચે છે. જેઓ લોર્ડ વેવલના નિવેદનને

એક નવા વળાંક રૂપે માને છે તેઓ સંપૂર્ણપણે ભૂલી ગયા છે કે અંગ્રેજોના હાથમાંથી હિંદીઓના હાથમાં રાજકીય સત્તા સોંપવાનો વિચાર થયો ત્યારથી જ અનુસૂચિત જ્ઞાતિઓ અંગે નામદાર સરકારે કેવું વલણ અખત્યાર કર્યું છે. છેક ૧૯૧૭થી જયારે મોન્ટેગ્યૂ - ચેમ્સફર્ડ અહેવાલે જવાબદાર સરકારની ભલામણ કરી ત્યારથી જ બ્રિટિશ સરકારે એક એવું ચોક્કસ વલણ અખત્યાર કર્યું કે, અનુસૂચિત જ્ઞાતિઓની સ્થિતિ પૂરતી બંધારણીય જોગવાઈઓ દ્વારા સુરક્ષિત થઈ ગઈ છે તેવો સંતોષ જ્યાં સુધી તેમને નહિ થાય ત્યાં સુધી કોઈ પણ પરિસ્થિતિમાં તે હિંદીઓના હાથમાં સત્તા સોંપશે નહિ. નીચેનાં પૃષ્ઠોમાં ૧૯૧૭થી ૧૯૪૧ સુધીના ગાળામાં હિંદના વાઈસરોયોએ તથા હિંદી વજીરોએ કરેલાં અનેક નિવેદનોમાંથી થોડાંક આપ્યાં છે. તે પરથી જોઈ શકાશે કે અનુસૂચિત જ્ઞાતિઓનો દેશના રાષ્ટ્રીય જીવનમાં અલગ અને મહત્ત્વના એકમ તરીકે સ્વીકાર અને તેમની સંમતિની અનિવાર્યતા તે કોઈ નવી દરખાસ્તો નથી. બંને નિવેદનો નામદાર સરકારના જવાબદાર પ્રતિનિધિઓએ એટલે કે હિંદી વજીર તથા વાઈસરોયે ક્રિપ્સ મિશન અસ્તિત્વમાં આવ્યું તેના ઘણા સમય પહેલાં કર્યા હતાં. મિ. એમરીના ૧૪, ઓગસ્ટ, ૧૯૪૦ના અને લોર્ડ લિન્લિથગોના ૧૦, જાન્યુઆરી, ૧૯૪૦ના નિવેદન પ્રત્યે ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે જેઓ અનુસૂચિત જ્ઞાતિઓના રાજકીય અધિકારો માટેના દાવાઓને નિષ્ફળ બનાવવા માગે છે તેઓ આ જાહેરાતો વાંચી જશે તો તેમને સમજાશે કે તેમનો પ્રચાર મૂર્ખ અને દુષ્ટ બંને છે.

## (૧)
## હિંદના બંધારણીય સુધારા અંગેના ૧૯૧૭ના મોન્ટેગ્યુ-ચેમ્સફર્ડ અહેવાલમાંથી ટાંચણ.

૧૫૫... અમે દર્શાવ્યું છે કે કિસાનની રાજકીય કેળવણી અતિત્વરિત નહીં થઈ શકે અને કદાચ તે મુશ્કેલ પ્રક્રિયા બનશે. જ્યાં સુધી તે પૂરી થાય ત્યાં સુધી તેના ઉપર તેનાથી વધુ સશક્ત અને વધુ ચતુર લોકોના જુલમનું જોખમ તોળાયેલું છે જ અને જ્યાં સુધી તેનાં હિતો તેના પોતાના હાથમાં સલામત રીતે સોંપી શકાય છે અથવા તો ધારાસભાઓ તેનાં હિતનું પ્રતિનિધિત્વ કરી

તેમનો વિચાર કરે છે તેવું સ્પષ્ટ ન થાય ત્યાં સુધી તેનું રક્ષણ કરવા આપણે સત્તા જાળવી રાખવાની. આવું જ દલિત વર્ગોનું પણ છે. આપણે તેમના પ્રતિનિધિત્વ માટે આપણાથી થઈ શકે તેટલી શ્રેષ્ઠ વ્યવસ્થા કરવા ઇચ્છીએ છીએ જેથી તેઓ પણ અંતે સ્વરક્ષણનો પાઠ શીખે. પણ જો એમ લાગે કે તેમનાં હિતો જોખમાય છે અને સામાન્ય પ્રગતિમાં તે ભાગ લેતા નથી તો તેમને સહાય કરવાના ઉપાયો આપણે આપણા હાથમાં જ રાખવાના.

* * *

(૨)

*મતાધિકારની અંગેની સાઉથબરો કમિટીના અહેવાલ પર ૨૩ એપ્રિલ, ૧૯૧૯ના હિંદ સરકારના પાંચમા સંદેશામાંથી ટાંચણ.*

૧૩. અમે નિવેદનમાં કેટલાક હિતોનું પૃથક્કરણ કર્યું આ હિતોને બિન-સરકારી નિયુક્તિ થકી પ્રતિનિધિત્વ મળવું જોઈએ એવો સમિતિનો અભિપ્રાય છે.

અમે સામાન્યપણે આ પ્રસ્તાવનો સ્વીકાર કરીએ છીએ. પણ એક કોમ એવી છે કે સમિતિએ તેની જે વિચારણા કરી છે તેના કરતાં પણ વિશેષ વિચારણા તે માગી લે છે તેવું અમને લાગે છે. હિંદી બંધારણીય સુધારાઓ અંગેનો અહેવાલ દલિત વર્ગોનો પ્રશ્ન સ્પષ્ટતયા સ્વીકારે છે અને તેને આદરનું વચન આપે છે. 'તેમના પ્રતિનિધિત્વ માટે શ્રેષ્ઠ વ્યવસ્થાઓ કરવા અમે ઇચ્છીએ છીએ.' જે જ્ઞાતિઓ સમિતિના અહેવાલમાં 'અન્ય હિંદુઓ' તરીકે વર્ણવાઈ છે તેમને ભિન્નભિન્ન સંજ્ઞાઓ દ્વારા ઓળખાવી હોવા છતાં સામાન્યપણે એક જ પ્રકારના લોકો છે. તેમના પરના પ્રતિબંધો પરની ચુસ્તતાના ભેદ સિવાય તેઓ ઓછે વત્તે અંશે મદ્રાસના 'પંચમો'ની સ્થિતિમાં જ છે. મંદિર પ્રવેશ કરી શકતી હિન્દુકોમથી આ ભાગ નિશ્ચિતપણે બહાર છે. તે કુલ વસ્તીના લગભગ પાંચમા ભાગ જેટલો છે અને મોર્લે-મિન્ટોએ સૂચવેલ ધારાસભાઓમાં તેમનું જરીકે પ્રતિનિધિત્વ નથી.

| પ્રાન્તનાં નામ | દલિત વર્ગો | ઍંગ્લો-ઇન્ડિયનો | ભારતીય ખ્રિસ્તીઓ | શ્રમજીવીઓ | બાકાત રખાયેલા વિસ્તારો | લશ્કરી હિતો | આયોજન તથા ખનિજ સિવાયના ઔદ્યોગિક હિતો | આદિવાસીઓ | કાયમી વસતા બંગાળીઓ | અન્ય | કુલ | કુલ સભ્યોની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
| મદ્રાસ | ૨ | - | - | - | - | - | - | - | - | ૨ | ૬ | ૫ |
| મુંબાઈ | - | ૧ | ૧ | ૧ | - | - | - | - | - | ૨ | ૬ | ૫ |
| બંગાળ | ૧ | - | ૧ | ૧ | - | - | - | - | - | ૨૨ | ૫ | ૪ |
| સંયુક્ત પ્રાન્તો | ૧ | ૧ | ૧ | - | - | - | - | - | - | ૨ | ૫ | ૪ |
| પંજાબ | - | ૨* | ૧ | - | - | ૧ | - | - | - | ૨ | ૬ | ૭ |
| બિહાર તથા ઓરિસ્સા | ૧ | ૧ | ૧ | ૧ | - | - | ૧ | ૧ | ૧ | ૨ | ૯ | ૯ |
| મધ્યપ્રાન્તો | ૧ | ૧* | - | - | ૨ | - | - | - | - | ૧ | ૫ | ૭ |
| આસામ | - | ૧* | ૧ | ૧ | ૧ | - | - | - | - | - | ૫ | ૯ |
| કુલ | ૭ | ૭ | ૬ | ૪ | ૫ | ૧ | ૧ | ૧ | ૧ | ૧૪ | ૪૭ | - |

* *યુરોપીઅનો અને ઍંગ્લો-ઇન્ડિયનો.*

તે સમિતિનો અહેવાલ દલિત વર્ગોનો બે વાર ઉલ્લેખ કરે છે પણ તે એ સમજાવવા માટે જ કે સંતોષજનક મતદાર મંડળોના અભાવે તેમને નિયુક્તિથી સમાવવા જોઈએ. આ લોકોની પરિસ્થિતિ અંગે અથવા તો તેમની પોતાની કાળજી રાખવાની સમર્થતા અંગે તે કશી જ ચર્ચા કરતો નથી. નથી તેમની નિયુક્તિ કેટલી સંખ્યામાં થવી જોઈએ તે પણ તેમાં સૂચવાયું. અહેવાલની ૨૪મી કંડિકાએ નિયુક્ત કરેલી બેઠકોની મર્યાદા જે કારણોસર વાજબી ઠરાવી છે તે કારણો સમિતિ દલિત વર્ગોનો નિર્દેશ કરી રહી હોવાનું નથી સુચવતા. આ કોમો માટે પ્રતિનિધિત્વનાં જે પગલાં તે સૂચવે છે તે નીચે પ્રમાણે છે :

| | કુલ વસ્તી | દલિતવર્ગોની વસ્તી | કુલ બેઠકો | દલિતવર્ગો માટે બેઠકો |
|---|---|---|---|---|
| | (દસલાખમાં) | (દસલાખમાં) | | |
| મદ્રાસ | ૩૯.૮ | ૬.૩ | ૧૨૦ | ૨ |
| મુંબાઈ | ૧૯.૫ | .૬ | ૧૧૩ | ૧ |
| બંગાળ | ૪૫.૦ | ૯.૯ | ૧૨૭ | ૧ |
| સંયુક્ત પ્રાપ્ત | ૪૭.૦ | ૧૦.૧ | ૧૨૦ | ૧ |
| પંજાબ | ૧૯.૫ | ૧.૭ | ૮૫ | - |
| બિહાર અને ઓરિસ્સા | ૩૨.૪ | ૯.૩ | ૧૦૦ | ૧ |
| મધ્યપ્રાન્ત | ૧૨.૨ | ૩.૭ | ૭૨ | ૧ |
| આસામ | ૬.૦ | ૦.૩ | ૫૪ | - |
| કુલ | ૨૨૧.૪ | ૪૧.૯ | ૭૯૧ | ૭ |

આ આંકડાઓ સ્વયંસ્પષ્ટ છે. એવું સૂચવવામાં આવ્યું છે કે સમગ્ર બ્રિટિશ હિંદની વસ્તીના પંચમાંશ ભાગને લગભગ આઠસોમાંથી સાત બેઠકો ફાળવવી જોઈએ. તે સાચું છે કે બધી જ ધારાસભાઓમાં ૧/૬ ભાગના અધિકારીઓ હશે જે દલિતવર્ગોનાં હિતનો ખ્યાલ રાખશે તેવી અપેક્ષા રાખવામાં આવી છે. પણ અમારે મતે તો આ વ્યવસ્થા પણ આ સુધારાઓ જે સિદ્ધ કરવા માગે છે તે માટે પૂરતી નથી. આ સુધારા ઘડનારાઓ સૂચવે છે કે દલિત વર્ગોએ પણ સ્વરક્ષાના પાઠ શીખવા જોઈએ. જે ધારાસભામાં ઉચ્ચવર્ણના હિંદુઓના સાઈઠ કે સિત્તેર હોય તેમાં આ કોમના માત્ર એક સભ્યને સમાવીને આવું પરિણામ શક્ય બને તેવી અપેક્ષા રાખવી તે ચોક્કસ એક તરંગ છે. અહેવાલની ૧૫૧, ૧૫૨, ૧૫૪ અને ૧૫૫ની કંડિકાઓના સિદ્ધાંતોનું સારું પરિણામ લાવવા આપણે આ અવર્ણજ્ઞાતિઓ પ્રત્યે વધુ ઉદાર વ્યવહાર રાખવો જોઈએ. અમે માનીએ છીએ કે દલિત વર્ગો સાવ ડૂબી ન જાય અને તેમની સામુહિક કાર્યની શક્તિને પ્રોત્સાહન મળે તે માટે પ્રત્યેક ધારાસભામાં તેમનું પૂરતું પ્રતિનિધિત્વ હોવું જોઈએ. અમે સૂચવીએ છીએ કે મદ્રાસમા તેમને છ બેઠકો મળવી જોઈએ, બંગાળ, સંયુક્ત પ્રાંત, બિહાર તથા ઓરિસ્સામાં અમે ચાર બેઠકો આપવાનું સૂચવીએ છીએ, મધ્યપ્રાપ્ત અને મુંબાઈમાં બે અને અન્યત્ર

એક. અમને લાગે છે કે આ સંબંધમાં સમિતિના અહેવાલમાં સુધારો કરવો સ્પષ્ટપણે જરૂરી છે.

(૩)

*કાનુન - સ્થાપિત પંચની નિમણૂંક અંગે તા. ૩૦, માર્ચ ૧૯૨૭એ ઉમરાવસભામાં હિંદી વજીર તરીકે લોર્ડ બર્કનહેડે આપેલા પ્રવચનમાંનું ટાંચણ :*

દલિત વર્ગોના મુદ્દાની હું વાત કરું. હિંદમાં તેમની વિશાળ વસ્તી છે અને આપણે જ્યારે સંખ્યાના અનુસંધાનમાં વાત કરીએ છીએ ત્યારે દલિત વર્ગોની વસ્તી ૬ કરોડની છે. તેમની સ્થિતિ ભૂતકાળમાં હતી તેવી સાવ ભયંકર, સાવ વેદનાજનક નથી પણ હજીય તે ભયંકર અને વેદનાજનક છે. બધા જ સામાજિક આદાનપ્રદાનમાંથી તેમને હાંકી કાઢવામાં આવ્યા છે. જો તેઓ સૂર્યના ઉદાર પ્રકાશ અને તેમને તિરસ્કારતી વ્યક્તિ વચ્ચે આવે તો તે વ્યક્તિ માટે સૂર્ય કદરૂપો બની જાય છે. જાહેર કૂવા કે પરબોમાંથી તે પાણી ન પી શકે. તરસ છીપવવા માટે માઈલોના માઈલો સુધી ચાલવું પડે. અને તેમને અસ્પૃશ્યો તરીકે દુ:ખદ રીતે ઓળખવામાં આવે છે, પેઢીઓથી ઓળખવામાં આવે છે. હિંદમાં આવા છ કરોડ લોકો છે. મારે આ પંચ સમક્ષ તેમનું પ્રતિનિધિત્વ કરવું પડશે ? જો તમે, મેં સૂચવ્યા પ્રકારના મિશ્ર ન્યાય પંચ સામે આ વાત મૂકો તો અન્ય વર્ગો કરતાં પણ જે વર્ગનું વધુ પ્રતિનિધિત્વ અનિવાર્ય છે તેવા આ વર્ગમાંથી તમે બાકાત રાખેલા સભ્યવાળા પંચની નિમણૂંક હું ક્યારેય, ક્યારેય ન કરું, લોકશાહી દેશમાં ય કોઈ તેવું ન કરે અને વિરોધપક્ષના મારા મિત્રો પણ તેવું ન સૂચવે.

(૪)

*સાઈમન કમિશનનો અહેવાલ, ગ્રંથ ૨માંથી ટાંચણ*

૭૮..... અન્ય કોઈ પણ પ્રાંતમાં દલિત વર્ગોના મતાધિકાર ધરાવતા સભ્યો કેટલા છે તેની સંખ્યાનો અંદાજ કાઢવો શક્ય બન્યો નથી. એટલું તો સ્પષ્ટ છે કે મતાધિકારનું ધોરણ સારા પ્રમાણમાં નીચું કર્યા પછી દલિતવર્ગોના મતદારોનું પ્રમાણ વધશે તેમાં શંકા નથી, તેમ છત્તાં, સામાન્ય મતદાર મંડળોમાં દલિત

વર્ગોનો પ્રતિનિધિ ચૂંટાઈ આવે તેવી ખાસ જોગવાઈ નહીં થાય તો પોતાનો પ્રતિનિધિ ચૂંટાઈ આવે તેવી દલિત વર્ગને કોઈ આશા નથી. લાંબે ગાળે, દલિત વર્ગોની પ્રગતિનો આધાર બીજાં ઘટકો તેમનું સમર્થન માગે અને તેમની જરૂરિયાતો સમજે તેવી પૂરતી મહત્ત્વની સ્થિતિ તેઓ પ્રાપ્ત કરે તેના પર જ છે. અને આ પ્રગતિને તેઓ તેમના રાજકીય વર્ચસ્વના અમલથી જ હાંસલ કરી શકે.

* * *

૮૦.... આમ, જોઈ શકાશે કે દલિત વર્ગોને તેમની સંપૂર્ણ વસ્તીના પ્રમાણમાં બેઠકો ફાળવવાનું અમે સૂચવતા નથી. સૂચવેલા અનામત પ્રતિનિધિત્વનું પ્રમાણ દલિત વર્ગોના ધારાસભ્યોની સંખ્યામાં મહત્ત્વપૂર્ણ વધારો કરશે. તેમનામાં વ્યાપાક પ્રમાણમાં પ્રવર્તનાં દારિદ્રય તથા શિક્ષણના અભાવથી સંપૂર્ણ શંકા જાગે છે કે એકી જ સાથે પૂરતા સજજ સભ્યોની મોટી સંખ્યા મેળવી શકાશે કે કેમ અને ઉચ્ચવર્ણના ખુશામતિયા બની જાય તેવા અક્ષમ સભ્યોની મોટી સંખ્યા દ્વારા તેમનું પ્રતિનિધિત્વ થાય તેના કરતાં યોગ્ય પ્રવકતાઓ દ્વારા તેમનું પ્રતિનિધિત્વ થાય તે બહેતર છે. વિવિધ પ્રકારના પ્રતિનિધિઓમાં બેઠકોની પુનઃવહેંચણી કરવાનો અત્યારે જે પ્રયત્ન થઈ રહ્યો છે તે સ્થાયી ન હોઈ શકે અને તેની પુનર્વિચારણાની જોગવાઈ કરવી પડે. પણ અમને લાગે છે કે અમારો પ્રસ્તાવ અત્યાર પૂરતો પર્યાપ્ત છે ખાસ કરીને અનામત બેઠકો થકી અભિપ્રાયનું પ્રતિનિધિત્વ આવી અનામત ન રખાયેલી બીજી બેઠકો કરજે કરવાની શકયતાને બાકાત કરતું નથી ત્યાં સુધી.

* * *

## (૫)

*બંધારણીય સુધારાના (સાઈમન કમિશને સૂચવ્યા પ્રમાણે) પ્રસ્તાવો અંગે હિંદી સરકારના પત્રવ્યવહારમાંથી ટાંચણ.*

૩૫. **દલિત વર્ગોનું પ્રતિનિધિત્વ :** કમિશને દલિત વર્ગોના પ્રતિનિધિત્વ અંગે કરેલાં સૂચનોની પ્રાન્તીય સરકારો દ્વારા ખૂબ ટીકા થઈ છે. નિયુક્તિ સિવાય આ વર્ગોના ખાસ પ્રતિનિધિત્ત્વની કોઈપણ યોજનામાં એક મુશ્કેલી સંભવિતપણે રહે છે અને તે છે દરેક પ્રાંત માટે 'દલિત વર્ગો'ની વ્યાખ્યા ઘડી કાઢવાની મુશ્કેલી; પણ આ કમિશનની દરખાસ્તો, દલિત વર્ગોના ઉમેદવારો તરીકે ઊભા રહેલા

ઉમેદવારોને પ્રમાણભૂત ઉમેદવારો તરીકેની ખાતરી આપવાની એક ચોક્કસ પ્રકારની મૂંઝવણભરી ફરજ ગવર્નર પર લાદે છે. અને કમિશને સુચવેલું પ્રતિનિધિત્વનું પ્રમાણ એટલે કે પ્રાંતોના મતદાર વિસ્તારની કુલ વસ્તીના ૩/૪ ભાગ જેટલું દલિતવર્ગોનું પ્રમાણ જરાક વધુ પડતું ઊંચું લાગે છે. સંયુક્ત પ્રાંતની સરકારે તો ગણતરી કરીને બતાવ્યું છે કે તે પ્રાંતમાં અત્યારે તે કોમનો એક જ નિયુક્ત સભ્ય હોય છે તેને બદલે કમિશનની દરખાસ્તને કારણે તે પ્રાંતની ધારાસભામાં ચાલીસથી ઓછા નહિ તેટલા સભ્યો ચૂંટાઈ આવશે. દલિત વર્ગોના પ્રતિનિધિત્વના સમગ્ર પ્રશ્નનું કાળજીપૂર્વકનું સંશોધન મતાધિકાર સમિતિ દ્વારા કરાવવું પડશે. અત્યારને તબક્કે અમે એટલું જ સ્પષ્ટ કરવા માગીએ છીએ અમારી દૃષ્ટિએ તેમનું પૂરતું પ્રતિનિધિત્વ વહેવારુ લાગતા શ્રેષ્ઠ માર્ગો દ્વારા થવું જોઈએ. જો કે આ અંગે તે કોમમાં થોડોક મતભેદ પ્રવર્તે છે છતાંય દલિત વર્ગોના મંડળની તાજેતરની સભાએ અલગ મતદારમંડળમાં તેમની શ્રદ્ધા ફરી વ્યક્ત કરી છે.

* * *

## (૬)

### *લોધિઅન સમિતિ, (મતાધિકાર અંગેની) ૧૯૩૨ના કરારની શરતોમાંથી ટાંચણ :*

૩. તમે તે હકીકતથી તો પરિચિત છો કે આજે હિંદના પ્રાંતોમાં પ્રાંતીય ધારાસભાઓમાં સભ્યો ચૂંટીને મોકલતા મતદારોની સંખ્યા જે તે વિસ્તારની કુલ વસ્તીના ત્રણ ટકાથીય ઓછી છે. અને તે તો સ્પષ્ટ છે કે આવા મર્યાદિત મતાધિકાર નીચે બહુમતી લોકો અને કોમના અનેક વિશાળ અને મહત્ત્વના ઘટકો ધારાસભાઓમાં અસરકારક પ્રતિનિધિત્વ મેળવી શકે નહિ. નામદાર સરકારે, કેટલાંક આરક્ષણો અને કેટલીક સલામતીઓની શરતે જવાબદાર સમવાયી સરકારનો સિદ્ધાંત તરીકે સ્વીકાર કર્યો છે. જ્યારે એવું પણ નક્કી કરાયું છે કે ગવર્નર શાસિત પ્રદેશો બહારની દખલથી શક્ય તેટલું સવિશેષ સ્વાતંત્ર્ય ભોગવતા અને પોતાના ક્ષેત્રમાં પોતાની જ નીતિઓનો અમલ કરતા જવાબદારી ભર્યા ઘટકો બનશે. આ પરિસ્થિતિમાં મતાધિકારને વ્યાપક બનાવવાની અનિવાર્યતા સ્પષ્ટ છે કે જેથી જે ધારાસભાઓને જવાબદારી સોંપવાની છે તે વસ્તીની સમગ્ર

જનતાની પ્રતિનિધિ બને અને લોકોનો કોઈ મહત્ત્વનો વિભાગ તેની જરૂરિયાતો અને તેના અભિપ્રાયો વ્યક્ત કરવાના સાધનોથી વંચિત ન રહે.

* * *

૬. પરિષદમાં અનેકવિધ સંદર્ભોમાં થયેલી ચર્ચાઓ પરથી તે સ્પષ્ટ થાય છે કે નવા બંધારણમાં દલિત વર્ગોના પ્રતિનિધિત્વની પૂરતી જોગવાઈ કરવી પડશે અને નિયુક્તિ દ્વારા થતા પ્રતિનિધિત્વની પ્રથા હવે યોગ્ય ગણાશે નહિ. તમે જાણો છો તેમ દલિત વર્ગો માટે અલગ મતદાર મંડળોની પ્રથા દાખલ કરવી કે નહિ તે અંગે મતભેદ પ્રવર્તે છે. અને આ પ્રશ્નના નિર્ણયમાં તમારી સમિતિનાં સંશોધનોએ, તમે સૂચવો તે પ્રમાણે મતાધિકારનું સામાન્ય વિસ્તરણ કર્યાથી સામાન્ય મતદાર મંડળોમાં દલિત વર્ગોને કેટલા પ્રમાણમાં મતાધિકાર મળશે તે સૂચવીને આ પ્રશ્નના નિર્ણયમાં પ્રદાન કરવાનું છે. બીજી બાજુ, ક્યાં તો બધે જ અથવા તો જે પ્રાંતોમાં તેઓ વસ્તીનું સ્પષ્ટ અને અલગ ઘટક છે ત્યાં અમુક સંજોગોમાં દલિત વર્ગો માટે અલગ મતદાર મંડળો રચવાનો નિર્ણય લેવો જોઈએ ? મતાધિકારના વિસ્તરણના સામાન્ય પ્રશ્ન અંગેની તમારી સમિતિની તપાસને કારણે તમને તે હકીકતો પ્રાપ્ત થશે કે જે દલિત વર્ગોના અલગ પ્રતિનિધિત્વની રીત શોધવામાં સરળતા ઊભી કરશે.

* * *

## (૭)

### *હિંદના વાઈસરોય તથા ગવર્નર-જનરલ નામદાર લોર્ડ લિન્લિથગોએ ૧,૯૩૯ની ૧૭મી ઑક્ટોબરે પ્રસિદ્ધ કરેલા નિવેદનમાંથી ટાંચણ :*

'તે ગમે તે હોય, પણ નામદાર સરકાર એ સ્વીકારે છે કે જ્યારે હિંદની ભાવિ સમવાય સરકારની યોજનાની વિચારણા અને જેનો મેં હમણાં જ ઉલ્લેખ કર્યો તે સ્વ. હિંદી વજીરે પાર્લામેન્ટમાં આપેલી ખાતરીઓનો અમલ કરવાના નિર્ધારની વિચારણા કરવાનો સમય આવ્યો છે ત્યારે તત્કાલીન પરિસ્થિતિઓના સંદર્ભમાં, ૧૯૩૫ના કાયદામાં સમાવિષ્ટ યોજનાની વિગતો કેટલા પ્રમાણમાં યોગ્ય બની રહે છે તેની પુનર્વિચારણા કરવી અનિવાર્ય બનશે.

અને નામદાર સરકારે મને આપેલી સત્તાને આધારે હું કહું છું કે યુદ્ધને અંતે આવા ઇચ્છનીય ફેરફારો કરવામાં તેમનાં સહકાર અને મદદ લેવા માટે તે હિંદની અનેક કોમો, તેનાં પક્ષો, અને હિતોના પ્રતિનિધિઓ સાથે તથા હિંદી રાજવીઓ સાથે વાટાઘાટો કરવા રાજી હશે.'

* * *

(૮)

*હિંદી વજીર લોર્ડ ઝેટલેન્ડે ઉમરાવસભામાં ૧૯૨૯ની ૭મી નવેમ્બરે કરેલા નિવેદનમાંથી ટાંચણ :*

કોંગ્રેસે સતત તે જ નીતિ અપનાવી જ છે અને હજી તે જ નીતિ અપનાવે છે કે હિંદમાં વંશીય અને ધાર્મિક લઘુમતીઓનું અસ્તિત્વ છે તે હકીકતને આ બાબત સાથે કોઈ સંબંધ નથી અને કોંગ્રેસનો સતત એ જ ઈરાદો રહ્યો છે કે ખુદ હિંદીઓ દ્વારા ઘડાનારા બંધારણમાં લઘુમતીઓને સ્વીકાર્ય થાય તે પ્રમાણે તેમના અધિકારોની રક્ષા કરે તેવી સલામતીઓ આપવી.

નામદાર સરકાર માટે આ પરિસ્થિતિ સ્વીકારવી અશક્ય છે. હિંદ સાથેના લાંબા સંબંધોને કારણે નામદાર સરકારનું તેના પ્રત્યે તે કર્તવ્ય છે અને તેની ભાવિ સરકારના સ્વરૂપઘડતરમાં સાવ ઉદાસીન બનીને તે કર્તવ્યને ફંગોળી દેવાનું તેમને માટે અશક્ય છે. વળી, ગવર્નર જનરલે હિંદના બધા પક્ષો તથા હિતો સાથેના પ્રતિનિધિઓ સાથેના તાજેતરમાં કરેલી ચર્ચાના એક મહત્ત્વના પરિણામે નિ:શંક તે જ હકીકત પ્રસ્થાપિત કરી છે કે નામદાર સરકારે હિંદમાંથી તેમનો હોદ્દો ઝડપી છોડી જવા અંગે જે અર્થમાં સૂચિત નિવેદન તૈયાર કર્યું છે તે હિંદની વસ્તીના વિશાળ ભાગ દ્વારા સ્વીકાર્ય નહીં હોય.'

* * *

(૯)

*વાઈસરૉય અને ગવર્નર જનરલ લોર્ડ લિન્લિથગોએ ૧૯૪૦ની ૧૦મી જાન્યુઆરીએ મુંબાઈની ઓરિએન્ટ ક્લબમાં આપેલા પ્રવચનનું ટાંચણ :*

“અને આપણે તે તાત્વિક અનિવાર્યતાને પણ ભૂલી ન જવી જોઈએ કે

હિંદની એકતાના હિતમાં કોઈ પણ બંધારણીય યોજનામાં દેશી રાજ્યોનો સમાવેશ થવો જોઈએ.

લઘુમતીઓના પણ આગ્રહપૂર્વકના દાવાઓ છે.

હું માત્ર તેમાંના બેનો જ ઉલ્લેખ કરું છું - મોટી મુસ્લિમ લઘુમતી અને અનુસૂચિત જ્ઞાતિઓ - ભૂતકાળમાં લઘુમતીઓને ખાતરીઓ અપાયેલી છે. હકીકત એ છે કે તેમની સ્થિતિનું સંરક્ષણ થવું જોઈએ અને તે ખાતરીઓનો આદર થવો જોઈએ.'

* * *

## (૧૦)

### *હિંદી વજીર માનનીય શ્રી એલ.એસ. એમરીએ ૧૯૪૦ના ઓગસ્ટની ૧૪મીએ આમસભામાં કરેલા પ્રવચનમાંથી ટાંચણ:*

'કોંગ્રેસી નેતાઓએ હિંદમાં એક નોંધપાત્ર સંસ્થા, એક અતિ સક્ષમ રાજકીય તંત્ર ઊભું કર્યું છે... જો તેઓ માત્ર તેમાં સફળ થયા હોત, જો કોંગ્રેસ આજે બોલવાનો જે દાવો કરે છે તેમ હિંદી રાષ્ટ્રીય જીવનનાં સઘળાં ઘટકો વતી કોંગ્રેસ બોલી શકતી હોત તો તેમની માગણીઓ મુકાઈ હોવા છતાં પણ આપણો પ્રશ્ન આજે જેવો છે તેના કરતાં અનેક રીતે વધુ સરળ બન્યો હોત. તે સાચું છે કે સંખ્યાની દષ્ટિએ તે બ્રિટિશ હિંદમાં એક માત્ર મોટો પક્ષ છે પણ હિંદ વતી બોલવાનો તેમનો દાવો હિંદના જટિલ રાજકીય જીવનનાં મહત્ત્વનાં ઘટકોએ જ ઇન્કાર્યો છે. આ અન્ય ઘટકો તેમને માત્ર સંખ્યાદષ્ટિએ લઘુમતી ન ગણવાનો પણ હિંદની કોઈ પણ ભાવિ નીતિમાં અલગ ઘટક ગણવાના તેમના અધિકારનો દઢતાપૂર્વક આગ્રહ રાખે છે. આ ઘટકોમાં અગ્રણી રહી છે વિશાળ મુસ્લિમ કોમ. ભૌગોલિક મતદાન મથકોના બહુમતી મતોથી ચૂંટાયેલી બંધારણ સભા દ્વારા ઘડાનારા બંધારણ સાથે તેમને કશી નિસબત નથી. કોઈ પણ બંધારણીય ચર્ચાઓમાં નરી આંકડાકીય બહુમતીની ગતિવિધિઓ સામે પોતાને એક અલગ અસ્તિત્વ તરીકે ગણવાનો તેમનો દાવો છે. આ જ વાત અનુસૂચિત જ્ઞાતિઓ તરીકે ઓળખાતા એક અન્ય મોટા જૂથને પણ લાગુ પડે છે. તેમને માટેના

શ્રી ગાંધીના સાચદિલના પ્રયત્નો છતાં તે માને છે કે એક કોમ તરીકે કોંગ્રેસ દ્વારા પ્રતિનિધિત હિંદુ કોમના મુખ્ય સમાજની બહાર છે.'

* * *

## (૧૧)

*હિંદી વજીર માનનીય શ્રી એલ.એસ. એમરીએ ૧૯૪૧ના એપ્રિલની ૨૩મીએ આમસભામાં આપેલા પ્રવચનમાંથી ટાંચણ:*

'હિંદનું ભાવિ બંધારણ બ્રિટિશ સરકારે નહિ પણ હિંદીઓએ જ તેમને માટે ઘડવું જોઈએ. હિંદનું ભાવિ બંધારણ હિંદની સ્થિતિ અને હિંદની જરૂરિયાતો અંગેની હિંદની પરિકલ્પના સાથે સુસંગતપણે ઘડાયેલું તાત્ત્વિક રીતે હિંદનું બંધારણ હોવું જોઈએ. એક માત્ર અનિવાર્ય શરત એ છે ખુદ હિંદનું બંધારણ અને તેને ઘડનારી સંસ્થા બંને હિંદના રાષ્ટ્રીય જીવનનાં મુખ્ય ઘટકો વચ્ચેની સમજૂતીનાં પરિણામ હોવાં જોઈએ.'

* * *

## (૧૨)

*વાઈસરોય અને હિંદના ગવર્નર-જનરલ નામદાર શ્રી લિન્લિથગોએ ૧૯૪૦ના ઓગસ્ટની ૮મીના નિવેદનમાંથી ટાંચણ :*

"આ બે મુદ્દાઓ અત્યારે ઊપસી આવ્યા છે. નામદાર સરકાર હવે ઇચ્છે છે કે મારે આ બે મુદ્દાઓ અંગે તેમની પરિસ્થિતિ સ્પષ્ટ કરવી. પ્રથમ મુદ્દો એ છે કે ભાવિ બંધારણીય કોઈ પણ યોજનાના સંબંધમાં લઘુમતીઓની સ્થિતિ... એ સ્વયંસ્પષ્ટ છે કે તે (નામદાર સરકાર) હિંદનાં શાંતિ તથા કલ્યાણ અર્થે જેની પ્રમાણભૂતતાનો હિંદી રાષ્ટ્રીય જીવનનાં મહાન અને સમર્થ ઘટકો દ્વારા ઈન્કાર થતો હોય એવી કોઈ શાસન પ્રણાલીને તેની વર્તમાન જવાબદારી તબદીલ કરવાનું વિચારી શકશે નહીં અને આવી સરકારની તાબેદારી માટે આવા ઘટકો પર થતી જબરદસ્તીમાં તે પક્ષકાર પણ ન બની શકે.

# પરિશિષ્ટ ૭

## લઘુમતીઓ અને મહત્વના

*લઘુમતીઓને મહત્ત્વ અંગે મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડના તથા સાયમન કમિશનના અહેવાલ*

### (૧) મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલ.

*હિંદના બંધારણીય સુધારાઓ અંગે મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલમાંથી ટાંચણ :*

૧૬૩, *લઘુમતી પ્રતિનિધિત્વ* એવું સૂચવવામાં આવ્યું છે કે મહત્ત્વની લઘુમતીઓનું પ્રતિનિધિત્વ ચૂંટણી દ્વારા થવું જોઈએ. જેમને સામાન્ય મતદાર મંડળોમાં તેમજ પોતાના વિશિષ્ટ મતદાર-મંડળોમાં મત આપવાની અનુમતિ હવે મળવાની નથી તેવા મુસ્લિમો માટેની ચૂંટણી પદ્ધતિ તરફ આથી નિર્દેશ થતો હોય તેમ જણાય છે અમે અન્યત્ર, અન્ય કોમોને - જેમકે પંજાબમાં શીખોને મુસ્લિમોને અપાય છે તેવી છૂટો આપવાનો ઇન્કાર કરવામાં પડનારી મુશ્કેલીનો ઉલ્લેખ કર્યો હતો. આ યોજનાના ઘડવૈયાઓ વિવિધ પ્રાન્તોમાં ખાસ મુસ્લિમ મતદારો માટે અનામત બેઠકોનું પ્રમાણ નક્કી કરવા સંમત થયા છે. વાટાઘાટો સિવાય બીજા કયા આધારે અમે આ સંખ્યા નક્કી કરી તેની અમને જાણ નથી. બધા જ પ્રાન્તોમાં જ્યાં મુસ્લિમો બહુમતીમાં છે ત્યાં પણ અલગ મતદાર મંડળો સૂચવ્યાં છે અને જ્યાં તેમની સાંખ્યિક લઘુમતી છે ત્યાં તેમના સાંખ્યિક બળ અથવા તો તેમના વર્તમાન પ્રતિનિધિત્વ કરતાં વધુ પ્રમાણ સૂચવ્યું છે. સાથે સાથે જે મુસ્લિમમંડળોએ અમને રજૂઆત કરી લગભગ તે બધાએ અમને એવો જ આગ્રહ કર્યો કે હજી તેમાં વધારો થવો જોઈએ. આવી વિશેષાધિકારી પરિસ્થિતિનો વિરોધ શક્ય હોવાથી હવે પછી જે પણ કોમ અલગ પ્રતિનિધિત્વનો દાવો કરે તેને બિન-મુસ્લિમ બેઠકોમાંના ઘટાડાથી અથવા તો મુસ્લિમો અને બિનમુસ્લિમોની બેઠકોમાંથી પ્રમાણસરના ઘટાડાથી સંતોષી શકાય અને કઈ પ્રક્રિયા અપનાવવી તે અંગે હિંદુઓ તથા મુસ્લિમોના અભિપ્રાયો સંમત થવાની શક્યતા નથી. આથી, પાછળથી જે કારણોની અમે સ્પષ્ટતા કરી

છે તેને લીધે, જ્યારે અમે મુસ્લિમો માટેના અલગ પ્રતિનિધિત્વ સાથે સંમત થઈએ છીએ ત્યારે, અન્ય હિતો પર તેની શી અસર પડશે અને તે સામે તેમને માટે પૂરતી જોગવાઈ ન થાય ત્યાં સુધી અમે અમારી સામે પડેલી ચોક્કસ દરખાસ્તો માટેની અમારી સંમતિ આરક્ષિત રાખવા બંધાયેલા છીએ. આ યોજનાના ઘડવૈયા સાથે અમે સંમત થઈએ છીએ કે મુસ્લિમોને તેમના પોતાના વિશિષ્ટ મતદાર મંડળમાં અને સામાન્ય મતદાર મંડળમાં, બંનેમાં મત આપવાની છૂટ ન હોવી જોઈએ અને પ્રવર્તમાન પરિસ્થિતિમાં આ અંગેની પુનર્વિચારણામાં મુસ્લિમ લીગની સંમતિને અમે આવકારીએ છીએ.

* * *

## (૨)

*ઈન્ડિયન સ્ટેટયૂટરી કમિશનનો અહેવાલ, ગ્રંથ ૨માંથી ટાંચણ*

### મુસ્લિમ બેઠકોની સંખ્યા

કંડિકા ૮૫. વિવિધ પ્રાન્તીય ધારાસભાઓમાં મુસ્લિમ સભ્યો માટે અનામત રાખવાની બેઠકોના પ્રમાણનો પ્રશ્ન હાથ ધરીએ.

અમે તે નિર્દેશ તો કર્યો જ છે કે લખનૌ કરારમાં પ્રત્યેક પ્રાન્તમાં ચૂંટાયેલી હિંદી બેઠકોમાંથી મુસ્લિમ કોમને બેઠકો ફાળવવા અંગે અને વર્તમાન ધારા સભાઓમાં મુસ્લિમ બેઠકોની ફાળવણીનું ચુસ્તપણે પાલન કરવાની શરતો અંગે હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે સંમતિ સધાઈ હતી. પ્રતિનિધિત્વના ન્યાયી ધોરણના આધાર તરીકે જોકે કરારને કોઈ પણ પક્ષે સ્વીકાર્યો નથી. અને તે અંગે વિરોધી માન્યતાઓ આગળ ધરાય છે તે કંડિકા ૭૦માં દર્શાવી છે. એવી ઘણી આશા રખાય છે કે બંને કોમો વચ્ચે નવી સમજૂતી સાધવા અંગે તેમના દ્વારા જ નવા પ્રયત્નો થશે, પણ આવી સંમતિની અનુપસ્થિતિમાં બીજાઓએ તે અંગે નિર્ણય લેવો પડશે અને તે એ આધારે કે અલગ મતદાર મંડળો તો રહે છે જ. અમારો પોતાનો અભિપ્રાય એ છે કે અત્યારની પરિસ્થિતિ જોતાં અને આઠ[1] પ્રાન્તોમાંથી છ પ્રાન્તોમાં મુસ્લિમોની લઘુમતી હોતાં તે તે પ્રાન્તોમાં મુસ્લમોને અત્યારે અપાતું પ્રતિનિધિત્વ જળવાઈ રહેવું જોઈએ.

૧ બર્મા ગણતરીમાં નથી.

આમ, તેમને ફાળવવાનું પ્રમાણ, 'સામાન્ય' મતદાર મંડળોમાં (યુરોપીઅનોના સામાન્ય મતદાર મંડળો સિવાય) ભરાયેલી બેઠકોમાંથી અત્યારે તો નક્કી થશે. પણ મુસ્લિમોના પ્રતિનિધિત્વની ખાતરી અંગે એવો દાવો આગળ ધરવામાં આવ્યો છે કે જે તેનાથીય આગળ જાય છે. - જૂઓ ઉપરની કંડિકા ૭૦ અને આ પ્રકરણ અંતેનું પરિશિષ્ટ-૭. આ છ પ્રાંતોમાં મુસ્લિમોને અત્યારે જે પ્રતિનિધિત્વ અપાયું છે તેની સંપૂર્ણ સલામતી જાળવી રાખવા અને સાથે સાથે બંગાળ અને પંજાબમાં અત્યારે અલગ મતદારમંડળો દ્વારા તે કોમ માટે નિશ્ચિત થયેલી બેઠકોની સંખ્યાને બદલે તેમની વસ્તીના પ્રમાણમાં તે બેઠકોની સંખ્યા આપવાની માગણી કરવાના હદ સુધી જવાનો આ દાવો પ્રયત્ન કરે છે. આને પરિણામે, મુસ્લિમોને આ બંને પ્રાન્તોમાં 'સામાન્ય મતદાર મંડળોમાં' નિશ્ચિત્ત અને અપરિવર્તનીય બેઠકો મળશે. અમે એટલું બધું ન કરી શકીએ. બે કોમો વચ્ચે નવી સામાન્ય સમજુતી થઈ નથી તેવા સમયે બંગાળ અને પંજાબમાં અત્યારે થયેલી બેઠકોની ફાળવણીથી તદ્દન નોખા પડીને ૭ પ્રાંતોમાં પ્રતિનિધિત્ત્વના વર્તમાન ધોરણને ચાલુ રાખી શકાય એમ નથી.

આ છ પ્રાન્તોમાં જે ગણનાપાત્ર પ્રતિનિધિત્વ અત્યારે મુસ્લિમો જાળવી રહ્યા છે તે જાળવી રાખવું અન્યાયી છે સાથે સાથે, મતદારો જેમાં કોઈ ફેરફાર કરી ના શકે એવી અપરિવર્તનશીલ ચોક્કસ મુસ્લિમ બહુમતી પંજાબ અને બંગાળમાં હિન્દુ-શીખ વિરોધની વચ્ચે, લાદવી જોઈએ નહીં ઊલટું, કોઈ વ્યવસ્થાથી બંગાળમાં અલગ મતદાર મંડળો દૂર કરવામાં આવે જેથી તે પ્રાંતમાં પ્રત્યેક કોમ સંયુક્ત મતદાર મંડળના મતદારોને વિનંતી કરીને તેઓ મેળવી શકે તેટલી વધુ બેઠકો મેળવે જેને કારણે જે છ પ્રાંતોમાં મુસ્લિમો લઘુમતીમાં છે ત્યાં તેમના વર્તમાન મહત્ત્વથી તેમને વંચિત કરવાનો અમે પ્રયત્ન નહિ કરીએ. તે જ રીતે પંજાબમાં પણ મુસ્લિમો, શીખો અને હિંદુઓ ત્રણે કોમને આવરી લેતાં સંયુક્ત મતદાર મંડળોથી ચૂંટણી લડવા તૈયાર થાય તો અહીં પણ, અન્ય છ પ્રાંતોમાં અલગ મતદાર મંડળો દ્વારા મુસ્લિમોને ફાળવેલી વર્તમાન અનામત બેઠકોની સંખ્યાને જાળવીને અમે આ સંયુક્ત ચૂંટણીને સ્વીકારવા તૈયાર રહીશું.

અમે આ અંતિમ સૂચન કરીએ છીએ તેમાં સાથેસાથ મુસ્લિમ કોમને બે

માર્ગમાંથી એક માર્ગના વિકલ્પની પસંદગીને આપવાનો હેતુ રહેલો છે કારણ કે અલગ મતદાર મંડળોનો વ્યાપ ઓછો કરવાના પ્રયત્નરૂપે તમામ વ્યવહારું માર્ગો શોધવા અને અન્ય પ્રથાની વહેવારુ અજમાયશનો માર્ગ મોકળો કરવા અમે સન્નિષ્ઠાપૂર્વક ઇચ્છીએ છીએ.

# પરિશિષ્ટ ૮

## ક્રિપ્સ દરખાસ્તો

### હિંદી નેતાઓ સાથે ચર્ચા માટેના ખરડાની જાહેરાત

બ્રિટિશ યુદ્ધ પ્રધાનમંડળનાં તારણો નીચે આપેલી દરખાસ્તોમાં છે જે હિંદી નેતાઓ સાથે ચર્ચવા સર સ્ટેફોર્ડ ક્રિપ્સ પોતાની સાથે લઈને આવ્યા હતા અને તેનો અમલ થશે કે નહિ તે પ્રશ્ન તો અત્યારે ચાલી રહેલી તે ચર્ચાઓના પરિણામ પર અવલંબે છે.

આ દેશમાં તથા હિંદમાં હિંદના ભાવિ અંગે આપેલાં વચનો પૂર્ણ કરવાની બાબતમાં પ્રવર્તતી ઉત્કંઠાઓની વિચારણા કરીને નામદાર સરકારે હિંદમાં સ્વરાજ્યની સ્થાપના માટે જે પગલાં બની શકે તેટલાં વહેલાં તે લેવા ધારે છે તે સ્પષ્ટ અને ચોખ્ખા શબ્દોમાં અહીં મૂકવાનો નિર્ણય કર્યો છે. આનો હેતુ એક નવું હિંદી સંઘરાજ્ય સર્જવાનો છે જે ઇંગ્લેન્ડ અને અન્ય સંસ્થાનો સાથે તાજ પ્રત્યેની નિષ્ઠાને કારણે જોડાઈને એક સંસ્થાન બની રહેશે. પણ તે સર્વ રીતે તેમની સાથે સામ્ય ધરાવતું હશે અને તેના ગૃહક્ષેત્રે કે વિદેશી વ્યવહારોમાં તે કોઈ પણ રીતે તેમનું તાબાનું બની રહેશે નહિ.

નામદાર સરકારે, આથી નીચેની જાહેરાત કરી છે :

અ) યુદ્ધ બંધ થતાં તરત જ હવે પછી વર્ણવેલી રીત પ્રમાણે, હિંદનું બંધારણ ઘડવાના કામનો હવાલો સંભાળવા માટે એક ચૂંટણી સંસ્થા સ્થાપવાનાં પગલાં ભરવામાં આવશે.

બ) આ બંધારણ ઘડનારી સભામાં દેશી રાજ્યોને સામેલ કરવા માટે નીચે જણાવ્યા પ્રમાણે જોગવાઈ કરવામાં આવશે.

ક) આવા ઘડાયલા બંધારણને સ્વીકારવાની અને તેનો તત્કાળ અમલ કરવાની જવાબદારી નીચેની શરતે નામદાર સરકાર સ્વીકારે છે :

(૧) બ્રિટિશ હિંદનો કોઈ પણ પ્રાંત નવું બંધારણ ન સ્વીકારે અને તેનું

વર્તમાન બંધારણીય સ્વરૂપ જાળવી રાખે તો તેમ કરવાનો તેને અધિકાર રહેશે. જો તે પાછળથી જોડાવાનો નિર્ણય કરે તો તેમ કરવાની જોગવાઈ પૂરી પાડવામાં આવશે.

આવા ન જોડાનારા પ્રાંતો જો ઇચ્છે તો આ નવું બંધારણ તેમને હિંદી રાજ્ય સંઘ જેવો જ સંપૂર્ણ મોભો આપવા અને અહીં દર્શાવેલી કાર્યવાહી જેવી જ કાર્યવાહી દ્વારા તે પ્રાપ્ત કરાવવા સંમત થાય છે.

(૨) એક સંધિ કરાર થશે જેના પર નામદાર સરકાર તથા બંધારણ ઘડનારી સભા સહી કરશે. બ્રિટન પાસેથી હિંદને સોંપાનારી જવાબદારીઓની સંપુર્ણ તબદીલીમાંથી ઊભી થતી સઘળી અનિવાર્ય બાબતોને આ કરાર આવરી લેશે. નામદાર સરકારે વંશીય અને ધાર્મિક લઘુમતીઓના રક્ષણ માટે આપેલી સઘળી બાંયધરી અનુસાર તે જોગવાઈ કરશે પણ બ્રિટિશસંઘના અન્ય સભ્ય દેશો સાથેના તેના ભવિષ્યના સંબંધો નક્કી કરવાની હિંદી રાજ્યસંઘની સત્તા પર કોઈ અંકુશો નહિ મૂકે.

દેશી રાજ્યો નવા બંધારણના પક્ષના હોય કે ન હોય તો પણ તેમણે તેમના કરારની વ્યવસ્થાઓની પુનર્વિચારણા માટેની વાટાઘાટો કરવી અનિવાર્ય છે કારણ કે નવા બંધારણમાં આની જરૂર પડશે.

(ડ) મુખ્ય કોમોના હિંદી નેતાઓ યુદ્ધનાં અંત પહેલાં બંધારણ ઘડનારી સભાનું અન્ય કોઈ સ્વરૂપ રચવા તૈયાર થાય નહિ તો બંધારણ ઘડનારી સભા નીચે પ્રમાણેની બનેલી હશે :

યુદ્ધને અંતે અનિવાર્ય બનનારી પ્રાન્તીય ચૂંટણીઓનાં પરિણામો જાહેર થતાં જ પ્રાંતીય ધારાસભાઓના નીચેલા ગૃહના સમગ્ર સભ્યો, પ્રમાણસર પ્રતિનિધિત્વની પ્રથા પ્રમાણે એક મતદાર મંડળ બની બંધારણ ઘડનારી સભાની ચૂંટણીની કાર્યવાહી કરશે. આ નવી સંસ્થાની સંખ્યા મતદાર મંડળની સંખ્યાના ૧/૧૦ ભાગ જેટલી હશે.

દેશી રાજ્યોને સમગ્ર બ્રિટિશ હિંદમાંના તેમના પ્રતિનિધિત્વ પ્રમાણે તેમની

કુલ વસ્તીના તેટલા જ પ્રમાણમાં પોતાના પ્રતિનિધિઓ નીમવા માટે નિમંત્રવામાં આવશે અને બ્રિટિશ હિંદના સભ્યો જેટલી જ તેમની સત્તા રહેશે.

(ઈ) અત્યારે હિંદ જે કટોકટીના સમયનો સામનો કરી રહ્યું છે તે ગાળા દરમિયાન અને નવું બંધારણ ન ઘડાય ત્યાં સુધી નામદાર સરકારે તેમના યુધ્ધ પ્રયત્નો તરીકે હિંદનાં સંરક્ષણ અંગનાં નિયંત્રણ તથા માર્ગદર્શનની જવાબદારી અનિવાર્યપણે ઉપાડવી જોઈએ પણ હિંદના સંપૂર્ણ લશ્કરી, નૈતિક અને ભૌતિક સંશાધનોને સંગઠીત કરવાની જવાબદારી હિંદના લોકોના સહકાર સાથે હિંદની સરકારની રહેશે. નામદાર સરકાર હિંદના લોકોના મુખ્ય વિભાગોના નેતાઓનો સત્વર અને સક્રિય સહયોગ તેમના દેશની, બ્રિટિશ રાજય સંઘની. અને સંયુક્ત રાષ્ટ્રોની યોજનામાં ઇચ્છે છે અને માગે છે. આ રીતે તેઓ હિંદની ભવિષ્યની આઝાદી અંગેના અનિવાર્ય અને મહત્ત્વના કાર્યને પૂરું પાડવામાં તેમની સક્રિય અને રચનાત્મક સહાય આપવામાં સમર્થ બનશે.

## પરિશિષ્ટ ૯

## ક્રિપ્સ દરખાસ્તો સામે વાંધાઓ

*ક્રિપ્સ દરખાસ્તોની અસ્પૃશ્યો ઉપર કેવી અસર પડશે તે દર્શાવતું*
*ડૉ. બી. આર. આંબેડકરે કરેલું નિવેદન :*

યુધ્ધ પ્રધાનમંડળની દરખાસ્તો એવી પ્રતીતિ કરાવે છે કે નામદાર સરકારે અચાનક ઊંધું જ વલણ લીધું છે. આ દરખાસ્તોને લઘુમતી અધિકારો પરના આક્રમણ તરીકે માનીને તેમણે ફગાવી દીધી હતી અને તે જ દરખાસ્તો મૂકીને તેમણે બળ સામે અધિકારોની શરણાગતિ સ્વીકારી લીધી છે તેવું સૂચવાય છે. આ મ્યુનિચ કરાર જેવું માનસ છે. અન્યોનું બલિદાન આપીને જાતને બચાવવી એ તેનું હાર્દ છે અને આ દરખાસ્તો આ માનસની જ વ્યાપક અભિવ્યક્તિ છે. એવું કહેવાયું છે કે નામદાર સરકારની હિંદની બંધારણીય પ્રગતિ અંગેની દરખાસ્તોનું સ્વાગત ન કરીને સર સ્ટેફર્ડ ક્રિપ્સના મિશનને નિષ્ફળ બનાવવા બદલ હિંદીઓ પ્રત્યે અમેરિકનો તથા અંગ્રેજોને રોષ પ્રગટયો છે. અમેરિકનોનાં

વલણને તો માફ કરી શકાય પણ અંગ્રેજો તથા સર સ્ટેફર્ડ ક્રિપ્સે તો સારી પેઠે સમજવું જોઈએ. નામદાર સરકારની જે દરખાસ્તો અત્યારે શ્રેષ્ઠ દરખાસ્તો તરીકે મુકાઈ છે તે તેને થોડા જ મહિનાઓ પહેલાં નામદાર સરકારે કનિષ્ટ ગણીને ફગાવી દીધી હતી, વખોડી હતી તે પૂરેપૂરું સમજાયું હોય તેમ લાગતું નથી. જે આ જાણે છે તે લોકો એવું કહ્યા સિવાય રહી શકતા નથી કે બંધારણીય પ્રગતિની સમગ્ર પ્રક્રિયાનું આ વરવામાં વરવું સ્વરૂપ છે અને નામદાર સરકાર તેનાં પૂર્વના નિવેદનોની વિરુદ્ધ, અચાનક જ તે સ્વીકારવા ધસી રહી છે આ દરખાસ્તો ત્રણ વિભાગમાં વહેંચાયેલી છે. (૧) હિંદનું બંધારણ ઘડવાના અધિકાર સહિતની એક બંધારણ સભા હશે. આ બંધારણ સભા પાસે, બંધારણ સભાની બહુમતી નિર્ણય કરે તે પ્રમાણે બંધારણ ઘડવાનો સંપૂર્ણ અધિકાર હશે. (૨) આ નવા બંધારણમાં હિંદના અત્યારના બધા જ પ્રાન્તોનો સમાવેશ નહિ થાય પણ જે પ્રાંતો તેને સ્વીકારવા તૈયાર હશે તેમનો જ માત્ર થશે. આ માટે, પ્રાંતોને, તેઓ નવા બંધારણમાં જોડાશે કે તેની બહાર રહેશે તે નક્કી કરવાનો અધિકાર આપ્યો છે અને આ નિર્ણય લોકમત પર છોડી દેવામાં આવ્યો છે. જેમાં ચોખ્ખી બહુમતી આ પ્રશ્નનો નિર્ણય કરવા માટે પર્યાપ્ત ગણાઈ છે. (૩) બંધારણ સભાએ બ્રિટિશ સરકાર સાથે કરાર કરવો પડશે. આ કરાર વંશીય અને ધાર્મિક લઘુમતીઓની સલામતી તથા સુરક્ષિતતા અંગે હશે. આ કરાર પર સહી થઈ ગયા પછી બ્રિટિશ સરકાર પોતાનું સાર્વભૌમત્વ પાછું ખેંચી લેશે અને બંધારણસભાએ ઘડેલું બંધારણ અમલી બનશે.

નામદાર સરકારની યોજનાની આ સંક્ષિપ્ત રૂપરેખા છે.

બંધારણસભા અંગેની દરખાસ્ત કોઈ નવી દરખાસ્ત નથી. જ્યારે યુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે કોંગ્રેસે આ મૂકી હતી અને મહત્ત્વની વાત તો એ છે કે કોંગ્રેસની આ દરખાસ્ત નામદાર સરકારે ફગાવી દીધી હતી. બંધારણ સભા અંગે, શ્રી એમરીએ ૧૯૪૦ના ઑગસ્ટની ૧૪મીએ આમસભામાં આ મુજબ કહ્યું હતું :

'કોંગ્રેસી નેતાઓએ હિંદમાં એક નોંધપાત્ર સંસ્થા, હિંદમાં એક અતિ સક્ષમ રાજકીય તંત્ર ઊભું કર્યું છે. જો તેઓ તેમાં માત્ર સફળ થયા હોત, જો કોંગ્રેસ

આજે બોલવાનો જે દાવો કરે છે તેમ હિંદી રાષ્ટ્રીય જીવનનાં સઘળાં ઘટકો વતી કોંગ્રેસ બોલી શકતી હોત તો તેમની માગણીઓ મુકાઈ હોવા છતાં પણ આપણો પ્રશ્ન આજે છે તેના કરતાં અનેક રીત વધુ સરળ બન્યો હોત. તે સાચું છે કે સંખ્યાની દષ્ટિએ તે બ્રિટિશ હિંદમાં એક માત્ર મોટો પક્ષ છે પણ હિંદ વતી બોલવાનો તેમનો દાવો હિંદના જટિલ રાજકીય જીવનનાં મહત્ત્વના ઘટકોએ જ ઈન્કાર્યો છે. આ અન્ય ઘટકો તેમને માત્ર સંખ્યા દષ્ટિએ લઘુમતી ન ગણવાનો પણ ભાવિ નીતિમાં અલગ ઘટક ગણવાના તેમના અધિકારનો દઢતાપૂર્વક આગ્રહ રાખે છે. આ ઘટકોમાં અગ્રણી રહી છે મુસ્લિમ કોમ. ભૌગોલિક મતદાન મથકોના બહુમતી મતોથી ચુંટાયેલી બંધારણ સભા દ્વારા ઘડાનારા બંધારણ સાથે તેમને કશી નિસબત નથી. નરી આંકડાકીય બહુમતીની ગતિવિધિઓ સામે પોતાને એક અલગ અસ્તિત્વ તરીકે ગણવાનો તેમનો દાવો છે અને જે બંધારણની રચના માત્ર સાંખ્યિક બહુમતીના અમલ સામે તેમના ઘટક તરીકેના અસ્તિત્વની ખાતરી આપવા તૈયાર થશે તે જ બંધારણને સ્વીકારવા તે કૃત સંકલ્પ છે. આ જ વાત અનુસૂચિત તરીકે ઓળખાતા એક મોટા જૂથને પણ લાગુ પડે છે. તેમને માટે શ્રી ગાંધીના સાચદિલના પ્રયત્નો છતાંય એક કોમ તરીકે, કોંગ્રેસ દ્વારા પ્રતિનિધિત હિંદુ કોમના મુખ્ય જૂથથી તે અલગ છે.'

વાઈસરોયે ૧૯૪૧ના ઑગસ્ટની ૮મીએ જે જાહેરાત કરી હતી અને જેમાં તેમણે નામદાર સરકાર વતી લઘુમતીઓને નીચે પ્રમાણેનું જે વચન આપ્યું હતું તે જાહેરાતની સ્પષ્ટતા કરતાં શ્રી એમરીએ આ નિવેદન કર્યું હતું. વાઈસરોયની જાહેરાત આ પ્રમાણે હતી :

'આ બે મુદ્દાઓ અત્યારે ઊપસી આવ્યા છે. નામદાર સરકાર હવે ઈચ્છે છે કે મારે આ બે મુદ્દાઓ અંગે તેમની પરિસ્થિતિ સ્પષ્ટ કરવી. પ્રથમ મુદ્દો એ છે કે ભાવિ બંધારણીય કોઈ પણ યોજનાના સંબંધમાં લઘુમતીઓની સ્થિતિ... એ સ્વયંસ્પષ્ટ છે કે તે (નામદાર સરકાર) હિંદનાં શાંતિ તથા કલ્યાણ અર્થે જેની પ્રમાણભૂતતાનો હિંદી રાષ્ટ્રીય જીવનના મહાન અને સમર્થ ઘટકો દ્વારા ઈન્કાર થતો હોય એવી કોઈ શાસન પ્રણાલીને તેની વર્તમાન જવાબદારી તબદીલ

કરવાનું વિચારી શકશે નહીં. અને આવી સરકારની તાબેદારી માટે આવાં ઘટકો પર થતી જબરદસ્તીમાં તે પક્ષકાર પણ ન બની શકે.'

વળી, ૧૯૪૧ની ૨૩મી એપ્રિલે બંધારણીય સભાની માગણીનો ઉલ્લેખ કર્યો હતો અને તેમણે નીચેના શબ્દો વ્યક્ત કર્યા હતા :

'હિંદનું ભાવિ બંધારણ બ્રિટિશ સરકારે નહિ પણ હિંદીઓએ જ તેમને માટે ઘડવું જોઈએ. હિંદનું ભાવિ બંધારણ હિંદની સ્થિતિ અને હિંદની જરૂરિયાતો અંગેની હિંદની પરિકલ્પના સાથે સુસંગતપણે ઘડાયેલું તાત્ત્વિક રીતે હિંદનું બંધારણ હોવું જોઈએ. એક માત્ર અનિવાર્ય શરત એ છે કે ખુદ હિંદનું બંધારણ અને તેને ઘડનારી સંસ્થા હિંદના રાષ્ટ્રીય જીવનનાં મુખ્ય ઘટકો વચ્ચેની સમજૂતીનાં પરિણામ હોવા જોઈએ.'

જે બંધારણ સભા અત્યારે કબૂલ રાખવામાં આવી છે તે અંગે નામદાર સરકારનાં આ મંતવ્યો અને વચનો હતાં. મુસ્લિમ લીગે પાકિસ્તાનની જે માગણી મૂકી હતી તે માગણી અંગે, તે માગણી પણ નામદાર સરકારે ફગાવી દીધી હતી. આ અંગે શ્રી એમરીએ આમસભામાં ૧૯૪૦ની ઑગસ્ટની પહેલીએ આમ કહ્યું હતું :

'જેને કોંગ્રેસ રાજ અથવા હિંદુ રાજ કહેવામાં આવે છે તેના જોખમો સામેના આ પ્રત્યાઘાતો એટલા તો વધી ગયા છે કે તે બધા જ મુસ્લિમો તરફથી અલગ હિંદુ અને મુસ્લિમ સંસ્થાનોમાં હિંદનું વિભાજન કરવાની વધતી જતી માગણીને પ્રેરી રહ્યા છે. ગમે તેમ પણ આવી યોજનાના આત્યંતિક સ્વરૂપ સામે અસંખ્ય અને મારા મને તો અનુલ્લંઘનીય વાધાઓ છે તે અંગે આજે મારે કંઈ કહેવાની જરૂર નથી. મારે તો એટલું જ કહેવું છે સ્થાયી લઘુમતીઓના પ્રશ્નને ઉકેલવાને બદલે તે માત્ર ગૌણ બનાવે છે.'

વળી, ૧૯૪૩ની એપ્રિલની ૨૩મીએ આમસભાના તેમના પ્રવચનમાં તેનો ઉલ્લેખ કરી તેના વિશે નીચેના શબ્દો કહ્યા હતા :

'આ કહેવાતા પાકિસ્તાનની યોજનાના માર્ગમાં રહેલી અનેક વ્યવહારુ મુશ્કેલીઓની ચર્ચા સાથે અત્યારે મારે કોઈ લેવાદેવા નથી. વળી, હિંદની એકતાની

કોઈ પણ વિચ્છિન્નતામાં રહેલા મૂળભૂત ભયંકર ભયો, ખાસ કરીને બાહ્ય વિશ્વ સાથેના તેના સંબંધમાં રહેલા ભયો દર્શાવવા માટે મારે ૧૮મી સદીના હિંદના ઈતિહાસમાંની ભયંકર નોંધ પ્રત્યે કે આજે આપણી આંખો સામે જ ઊભા થયેલા બાલ્કન રાજ્યોના ખતરનાક અનુભવો પ્રત્યે વળવાની જરૂર નથી. છેવટે તો, આપણે જેને માટે ગૌરવ લઈ શકીએ તેવી બ્રિટનની સિદ્ધિ હિંદમાં આપણે આપેલી આ એકતા સિવાય અન્ય કોઈ નથી.'

બંધારણસભા અને પાકિસ્તાન અંગે, એક વર્ષ પહેલાં નામદાર સરકારનાં આવા મંતવ્યો હતા.

તે તો સ્પષ્ટ જ છે કે બંધારણ સભાની દરખાસ્ત કોંગ્રેસને જીતવાના ઈરાદાથી પ્રેરાઈ છે. જ્યારે પાકિસ્તાનની દરખાસ્ત મુસ્લિમ લીગને જીતવાના. પણ આ દરખાસ્તો દલિત વર્ગો પર શી અસર કરે છે ? ટૂંકમાં કહીએ તો, તેમના હાથ પગ બાંધીને તેમને ઉચ્ચવર્ણના હિંદુઓને હવાલે કરાયા છે. આ દરખાસ્તો તેમને કશું નથી આપતી અને આપે છે તો રોટીને બદલે પથરો. કારણ કે બંધારણ સભા તે દલિત વર્ગો માટે એક પ્રકારના દગા સિવાય બીજું કશું નથી. આ બંધારણ સભામાં દલિત વર્ગોની શી સ્થિતિ હશે તે વિશે કોઈ શંકા નથી અને બંધારણીય સભાના રાજકીય કાર્યક્રમ વિશેય શંકા નથી. બંધારણ સભામાં દલિત વર્ગોનો કોઈ પ્રતિનિધિ નહિ હોય કારણ કે આ દરખાસ્તોએ કોઈ કોમી હિસ્સો નક્કી નથી કર્યો અને જો તેઓ ત્યાં હશે તો તેમનો કોઈ મુક્ત, સ્વતંત્ર અને નિર્ણયાત્મક અવાજ નહિ હોય. સૌ પ્રથમ તો, દલિત વર્ગોના પ્રતિનિધિઓ તુચ્છ લઘુમતીમાં હશે. બીજું એ કે બંધારણ સભાના બધા જ નિર્ણયો સર્વાનુમતે-એકમતે લેવાવા જોઈએ તેવું બંધન નથી. ગમે તેટલું બંધારણીય મહત્ત્વ ધરાવતો પ્રશ્ન કેમ ન હોય, તેનો નિર્ણય કરવા માટે બહુમતી મત પૂરતો છે. એથી સ્પષ્ટ છે કે આ પ્રથા નીચે બંધારણસભામાં દલિત વર્ગોના અવાજનું કોઈ મહત્ત્વ જ નથી. ત્રીજુ નામદાર સરકારની દરખાસ્તોની શરતો મુજબ બંધારણસભાના સભ્યો ચૂંટાશે. પ્રમાણસરના પ્રતિનિધિત્વની વર્તમાન પ્રથાથી આ થશે. પરંતુ, તેનું પરિણામ તો એ જ આવે કે બંધારણ સભામાં દલિત વર્ગોના પ્રતિનિધિઓ નીમવાનો અધિકાર વાસ્તવિક રીતે ઉચ્ચ વર્ણના

હિંદુઓને જ મળે. આ સિવાય બીજું પરિણામ હોઈ જ ન શકે. દલિત વર્ગોના આવા પ્રતિનિધિઓ ઉચ્ચ વર્ણના હિંદુઓનાં પ્યાદાં જ બને. ચોથું, એ કે આ બંધારણ સભા કોંગ્રેસીઓથી જ ભરેલી હશે અને તેઓ જ તેના કાર્યક્રમને અમલી બનાવવા માટેની ભારે બહુમતી બનશે. શ્રી ગાંધીના દલિત વર્ગોના સામાજિક ઉત્થાન માટેના પ્રયત્નો માટે ગમે તે કહેવાય. પણ હિંદના રાષ્ટ્રીય જીવનના અલગ અને વિશિષ્ટ ઘટક તરીકે બંધારણમાં દલિત વર્ગોનો રાજકીય સ્વીકાર કરવાના તે તદ્દન વિરોધી છે. આવી પરિસ્થિતિ હોવાથી, બંધારણ સભાના બહુમતી પક્ષનો કાર્યક્રમ તો, આજના બંધારણમાંય દલિત વર્ગોને અપાયેલી સલામતીઓ ભૂંસી નાંખવાનો હશે. બંધારણ સભામાં શું અભિપ્રેત છે તે જે જાણે છે તે કબૂલ કરશે કે નામદાર સરકારે તેમની દરખાસ્તો થકી દલિત વર્ગોને વરૂઓને હવાલે કર્યા છે. એમ પણ કહેવાશે કે એકતરફ જ્યારે દલિતવર્ગોની બંધારણીય સલામતીઓનો ઈન્કાર કરે તેવી બંધારણસભા મોજુદ છે ત્યારે તેમની આ દરખાસ્તો દ્વારા નામદાર સરકારે તેમની દરખાસ્તોમાં બંધારણ સભા સાથે કરારની જોગવાઈ કરી છે. જેનો હેતુ દલિત વર્ગોનાં હિત સાચવવાનો છે. કરારની આ દરખાસ્ત દેખીતી રીતે જ નામદાર સરકારે આયર્લેન્ડના વિવાદની પતાવટ માટે અપનાવેલી યોજનામાંથી લીધી છે. આ એક મહત્ત્વનો મુદ્દો છે કારણ કે નામદાર સરકાર અને દલિત વર્ગો વચ્ચે નવા બંધારણમાં દલિત વર્ગોનાં હિતો રક્ષવા અનિવાર્ય તેવી સલામતીઓનાં સ્વરૂપ, સંખ્યા અને રીત અંગે મતભેદ હોઈ શકે. આ કરારનો બીજો અને મહત્ત્વનો મુદ્દો તો એ છે કે તે કરારની પાછળ રહેલી મંજુરીનું શું થશે ? આ કરાર શું બંધારણ સભાએ ઘડેલાં બંધારણનું એક અંગ હશે કે જેથી બંધારણની કોઈ પણ જોગવાઈ જે કરારને અરુચિકર હોય તેને રદબાતલ કરી શકે ? કે પછી આ કરાર બે સરકારો વચ્ચેના હિંદી રાષ્ટ્રીય સરકાર અને નામદાર સરકાર વચ્ચેના, વ્યાપાર કરાર જેવો માત્ર કરાર જ હશે ? જો કરાર પહેલા પ્રકારનો હશે તો તે આ દેશનો કાયદો બનશે અને તેની પાછળ હિંદ સરકારનું કાયદાનું પીઠબળ હશે અને જો તેથી ઊલટું તે બીજા પ્રકારનો હશે તો તે સ્પષ્ટ છે કે તે દેશનો કાયદો નહિ હોય અને તેની પાછળ કાયદાનું પીઠબળ નહિ હોય,

તેનું પીઠબળ હશે રાજકીય પીઠબળ. હવે, રાષ્ટ્રીય સરકારે ઘડેલા બંધારણને કરાર રદ કરી શકતો નથી અને તે એક માત્ર દેખીતા કારણે કે આઈરિશ સ્વતંત્ર રાજયોમાં આપણે જોયું હતું તેમ આવો કિસ્સો સાંસ્થાનિક સ્વરાજય સાથે અસંગત છે. આવા કરાર પાછળ માત્ર રાજકીય પીઠબળ હોવાનું અને આવા પીઠબળનો ઉપયોગ સરકારના મિજાજ અને પ્રજા મતની સ્થિતિ ઉપર નિર્ભર હોય તે દેખીતું છે. આ હકીકતો જોતાં બે પ્રશ્નો ઉદ્ભવે છે : (૧) કરારમાંના કર્તવ્યોનું પાલન કરાવવા માટે નામદાર સરકાર પાસે કયાં સાધનો ઉપલબ્ધ હશે ? (૨) બીજું, કરારમાંની શરતોનું પાલન કરાવવા માટે હિંદી રાષ્ટ્રીય સરકાર પર દબાણ લાવવા માટે નામદાર સરકાર આ સાધનોનો ઉપયોગ કરવા તત્પર થશે ? પહેલા પ્રશ્ન અંગે તે સ્પષ્ટ દેખીતું જ છે કે આ કરારને અમલી બનાવવાનાં બે સાધનો છે. બળનો ઉપયોગ અને વ્યાપારી યુદ્ધ. લશ્કરી બળની વાત કરીએ તો હિંદી લશ્કર ઉપલબ્ધ નહિ બને. તે સમગ્ર લશ્કર નવી હિંદી રાષ્ટ્રીય સરકારના નિયંત્રણ નીચે તબદીલ થઈ ગયુ હશે. એટલે કરાર પાલન કરાવવાનું આ એક સાધન તો નામદાર સરકારે ખોયું. નામદાર સરકાર તેનું પોતાનું લશ્કર મોકલીને રાષ્ટ્રીય સરકારને કરાર પાલનની ફરજ પાડશે તેમ માનવું અસંભવિત છે. વ્યાપારી યુદ્ધ પણ શક્ય નથી. તે આત્મઘાતક નીતિ છે અને આયર્લેન્ડના સ્વતંત્ર રાજયો સાથે, જમીન સાલિયાણાં વસૂલ કરવા માટે થયેલા આયરિશ યુદ્ધનો અનુભવ દર્શાવે છે કે દુકાનદારોનું બનેલું તે રાષ્ટ્ર પોતાનાં હિત અને ગૌરવમાં તે હોવા છતાંય તેની સંમતિ નહિ આપે. એટલે આ કરાર દલિત વર્ગો માટે એક ક્રૂર હાંસી નહિ તો ખાલી વ્યાખ્યા બનવાની. હિંદીઓ તેનું સ્વાગત કરે તે માટે નામદાર સરકારે આ દરખાસ્તો મોકલી છે. પણ નામદાર સરકાર કે સર સ્ટેફર્ડ ક્રિપ્સ, બેમાંથી કોઈ એક જણે પણ સ્પષ્ટતા કરી નથી કે જે દરખાસ્તોની તે થોડા મહિના પહેલાં સખત ઝાટકણી કરતા હતા તે જ દરખાસ્તો તે હિંદીઓ સામે શા માટે મૂકે છે ? એક વર્ષ પહેલાં નામદાર સરકારે કહ્યું હતું કે તે બંધારણ સભા નહિ આપે કારણ કે તે લઘુમતીઓ પરની જબરદસ્તી હશે. નામદાર સરકાર હવે બંધારણ સભા આપવા અને લઘુમતીઓ પર જબરદસ્તી થવા દેવા તૈયાર છે. એક વર્ષ પહેલાં નામદાર

સરકારે કહ્યું હતું કે તે પાકિસ્તાન નહીં રચાવા દે કારણ કે તે બાલ્કન દેશોની જેમ હિંદના ટુકડા કરવા જેવું છે. આજે તે હિંદના ભાગલા પાડવા તૈયાર છે. મહાન સામ્રાજ્યની સરકાર સિદ્ધાંતો અંગે સઘળી બુદ્ધિ કેવી રીતે ખોઈ શકે? તેની સ્પષ્ટતા એક જ છે અને તે એ કે યુદ્ધના પરિણામોને લીધે નામદાર સરકાર આતંકિત બની છે. આ દરખાસ્તો હતાશાનું પરિણામ છે. નામદાર સરકાર પર આ ભયનો ઓથારે કેવું વર્ચસ્વ મેળવ્યું છે તે તો કોઈ કોંગ્રેસ તથા મુસ્લિમ લીગની માગણીઓ અને આ દરખાસ્તોએ તેમને આપેલી છૂટછાટોની તુલના કરે તો તેના પરથી જ આવી શકશે. કોંગ્રેસે માગણી કરી હતી કે બંધારણસભામાં માત્ર બહુમતી મતો દ્વારા બંધારણ ઘડાવું જોઈએ. બીજી બાજૂ, જયારે વાઈસરોયે જાહેર કર્યું કે કોંગ્રેસની માગણીઓમાં રહેલી લઘુમતીઓ પરની જબરદસ્તીમાં બ્રિટિશ સરકાર પક્ષકાર નહિ બને તે વખતે જ કોંગ્રેસની કારોબારીએ ૧૯૪૦ના ઑગસ્ટની ૨૨મીએ વર્ધામાં મળેલી તેની સભામાં નીચેનો પ્રસ્તાવ પસાર કર્યો:

'આ સમિતિ દુઃખ સાથે નોંધે છે કે કોંગ્રેસે ક્યારેય કોઈ લઘુમતી પર જબરદસ્તી અંગેનો ક્યારેય વિચાર કર્યો નથી, અને બ્રિટિશ સરકાર પાસે તેમ કરાવવાનો તો લેશ પણ નહિ. છતાંય યોગ્ય રીતે ચુંટાયેલા પ્રતિનિધિઓની બનેલી બંધારણ સભા દ્વારા બંધારણ ઘડવાની માગણીનું જબરદસ્તી તરીકે ખોટું અર્થઘટન કરવામાં આવ્યું છે. અને લઘુમતીઓના મુદ્દાને હિંદીઓની પ્રગતિનો અનુલ્લંઘનીય અવરોધ બનાવાયો છે.'

કારોબારીએ ઊમેર્યું :

'કોંગ્રેસે એમ પણ સૂચવ્યું છે કે સંબંધિત લઘુમતીઓના ચુંટાયેલા પ્રતિનિધિઓ સાથે સમજૂતી દ્વારા લઘુમતીઓના અધિકારોનું પૂરતું રક્ષણ થવું જોઈએ.'

આ જ દર્શાવે છે કે કોંગ્રેસ ખુદ નથી ઈચ્છતી કે લઘુમતીના અધિકારોના નિર્ણયનો સમાવેશ બંધારણ સભાના ક્ષેત્રમાં થાય. છતાંય, નામદાર સરકારે તેમને આ લઘુમતીના અધિકારોના મુદ્દાનો નિર્ણય માત્ર બહુમતી મતોથી કરવાનો વિશેષાધિકાર આપ્યો છે. પાકિસ્તાનના પ્રશ્ન અંગે પણ તેવું જ વલણ જોઈ

શકાય છે. મુસ્લિમ લીગે ક્યારેય એવી માગણી નહોતી કરી કે તેમની પાકિસ્તાનની માગણી તાત્કાલિક માન્ય રખાય. મુસ્લિમ લીગની માગણી તો માત્ર એટલી જ હતી કે બંધારણની ફરી વિચારણા વખતે પાકિસ્તાનનો પ્રશ્ન ઉઠાવતા મુસ્લિમોને રોકવા જોઈએ નહિ. આ દરખાસ્તો તો એક ડગલું આગળ વધી છે અને તેમણે મુસ્લિમ લીગને પાકિસ્તાન સર્જવાનો અધિકાર આપી દીધો છે. આ બંધારણીય દરખાસ્તો છે. તે હિંદને સંપૂર્ણ લડાઈ પ્રારંભવા પ્રેરે છે જેમાં હિંદુઓ, મુસ્લિમો, દલિત વર્ગો અને શીખોને અંતઃકરણપૂર્વક ભાગ લેવાનું આમંત્રણ છે અને છતાંય સર સ્ટેફર્ડ ક્રિપ્સ, નામદાર સરકારની સંમતિ સહિત કે રહિત, બહુમતી પક્ષો અને લઘુમતી પક્ષો એવા ભેદભાવ પાડે છે. બહુમતી પક્ષો તે છે જેમની સંમતિ અનિવાર્ય છે. લઘુમતી પક્ષો તે છે કે તેમની સંમતિ મળી ગઈ છે તેવું માની લેવામાં આવે છે. આ નવા પ્રકારનો ભેદભાવ છે. સાચે જ, આ પૂર્વેની નામદાર સરકારની કે વાઈસરોયની જાહેરાતોમાં આવું જાહેર થયું નહોતું. 'હિંદના રાષ્ટ્રીય જીવનનાં મુખ્ય ઘટકોની સમંતિ' અંગે જાહેરાત થઈ હતી.

જ્યાં સુધી દલિત વર્ગોને લાગે વળગે છે ત્યાં સુધી એવી કોઈ જાહેરાત મારી જાણમાં નથી કે જેમાં મુસ્લિમોને જે સ્થાન અપાયું છે તેનાથી નીચું સ્થાન દલિત વર્ગોને અપાયું હોય. ૧૯૪૧ના જાન્યુઆરીની ૧૦મીએ, મુંબાઈમાં વાઈસરોયે આપેલા પ્રવચનમાંથી હું નીચેનું અવતરણ ટાંકુ છું. તેમાંથી જોઈ શકશે કે દલિત વર્ગોને મુસ્લિમની સાથે જ મૂક્યા છે :

'લઘુમતીઓના પણ આગ્રહપૂર્વકના બે દાવાઓ છે.હું માત્ર તેમાંના બેનો જ ઉલ્લેખ કરું છું. મોટી મુસ્લિમ લઘુમતી અને અનુસૂચિત જ્ઞાતિઓ - ભૂતકાળમાં લઘુમતીઓને ખાતરીઓ અપાયેલી છે. હકીકત એ છે કે તેમની સ્થિતિનું સંરક્ષણ થવું જોઈએ અને તે ખાતરીઓનો આદર થવો જોઈએ.'

આ દ્વેષયુક્ત ભેદ પાડવાનો હવે થઈ રહેતો પ્રયત્ન, જેમની સ્થિતિ આ ભેદભાવથી નીચી ઊતરે છે તે લઘુમતીઓ સાથે થયેલા વિશ્વાસભંગ બરોબર છે. સંપૂર્ણ યુધ્ધના બંધારણીય દષ્ટિબિંદુથી તે આ દેશમાં વધુને વધુ અસંતોષ અને બેવફાઈ ઊભી કરશે જ. જેમણે કદાચ અન્ય મિત્રો પસંદ કરવાનું નક્કી

કરી જ લીધું છે તેમની મૈત્રી જીતવાનો પ્રયત્ન કરીને જે તેમના સાચા મિત્રો છે જ તેમને તેમણે ખોઈ દેવા કે નહિ તે તો અંગ્રેજોએ વિચારવાનું છે. આ દરખાસ્તો બ્રિટિશ સરકારની અચાનક અવળી નીતિનું પ્રદર્શન કરે છે. જે દરખાસ્તોને લઘુમતીઓના અધિકારો પરના આક્રમણ તરીકે તેમણે નકારી હતી તે જ દરખાસ્તો મુકવામાં એવું સૂચવાય છે કે અધિકારોએ બળની સંપૂર્ણ શરણાગતિ સ્વીકારી લીધી છે. આ મ્યુનિચ કરારનું માનસ છે જેનું હાર્દ છે પોતાના રક્ષણ માટે બીજાઓનું બલિદાન આપવું અને આ દરખાસ્તો આ માનસની જ વ્યાપક અભિવ્યક્તિ છે. બ્રિટિશ સરકારને મારી તો સલાહ છે કે તેમણે આ દરખાસ્તો પાછી ખેંચવી. જો તેઓ અધિકાર અને ન્યાય અને બાંયધરીના શબ્દો માટે ન લડી શકતા હોય તો બહેતર છે કે તેમણે શાંતિ જાળવવી. તે રીતે તો તેઓ કૈં નહિ તો પોતાનું ગૌરવ જાળવી શકશે.

# પરિશિષ્ટ ૧૦

## લૉર્ડ વેવેલ અને શ્રી ગાંધી વચ્ચે જુલાઈ ૧૯૪૪માં પત્ર વ્યવહાર

*૧. શ્રી ગાંધીએ વાઈસરોયને ૧૯૪૪ની ૧૫મી જુલાઈએ લખેલો પત્ર*

'પ્રિય મિત્ર,

હવે તો આપે નિઃશંક 'ન્યુઝ ક્રોનિકલ'ના શ્રી ગેલ્ડરને મેં આપેલા નિવેદનની હિંદી અખબારોમાં પ્રસિદ્ધ થયેલી અધિકૃત નકલો જોઈ જ હશે. મેં અખબારોને કહ્યું હતું તેમ મુખ્યત્વે તે આપને બતાવવા માટે જ હતી. પણ શ્રી ગેલ્ડરે, જો કે શુભાશયથી, મુલાકાતને વહેલી પ્રસિદ્ધિ આપી. હું દિલગીર છું. જો આ મુલાકાત મારા ૧૭, જુલાઈ, ૧૯૪૪ના પત્રોમાંની વિનંતીઓમાંની એક વિનંતી પણ મંજૂર કરવા તમને સમર્થ કરશે તો આ પ્રસિદ્ધિ છુપાવેશે વરદાન બનશે.

હું છું
આપનો વગેરે,
(સહી) એમ. કે. ગાંધી.

* * *

*૨. વાઈસરોયે ૧૯૪૪ના જુલાઈની ૨૨મીએ શ્રી ગાંધીને પાઠવેલો પ્રત્યુત્તર*

'પ્રિય શ્રી ગાંધી,

આપના ૧૫મી જુલાઈના પત્ર બદલ આભાર. આપે મિ. ગેલ્ડરને કરેલાં નિવેદનો અને તે અંગેની આપે પાછળથી કરેલી સ્પષ્ટતા બંને મેં જોયાં. મેં આપને મારા છેલ્લા પત્રમાં લખ્યું હતું કે આપ જો મારી સમક્ષ કોઈ ચોકકસ અને રચનાત્મક નીતિ મૂકશો તો તેની વિચારણા કરતાં મને આનંદ થશે. આથી સવિશેષ ઉપયોગી હું કંઈ કહી શકું તેમ નથી તેવું હું માનું છું.

આપનો સન્નિષ્ઠ,
(સહી) વેવેલ.'

* * *

*૩. શ્રી ગાંધીએ ૧૯૪૪ના જુલાઈની ૨૭મીએ વાઈસરૉયને લખેલો પત્ર*

'પ્રિય મિત્ર,

આપના ૨૨મી તારીખના પત્રથી મને નિરાશા ઊપજી તે માટે કબૂલવું જોઈએ. પણ નિરાશાની વચ્ચેય હું કામ કરતાં ટેવાયેલો છું. આ છે મારી નક્કર દરખાસ્ત.

હું કારોબારીને તે સલાહ આપવા તૈયાર છું કે અત્યારની પલટાયેલી પરિસ્થિતિના સંદર્ભમાં ઑગસ્ટ, ૧૯૪૨ના ઠરાવથી નક્કી કરાયેલો સામુહિક સત્યાગ્રહ ન કરી શકાય અને કોંગ્રેસે યુદ્ધ પ્રયાસોમાં સંપૂર્ણ સહકાર આપવો જોઈએ. પણ એક શરતે કે હિંદની આઝાદીની તાત્કાલિક જાહેરાત થવી જોઈએ અને કેન્દ્રીય ધારાસભાને જવાબદાર તેવી રાષ્ટ્રીય સરકાર રચાવી જોઈએ. અને સાથે સાથે એવી જોગવાઈની શરતે કે યુદ્ધના સમયગાળા દરમિયાન અત્યારની જેમ જ લશ્કરી હિલચાલ ચાલુ રહેવી જોઈએ પણ તેનો આર્થિક બોજ હિંદને ભાગે ન આવવો જોઈએ. જો બ્રિટિશ સરકારને પક્ષે સમજૂતી સાધવા માટેની ઈચ્છા હોય તો પત્ર વ્યવહારને બદલે મિત્રતાભરી વાતચીતો શરૂ થવી જોઈએ. પણ હું તો તમારા હાથમાં છું. જ્યાં સુધી ગૌરવભર્યા સમાધાનની થોડી પણ આશા હશે ત્યાં સુધી હું બારણાં ખટખટાવતો રહીશ.

ઊપરનું લખાણ લખાઈ ગયા પછી ઉમરાવ સભામાં આપેલું લૉર્ડ મન્સ્ટરનું પ્રવચન મેં જોયું. તેમણે ઉમરાવ સભામાં જે સંક્ષેપ આપ્યો તે મોટે ભાગે મારા પ્રસ્તાવનું પ્રતિનિધિત્વ કરે છે. આ સંક્ષેપ પરસ્પરની મિત્રતાભરી વાતચીતનો પાયો બની શકે.

હું છું
આપનો સન્નિષ્ઠ,
(સહી) એમ. કે. ગાંધી.'

*૪. વાઈસરૉયે ૧૫, ઑગસ્ટ ૧૯૪૪ને રોજ શ્રી ગાંધીને પાઠવેલ પ્રત્યુત્તર*

'પ્રિય શ્રી ગાંધી,

આપના ૨૭મીની જુલાઈના પત્ર બદલ આભાર. આપની દરખાસ્તો આ પ્રમાણે છે :

(૧) આપે કારોબારીને આ સલાહ આપવાની જવાબદારી લેવી : (અ) અત્યારની પલટાયેલી પરિસ્થિતિના સંદર્ભમાં ઑગસ્ટ, ૧૯૪૨ના ઠરાવથી નક્કી કરાયેલો સામુહિક સત્યાગ્રહ ન કરી શકાય અને (બ) કોંગ્રેસે યુદ્ધ પ્રયાસોમાં સંપૂર્ણ સહકાર આપવો. શરત એટલી કે

(૨) નામદાર સરકાર (અ) હિંદની આઝાદીની તાત્કાલિક જાહેરાત કરે અને (બ) કેન્દ્રીય ધારાસભાને જવાબદાર તેવી રાષ્ટ્રીય સરકારની રચે, એવી જોગવાઈની શરતે કે યુદ્ધના સમયગાળા દરમ્યાન અત્યારની જેમ લશ્કરી હિલચાલ ચાલુ રહેવી જોઈએ પણ તેનો આર્થિક બોજ હિંદને ભાગે ન આવવો જોઈએ.'

હિંદના પ્રશ્નનું સમાધાન થાય તે માટે નામદાર સરકાર અતિશય આતુર છે. પણ આપે જેવી દરખાસ્તો રજૂ કરી છે તેવી દરખાસ્તો ચર્ચાના આધાર તરીકે નામદાર સરકારને સાવ અસ્વીકાર્ય છે અને છેલ્લા જુલાઈની ૨૮મીએ આમસભામાં શ્રી એમરીએ કરેલું નિવેદન આપે જો વાંચ્યું હશે તો આપને આ સમજાશે. આ પ્રસ્તાવો ખરેખર, મૌલાના અબુલ કલામ આઝાદે ૧૯૪૨ના એપ્રિલમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સ સામે મૂકેલા પ્રસ્તાવો જેવા જ છે અને નામદાર સરકારના તેમને નકારવાનાં કારણો પણ ત્યારે હતાં તેવાં જ આજે છે.

(૩) આ બધા કારણોની વિગતમાં ઊતર્યા વિના મારે તમને યાદ કરાવવું જોઈએ કે નામદાર સરકારે ત્યારે સ્પષ્ટ કર્યું હતું કે,

(અ) યુદ્ધને અંતે તેમની સંપૂર્ણ આઝાદી આપવાની દરખાસ્ત એક શરતે કરાઈ હતી અને તે એ કે હિંદના રાષ્ટ્રીય જીવનનાં મુખ્ય ઘટકો જેની સાથે સંમત થયા છે તેવું બંધારણ ઘડવું અને નામદાર સરકાર સાથે આવશ્યક કરારની વ્યવસ્થા માટે વાટાઘાટો કરવી.

(બ) આ યુદ્ધગાળા દરમ્યાન બંધારણમાં એક પણ ફેરફાર કરવો શક્ય નથી કે જે ફેરફાર દ્વારા આપે સૂચવી છે તેવી, કેન્દ્રીય ધારાસભાને જવાબદાર તેવી 'રાષ્ટ્રીય સરકાર' જ સ્થાપી શકાય.

આ શરતોનો હેતુ દલિત વર્ગોની, વંશીય અને ધાર્મિક લઘુમતીઓની સલામતી

પ્રત્યે તથા હિંદના દેશી રાજાઓ સાથેના તેમના કરારની ફરજો પ્રત્યે તેમના કર્તવ્ય પાલનની પૂર્ણતા સાધવાનો હતો.

(૪) ઉપરની શરતોને આધીન રહીને જ નામદાર સરકારે અત્યારના બંધારણ નીચે કામ કરતી વચગાળાની સરકારમાં જોડાવા હિંદી નેતાઓને નિમંત્રણ આપ્યું હતું. મારે તે સ્પષ્ટ કરી દેવું જોઈએ કે જ્યાં સુધી યુદ્ધ પૂરું ન થાય ત્યાં સુધી સંરક્ષણ અને લશ્કરી હિલચાલની જવાબદારીઓને અન્ય જવાબદારીઓથી છૂટી પાડી શકાય નહિ અને જ્યાં સુધી યુદ્ધ બંધ ન થાય અને નવું બંધારણ અમલી ન બને ત્યાં સુધી નામદાર સરકારે તથા ગવર્નર-જનરલે સમગ્ર ક્ષેત્ર પરની પોતાની જવાબદારી જાળવી રાખવી જોઈએ. જ્યાં સુધી હિંદના ખર્ચ અંગે હિંદને લાગે વળગે છે ત્યાં સુધી એક બાજૂ નામદાર સરકાર તથા બીજી બાજૂ હિંદ સરકાર વચ્ચે સમજૂતીનો પ્રશ્ન છે અને એક બીજાની સૂચના દ્વારા જ માત્ર અત્યારની આર્થિક વ્યવસ્થાઓમાં કશો ફેર થઈ શકે.

(૫) એટલે આ પરિસ્થિતિમાં સ્પષ્ટ તે થશે કે આપે સૂચવ્યા પ્રમાણે કરેલી ચર્ચાથી કોઈ પણ હેતુ સરશે નહિ. છતાંય જો હિંદુ મુસ્લિમ અને અન્ય મહત્ત્વની લઘુમતીઓના નેતાઓ અત્યારના બંધારણ નીચે રચાયેલી અને કામ કરતી સરકારમાં સહકાર આપવા તૈયાર થાય તો હું માનું છું કે સારી પ્રગતિ સાધી શકાય. આવી કામચલાઉ સરકાર સફળ બને તે માટે તે રચાય તે પહેલાં હિંદુઓ, મુસ્લિમો અને અન્ય મહત્ત્વના ઘટકો વચ્ચે નવું બંધારણ ઘડવાની પ્રક્રિયા અંગે એક સૈદ્ધાન્તિક સમજૂતી થઈ જવી જ જોઈએ. આ સમાધાન તે હિંદીઓની પોતાની બાબત છે.

જ્યાં સુધી હિંદી નેતાઓ, અત્યારે છે તેના કરતાં વધુ નિકટ ન આવે ત્યાં સુધી મને શંકા છે કે સહાય કરવા હું મારી જાતે કૈં પણ કરી શકીશ કે કેમ. મારે તમને યાદ અપાવવું જોઈએ કે લઘુમતીના પ્રશ્નો સાવ સરળ નથી. તે સાચા છે અને પારસ્પરિક સમાધાન કે સહિષ્ણુતાથી જ ઉકલી શકશે.

(૬) જે યુદ્ધગાળા દરમ્યાન જ આ કામચલાઉ સરકારનું અસ્તિત્વ હશે તે યુદ્ધ બંધ થતાં કેટલો સમય ચાલશે તેનો આધાર તો નવું બંધારણ કેટલી ઝડપે ઘડાય તેના પર રહેલો છે. મને એ જ સમજાતું નથી કે હિંદી નેતાઓ

તે કામ પૂરતો સહકાર સાધવા તૈયાર થાય કે તરત જ તે બંધારણ અંગેનું પ્રાથમિક કામ કેમ શરૂ થતું નથી. બંધારણ ઘડવાની રીત અંગે જો ખરેખરી સમજૂતી પર તેઓ આવી શકે તો પછી યુદ્ધ પછી આખરી નિષ્કર્ષો સાધવામાં અને નામદાર સરકાર સાથે કરાર વ્યવસ્થા અંગે સંમત થવામાં નકામો સમય બગાડવાની જરૂર નથી. અહીં પણ પ્રાથમિક જવાબદારી તો હિંદી નેતાઓની જ છે.

આપનો સન્નિષ્ઠ,
(સહી) વેવેલ.

# પરિશિષ્ટ ૧૧

## અનુસૂચિત જ્ઞાતિઓની રાજકીય માગણીઓ

*૨૩, એપ્રીલ ૧૯૪૪ના રોજ મદ્રાસમાં મળેલ ઑલ ઈન્ડીયા શીડયુલ્ડ કાસ્ટ ફેડરેશનની કારોબારીએ પસાર કરેલા ઠરાવો.*

### ઠરાવ ક્રમાંક ૧

*વિષય : અનુસૂચિત જ્ઞાતિઓનો અલગ ઘટક તરીકે સ્વીકાર :*

ઓલ ઈન્ડિયા શિડયુલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારીએ હિંદના કેટલાક અખબારોને એવો આક્ષેપ કરતા જોયા છે કે નામદાર વાઈસરોયે તેમના ૧૫. ઑગસ્ટ, ૧૯૪૪ના શ્રી ગાંધીને લખેલા પત્રમાં જે નિવેદન કર્યું છે કે હિંદના રાષ્ટ્રીય જીવનમાં અનુસૂચિત જ્ઞાતિઓ મહત્ત્વના તથા અલગ ઘટકો છે અને હિંદના બંધારણ અંગે અનુસૂચિત જ્ઞાતિઓની સંમતિ તે સત્તાની તબદીલી માટેની અનિવાર્ય પૂર્વશરત છે તે, ક્રિપ્સ દરખાસ્તોમાં નામદાર સરકારે નિશ્ચિત્ત કરેલી સ્થિતિથી ફંટાય છે. આવા પ્રચાર સામે આ સમિતિ તેનો રોષ પ્રગટ કર્યા સિવાય રહી શકતી નથી અને અનુસૂચિત જ્ઞાતિઓ હિંદના રાષ્ટ્રીય જીવનમાં સ્પષ્ટ અને અલગ ઘટક છે અને ક્રિપ્સ દરખાસ્તોમાં જે અર્થ સમાયેલો છે તે અર્થ પ્રમાણે તે શીખો અને મુસ્લિમોના કરતાંય વધુ સાચા અર્થમાં ધાર્મિક લઘુમતી છે. તેવું અતિભારપૂર્વક તથા અતિસ્પષ્ટતાપૂર્વક કહેવાનો આ પ્રસંગ

ઝડપી લે છે. કારોબારી સમિતિ એવો પણ નિર્દેશ કરે છે કે શ્રી ગાંધીને લખેલા પત્રમાં લોર્ડ વેવેલે જે લખ્યું છે તે નામદાર સરકારની પ્રારંભથી જ અપનાવેલી નીતિ સાથે સુસંગત છે અને ઠેઠ ૧૯૧૭માં મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલના કર્તાઓએ સ્પષ્ટ શબ્દોમાં તે જાહેર કરી હતી અને સાથે સાથે તેમણે હિંદની રાજકીય ઉત્ક્રાંતિના ધ્યેય તરીકે જવાબદાર સરકારની જાહેરાત કરીને તેને પુષ્ટિ આપી હતી. ત્યાર પછી પણ ગોળમેજી પરિષદમાં, સંયુક્ત સંસદીય સમિતિમાં, ગવર્મેન્ટ ઓફ ઇન્ડિયા એક્ટ, ૧૯૫૩માં તેમને હિંદુઓથી અલગ લઘુમતી તરીકે અનુસૂચિત જ્ઞાતિઓને અધિકૃત પ્રતિનિધિત્વ આપવાનાં પગલાંથી તેને દૃઢ સમર્થન આપ્યું છે. આથી, કારોબારીને એમ કહેતાં ખચકાટ થતો નથી કે નામદાર સરકાર તેની નીતિથી ફંટાઈ ગઈ છે તેવો આક્ષેપ મૂકવો તે ખોટો અને દુષ્ટતા ભર્યો છે અને તેને અનુસૂચિત જ્ઞાતિઓના શત્રુઓના તેમની બંધારણીય અધિકારોની ન્યાયી માગણીઓને ડામી દેવાના દાવપેચ તરીકે લેખે છે અને હિંદના રાજકીય નેતાઓને તથા ખાસ કરીને હિંદુઓને, હિંદુઓ તથા અનુસૂચિત જ્ઞાતિઓ વચ્ચે શાંતિ તથા શુભેચ્છાના હેતુ માટે અને હિંદના રાજકીય ધ્યેયને ત્વરાએ હાંસલ કરવા માટે આ હકીકતનો સ્વીકાર કરવા હાકલ કરે છે.

## ઠરાવ ક્રમાંક-૨

*વિષય : અનુસૂચિત જ્ઞાતિઓ અને બંધારણ સંબંધમાં નામદાર સરકારની જાહેરાત*

ઓલ ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારી નામદાર સરકારની તે જાહેરાતનું અને નામદાર વાઇસરોયે તાજેતરમાં તેનું જે પુનરુચ્ચારણ કર્યું કે સ્વતંત્ર હિંદના બંધારણમાં, અન્યોની સાથે, અનુસૂચિત જ્ઞાતિઓની સંમતિને નામદાર સરકાર તાત્ત્વિક દૃષ્ટિએ મહત્ત્વની અને હિંદીઓને સત્તા સોંપણની અનિવાર્ય પૂર્વશરત લેખે છે તેનું સ્વાગત કરે છે. સાથે સાથે, કારોબારી કોંગ્રેસ તથા દેશના અન્ય રાજકીય પક્ષોનાં તે વલણ પ્રત્યે નામદાર સરકારનું ધ્યાન ખેંચે છે કે તેઓ નામદાર સરકારની આ જાહેરાતને સન્નિષ્ઠ જાહેરાત માનતા નથી અને તે માત્ર નામની જ છે અને સત્તા સોંપણીને લંબાવવા માટેની એક પ્રયુક્તિ છે તેવું માને છે. સંભવ છે કે આવું વલણ અનુસૂચિત જ્ઞાતિઓ સાથે

બહુમતી કોમની સમાધાન કરવાની અનિચ્છા માટે જવાબદાર હોય. કારોબારી આ આક્ષેપોને રદિયો આપે છે અને નામદાર સરકારને આવી શંકા માટેનું કોઈ કારણ ન આપવા જણાવે છે અને સાથે સાથે એમ પણ સ્પષ્ટ કરવા જણાવે છે કે તે કોઈ પણ સમયે અને કોઈ પણ સંજોગોમાં આ જાહેરાતની પડખે જ ઊભી રહેશે.

## ઠરાવ ક્રમાંક ૩

*વિષય : બંધારણીય સલામતીઓનું સ્વરૂપ*

કારોબારી ઠરાવે છે કે જો તેમાં નીચેની વિગતોનો સમાવેશ નહિ થયો હોય તો કોઈ પણ બંધારણ અનુસૂચિત જ્ઞાતિઓને સ્વીકાર્ય હશે નહિ :

(અ) તેને અનુસૂચિત જ્ઞાતિઓની સંમતિ હોવી જોઈએ.

(બ) અનુસૂચિત જ્ઞાતિઓનો તે સ્પષ્ટ અને અલગ ઘટક તરીકે સ્વીકાર કરતું હોવું જોઈએ.

(ક) તેમાં નીચેના હેતુઓ માટેની જોગવાઈઓનો સમાવેશ થયો હોવો જોઈએ-

(૧) અનુસૂચિત જ્ઞાતિઓના ઉચ્ચ અભ્યાસ, વિશ્વ વિદ્યાલયના અભ્યાસ તથા આગળના અભ્યાસ માટે પ્રાંતીય અને કેન્દ્રીય સરકારોનાં અંદાજપત્રોમાં એક ચોક્કસ રકમ વર્ષે વર્ષે નિશ્ચિત્ત કરેલી હોવી જોઈએ.

(૨) અનુસૂચિત જ્ઞાતિઓની અલગ વસાહત માટે, વસાહત પંચ દ્વારા સરકારી જમીનો અનામત રખાવી જોઈએ.

(૩) તેમની જરૂરિયાતો, સંખ્યા અને મહત્ત્વ પ્રમાણે અનુસૂચિત જ્ઞાતિઓનું પ્રતિનિધિત્વ -

- ધારાસભાઓમાં,
- પ્રધાનમંડળમાં,
- મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડોમાં,
- જાહેર સેવાઓમાં,

- જાહેર સેવા આયોગોમાં, હોવું જોઈએ.

(૪) ઉપરની જોગવાઇઓને સુધારવાની, બદલવાની કે રદ કરવાની ધારાસભા અથવા પ્રધાનમંડળની સત્તાથી તેમને પર રાખવા તેમનો મૂળભૂત અધિકાર તરીકે સ્વીકાર થવો જોઈએ.

(૫) હિંદ સરકારના ૧૯૩૫ના કાયદાના વિભાગ ૧૬૬ પ્રમાણે નિયુક્ત થતા ઓડિટર જનરલ જેવો જ દરજ્જો તથા તે જ પ્રમાણે પદચ્યુત થતા અને તે જ નિયમો પ્રમાણે એક અધિકારીની સમવાયી અદાલતના ન્યાયમૂર્તિ તરીકે નિમણૂંક તથા નોકરીમાંથી કાઢી મૂકવાની જોગવાઈનો સમાવેશ મૂળભૂત અધિકારો અંગેની જોગવાઈઓની કાર્યવાહીમાં દાખલ કરવો જોઈએ.

## ઠરાવ ક્રમાંક ૪

### *વિષય : કોમી સમાધાન*

ઓલ ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારી કોમી સમાધાન અંગે અતિ ઉત્સુક હોવા છતાંય શ્રી ગાંધી અને શ્રી ઝિન્ના વચ્ચે હિંદુ-મુસ્લિમ સમાધાન અંગે ચાલતી ખાનગી વાટાઘાટોને અમાન્ય ગણે છે. કારોબારી એવો અભિપ્રાય ધરાવે છે કે ખંડીત સ્વરૂપનું કોમી સમાધાન દરેક રીતે હાનિકારક છે. તે એટલા માટે હાનિકારક છે કે અન્ય કોમોમાં શંકાની એવી લાગણી જન્માવે છે કે આ બે કોમો વચ્ચે તેમનાં હિતને ડામી દેવા અપ્રમાણિક સોદો થઇ રહ્યો છે. દેશના સામાન્ય હિત માટે ય તે હાનિકારક છે કારણ કે તે એક કોમને અન્ય કોમોથી અલગ તારવી તેને તેના સંરક્ષણ માટે જરૂરી એવા નહીં બલ્કે તેની પ્રતિષ્ઠાને આધારે તેને કેટલાક વિશેષાધિકારો આપે છે. અને આ રીતે દરજ્જા ભેદ ઊભો કરે છે જે સર્વ માટે સમાન નાગરિકત્વ જાળવવાના સિદ્ધાંતથી વિરુદ્ધ છે, તે કોઈ રીતે ન્યાયી નથી અને તેનું દુ:ખ થવું ઘટે. કારોબારીને તો એ આશ્ચર્ય થાય છે કે જેમણે વારંવાર પોતાની જાતને જાહેરજીવનમાં ગુપ્તતાની વિરોધી ગણી છે તે શ્રી ગાંધી જ હિંદુ-મુસ્લિમ સમાધાન કરાવવા માટે આવી ગુપ્ત મુત્સદ્દીગીરીમાં ઊતર્યા છે. કારોબારી ભારપૂર્વક તેનો આ અભિપ્રાય વ્યક્ત કરે છે કે સહુમાં સમાન બાંયધરીની લાગણી ઊભી કરે અને સહુ સાથે ન્યાયી અને સમાન વર્તન કરે તેવી કોમી

પ્રશ્ન ઉકેલવાની સાચી કાર્યવાહી તો પ્રત્યેક હિત ધરાવતા પક્ષ દ્વારા રજૂ થતી માગણીઓની જાહેરમાં તથા અન્ય હિત ધરાવતા પક્ષના પ્રતિનિધિઓની ઉપસ્થિતિમાં થતી ચર્ચામાં સમાયેલી છે.

## ઠરાવ ક્રમાંક ૫

*વિષય : બંધારણની પુનર્વિચારણા*

ઑલ ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારીનો અભિપ્રાય એવો છે કે વર્તમાન બંધારણમાં લઘુમતીઓના પ્રતિનિધિત્વ અંગે થયેલી જોગવાઈઓ કોઈ બૌધ્ધિક સિધ્ધાંત પર થઈ નથી. કારોબારીને ખાતરી થઈ છે કે અત્યારે જે પ્રથા પ્રવર્તે છે તેમાં કેટલીક લઘુમતીઓને તો તેમની વસ્તીના પ્રમાણમાં પણ પ્રતિનિધિત્વ મળ્યું નથી જ્યારે અન્ય લઘુમતીઓને, તેમના ઐતિહાસિક અને લશ્કરી મહત્ત્વના દાવાઓને કારણે છૂટછાટ આપીને તેમના વસ્તીપ્રમાણ કરતાં પણ વધુ મહત્ત્વ મળ્યું છે. કારોબારીને લાગે છે કે આવા દાવાઓનો સ્વીકાર અન્ય લઘુમતીઓનાં હિતને હાનિકારક છે એટલું જ નહિ પણ હિંદીઓના ધ્યેય સમા સામાજિક તથા રાજકીય લોકશાહીના સિધ્ધાંત સાથે પણ અસંગત છે અને કોઈ પણ હિસાબે તેમને સહન કરી લેવા જોઈએ નહિ. આ સંબંધમાં, મોન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલના કર્તાઓએ તથા સાઈમન કમિશને ખાસ પસંદ કરેલી લઘુમતીઓને અધિક પ્રતિનિધિત્વ આપવાના સિધ્ધાંતને વખોડી કાઢયો હતો તે પ્રત્યે કારોબારી ધ્યાન ખેંચવા ઇચ્છે છે. કારોબારી એવી માગણી કરે છે કે હિંદનું હવે પછીનું બંધારણ એક સંસ્થાન તરીકેના હિંદનું હોવાનું તે હકીકતને ખ્યાલમાં રાખીને બંધારણની લઘુમતીઓ અંગેની જોગવાઈઓની પુનર્વિચારણા થવી ઘટે અને સહુ લઘુમતીઓ સાથેના સમાન વ્યવહારના સિધ્ધાંત સાથે સુસંગત હોવી જોઈએ.

## ઠરાવ ક્રમાંક ૬

*વિષય : ધારાસભાઓમાં તથા પ્રધાનમંડળમાં પ્રતિનિધિત્વ*

ઓલ-ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારી સ્પષ્ટતાપૂર્વક અને ભારપૂર્વક જણાવવા ઇચ્છે છે કે એક કોમ અને બીજી કોમ વચ્ચેના પ્રતિનિધિત્વ અંગેના ભેદભાવને અનુસૂચિત જ્ઞાતિઓ સાંખી લેશે નહિ અને પ્રાંતીય તથા

કેન્દ્રીય ધારાસભાઓમાં તથા પ્રાન્તીય અને કેન્દ્રીય પ્રધાનમંડળીમાં બેઠકો અંગેનો તેમના દાવાનો આગ્રહ રાખશે. મુસ્લિમ કોમના દાવાઓની જે રીતે અને જે સિધ્ધાંતો પર ગણના થાય છે તે જ રીત અને તે જ સિધ્ધાંતો અનુસાર આ દાવાઓને ન્યાય આપવો પડશે.

## ઠરાવ ક્રમાંક ૭

*વિષય : મતદાર મંડળો*

ઓલ ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારીનો અભિપ્રાય એવો છે કે હિંદ સરકારના કાયદા એક નીચે થયેલી છેલ્લી ચૂંટણીના અનુભવે પુરવાર કર્યું છે કે સંયુક્ત મતદાર મંડળોની પ્રથાએ અનુસૂચિત જ્ઞાતિઓને ધારાસભાઓમાં તેમના સાચા અને અસરકારક પ્રતિનિધિઓ મોકલવાના અધિકારથી વંચિત રાખી છે અને હિંદુ કોમને, હિંદુ બહુમતીનાં પ્યાદાં બને તેવા અનુસૂચિત જ્ઞાતિઓના સભ્યો નિયુક્ત કરવાનો વાસ્તવિક અધિકાર આપ્યો છે. આથી ફેડરેશનની કારોબારી અનામત બેઠકો સહિતનાં સંયુક્ત મતદાર મંડળોની પ્રથા નાબૂદ કરવાની અને તેની જગ્યાએ અલગ મતદાર મંડળોની પ્રથા દાખલ કરવાની માગણી કરે છે.

## ઠરાવ ક્રમાંક ૮

*વિષય : સરકારના પ્રધાનમંડળની રચના*

ઓલ ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારી એ હકીકતની નોંધ લે છે કે બહુમતી કોમના હાથમાં માત્ર સંપત્તિ, મિલકત, વ્યાપાર અને ઉદ્યોગ જ નથી પણ સરકારના સમગ્ર વહીવટ પર બહુમતી કોમનું નિયંત્રણ છે કારણ કે સરકારી નોકરીઓની નાની મોટી બધી જ જગ્યાઓ ઉપર તેમણે ઈજારો મેળવી લીધો છે. ઓલ-ઇન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ્ ફેડરેશન આને અતિશય ખતરનાક સ્થિતિ તરીકે જૂએ છે જે લઘુમતી કોમો માટે ભારે ભય ઊભો કરશે કારણ કે આ પરિસ્થિતિઓનું જોડાણ બહુમતીને લઘુમતીઓ પરની તેમની સખત પકડ જમાવવાનું પૂરેપૂરું બળ આપશે. હિંદ સરકારના ૧૯૩૫ના કાયદામાં સરકારની રચના અંગેની જે બંધારણીય જોગવાઈઓ છે તેનાથી તો આ પકડનો

ભય વધી રહ્યો છે કારણ કે તે જોગવાઈ લઘુમતીઓની ઈચ્છાની દરકાર કર્યા વિના બહુમતીને ધારાસભામાં સરકાર રચવા છૂટ આપે છે.

ઓલ ઈન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારી માને છે કે અન્ય વૈકલ્પિક વ્યવસ્થાના અભાવે સરકાર રચવા સંસદીય પ્રથા અપનાવવી પડે, આ કારોબારી નિશ્ચિતપણે આવી સંસદીય પ્રથાની વિરોધી છે. કારણ કે આવી પ્રથા બહુમતી કોમના હાથમાં આમમેળે વહીવટી સત્તા સોંપે છે. વહીવટીતંત્રના પોલાદી ઢાંચામાં પ્રવેશી ચુકેલી બહુમતી કોમ આમ લઘુમતીઓ માટે મહાન ભયનું કારણ બની છે. આથી, આ કારોબારી એવા નિષ્કર્ષ પર આવી છે કે સંસદીય પ્રધાનમંડળ હિંદની પરિસ્થિતિને અનુકૂળ નથી અને લઘુમતીઓમાં સલામતીની બહેતર લાગણી જન્માવવા તેમની સલાહ લઈ, સરકારી પ્રધાનમંડળ રચાય તેવી કોઈ જુદી જ પ્રથા યોજવી જોઈએ.

કારોબારી એવો આગ્રહ રાખે છે કે પ્રાંતીય તથા કેન્દ્રીય પ્રધાનમંડળની રચના નીચેની પ્રથા પ્રમાણે થવી જોઈએ -

(૧) બંધારણમાં નકકી થયેલાં પ્રમાણ અનુસાર સામાન્ય કોમ અને લઘુમતી કોમોના પ્રધાનો તેમજ વડાપ્રધાનનું બનેલું પ્રધાનમંડળ હોવું જોઈએ.

(૨) પ્રધાનમંત્રી અને સામાન્ય કોમોમાંથી પ્રધાનમંડળમાં નીમાયેલા પ્રધાનો સમગ્ર ગૃહે \ ફેરબદલીને યોગ્ય એક મતની પ્રથા દ્વારા ચુંટાવા જોઈએ.

(૩) વિવિધ લઘુમતી કોમોનું પ્રતિનિધિત્વ કરતાં સભ્યો ફેરબદલીને યોગ્ય એક મતની પ્રથા દ્વારા લઘુમતી કોમોના પ્રધાનો પસંદ કરશે.

(૪) પ્રધાનમંડળના સભ્યો ધારાસભાના સભ્યો હોવા જોઈએ. તેઓ પ્રશ્નોના ઉત્તરો આપશે ચર્ચામાં ભાગ લેશે તથા મત પણ આપશે.

(૫) પ્રધાનમંડળમાં ખાલી પડેલું સ્થાન, મૂળ નિમણૂંકોના નિયમો સાથે સુસંગત રહીને પુરાશે.

(૬) પ્રધાનમંડળની મુદ્દત ધારાસભાની મુદ્દત સુધી ચાલુ રહેશે.

## ઠરાવક્રમાંક ૯

### *વિષય : જાહેર સેવાઓ*

લોકોની નહિ પણ કાયદાથી બનેલી સરકારની યોજના ઈચ્છનીય છે તે સાચું પણ તે ભુલાવું ન જોઈએ કે સરકાર ગમે તેટલી વ્યવસ્થિત હોય તો પણ તેણે લોકોની સરકાર બની રહેવું જોઈએ. આમ હોવાથી માત્ર સરકાર સક્ષમ છે તે વાતને બાજૂએ રાખીએ તોય સરકાર સારી છે કે ખરાબ અને જાહેર કામોનો વહીવટ કેટલો બિનરાજકીય અને તટસ્થ હશે તે તો કાયદા દ્વારા જે લોકો વહીવટ કરવા નિયુક્ત થયા છે તે લોકાનાં ભાવના, દષ્ટિકોણ અને ન્યાય બુદ્ધિ પર અવલંબે છે. ઓલ ઈન્ડિયા શિડયૂલ્ડ કારટ્સ ફેડરેશનની કારોબારીને ખાતરી થઈ ચૂકી છે કે વર્તમાન વહીવટ દ્વારા અનુસૂચિત જ્ઞાતિઓને ક્યારેય રક્ષણ, ન્યાય કે સહાનુભૂતિ પ્રાપ્ત થશે જ નહીં કારણકે જ્ઞાતિસભાનતા, સંકુચિતતા, ન્યાય બુદ્ધિનો અભાવ અને અનુસૂચિત જ્ઞાતિઓ પ્રત્યે તિરસ્કાર અને ધિક્કાર ધરાવતા લોકોનો અંકુશ તે વહીવટ પર છે. આથી, કારોબારી માગણી કરે છે કે બંધારણે, જાહેર સેવાઓમાં મુસ્લિમ કોમના દાવાને જે પ્રમાણે પ્રતિનિધિત્વ અપાય તે પ્રમાણેનું પ્રતિનિધિત્વ આરક્ષિત રાખવાનો અનુસૂચિત જ્ઞાતિઓનો અધિકાર સ્વીકારવો જોઈએ.

## ઠરાવ ક્રમાંક ૧૦

### *વિષય : શિક્ષણ માટે જોગવાઈ*

ઓલ ઈન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસ ફેડરેશનની કારોબારીને લાગે છે કે જયાં સુધી અનુસૂચિત જાતિની વ્યક્તિઓ વહીવટી સત્તા ધરાવતાં સ્થાનો નહિ મેળવી શકે ત્યાં સુધી અનુસૂચિત જ્ઞાતિઓ ભૂતકાળમાં તે સહન કરતી તેમ સરકાર અને લોકોને હાથે અન્યાય અને ગૌરવભંગ સહન કરતી જ રહેશે. આથી, કારોબારી અનુસૂચિત જ્ઞાતિઓમાં ઉચ્ચ શિક્ષણ અને આગળ પડતાં શિક્ષણને તેમને માટે તાત્ત્વિક મહત્ત્વનું ગણે છે. પણ આવું આગળ પડતું શિક્ષણ તે અનુસૂચિત જ્ઞાતિઓના હાથની બહાર છે તે હકકીત નકારી શકાશે નહિ. કારોબારી તે મહત્ત્વનું લાગે છે કે આ હેતુ માટે નાણાં પૂરાં પાડવાની નિશ્ચિત્ત જવાબદારી સરકાર પર નંખાવી જોઈએ અને તેથી તે માગણી કરે છે કે બંધારણે નકકી

કરેલી પૂરતી રકમ, અનુસૂચિત જ્ઞાતિઓનાં શિક્ષણના જ હેતુસર પોતાનાં અંદાજપત્રોમાંથી ફાળવવાની, અને આ જોગવાઈને તેમની આવકો પર પ્રથમ અધિકાર હોવાનો સ્વીકાર કરવાની ફરજ બંધારણે પ્રાંતીય સરકારો અને કેન્દ્રીય સરકારને પાડવી જોઈએ.

## ઠરાવ નં ૧૧

### *વિષય : અલગ વસાહતો*

ઓલ ઈન્ડિયા શિડયૂલ્ડ કાસ્ટસની કારોબારી માને છે કે : (અ) જયાં સુધી અનુસૂચિત જ્ઞાતિઓ હિંદુ ગામડાને સીમાડે પરાયાં લોકો તરીકે વસતી રહેશે, તેમની પાસે જીવનનિર્વાહનુ કોઈ સાધન નહિ હોય અને હિંદુઓના પ્રમાણમાં તેમની સંખ્યા ઓછી હશે ત્યાં સુધી તે અસ્પૃશ્યો જ રહે છે અને હિંદુઓનાં ક્રૂરતા અને દમન સહેતા જ રહેશે અને તેઓ મુક્ત મુક્ત સ્વતંત્ર... જીવન ભોગવી શકશે નહિ અને (બ) એટલે જ સવર્ણ હિંદુઓનાં ક્રૂરતા અને દમન, જે કદાચ સ્વરાજય નીચે કનિષ્ઠ સ્વરૂપ પણ ધારણ કરે તે સાથે અનુસૂચિત જ્ઞાતિઓના બહેતર રક્ષણ માટે, અને અનુસૂચિત જ્ઞાતિઓને તેમનું સંપૂર્ણતમ પૌરુષ પ્રગટાવવામાં સહાય કરવા માટે, તેમને આર્થિક અને સામાજિક સંરક્ષણ આપવા માટે અને સાથેસાથે અસ્પૃશ્યતા નિવારણનો માર્ગ મોકળો કરવા માટે કારોબારીની માગણી છે કે બંધારણે નીચેની જોગવાઈઓ કરવી જોઈએ.

(૧) અનુસૂચિત જ્ઞાતિઓને તેમના હાલના નિવાસમાંથી બીજે વસાવવી હિંદુ ગામડાઓથી સ્વતંત્ર અને દૂર એવાં અલગ અનુસૂચિત જ્ઞાતિઓનાં ગામડાં રચવાં;

(૨) આ નવાં ગામડાઓમાં અનુસૂચિત જ્ઞાતિઓને વસાવવા માટે. વસાહત પંચ રચવાની બંધારણમાં જોગવાઈ કરવી.

(૩) જે સરકારી જમીનો ખેતી લાયક છે અને જે કોઈના તાબામાં નથી અને જે જમીન પર ફરી પાછા દાવા કરી શકાય છે. તે આ પંચને સોંપવી અને અનુસૂચિત જ્ઞાતિઓની નવી વસાહતો ઊભી કરવાના હેતુસર આ પંચ ટ્રસ્ટ તરીકે કામ કરે.

(૪) જમીન પ્રાપ્તિ ધારા નીચે, અનુસૂચિત જ્ઞાતિઓની વસાહતોની યોજના સંપૂર્ણ કરવા ખાનગી જમીન માલિકો પાસેથી નવી જમીન ખરીદવાની સત્તા આ પંચને રહેશે.

(૫) આ અંગેની પોતાની ફરજ પૂરી કરી શકે તે માટે વસાહત પંચને પ્રત્યેક વર્ષે ઓછામાં ઓછા પાંચ કરોડ રૂપિયાનું કેન્દ્ર સરકાર આપે તેવી જોગવાઈ બંધારણ કરશે.

## ઠરાવ ક્રમાંક ૧૨

'એ.આઈ.એસ.સી. ફેડરેશનની કારોબારી સર્વાનુમતે ઠરાવે છે કે તે ડૉ. બી.આર. આંબેડકરમાં સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે અને તેમને તેમના વતી અને અનુસૂચિત જાતિઓ વતી અન્ય રાજકીય પક્ષો અને તેમના નેતાઓ સાથે જ્યારે પણ જરૂરીયાત ઊભી થાય ત્યારે, વાટાઘાટો કરવાની સત્તા આપે છે.

## પરિશિષ્ટ ૧૨

# બ્રિટિશ હિંદના પ્રાંતોમાં લઘુમતીઓનું વસ્તીના આધારે કોમી વર્ગીકરણ

| પ્રાંત | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જ્ઞાતિઓ | | ભારતીય ખ્રિસ્તી | | શીખો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| અજમેર-મારવાડ | ૫૮૩,૬૯૩ | ૮૯,૮૯૯ | ૧૫.૪ | શૂન્ય(૧) | - | ૩,૮૯૫ | .૮ | ૮૬૭ | .૧૫ |
| આંદામાન નિકોબાર | ૩૬,૭૬૮ | ૮,૦૦૫ | ૨૩.૭ | શૂન્ય | - | ૭૭૯ | ૨.૩ | ૭૪૪ | ૨.૨ |
| આસામ | ૧૦,૨૦૪,૭૩૩ | ૩,૪૪૨,૪૭૯ | ૩૩.૭ | ૬૭૬,૨૯૧ | ૬.૬ | ૩૭,૭૫૦ | .૪ | ૩,૪૬૪ | .૦૩ |
| બ્રિટીશ બલુચિસ્તાન | ૫૦૧,૬૩૧ | ૪૩૮,૯૩૦ | ૮૭.૫ | ૫,૧૦૨ | ૧.૦ | ૨,૬૩૩ | .૫ | ૧૧,૯૧૮ | ૨.૩ |
| બંગાળ | ૬૦,૩૦૬,૫૨૫ | ૩૩,૦૦૫,૪૩૩ | ૫૪.૭ | ૭,૮૭૮,૯૭૦ | ૧૩.૩ | ૧૧૦,૯૨૩ | .૨ | ૧૬,૨૮૧ | .૦૩ |
| બિહાર | ૩૬,૩૪૦,૧૫૧ | ૪,૭૧૬,૩૧૪ | ૧૨.૯ | ૪,૮૪૦,૩૭૯ | ૧૩.૩ | ૨૪,૬૯૩૨ | .૦૭ | ૧૩,૨૧૩ | .૦૪ |
| મુંબાઈ | ૨૦,૮૪૯,૮૪૦ | ૧,૯૨૦,૩૬૮ | ૯.૨ | ૧,૮૫૫,૧૪૮ | ૮.૯ | ૩૮,૮૧૨ | ૧.૬ | ૮,૦૧૧.૦૪ | |
| મધ્યપ્રાંત અને બેરાર | ૧૬,૮૧૩,૫૮૪ | ૭૮૩,૬૯૭ | ૪.૭ | ૩,૦૫૧,૪૧૩ | ૧૮.૧૦ | ૪૮,૨૬૦ | .૩ | ૧૪,૯૯૬ | .૦૯ |
| કુર્ગ | ૧૬૮,૭૨૬ | ૧૪,૭૮૦ | ૮.૮ | ૨૫,૭૪૦ | ૧૫.૩ | ૩,૩૦૯ | ૨.૦ | શૂન્ય | - |
| દિલ્હી | ૯૧૭,૯૩૯ | ૩૦૪,૯૧૭ | ૩૩.૨ | ૧૨૧,૬૯૩ | ૧૩.૩ | ૧૦,૪૯૪ | ૧.૧ | ૧૬,૧૫૭ | ૧.૮ |
| મદ્રાસ | ૪૯,૩૪૧,૮૧૦ | ૩,૮૯૬,૪૫૨ | ૭.૯ | ૮,૦૬૮,૪૯૨ | ૧૬.૪ | ૨,૦૦૧,૦૮૨ | ૪.૦૬ | ૪૧૮ | .૦૦૧ |
| વાયવ્યસરહદી પ્રાંતો | ૩,૦૩૮,૦૬૭ | ૨,૭૮૮,૭૯૭ | ૯૧.૮ | શૂન્ય | - | ૫,૪૨૬ | .૨ | ૫૭,૯૮૯ | ૧.૯ |
| ઓરિસ્સા | ૮,૭૨૮,૫૪૪ | ૧૪૬,૩૦૧ | ૧.૭ | ૧,૨૩૮,૧૭૧ | ૧૪.૨ | ૨૬,૫૮૪ | .૩ | ૨૩૨ | .૦૦૩ |
| પંજાબ | ૨૮,૪૧૮,૮૧૯ | ૧૬,૨૧૭,૨૪૨ | ૫૭.૦ | ૧,૨૪૮,૬૩૫ | ૪.૪ | ૪૮૬,૦૩૮ | ૧.૭ | ૩,૭૫૭,૪૦૧ | ૧૩.૨ |
| પાંત પિપ્લોદા | ૫,૨૬૭ | ૨૫૧ | ૪.૮ | ૯૧૮ | ૧૭.૪ | ૨૧૬ | ૪.૧ | શૂન્ય | - |
| સિંધ | ૪,૨૨૯,૨૨૧ | ૩,૦૫૪,૬૩૫ | ૭૨.૨ | ૧૯૧,૬૩૪ | ૪.૫ | ૧૩,૨૩૨ | .૩ | ૩૧,૦૧૧ | .૭ |
| સંયુક્ત પ્રાંત | ૫૫,૦૨૦,૬૧૭ | ૮,૪૧૬,૩૦૮ | ૧૫.૩ | ૧૧,૭૧૭,૧૫૮ | ૨૧.૩ | ૧૩૧,૩૨૭ | .૨ | ૨૩૨,૪૪૫ | .૪ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કુલ | ૨૯૫,૫૦૨,૯૩૫ | ૭૯,૩૪૪,૮૬૩ | ૨૬.૯ | ૪૦,૯૧૯,૭૧૪ | ૧૩.૯ | ૩,૨૪૫,૪૫૩ | ૧ | ૪,૧૫૫,૧૪૭ | ૧ |
| * બિહાર | ૨૮,૮૨૩,૮૦૨ | ૪,૧૬૮,૪૭૦ | ૧૪.૪ | ૩,૯૧૯,૬૧૯ | ૧૩.૬ | ૧૨,૬૫૧ | .૦૪ | ૩,૨૦૪ | .૦૧ |
| છોટા નાગપુર | ૭,૫૧૬,૩૪૯ | ૫૪૭,૮૪૪ | ૭.૩ | ૪૨૦,૭૬૦ | ૫.૬ | ૧૨,૦૪૨ | .૨ | ૧૦,૦૦૯ | .૧ |
| + મધ્ય પ્રાંત | ૧૩,૨૦૮,૭૧૮ | ૪૪૮,૫૨૮ | ૩.૪ | ૨,૩૫૯,૮૩૬ | ૧૭.૯ | ૪૨,૧૩૫ | .૩ | ૧૨.૭૬૬ | .૧ |
| બેરાર | ૩,૬૦૪,૮૬૬ | ૩૩૫,૧૬૯ | ૯.૩ | ૬૯૧,૫૭૭ | ૧૯.૨ | ૬,૧૨૫ | .૨ | ૨,૨૩૦ | .૦૫ |
| આગ્રા | ૪૦,૯૦૬,૧૪૭ | ૬,૨૩૧,૦૬૨ | ૧૫.૨ | ૮,૦૧૮,૮૦૩ | ૧૯.૬ | ૧૨૦,૫૪૯ | .૩ | ૨૨૬,૦૯૬ | .૫ |
| ઔધ | ૧૪,૧૧૪,૪૭૦ | ૨,૧૮૫,૨૪૬ | ૧૫.૫ | ૩,૬૯૮,૩૫૫ | ૨૬.૨ | ૧૦,૭૭૮ | .૦૮ | ૬,૩૪૯ | .૦૫ |

૪૬૧

પરિશિષ્ટ ૧૩

## હિંદી દેશી રાજયોમાં લઘુમતીઓનું વસ્તીના આધારે વર્ગીકરણ

| રાજ્યો અને એજન્સીઓ | કુલ વસ્તી | મુસ્લિમો | | અનુસૂચિત જ્ઞાતિઓ | | ભારતીય ખ્રિસ્તી | | શીખો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી | વસ્તી | ટકાવારી |
| આસામ | ૭૨૫,૬૫૫૫ | ૩૧,૬૬૨ | ૪.૪ | ૨૬૫ | .૦૪ | ૨૫,૯૧૩ | ૩.૬ | ૩૮૧ | .૦૫ |
| બલુચિસ્તાન | ૩૫૬,૨૦૪ | ૩૪૬,૨૫૧ | ૯૭.૨ | ૬૫ | .૦૨ | ૪૦ | .૦૧ | ૧૨૬ | .૦૪ |
| વડોદરા | ૨,૮૫૫,૦૧૦ | ૨૨૩,૬૧૦ | ૭.૮ | ૨૩૦,૭૯૪ | ૮.૧ | ૯,૧૦૨ | .૩ | ૫૬૬ | .૦૨ |
| બંગાળ | ૨,૧૪૪,૮૨૯ | ૩૭૨,૧૧૩ | ૧૭.૩ | ૨૬૯,૭૨૯ | ૧૨.૬ | ૫૬૪ | .૦૩ | ૨૮ | .૦૦૧ |
| મધ્ય હિંદ | ૭,૫૦૬,૪૨૭ | ૪૩૯,૮૫૦ | ૫.૯ | ૧,૦૨૭,૦૦૦ | ૧૩.૭ | ૭,૫૮૨ | .૧ | ૨,૭૩૧ | .૦૪ |
| છત્તીસગઢ | ૪,૦૫૦,૦૦૦ | ૨૮,૭૭૩ | ૦.૭ | ૪૮૩,૧૩૨ | ૧૧.૯ | ૧૧,૮૨૦ | .૩ | ૫૦૭ | .૦૧ |
| કોચીન | ૧,૪૨૨,૮૭૫ | ૧૦૯,૧૮૮ | ૭.૭ | ૧૪૧,૧૫૪ | ૯.૯ | ૩૯૯,૩૯૪ | ૨૮.૧ | ૯ | - |
| દખ્ખણ (અને કોલ્હાપુર) | ૨,૭૮૫,૪૨૮ | ૧૮૨,૦૩૬ | ૬.૫ | ૩૦૬,૮૯૮ | ૧૧.૦ | ૧૭,૨૩૬ | .૬ | ૨૨ | .૦૦૧ |
| ગુજરાત | ૧,૪૫૮,૭૦૨ | ૫૮,૦૦૦ | ૩.૯ | ૫૫,૨૦૪ | ૩.૮ | ૪,૨૧૫ | .૩ | ૧૮૨ | .૦૧ |
| ગ્વાલિયર | ૪,૦૦૬,૧૫૯ | ૨૪૦,૯૦૩ | ૬.૦ | - | - | ૧,૩૫૨ | .૦૩ | ૨,૩૪૨ | .૦૬ |
| હૈદ્રાબાદ | ૧૬,૩૩૮,૫૩૪ | ૨,૦૯૭,૪૭૫ | ૧૨.૮ | ૨,૯૨૮,૦૪૮ | ૧૭.૯ | ૨૧૫,૯૮૯ | ૧.૩ | ૫,૩૩૦ | ૦.૩ |
| કાશ્મીર અને જાગીરો | ૪,૦૨૧,૬૧૬ | ૩,૦૭૩,૫૪૦ | ૬.૦ | ૮૩.૭૬૪ | ૨.૮ | ૩,૦૭૯ | .૦૮ | ૬૫,૯૦૩ | ૧.૬ |
| મદ્રાસ | ૪૯૮,૭૫૪ | ૩૦,૨૬૩ | ૬.૦ | ૮૩.૭૩૪ | ૧૬.૮ | ૨૦,૮૦૬ | ૪.૨ | ૫ | - |
| મૈસૂર | ૭,૩૨૯,૧૪૦ | ૪૮૫,૨૩૦ | ૬.૬ | ૧,૪૦૫,૦૬૭ | ૧૯.૨ | ૯૮,૫૮૦ | ૧.૩ | ૨૬૦ | .૦૦૪ |
| વા. સરહદી પ્રાન્ત | ૪૬,૨૬૭ | ૨૨,૦૬૮ | ૪૭૭ | શૂન્ય | - | ૫૭૧ | ૧.૨ | ૪,૪૭૨ | ૯.૧ |
| ઓરિસ્સા | ૩,૦૨૩,૭૩૧ | ૧૪,૩૫૫ | ૦.૪૭ | ૩૫૨,૦૮૮ | ૧૧.૬ | ૨૨૪૯ | .૦૭ | ૧૫૧ | .૦૦૫ |
| પંજાબ | ૫,૫૦૩,૫૫૪ | ૨,૨૫૧,૪૫૯ | ૪૦.૯ | ૩૪૯,૯૬૨ | ૬.૮ | ૬,૯૫૨ | ૧ | ૧,૩૪૨,૬૮૫ | ૨૪.૪ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પંજાબનો ડુંગરીય પ્રદેશ | ૧,૦૯૦,૬૪૪ | ૪૬,૬૭૮ | ૪.૩ | ૨૩૮,૭૭૪ | ૨૧.૯ | ૧૮૮ | .૦૨ | ૧૭,૭૩૯ | ૧.૬ |
| રાજપુતાના | ૧૩,૬૭૦,૨૦૮ | ૧,૨૯૭,૮૪૧ | ૯.૫ | - | - | ૪,૩૯૪ | .૦૩ | ૮૧,૮૯૬ | .૬ |
| સિક્કિમ | ૧૨૧,૫૨૦ | ૮૩ | ૦.૦૭ | ૭૬ | .૦૬ | ૩૪ | .૦૩ | ૧ | - |
| ત્રાવણકોર | ૬,૦૭૦,૦૧૮ | ૪૩૪,૧૫૦ | ૭.૨ | ૩૯૫,૯૫૨ | ૬.૫ | ૧,૯૫૮,૪૯૧ | ૩૨.૩ | ૩૧ | - |
| સંયુક્ત પ્રાંત | ૯૨૮,૪૭૦ | ૨૭૩,૬૨૫ | ૨૯.૫ | ૧૫૨,૯૨૭ | ૧૬.૫ | ૧,૨૮૧ | .૧ | ૭૩૧ | .૦૮ |
| પશ્ચિમ હિંદ | ૪,૯૦૪,૧૫૬ | ૧૨.૨ | ૩૫૮,૦૩૮ | ૭.૩ | ૩,૧૦૫ | ૦.૬ | ૨૩૯ | .૦૦૫ | |
| કુલ | ૯૦,૮૫૭,૯૦૧ | ૧૨,૬૫૯,૫૯૩ | ૧૩.૯ | ૮,૮૯૨,૩૮૦ | ૯.૭ | ૨૭૯૨,૯૭૨ | ૩.૧ | ૧,૫૨૬,૩૪૬ | ૧.૭ |

# પરિશિષ્ટ ૧૪

## પ્રાન્ત વાર અનુસૂચિત જાતિઓના મતદાર મંડળોની બેઠકો તથા મતદાન બળ સંબંધિત વિગતો.

પરિશિષ્ટ ૧૪ (૧) મદ્રાસ
પરિશિષ્ટ ૧૪ (૨) મુંબાઈ
પરિશિષ્ટ ૧૪ (૩) બંગાળ
પરિશિષ્ટ ૧૪ (૪) સંયુક્તપ્રાંત
પરિશિષ્ટ ૧૪ (૫) પંજાબ
પરિશિષ્ટ ૧૪ (૬) બિહાર
પરિશિષ્ટ ૧૪ (૭) મધ્ય પ્રાન્ત અને બેરાર
પરિશિષ્ટ ૧૪ (૮) આસામ
પરિશિષ્ટ ૧૪ (૯) ઓરિસ્સા

# પરિશિષ્ટ ૧૪ (૧) મદ્રાસ

| મતદાર મંડળનું નામ | મતદાર મંડળમાં બેઠકોની કુલ સંખ્યા | | ઉમેદવારોની કુલ સંખ્યા | | મતદાર મંડળમાં મતદારોની કુલ સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|---|
| | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો માટે | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામાન્ય બેઠકો માટે અનુ. જ્ઞાતિના મતદારોની ટકાવારી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મદ્રાસ શહેર | | | | | | | |
| દક્ષિણ સામાન્ય | ૧ | ૧ | ૪ | ૧ | ૧૩,૩૧૮ | ૨,૯૦૯ | ૨૨ |
| ચિએકોલ | ૧ | ૧ | ૪ | ૪ | ૫૪,૦૧૨ | ૭,૪૬૧ | ૧૪ |
| અમલાપુરમ્ | ૧ | ૧ | ૨ | ૩ | ૪૬,૧૬૩ | ૨૩,૧૧૦ | ૫૦ |
| કોકાન્ડા | ૧ | ૧ | ૩ | ૧ | ૫૦,૩૮૪ | ૧૨,૦૬૩ | ૨૪ |
| એલ્લોર | ૧ | ૧ | ૩ | ૩ | ૪૫,૪૫૨, | ૧૧,૪૬૩ | ૨૫ |
| બંડાર | ૧ | ૧ | ૨ | ૩ | ૭૭,૬૨૭ | ૧૩,૩૧૪ | ૧૭ |
| ઓંગલ | ૧ | ૧ | ૨ | ૨ | ૬૭,૮૫૧ | ૧૦,૮૮૫ | ૧૬ |
| ગુડુર | ૧ | ૧ | ૨ | ૪ | ૩૫,૦૯૪ | ૭,૪૩૬ | ૨૧ |
| કુડાપ્પા | ૧ | ૧ | ૨ | ૩ | ૭૪,૪૯૭ | ૧૦,૬૩૦ | ૧૪ |
| પેનુકોન્ડા | ૧ | ૧ | ૨ | ૨ | ૫૪,૮૬૪ | ૧૧,૩૯૬ | ૨૧ |
| બેલારી | ૧ | ૧ | ૩ | ૨ | ૬૩,૦૯૨ | ૯,૨૩૨ | ૧૫ |
| કુર્નુલ | ૧ | ૧ | ૨ | ૪ | ૫૩,૬૮૭ | ૧૩,૪૩૩ | ૨૫ |
| તિરુત્તની | ૧ | ૧ | ૨ | ૨ | ૫૨,૮૭૫ | ૬,૩૫૦ | ૧૨ |
| ચિંગલપુટ | ૧ | ૧ | ૨ | ૨ | ૪૬,૨૩૭ | ૧૯,૩૬૬ | ૪૨ |
| તિરુવલ્લુર | ૧ | ૧ | ૨ | ૩ | ૫૭,૦૨૯ | ૨૧,૦૩૩ | ૩૭ |
| રાણીપેઠ | ૧ | ૧ | ૩ | ૪ | ૫૩,૬૩૨ | ૧૦,૩૭૦ | ૧૯ |
| તિરુવન્નામલાઈ | ૧ | ૧ | ૩ | ૪ | ૬૭,૮૬૧ | ૧૬,૭૦૫ | ૨૫ |
| તિન્દિવન્નમ્ | ૧ | ૧ | ૩ | ૪ | ૬૩,૪૮૫ | ૧૯,૫૦૦ | ૩૧ |
| ચિદમ્બરમ્ | ૧ | ૧ | ૩ | ૧ | ૬૮,૭૧૩ | ૧૯,૯૪૭ | ૨૯ |
| તિરુક્કોયુઈલુર | ૧ | ૧ | ૨ | ૨ | ૭૫,૮૭૪ | ૨૨,૯૮૬ | ૩૦ |
| તાંજોર | ૧ | ૧ | ૧ | ૧ | ૭૮,૮૭૪ | ૧૪,૭૧૮ | ૧૯ |
| મન્નારગુડી | ૧ | ૧ | ૩ | ૪ | ૪૫,૨૮૩ | ૧૧,૭૬૭ | ૨૬ |
| અરિયાલુર | ૧ | ૧ | ૨ | ૩ | ૮૫,૧૨૫ | ૧૬,૦૭૬ | ૧૯ |
| પાલ્ની | ૧ | ૧ | ૧ | ૨ | ૬૦,૪૫૩ | ૧૧,૪૦૦ | ૧૯ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| સત્તુર | ૧ | ૧ | ૨ | ૨ | ૫૮,૬૪૮ | ૬,૮૪૩ | ૧૨ |
| કોઈલપટ્ટી | ૧ | ૧ | ૨ | ૩ | ૫૯,૧૦૧ | ૧૨,૫૨૬ | ૨૧ |
| પોલ્લાચી | ૧ | ૧ | ૨ | ૪ | ૩૯,૨૩૯ | ૧૨,૯૧૯ | ૩૨ |
| નામકલ | ૧ | ૧ | ૨ | ૨ | ૪૩,૪૩૭ | ૧૪,૫૬૧ | ૩૪ |
| કુંડાપુર | ૧ | ૧ | ૨ | ૩ | ૩૫,૬૭૯ | ૮,૮૪૩ | ૨૫ |
| મલાપ્પુરમ્ | ૧ | ૧ | ૨ | ૩ | ૪૭,૨૯૯ | ૧૦,૩૫૫ | ૨૨ |

# પરિશિષ્ટ ૧૪ (૨) મુંબઈ

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| મુંબાઈ શહેર, ઉત્તર અને મુંબઈ પરાવિસ્તાર | ૨ | ૧ | ૬ | ૪ | ૬૧,૮૩૧ | ૯,૮૮૦ | ૧૬ |
| મુંબાઈ શહેર | ૨ | ૧ | ૪ | ૩ | ૭૧,૧૦૦ | ૧૦,૪૮૬ | ૧૫ |
| ખેડા જિલ્લો | ૩ | ૧ | ૪ | ૧ | ૯૨,૩૮૮ | ૬,૨૩૧ | ૭ |
| સૂરત જિલ્લો | ૩ | ૧ | ૬ | ૪ | ૫૧,૭૧૧ | ૩,૯૨૯ | ૮ |
| દક્ષિણ થાણા | ૨ | ૧ | ૩ | ૩ | ૪૨,૦૦૩ | ૨,૨૬૩ | ૫ |
| દક્ષિણ અહમદનગર | ૨ | ૧ | ૪ | ૩ | ૩૬,૦૬૫ | ૪,૮૧૪ | ૧૩ |
| પૂર્વ ખાનદેશ, પૂર્વ | ૩ | ૧ | ૭ | ૪ | ૫૬,૭૩૩ | ૪,૮૪૨ | ૯ |
| પશ્ચિમ નાસિક | ૩ | ૧ | ૭ | ૨ | ૪૪,૫૧૭ | ૮,૮૮૧ | ૨૦ |
| પશ્ચિમ પૂના | ૨ | ૧ | ૪ | ૨ | ૪૩,૧૪૭ | ૭,૨૦૬ | ૧૭ |
| ઉત્તર સતારા | ૩ | ૧ | ૫ | ૪ | ૫૭,૮૩૯ | ૬,૬૯૨ | ૧૨ |
| ઈશાની શોલાપુર | ૨ | ૧ | ૬ | ૪ | ૩૬,૨૧૦ | ૬,૭૪૧ | ૧૯ |
| ઉત્તર બેલગામ | ૩ | ૧ | ૬ | ૪ | ૪૯,૫૦૭ | ૧૨,૪૯૩ | ૨૫ |
| ઉત્તર બિજાપુર | ૨ | ૧ | ૪ | ૪ | ૪૨,૩૦૧ | ૭,૫૨૫ | ૧૮ |
| જિલ્લો કોલાબા | ૩ | ૧ | ૭ | ૩ | ૫૯,૪૯૦ | ૪,૮૦૪ | ૮ |
| ઉત્તર રત્નાગિરિ | ૩ | ૧ | ૮ | ૩ | ૨૧,૯૦૮ | ૩,૯૬૧ | ૩ |

# પરિશિષ્ટ ૧૪ (૩) બંગાળ

| મતદાર મંડળનું નામ | મતદાર મંડળમાં બેઠકોની કુલ સંખ્યા | | ઉમેદવારોની કુલ સંખ્યા | | મતદાર મંડળમાં મતદારોની કુલ સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|---|
| | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો માટે | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામાન્ય બેઠકો માટે અનુ. જ્ઞાતિના મતદારોની ટકાવારી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મધ્ય બર્દવાન | ૧ | ૧ | ૨ | ૩ | ૩૫,૨૯૪ | ૧૪,૪૫૦ | ૪૧ |
| ઉ.પ્ર. બર્દવાન | ૧ | ૧ | ૨ | ૩ | ૪૧,૮૧૭ | ૮,૬૯૩ | ૨૧ |
| બિરભૂમ | ૧ | ૧ | ૩ | ૩ | ૫૨,૫૬૯ | ૧૮,૫૦૬ | ૩૫ |
| પશ્ચિમ બાંકુરા | ૧ | ૧ | ૧ | ૪ | ૪૪,૧૧૫ | ૧૯,૨૭૨ | ૪૪ |
| મધ્ય મિદનાપુર | ૧ | ૧ | ૨ | ૨ | ૭૫,૯૦૩ | ૧૯,૬૬૪ | ૨૬ |
| જરધામ વત્તા ઘટલ | ૧ | ૧ | ૨ | ૪ | ૪૦,૫૯૬ | ૯,૯૧૭ | ૨૪ |
| ઉ.પૂ. હુગલી | ૧ | ૧ | ૩ | ૩ | ૩૫,૫૦૦ | ૧૨,૨૫૪ | ૩૫ |
| હાવરા | ૧ | ૧ | ૨ | ૩ | ૬૮,૫૨૬ | ૨૨,૪૭૦ | ૩૩ |
| દ.પૂ. ૨૪ પરગણાં | ૧ | ૧ | ૩ | ૩ | ૨૯,૩૪૨ | ૩૭,૫૫૬ | ૧૨૮ |
| ઉ.પૂ.નાં ૨૪ પરગણાં | ૧ | ૧ | ૨ | ૪ | ૪૨,૨૧૪ | ૨૧,૪૦૪ | ૫૮ |
| નાદીયા | ૧ | ૧ | ૨ | ૪ | ૫૩,૨૪૭ | ૨૦,૯૫૭ | ૩૯ |
| મુર્શિદાબાદ | ૧ | ૧ | ૨ | ૩ | ૪૬,૧૨૨ | ૧૧,૬૯૨ | ૨૫ |
| જૈસોર | ૧ | ૧ | ૪ | ૨ | ૫૦,૯૬૬ | ૪૩,૪૨૫ | ૮૫ |
| ખુલના | ૧ | ૨ | ૩ | ૬ | ૪૧,૬૩૯ | ૫૪,૫૩૦ | ૧૩૧ |
| માલદા | ૧ | ૧ | ૨ | ૪ | ૩૦,૯૧૬ | ૨૨,૭૨૮ | ૭૪ |
| દિનાજપુર | ૧ | ૨ | ૧ | ૨ | ૨૫,૯૮૫ | ૮૯,૮૮૦ | ૩૪૬ |
| જલપાઈગુરી વત્તા સિલિગુરિ | ૧ | ૨ | ૩ | ૮ | ૯,૦૭૪ | ૫૪,૬૫૭ | ૬૦૨ |
| રંગપુર | ૧ | ૨ | ૨ | ૫ | ૨૧,૪૯૭ | ૬૮,૭૫૯ | ૩૨૦ |
| બોગરા વત્તા પબના | ૧ | ૧ | ૩ | ૪ | ૪૧,૫૩૯ | ૩૧,૪૫૯ | ૭૬ |
| પૂર્વ ઢાકા | ૧ | ૧ | ૨ | ૪ | ૩૮,૮૧૦ | ૩૬,૭૪૯ | ૯૫ |
| પશ્ચિમ મિમેન સિંધ | ૧ | ૧ | ૨ | ૪ | ૪૭,૯૭૪ | ૩૦,૦૩૬ | ૬૩ |
| પૂર્વ મિમેન સિંધ | ૧ | ૧ | ૨ | ૪ | ૪૨,૨૩૭ | ૨૯,૭૪૫ | ૭૦ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| ફરિદપુર | ૧ | ૨ | ૨ | ૮ | ૬૩,૫૩૨ | ૭૩,૯૪૬ | ૧૧૬ |
| દ.પ. | | | | | | | |
| બકર ગંજ | ૧ | ૧ | ૧ | ૪ | ૨૩,૪૭૭ | ૩૭,૮૯૫ | ૧૬૧ |
| તિપ્પેર | ૧ | ૧ | ૩ | ૪ | ૬૫,૮૯૮ | ૨૭,૪૭૫ | ૪૧ |

# પરિશિષ્ટ ૧૪(૪) સંયુક્ત પ્રાન્ત

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| લખનૌ શહેર | ૧ | ૧ | ૩ | ૪ | ૨૯,૧૩૩ | ૬,૮૨૧ | ૨૩ |
| કાનપુર શહેર | ૧ | ૧ | ૨ | ૪ | ૪૯,૪૮૫ | ૧૪,૪૬૨ | ૨૯ |
| આગ્રા શહેર | ૧ | ૧ | ૨ | ૪ | ૨૭,૮૦૫ | ૬,૧૦૩ | ૨૨ |
| અલ્હાબાદ શહેર | ૧ | ૧ | ૧ | ૪ | ૨૭,૩૧૩ | ૬,૫૦૩ | ૨૪ |
| સહરાનપુરા જિલ્લો | ૧ | ૧ | ૨ | ૨ | ૨૭,૦૫૩ | ૩,૭૨૦ | ૧૪ |
| બુલંદશહર જિલ્લો | ૧ | ૧ | ૪ | ૩ | ૩૨,૪૩૪ | ૪,૬૪૮ | ૧૪ |
| આગ્રા જિલ્લો | ૧ | ૧ | ૩ | ૪ | ૩૩,૨૩૦ | ૪,૪૭૬ | ૧૩ |
| મણિપુર જિલ્લો | ૧ | ૧ | ૩ | ૪ | ૪૧,૦૪૪ | ૫,૩૫૬ | ૧૩ |
| બુદાઉન જિલ્લો | ૧ | ૧ | ૪ | ૪ | ૩૨,૭૬૩ | ૭,૫૫૮ | ૨૩ |
| જલાઉન જિલ્લો | ૧ | ૧ | ૨ | ૪ | ૪૦,૮૬૨ | ૧૦,૩૫૬ | ૨૫ |
| મિરઝાપુર જિલ્લો | ૧ | ૧ | ૨ | ૧ | ૨૬,૮૦૩ | ૨,૯૬૯ | ૧૧ |
| ગોરખપુર જિલ્લો | ૧ | ૧ | ૨ | ૪ | ૨૫,૧૧૩ | ૩,૬૯૭ | ૧૫ |
| બસ્તી જિલ્લો | ૧ | ૧ | ૨ | ૧ | ૨૭,૧૯૩ | ૪,૧૪૩ | ૧૫ |
| આઝમગઢ જિલ્લો | ૧ | ૧ | ૩ | ૨ | ૩૬,૫૪૧ | ૭,૨૩૧ | ૨૦ |
| અલ્મોડા જિલ્લો | ૧ | ૧ | ૩ | ૧ | ૯૩,૩૮૦ | ૧૭,૮૦૯ | ૧૯ |
| રાય બરેલી જિલ્લો | ૧ | ૧ | ૨ | ૧ | ૩૮,૩૨૦ | ૧૦,૮૨૯ | ૨૮ |
| સિતાપુર જિલ્લો | ૧ | ૧ | ૩ | ૩ | ૪૫,૧૩૦ | ૧૮,૮૬૮ | ૪૨ |
| ફૈઝાબાદ જિલ્લો | ૧ | ૧ | ૪ | ૨ | ૪૬,૩૩૭ | ૧૦,૦૩૫ | ૨૨ |
| ગોન્ડા જિલ્લો | ૧ | ૧ | ૨ | ૧ | ૪૭,૬૬૬ | ૭,૪૨૮ | ૧૬ |
| બારાબાન્કી જિલ્લો | ૧ | ૧ | ૨ | ૪ | ૪૧,૯૫૭ | ૧૪,૬૪૯ | ૩૫ |

# પરિશિષ્ટ ૧૪(૫) પંજાબ

| મતદાર મંડળનું નામ | મતદાર મંડળમાં બેઠકોની કુલ સંખ્યા | | ઉમેદવારોની કુલ સંખ્યા | | મતદાર મંડળમાં મતદારોની કુલ સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|---|
| | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો માટે | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામાન્ય બેઠકો માટે અનુ. જ્ઞાતિના મતદારોની ટકાવારી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| દ.પૂ., ગૂરગાંવ | ૧ | ૧ | ૪ | ૧ | ૨૭,૧૭૭ | ૨,૮૪૨ | ૧૦ |
| ઉત્તર કરનાલ | ૧ | ૧ | ૪ | ૩ | ૨૩,૨૪૪ | ૨,૬૯૮ | ૧૨ |
| અંબાલા તથા સિમલા | ૧ | ૧ | ૫ | ૩ | ૨૬,૯૧૮ | ૭,૬૧૧ | ૨૮ |
| પશ્ચિમ હોશિયારપુર | ૧ | ૧ | ૨ | ૪ | ૨૭,૫૮૯ | ૧૧,૭૦૧ | ૪૨ |
| જલંધર | ૧ | ૧ | ૨ | ૪ | ૧૨,૯૬૭ | ૧૪,૭૪૪ | ૧૧૪ |
| લુધિયાના તથા ફિરોઝપુર | ૧ | ૧ | ૪ | ૪ | ૨૦,૩૩૪ | ૧૨,૨૯૯ | ૬૦ |
| અમૃતસર તથા સિયાલકોટ | ૧ | ૧ | ૨ | ૧ | ૨૧,૬૧૦ | ૫,૩૮૪ | ૨૫ |
| લિયાલ્લપુર તથા ઝંઘ | ૧ | ૧ | ૨ | ૩ | ૧૩,૯૦૯ | ૩,૮૦૫ | ૨૭ |

# પરિશિષ્ટ ૧૪(૬) બિહાર

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| પૂર્વ બિહાર | ૧ | ૧ | ૨ | ૨ | ૨૩,૯૬૬ | ૩,૯૪૪ | ૧૬ |
| દક્ષિણ ગયાં | ૧ | ૧ | ૨ | ૧ | ૩૫,૧૦૪ | ૯,૬૭૫ | ૨૮ |
| નાવડા | ૧ | ૧ | ૩ | ૨ | ૨૮,૧૪૯ | ૭,૦૬૦ | ૨૫ |
| મધ્ય પૂર્વ શાહાબાદ | ૧ | ૧ | ૪ | ૧ | ૩૪,૧૩૮ | ૬,૪૯૧ | ૧૯ |
| પશ્ચિમ ગોપાલગંજ | ૧ | ૧ | ૩ | ૧ | ૨૫,૪૧૯ | ૩,૩૬૧ | ૧૩ |
| ઉત્તર બેટ્ટિઆહ | ૧ | ૧ | ૨ | ૧ | ૨૨,૫૯૬ | ૨,૯૮૫ | ૧૩ |
| પૂર્વ મુઝફ્ફરપુર, સદર | ૧ | ૧ | ૨ | ૧ | ૨૩,૦૦૭ | ૩,૩૮૨ | ૧૫ |
| દરભંગા સદર | ૧ | ૧ | ૩ | ૧ | ૨૨,૧૮૯ | ૨,૦૧૮ | ૯ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| દ.પૂ. સમસ્તિપુર | ૧ | ૧ | ૨ | ૧ | ૨૯,૫૯૫ | ૨,૬૪૨ | ૯ |
| દક્ષિણ મોંઘીર, સદર | ૧ | ૧ | ૩ | ૧ | ૩૮,૭૭૨ | ૫,૭૮૯ | ૧૫ |
| મધિપુરા | ૧ | ૧ | ૨ | ૨ | ૨૧,૨૫૧ | ૧,૩૮૩ | ૬ |
| દ.પ. પુર્નિઆ | ૧ | ૧ | ૨ | ૨ | ૩૩,૦૭૧ | ૨,૪૪૦ | ૭ |
| ગિરિદિહ તથા છત્રા | ૧ | ૧ | ૨ | ૧ | ૩૯,૬૭૦ | ૪,૫૨૮ | ૧૧ |
| ઉ.પૂ. પલામુ | ૧ | ૧ | ૨ | ૨ | ૧૩,૮૫૩ | ૪,૧૭૪ | ૩૦ |
| મધ્ય મનભૂમ | ૧ | ૧ | ૨ | ૨ | ૨૨,૯૩૦ | ૫,૦૭૫ | ૨૨ |

# પરિશિષ્ટ ૧૪(૭) મધ્યપ્રાંત તથા બેરાર

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| નાગપુર શહેર | ૧ | ૧ | ૨ | ૪ | ૩૪,૮૧૬ | ૮,૫૭૪ | ૨૪ |
| નાગપુર-ઉમરેર | ૧ | ૧ | ૩ | ૪ | ૨૦,૭૯૫ | ૫,૪૫૧ | ૨૬ |
| હિંગનઘાટ-વર્ધા | ૧ | ૧ | ૩ | ૪ | ૨૫,૨૭૫ | ૩,૦૮૮ | ૧૨ |
| ચન્દા-બ્રહ્મપુરી | ૧ | ૧ | ૩ | ૪ | ૨૧,૭૪૭ | ૪,૫૮૨ | ૨૧ |
| છિન્દવાડા-સૌસર | ૧ | ૧ | ૩ | ૪ | ૩૨,૦૪૦ | ૩,૯૨૯ | ૧૨ |
| જબલપુર પાટણ | ૧ | ૧ | ૩ | ૪ | ૨૩,૬૬૭ | ૧,૫૧૯ | ૬ |
| સૌગાર-ખુરઈ | ૧ | ૧ | ૩ | ૨ | ૨૩,૪૮૭ | ૪,૬૮૯ | ૨૦ |
| દામોહ હટ્ટા | ૧ | ૧ | ૩ | ૨ | ૨૯,૦૬૯ | ૩,૪૬૧ | ૧૨ |
| નરસિંહપુર-ગદરવાડા | ૧ | ૧ | ૪ | ૨ | ૩૧,૮૭૩ | ૧,૯૨૭ | ૬ |
| રાયપુર | ૧ | ૧ | | ૨ | ૨૦,૨૦૯ | ૧૦,૮૮૫ | ૫૪ |
| બલોડા બઝાર | ૧ | ૧ | ૨ | ૩ | ૨૭,૦૪૫ | ૧૪,૩૮૬ | ૫૩ |
| બિલાસપુર | ૧ | ૧ | ૨ | ૩ | ૨૨,૩૪૩ | ૧૦,૯૬૩ | ૪૯ |
| મુંગેલી | ૧ | ૧ | ૨ | ૩ | ૧૭,૪૧૨ | ૧૦,૦૩૨ | ૫૮ |
| જનગીર | ૧ | ૧ | ૨ | ૩ | ૨૮,૩૦૩ | ૧૩,૬૪૧ | ૪૮ |
| દુર્ગ | ૧ | ૧ | ૩ | ૧ | ૨૩,૪૯૩ | ૮,૬૬૩ | ૩૭ |
| ભંડારા-સાકોલી | ૧ | ૧ | ૨ | ૪ | ૬૮,૮૮૯ | ૮,૫૯૧ | ૧૩ |
| ઈલીચપુર, દરિયાપુર, મેલઘાટ | ૧ | ૧ | ૩ | ૪ | ૨૧,૮૬૨ | ૨,૧૮૩ | ૧૦ |
| અકોલા-બાલાપુર | ૧ | ૧ | ૩ | ૪ | ૨૦,૫૨૯ | ૨,૭૬૧ | ૧૩ |
| યવતમાલ-દરવ્હા | ૧ | ૧ | ૩ | ૩ | ૩૧,૦૫૨ | ૧,૯૫૪ | ૬ |
| ચીખલી-મેહકર | ૧ | ૧ | ૫ | ૩ | ૨૮,૯૭૧ | ૨,૭૯૨ | ૧૦ |

# પરિશિષ્ટ ૧૪(૮) આસામ

| મતદાર મંડળનું નામ | મતદાર મંડળમાં બેઠકોની કુલ સંખ્યા | | ઉમેદવારોની કુલ સંખ્યા | | મતદાર મંડળમાં મતદારોની કુલ સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|---|
| | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામા. બેઠકો માટે | અનુ. જ્ઞાતિ માટે બેઠકો | સામાન્ય બેઠકો માટે અનુ. જ્ઞાતિના મતદારોની ટકાવારી |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| કામરૂપ સદર, (દક્ષિણ) સામાન્ય | ૨ | ૧ | ૨ | ૪ | ૧૭,૫૦૧ | ૧,૨૦૩ | ૭ |
| નૌગોંગ (ઉ.પૂ.), સામાન્ય | ૧ | ૧ | ૩ | ૪ | ૧૩,૧૭૩ | ૧,૮૨૫ | ૧૪ |
| જોરહાટ (ઉત્તર), સામાન્ય | ૧ | ૧ | ૬ | ૨ | ૧૨,૭૮૫ | ૬૫૭ | ૫ |
| સુનામગંજ, સામાન્ય | ૧ | ૧ | ૨ | ૧ | ૧૫,૯૦૭ | ૬,૫૦૨ | ૪૧ |
| હબિગંજ (ઉત્તર) સામાન્ય | ૧ | ૧ | ૩ | ૩ | ૧૨,૬૨૮ | ૭,૬૧૫ | ૬૦ |
| કરિમગંજ (પૂર્વ), સામાન્ય | ૧ | ૧ | ૪ | ૨ | ૯,૬૧૧ | ૭,૩૨૩ | ૭૬ |
| સિલ્ચર, સામાન્ય | ૧ | ૧ | ૨ | ૩ | ૧૫,૪૫૯ | ૧,૫૮૭ | ૧૦ |

# પરિશિષ્ટ ૧૪(૯) ઓરિસ્સા

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| ઉત્તર કટક, સદર | ૧ | ૧ | ૨ | ૧ | ૧૭,૨૮૮ | ૪,૧૫૯ | ૨૪ |
| પૂર્વ જાજપુર | ૧ | ૧ | ૩ | ૨ | ૧૫,૩૩૮ | ૪,૮૦૮ | ૩૧ |
| ઉત્તર પુરી, સદર | ૧ | ૧ | ૪ | ૨ | ૧૩,૮૦૩ | ૩,૧૮૨ | ૨૩ |
| પૂર્વ બારગઢ | ૧ | ૧ | ૩ | ૧ | ૨૨,૮૪૯ | ૧,૨૩૭ | ૫ |
| પશ્ચિમ ભદ્રક | ૧ | ૧ | ૨ | ૩ | ૧૬,૧૮૭ | ૫,૧૫૨ | ૩૨ |
| અસ્કા-સુરદા | ૧ | ૧ | ૨ | ૪ | ૨૪,૯૧૪ | ૧,૪૭૫ | ૬ |

# પરિશિષ્ટ ૧૫

## અનુસૂચિત જાતિઓ માટે અનામત બેઠકોની ચૂંટણી અંગેની પ્રાન્તવાર વિગતો :

પરિશિષ્ટ ૧૫(૧) મદ્રાસ

પરિશિષ્ટ ૧૫(૨) મુંબઈ

પરિશિષ્ટ ૧૫(૩) બંગાળ

પરિશિષ્ટ ૧૫(૪) સંયુક્ત પ્રાન્ત

પરિશિષ્ટ ૧૫(૫) પંજાબ

પરિશિષ્ટ ૧૫(૬) બિહાર

પરિશિષ્ટ ૧૫(૭) મધ્ય પ્રાન્ત અને બેરાર

પરિશિષ્ટ ૧૫(૮) આસામ

પરિશિષ્ટ ૧૫(૯) ઓરિસ્સા

**તા.ક. :** ૮મા ખાનામાં આપ્યા સિવાયની બધી જ સંખ્યાઓ સાચી છે. ૮મા ખાનાની સંખ્યા પ્રાપ્ત કરવી શક્ય ન હોવાથી તેની ગણતરી કરવામાં આવી છે. ચૂંટણી મથકે મતદાન કરવા ગયેલા અનુસૂચિત જ્ઞાતિઓના મતદારો તેમજ હિંદુ મતદારોની ટકાવારીને આધારે આ ગણતરી કરવામાં આવી છે. આ ગણતરી કેટલી વાજબી છે તે કહેવું શક્ય નથી.

# પરિશિષ્ટ ૧૫(૧) મદ્રાસ

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારો એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| મદ્રાસ શહેર | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| ચિકાકોલ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૩૮૦ | ૫,૨૫૯ | ૭,૬૩૯ | ૪,૦૩૬ | ૬,૪૧૬ |
| અમલાપુરમ્ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૯,૭૪૨ | શૂન્ય | ૯,૭૪૨ | ૫,૫૨૩ | ૨૯,૧૧૧ |
| કોકાનડા | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| એલ્લોર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૭,૫૩૨ | ૬,૭૯૬ | ૧૪,૩૨૮ | ૪,૮૪૮ | ૧૨,૩૮૦ |
| બંડર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૯,૯૩૫ | શૂન્ય | ૯,૯૩૫ | ૨,૦૦૪ | ૧૮,૩૯૩ |
| ઓંગલ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૬,૫૧૩ | શૂન્ય | ૬,૫૧૩ | ૩,૮૦૭ | ૧૧,૯૭૩ |
| ગુડુર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૨૯૩ | ૩૪૪ | ૪,૬૩૭ | ૪,૭૭૮ | ૯,૦૭૨ |
| કુડાપ્પા | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૮,૨૮૪ | ૩૪૪ | ૮,૬૨૮ | ૪,૦૪૭ | ૧૨,૩૩૧ |
| પેનુકોન્ડા | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૭૩૧ | શૂન્ય | ૪,૭૩૧ | ૧,૭૪૯ | ૯,૮૦૧ |
| બેલારી | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૦૧૯ | શૂન્ય | ૪,૦૧૯ | ૯૧૦ | ૮,૧૨૪ |
| કુર્નુલ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૫,૩૬૨ | શૂન્ય | ૫,૩૬૨ | ૫,૯૨૯ | ૧૩,૧૬૪ |
| તિરુત્તીની | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૯૬૬ | શૂન્ય | ૪,૯૬૬ | ૭૪૧ | ૮,૧૨૮ |
| ચિંગલપુટ | સ્પર્ધાથી | બિનકોંગ્રેસી | ૧૨,૩૬૦ | શૂન્ય | ૧૨,૩૬૦ | ૬,૧૧૦ | ૨૨,૮૫૨ |
| તિરુવલ્લુર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૧૦૭ | ૬,૨૧૬ | ૯,૩૨૩ | ૧૪,૧૪૦ | ૧૭,૨૪૭ |
| રાણીપેઠ | સ્પર્ધાથી | બિનકોંગ્રેસી | ૨,૯૬૯ | શૂન્ય | ૨,૯૬૯ | ૪,૦૦૦ | ૮,૨૯૬ |
| તિરુવન્નામલાઈ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૩૪૨ | શૂન્ય | ૩,૩૪૨ | ૪,૯૩૮ | ૧૨,૬૯૬ |
| તિન્દિવન્નમ્ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૬,૩૯૬ | શૂન્ય | ૬,૩૯૬ | ૨,૫૪૧ | ૧૨,૪૮૦ |
| ચિદમ્બરમ્ | સ્પર્ધા વિના | બિનકોંગ્રેસી | - | - | - | - | - |
| તિરુક્કોઈલુર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૯,૯૫૭ | ૪,૪૩૬ | ૧૪,૩૯૩ | ૬,૧૩૩ | ૧૬,૦૯૦ |
| તાંજોર | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| મન્નારગુડી | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૨૯૪ | ૨૦,૪૯૪ | ૨૨,૭૮૮ | ૮,૨૯૬ | ૧૦,૫૯૦ |
| અરિયાલુર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૨૦૮ | ૧૦,૦૮૪ | ૧૧,૨૯૨ | ૮,૩૫૯ | ૯,૯૬૭ |
| પાલ્રી | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૪૬૯ | ૨૯,૪૩૬ | ૩૦,૯૦૫ | ૧૦,૬૧૫ | ૧૨,૦૮૪ |
| સત્તુર | સ્પર્ધાથી | કોંગ્રેસ | શૂન્ય | ૧૮,૫૧૪ | ૧૮,૫૧૪ | ૧૧,૮૯૪ | ૬,૯૮૦ |
| કોઈલપટ્ટી | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૧૯૯ | ૬,૨૮૪ | ૧૦,૪૮૩ | ૮૧૧ | ૫,૦૧૦ |
| પોલ્લાચી | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૯,૭૦૩ | શૂન્ય | ૯,૭૦૩ | ૨,૨૧૭ | ૧૫,૨૪૪ |
| નામક્લ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૮,૧૪૧ | ૮,૧૫૩ | ૧૬,૨૯૪ | ૩,૨૧૭ | ૧૧,૩૫૮ |
| કુંડાપુર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૪૨૫ | શૂન્ય | ૧,૪૨૫ | ૧,૭૯૮ | ૧૧,૬૭૩ |
| મલાપ્પુરમ્ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૭,૧૫૪ | શૂન્ય | ૭,૧૫૪ | ૨,૬૦૬ | ૧૦,૧૪૮ |

| | | |
|---|---|---|
| કોંગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલમતો | ૧૨૬,૧૫૨ | કુલ ૩૨૧,૬૧૬ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | ૩૨૧,૬૧૬ |
| કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | - ૧૨૬,૧૫૨ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | = ૧૯૫,૪૬૪ |

# પરિશિષ્ટ ૧૫(૨) મુંબાઈ

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારો એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ઉત્તર મંબઈ શહેર અને મુંબઈ પરાં વિસ્તાર | સ્પર્ધાથી | કોંગ્રેસી | ૨,૪૧૪ | ૧૫,૦૦૪ | ૧૭,૪૧૮ | ૯,૭૩૮ | ૧૨,૧૫૨ |
| મુંબઈ શહેર (ભાયખલા-પરેલ) | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૮,૪૯૪ | ૪,૭૫૧ | ૧૩,૨૪૫ | ૧૧,૬૬૨ | ૮,૪૯૪ |
| ખેડા જિલ્લો | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| સુરત જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૭,૯૧૩ | શૂન્ય | ૭,૯૧૩ | ૭,૨૫૪ | ૧૨,૧૦૧ |
| દક્ષિણ થાણા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૪,૦૦૬ | ૨૨૭ | ૪,૨૨૩ | ૨,૭૩૩ | ૪,૦૦૬ |
| દક્ષિણ અહમદ નગર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૬,૪૯૯ | ૨૯૬ | ૬,૭૯૫ | ૧,૯૭૬ | ૬,૪૯૯ |
| પૂર્વ ખાનદેશ, પૂર્વ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૯,૫૧૯ | શૂન્ય | ૯,૫૧૯ | ૪,૬૮૯ | ૧૦,૮૪૬ |
| પશ્ચિમ નાસિક | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૬,૬૦૫ | શૂન્ય | ૧૬,૬૦૫ | ૫,૬૭૯ | ૧૮,૪૭૨ |
| પશ્ચિમ પુના | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૯,૫૧૨ | ૨,૫૯૯ | ૧૨,૧૧૧ | ૫૩૨ | ૯,૫૧૨ |
| ઉત્તર સતારા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૬,૭૩૬ | શૂન્ય | ૬,૭૩૬ | ૧૦,૯૮૪ | ૧૧,૨૪૩ |
| ઉ.પૂ. શોલાપુર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૭,૬૨૨ | શૂન્ય | ૭,૬૨૨ | ૨,૮૯૧ | ૯,૩૦૩ |
| ઉત્તર બેલગામ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨૧,૩૨૨ | શૂન્ય | ૨૧,૩૨૨ | ૬,૫૯૬ | ૩૬,૯૭૯ |
| ઉત્તર બિજાપુર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૪,૫૬૬ | શૂન્ય | ૪,૫૬૬ | ૪,૪૨૩ | ૧૧,૯૬૫ |
| કોલાબા જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૬૪૪ | ૪,૭૮૧ | ૭,૪૨૫ | ૮,૧૧૭ | ૧૦,૭૬૧ |
| ઉત્તર રત્નાગિરિ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૫,૫૨૩ | શૂન્ય | ૫,૫૨૩ | *** | ૮,૭૧૪ |
| કોગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | | ૧૨,૯૭૧ | | | કુલ | ૧૭૧,૦૪૭ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | ૧૭૧,૦૪૭ |
| કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - ૧૨,૯૭૧ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૧૫૮,૦૭૬ |

*** જાણવા મળ્યું નથી.

# પરિશિષ્ટ ૧૫(૩) બંગાળ

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારો એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| બર્દવાન, કેન્દ્ર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૩૮૩ | શૂન્ય | ૨,૩૮૩ | ૨,૭૨૮ | ૧૭,૯૧૮ |
| બર્દવાન, વાયવ્ય | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૩૩૨ | શૂન્ય | ૨,૩૩૨ | ૨,૫૦૬ | ૯,૩૮૮ |
| બિરભૂમ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૪,૮૩૨ | શૂન્ય | ૪,૮૩૨ | ૮૪૮ | ૧૮,૮૭૬ |
| બાંકુરા, પશ્ચિમ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૫,૧૦૦ | ૪,૫૦૧ | ૯,૬૦૧ | ૧,૮૩૮ | ૬,૯૩૮ |
| મિદનાપુર, કેન્દ્ર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૮૫૧ | શૂન્ય | ૧,૮૫૧ | ૧,૭૩૩ | ૧૬,૧૨૪ |
| ઞરગ્રામ વત્તા ઘાટલ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૧૭૧ | શૂન્ય | ૧,૧૭૧ | ૮૬૯ | ૧૧,૩૦૫ |
| હુગલી, ઈશાન | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૬૩૮ | શૂન્ય | ૧,૬૩૮ | ૧,૬૧૩ | ૧૧,૭૬૪ |
| હાવરા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૦,૩૭૩ | શૂન્ય | ૧૦,૩૭૩ | ૫,૯૮૬ | ૧૪,૩૮૦ |
| ૨૪ પરગણાં, દ.પૂ. | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૭,૨૮૯ | શૂન્ય | ૭,૨૮૯ | ૭૪૫ | ૨૭,૭૯૧ |
| ૨૪ પરગણાં, ઉ.પ. | સ્પર્ધાથી | કોંગ્રેસી | ૧૪,૯૬૪ | શૂન્ય | ૧૪,૯૬૪ | ૨,૩૬૧ | ૨૦,૯૮૭ |
| નાદિયા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૫,૨૧૯ | શૂન્ય | ૫,૨૧૯ | ૮,૯૬૭ | ૨૦,૯૫૭ |
| મુર્શિદાબાદ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૫૨૯ | શૂન્ય | ૨,૫૨૯ | ૨,૧૨૯ | ૧૦,૫૨૨ |
| જેસોર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨૦,૧૯૮ | ૧૫ | ૨૦,૨૧૩ | ૧૧,૯૩૬ | ૩૨,૧૩૪ |
| ખુલના | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧૬,૫૭૫ | શૂન્ય | ૧૬,૫૭૫ | ૨૦,૩૦૭ | ૭૬,૮૮૭ |
| | | બિન કોંગ્રેસી | ૩૨,૬૬૨ | શૂન્ય | ૩૨,૬૬૨ | ૨૦,૩૦૭ | ૭૬,૮૮૭ |
| માલદા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૨૨૯ | શૂન્ય | ૨,૨૨૯ | ૧,૪૧૩ | ૨૧,૩૬૪ |
| દિનાજપુર | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| | | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| જલપાઈગુરિ વત્તા સલાઈગુરિ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૬,૨૪૪ | શૂન્ય | ૧૬,૨૪૪ | ૧૯,૫૧૩ | ૪૯,૧૯૧ |
| | | બિન કોંગ્રેસી | ૭,૨૬૧ | શૂન્ય | ૭,૨૬૧ | ૧૯,૫૧૩ | ૪૯,૧૯૧ |
| રંગપુર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૨,૨૧૨ | શૂન્ય | ૧૨,૨૧૨ | ૧૭,૩૪૫ | ૫૩,૬૩૨ |
| | | બિન કોંગ્રેસી | ૧૧,૯૧૪ | શૂન્ય | ૧૧,૯૧૪ | ૧૭,૩૪૫ | ૫૩,૬૩૨ |
| બોગરા વત્તા પબ્ના | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૦,૫૦૨ | શૂન્ય | ૧૦,૫૦૨ | ૯,૯૨૦ | ૨૭,૦૫૪ |
| ઢાકા, પૂર્વ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૭,૪૧૩ | શૂન્ય | ૧૭,૪૧૩ | ૧૨,૦૬૨ | ૩૦,૮૬૯ |
| મૈમનસિંઘ, પશ્ચિમ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૧,૮૨૨ | શૂન્ય | ૧૧,૮૨૨ | ૮,૯૮૭ | ૨૧,૦૨૫ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મૈમન સિંધ, પૂર્વ | સ્પર્ધાથી | બિન કૉંગ્રેસી | ૧૦,૭૨૦ | શૂન્ય | ૧૦,૭૨૦ | ૧૬,૫૦૯ | ૩૧,૫૩૦ |
| ફરિદપુર | સ્પર્ધાથી | બિન કૉંગ્રેસી | ૨૭,૩૪૨ | શૂન્ય | ૨૭,૩૪૨ | ૫૭,૬૯૯ | ૯૭,૬૦૮ |
| | | બિન કૉંગ્રેસી | ૨૫,૯૨૪ | શૂન્ય | ૨૫,૯૨૪ | ૫૭,૬૯૯ | ૯૭,૬૦૮ |
| બાકર ગંજ, દ.પૂ. | સ્પર્ધાથી | બિન કૉંગ્રેસી | ૧૦,૫૧૫ | શૂન્ય | ૧૦,૫૧૫ | ૧૮,૮૦૧ | ૨૬,૫૨૬ |
| નિપ્પેસ | સ્પર્ધાથી | બિન કૉંગ્રેસી | ૧૯,૩૮૮ | શૂન્ય | ૧૯,૩૮૮ | ૮,૦૧૭ | ૨૯,૬૭૩ |

કૉંગ્રેસી ઉમેદવારોને
મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો ૫૯,૬૪૬ — કુલ ૬૮૪,૪૪૩

| | |
|---|---|
| અનુસૂચિ જ્ઞાતિના કુલ મતો | ૬૮૪,૪૪૩ |
| કૉંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - ૫૯,૬૪૬ |
| બિન કૉંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૬૨૪,૭૯૭ |

# પરિશિષ્ટ ૧૫(ક) મધ્યપ્રાન્ત

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારોએ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| લખનૌ શહેર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૯૧૦ | ૨,૩૨૭ | ૪,૨૩૭ | ૪,૦૯૨ | ૬,૦૦૨ |
| કાનપુર શહેર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૪૮૩ | ૪,૯૦૧ | ૯,૩૮૪ | ૧,૩૦૧ | ૫,૭૮૪ |
| આગ્રા શહેર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૦૧૮ | ૪,૩૮૯ | ૫,૪૦૭ | ૩,૧૬૨ | ૪,૧૫૦ |
| અલ્હાબાદ શહેર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩૮૫ | ૯,૨૮૫ | ૯,૬૭૦ | ૪,૦૩૭ | ૪,૪૨૨ |
| સહરાનપુર જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૨૫૨ | શૂન્ય | ૩,૨૫૨ | ૬૪૮ | ૫,૨૮૨ |
| બુલંદશહર જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૮૫૩ | ૫૪૭ | ૪,૪૦૦ | ૨,૩૬૫ | ૬,૨૨૮ |
| આગ્રા જિલ્લો | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૮૫૧ | શૂન્ય | ૧,૮૫૧ | ૨,૫૧૩ | ૫,૫૫૦ |
| મૈનપુરી જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૩૧૭ | ૯૩૨ | ૩,૨૪૯ | ૪,૪૩૧ | ૬,૭૪૮ |
| બુદાઉન જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૫૫૭ | શૂન્ય | ૧,૫૫૭ | ૨,૬૭૬ | ૯,૦૭૦ |
| જલાઉન જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૭૯૧ | શૂન્ય | ૩,૭૯૧ | ૪,૮૪૦ | ૧૨,૪૨૮ |
| મિરઝાપુર જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | - | - | - | - | - |
| ગોરખપુર જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૭૬૨ | શૂન્ય | ૨,૭૬૨ | ૮૧૯ | ૪,૯૫૪ |
| બસ્તી જિલ્લો | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| આઝમગઢ જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૯૪૯ | શૂન્ય | ૯૪૯ | ૧૯૬ | ૯,૨૫૬ |
| અલ્મોડા જિલ્લો | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| રાયબરેલી જિલ્લો | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| સિતાપુર જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧૨,૫૩૫ | શૂન્ય | ૧૨,૫૩૫ | ૯૫૫ | ૨૦,૦૦૦ |
| ફૈઝાબાદ જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૫,૭૭૧ | શૂન્ય | ૫,૭૭૧ | ૨૨ | ૧૩,૮૪૮ |
| ગોન્ડા જિલ્લો | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| બારાબન્કી જિલ્લો | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૮,૦૨૬ | શૂન્ય | ૮,૦૨૬ | ૭,૨૮૩ | ૧૮,૪૫૮ |
| કોંગ્રેસી ઉમેદવારને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | | ૫૨,૬૦૯ | | | કુલ | ૧૩૨,૧૮૦ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | ૧૩૨,૧૮૦ |
| કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - ૫૨,૬૦૯ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૭૯,૫૭૧ |

# પરિશિષ્ટ ૧૫(૫) પંજાબ

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારોએ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ગુરગાંવ-દ.પૂ. | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| ઉત્તર કર્નલ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૩,૩૧૮ | શૂન્ય | ૩,૩૧૮ | ૧,૨૯૯ | ૩,૭૭૭ |
| અંબાલા તથા સિમલા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૫,૨૭૭ | શૂન્ય | ૫,૨૩૭ | ૪,૯૧૧ | ૧૦,૯૬૦ |
| હોશિયાપુર, પશ્ચિમ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૮,૫૯૯ | શૂન્ય | ૮,૫૯૯ | ૧૪,૬૪૦ | ૧૧,૭૦૧ |
| જલંધર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧૩,૧૩૫ | શૂન્ય | ૧૩,૧૩૫ | ૯,૧૭૬ | ૨૦,૩૪૭ |
| લુધિયાના તથા ફિરોજપુર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૭,૨૫૮ | શૂન્ય | ૭,૨૫૮ | ૬,૦૨૪ | ૧૬,૪૮૧ |
| અમૃતસર અને સિયાલકોટ | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| લિયાલ્લપુર તથા ઝંગ | સ્પર્ધાથી | બિન કોંગ્રસી | ૨,૯૦૩ | શૂન્ય | ૨,૯૦૩ | ૨,૧૪૩ | ૫,૮૬૦ |
| કોંગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | | શૂન્ય | | | કુલ | ૬૯,૧૨૬ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | ૬૯,૧૨૬ |
| કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - શૂન્ય |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૬૯,૧૨૬ |

# પરિશિષ્ટ ૧૫(૬) બિહાર

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારો એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| પૂર્વ બિહાર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૪૭૧ | શૂન્ય | ૨,૪૭૧ | ૫૧૯ | ૫,૪૪૩ |
| દક્ષિણ ગયા | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| નાવડા | સ્પર્ધાથી | ૩,૦૭૯ | શૂન્ય | ૩,૦૭૯ | ૧,૬૨૯ | ૧૦,૪૯૯ | |
| મધ્ય પૂર્વ શાહાબાદ | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| પશ્ચિમ ગોપાલગંજ | સ્પર્ધાવિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| ઉત્તર બેટ્ટીઆલ | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| પૂર્વ મુઝફ્ફરપુર સદર | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| દરંભગા, સદર | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| દ.પૂ. સમસ્તિપુર | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| દક્ષિણ મોંઘીર, સદર | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| મધિયપુરા | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૭૦ | ૧,૬૮૮ | ૧,૭૫૮ | ૧,૭૦૦ | ૧,૭૭૦ |
| દ.પ. પુર્નિઆ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૦૪૦ | ૨,૮૭૮ | ૪,૯૧૮ | ૧,૬૬૯ | ૩,૭૦૯ |
| ગિરિદિર તથા ચત્રા | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| ઉ.પૂ. પલામુ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૪૬૫ | ૩,૪૧૯ | ૬,૮૮૪ | ૬૨૬ | ૪,૦૯૧ |
| મધ્ય મનુભૂમ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૫૩૯ | શૂન્ય | ૨,૫૩૯ | ૧,૯૩૭ | ૫,૩૭૮ |
| કોંગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | | ૮,૬૫૪ | | | કુલ | ૩૦,૮૪૧ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | ૩૦,૮૪૧ |
| કોંગ્રેસી ઉમેદવારેએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - ૮,૬૫૪ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૨૨,૧૮૭ |

# પરિશિષ્ટ ૧૫(૭) મધ્યાપ્રાંત અને બિહાર

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારે એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| નાગપુર શહેર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૭,૩૯૬ | શૂન્ય | ૭,૩૯૬ | ૩,૭૮૭ | ૯,૦૮૮ |
| નાગપુર-ઉમરેર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૩,૬૬૭ | શૂન્ય | ૩,૬૬૭ | ૨,૭૭૪ | ૬,૩૨૩ |
| હિંગાન્ઘાટ-વર્ધા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૯૬૪ | ૨૬૨ | ૩,૨૨૬ | ૩,૦૯૩ | ૨,૯૬૪ |
| ચાન્દા બ્રહ્મપુરી | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૫,૧૩૩ | શૂન્ય | ૫,૧૩૩ | ૧,૭૬૪ | ૫,૫૯૦ |
| છિન્દવાડા-સૌસર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૪૭૭ | શૂન્ય | ૧,૪૭૭ | ૪,૦૩૫ | ૪,૪૦૦ |
| જબલપુર-પાટગ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪૭૩ | ૨,૦૧૭ | ૨,૪૯૦ | ૧,૧૯૮ | ૧,૬૭૧ |
| સૌગોર-ખુરાઈ | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૨,૯૮૬ | શૂન્ય | ૨,૯૮૬ | ૧,૪૧૭ | ૫,૧૪૭ |
| દામોહ હટ્ટા | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૦૫૬ | ૨૫૯ | ૩,૩૧૫ | ૯૫૮ | ૪,૦૧૪ |
| નરસિંહપુર-ગદરવાડા | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૦૨૩ | ૯૫ | ૧,૧૧૮ | ૪૮૦ | ૧,૫૦૩ |
| રાયપુર | સ્પર્ધાથી | કોંગ્રસ | ૩,૮૫૬ | શૂન્ય | ૩,૮૫૬ | ૧,૩૩૨ | ૯,૩૬૧ |
| બલોડા બજાર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૮,૧૧૩ | શૂન્ય | ૮,૧૧૩ | ૪,૪૫૧ | ૧૭,૫૫૧ |
| બિલાસપૂર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૯૦૦ | શૂન્ય | ૧,૯૦૦ | ૧,૬૫૫ | ૧૫,૩૪૮ |
| મુંગેલી | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૫,૩૫૭ | શૂન્ય | ૫,૩૫૭ | ૪,૭૩૦ | ૧૪,૦૪૫ |
| જંજીર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૪૧૧ | શૂન્ય | ૨,૪૧૧ | ૩,૨૯૯ | ૧૭,૧૮૮ |
| દુર્ગ | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| ભંડારા-સકોલી | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૭,૯૧૬ | શૂન્ય | ૭,૯૧૬ | ૫,૧૯૭ | ૦,૩૦૯ |
| એલીચપુર-દરિયાપુર-મેલઘાટ | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૬૯૭ | શૂન્ય | ૧,૬૯૭ | ૩,૦૮૬ | ૨,૫૩૨ |
| અકોલા-બાલાપુર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૮૨૩ | શૂન્ય | ૧,૮૩૩ | ૧,૭૨૬ | ૩,૨૦૩ |
| યવતમલ-દરવ્હા | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૧૫૦ | શૂન્ય | ૧,૧૫૦ | ૮૬૪ | ૧,૩૨૯ |
| ચિખલી-મેહકર | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૧૯૪ | શૂન્ય | ૨,૧૯૪ | ૨,૧૬૪ | ૩,૨૯૫ |
| કોંગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલમતો | | | ૧૯,૫૦૭ | | | | કુલ ૧૩૪,૮૬૧ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાચિના કુલ મતો | ૧૩૪,૮૬૧ |
| કોંગ્રેસી ઉમેદવારોને મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - ૧૯,૫૦૭ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૧૧૫,૩૫૪ |

# પરિશિષ્ટ ૧૫(૮) આસામ

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારે એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| કામરૂપ સદર (દક્ષિણ), સામાન્ય | સ્પર્ધાથી | કોંગ્રેસ | શૂન્ય | ૪,૮૩૨ | ૪,૮૬૨ | ૩,૬૬૫ | ૧,૮૪૧ |
| નૌગોંગ (ઉ.પૂ.) સામાન્ય | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૧,૫૯૬ | શૂન્ય | ૧,૫૯૬ | ૩,૦૪૫ | ૨,૨૨૬ |
| જોરહાટ (ઉત્તર), સામાન્ય | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪૫૭ | ૪૯૫ | ૯૫૨ | ૩૭૧ | ૮૨૮ |
| સુનામગંજ, સામાન્ય | સ્પર્ધા વિના | કોંગ્રેસ | - | - | - | - | - |
| હલિગંજ (ઉત્તર), સામાન્ય | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૪,૮૬૩ | શૂન્ય | ૪,૮૬૩ | ૪,૩૯૭ | ૧૦,૩૫૬ |
| કરિમગંજ (પૂર્વ), સામાન્ય | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૩,૨૫૨ | શૂન્ય | ૩,૨૫૨ | ૧,૧૧૯ | ૧૦,૨૫૨ |
| સિલ્ચર, સામાન્ય | સ્પર્ધાથી | બિન કોંગ્રેસી | ૨,૧૦૮ | શૂન્ય | ૨,૧૦૮ | ૨,૧૯૭ | ૨,૨૫૪ |
| કોંગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | | ૫,૩૨૦ | | | કુલ | ૨૭,૭૫૭ |

| | | |
|---|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | ૨૭,૭૫૭ |
| કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - | ૫,૩૨૦ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = | ૨૨,૪૩૭ |

# પરિશિષ્ટ ૧૫(૯) ઓરિસ્સા

| મતદાર મંડળનું નામ | સ્પર્ધાથી કે સ્પર્ધા વિના | સફળ ઉમેદવારનો પક્ષ | સફળ ઉમેદવારે મેળવેલા મતોની વહેંચણી | | | અસફળ ઉમેદવારો એ મેળવેલા મતો | અનુસૂચિત જ્ઞાતિએ આપેલા કુલ મતો |
|---|---|---|---|---|---|---|---|
| | | | અનુસૂચિત જ્ઞાતિના મતો | હિંદુ મતો | કુલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ઉત્તર કટક, સદર | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| પૂર્વ જાજપુર | સ્પર્ધાથી | કોંગ્રેસી | ૯૫૮ | શૂન્ય | ૯૫૮ | ૫૭૧ | ૪,૮૦૮ |
| ઉત્તર પુરી, સદર | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૩,૪૧૬ | ૬૦૨ | ૪,૦૧૮ | ૩૩૯ | ૩,૭૫૫ |
| પૂર્વ બારગઢ | સ્પર્ધા વિના | બિન કોંગ્રેસી | - | - | - | - | - |
| પશ્ચિમ ભદ્રક | સ્પર્ધાથી | કોંગ્રેસ | ૧,૫૦૪ | શૂન્ય | ૧,૫૦૪ | ૩૩૪ | ૫,૦૪૯ |
| અસ્કા-સુરદા | સ્પર્ધાથી | કોંગ્રેસ | શૂન્ય | ૯૧૩ | ૯૧૩ | ૧,૪૦૨ | ૯૭૩ |
| કોંગ્રેસી ઉમેદવારોને મળેલા અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | | | ૫,૮૭૮ | | | કુલ | ૧૪,૫૮૫ |

| | |
|---|---|
| અનુસૂચિત જ્ઞાતિના કુલ મતો | ૧૪,૫૮૫ |
| કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | - ૫,૮૭૮ |
| બિન કોંગ્રેસી ઉમેદવારોએ મેળવેલા અનુસૂચિત જ્ઞાતિના મતો | = ૮,૭૦૭ |

# પરિશિષ્ટ ૧૬

## વેવેલ યોજના

## (૧)

*૧૯૪૫ની ૧૪મી જૂને, હિંદી વજીરે, હિંદની સરકાર અંગે નામદાર સરકારની દરખાસ્તોને સમાવિષ્ટ કરતું રજૂ કરેલું શ્વેતપત્ર :*

૧. ફિલ્ડ માર્શલ વિસ્કાઉન્ટ વેવેલની આ દેશની તાજેતરની મુલાકાત દરમ્યાન નામદાર સરકારે તેમની સાથે હિંદના અનેક પ્રશ્નોની સમીક્ષા કરી તેમ જ ખાસ કરીને હિંદની વર્તમાન રાજકીય પરિસ્થિતિની ચર્ચા કરી.

૨. સભ્યો એ હકીકતથી તો સભાન હશે કે ૧૯૪૨ના માર્ચમાં નામદાર સરકારે કરેલા પ્રસ્તાવ પછીથી આજ સુધી હિંદના બંધારણીય પ્રશ્નો અંગેના ઉકેલમાં કોઈ પણ જાતની પ્રગતિ થઈ નથી.

૩. ત્યારે જણાવાયું હતું કે તેમ, હિંદની નવી બંધારણીય પ્રથાની રૂપરેખા ઘડવાનું કામ માત્ર હિંદની પ્રજા પોતે જ કરી શકે.

૪. હિંદની પ્રજાને તેનું નવું બંધારણ ઘડવામાં સહાય કરવા માટે હંમેશા નામદાર સરકાર અતિશય આતુર રહી છે. પણ અનિચ્છા દર્શાવતી હિંદની પ્રજા પર બ્રિટન સ્વ-શાસનની સંસ્થાઓ લાદી રહી છે એમ કહેવું ને એક વિરોધાભાસ હશે અને એવા સમયે કે જયારે આપણે સહેતુક બ્રિટિશ હિંદના વ્યવહારો પરનો આપણો અંકુશ પાછો ખેંચી રહ્યા છીએ તેવે સમયે તો આ કાર્ય અશક્ય જ છે એટલું જ નહિ પણ આવી સંસ્થાઓનો જબરદસ્તી અમલ કરાવવાની જવાબદારી આપણે સ્વીકારી પણ ન શકીએ.

૫. એટલે મુખ્ય બંધારણીય પરિસ્થિતિ તો હતી તેવીને તેવી જ રહે છે. ૧૯૪૨ના માર્ચનો પ્રસ્તાવ હજી પણ સંપૂર્ણપણે એવોને એવો જ, કૈં પણ પરિવર્તન કે ઉમેરણ વિનાનો જ રહે છે. નામદાર સરકારને હજી પણ એવી આશા છે કે હિંદના રાજકીય નેતાઓ એક એવી પ્રક્રિયાના સમાધાન પર આવી શકશે કે જેથી હિંદની સરકારનું ભવિષ્યનું સ્થાયી સ્વરૂપ નક્કી થઈ શકે.

૬. છતાંય, હિંદની રાજકીય મડાગાંઠ તોડવા માટે જે કૈં વ્યવહારુ પ્રદાન કરી શકાય તેવું પ્રદાન કરવા નામદાર સરકાર અત્યંત ઉત્સુક છે. આ મડાગાંઠ છે ત્યાં સુધી રાજકીય જ નહી, બલ્કે સામાજિક અને આર્થિક પ્રગતિ પણ રૂંધાઇ રહી છે.

૭. જાપાન સામેના યુદ્ધે અને યુદ્ધ પછીના સમયગાળાના આયોજને હિંદ પર લાદેલા ભગીરથ કાર્ય ઉપરાંત હિંદમાં પ્રવર્તતા રાજકીય તનાવથી હિંદી વહીવટ તંત્રને વધુ પરિશ્રમ કરવો પડે છે.

૮. અત્યારનું અતિ તાકીદનું કાર્ય છે કૃષિ વિષયક અને ઔદ્યોગિક વિકાસનું તથા હિંદના ખેડૂતો તથા કામદારોનો વિકાસ સાધવાનું. પણ જો પ્રત્યેક કોમનો અને હિંદના પ્રત્યેક વિભાગનો અંતઃકરણપૂર્વકનો સહકાર પ્રાપ્ત ન થાય તો તે થઈ ન શકે.

૯. આથી, નામદાર સરકારે વિચાર્યું છે કે આ વચગાળાના સમયમાં, પ્રવર્તમાન બંધારણ નીચે હિંદીઓ તેમની ભાવિ બંધારણીય વ્યવસ્થા ન કરે ત્યાં સુધી એવું કૈંક તે સૂચવી શકે જે હિંદની સઘળી પ્રજાનાં સમગ્ર હિત માટે મુખ્ય કોમો તથા પક્ષોને પરસ્પરને તથા બ્રિટિશ સરકારને પ્રગાઢ સહકાર આપવા સમર્થ બનાવે.

૧૦. હિંદની મુખ્ય કોમોની ઈચ્છા વિરુદ્ધ કોઈ પણ ફેરફાર દાખલ કરવાનો નામદાર સરકારનો ઈરાદો નથી. પણ આ વચગાળાના સમય દરમ્યાન, જો હિંદના મુખ્ય પક્ષોના નેતાઓ તેમનાં સૂચન સાથે સંમત થવા અને જાપાન સામેનું યુદ્ધ જીતવામાં તથા તે અંતિમ વિજય પછીનું જે સ્વાભાવિક પરિણામ છે તે કાર્ય હિંદના પુનઃ ઘડતરનું કાર્ય કરવામાં સહકાર આપવા તૈયાર થાય તો તે કેટલાંક પગલાં આગળ ભરવાં રાજી છે.

૧૧. આ માટે તે વાઈસરોયની કારોબારીની રચનામાં પણ મહત્ત્વનો ફેરફાર કરવા તૈયાર થશે. અત્યારે ઘડેલા કાયદામાં કશો જ ફેરફાર કર્યા વિના તે શક્ય છે. માત્ર ૧૯૩૫ના કાયદાની નવમી અનુસૂચિમાં એક સુધારો આવશ્યક છે. આ અનુસૂચિમાં એવી જોગવાઈ કરવામાં આવી છે કે આ કારોબારીના ઓછામાં ઓછા ત્રણ સભ્યોને હિંદમાં તાજની સેવાઓનો ઓછામાં ઓછો દસ વર્ષનો

અનુભવ તો હોવો જ જોઈએ. ગૃહ સામે હું જે દરખાસ્તો મુકવાનો છું તે જો હિંદને સ્વીકાર્ય હોય તો આવી જરૂરિયાતને રદ કરતી કલમ સુધારવી પડે.

૧૨. એવું સૂચવવામાં આવે છે કે વાઈસરોયની કારોબારીની પુનર્રચના કરવી અને ભવિષ્યમાં, વાઈસરોયે તેની કારોબારીમાં નિમણૂંક માટે તાજને કરવાના પ્રસ્તાવમાં હિંદના રાજકીય ક્ષેત્રના કેન્દ્રીય તથા પ્રાન્તીય નેતાઓની એવી રીતે પસંદગી કરવી જે મુખ્ય કોમોને સમતુલ પ્રતિનિધિત્વ આપી શકે અને મુસ્લિમો તથા સવર્ણ હિંદુઓનો પણ જેમાં સરખા પ્રમાણમાં સમાવેશ થઈ શકે.

૧૩. આ હેતુ સિધ્ધ કરવા, વાઈસરોય અતિ મહત્ત્વના પક્ષોના વડા એવા અનેક અગ્રણી હિંદી રાજકીય નેતાઓ સાથે અથવા તો પ્રાન્તોના પ્રધાનમંત્રીઓ તરીકેનો તાજેતરનો અનુભવ જેમનો છે તેમની સાથે અને વળી અન્ય વિશિષ્ટ અનુભવ અને અધિકાર ધરાવતી વ્યક્તિઓ સાથે ચર્ચા સભા યોજશે. વાઈસરોયની કારોબારીની પુનર્રચના ઉપર જણાવ્યા પ્રમાણે થવી જોઈએ તેવો પ્રસ્તાવ આ ચર્ચા સભા સમક્ષ મૂકવા અને આ ચર્ચા સભામાં ઉપસ્થિત રહેલા સભ્યો પાસેથી નામોની યાદી મંગાવવાનો વાઈસરોયનો ઈરાદો છે. આ નામોમાંથી નામદાર સરકારને વાઈસરોયની કારોબારીમાં નિમણૂંકની ભલામણ કરવા માટે ભવિષ્યના સભ્યોની પસંદગી કરવા તે સમર્થ બનશે તેવી તેને આશા છે. અલબત્ત, આ ભલામણોની જવાબદારી તો તેની જ રહેશે અને આથી પસંદગીની તેની સ્વતંત્રતા પણ અનિયંત્રિત જ રહે છે.

૧૪. આ વ્યવસ્થાને પરિણામે તેની કારોબારીમાં પસંદ થયેલા સભ્યો જાપાન સામેના યુધ્ધને સમર્થન આપશે અને અંતે વિજયમાં તેનું પરિણામ લાવવા અંતઃકરણપૂર્વકનો સહકાર આપશે તે જ ભાવનાથી આ હોદ્દો સ્વીકારશે.

૧૫. વાઈસરોય અને સરસેનાપતિ સિવાય કારોબારીના બધા જ સભ્યો હિંદીઓ હશે. સરસેનાપતિનું સ્થાન યુધ્ધ સલાહકાર સભ્ય તરીકે જાળવી રાખવામાં આવશે. જ્યાં સુધી હિંદના સંરક્ષણની જવાબદારી બ્રિટનની છે ત્યાં સુધી આ મહત્ત્વનું છે.

૧૬. આ પ્રસ્તાવોમાં સમાવાયેલી કોઈ પણ બાબત તાજના પ્રતિનિધિ તરીકે

વાઈસરૉય દ્વારા પ્રસ્થાપિત થયેલા દેશી રાજ્યોના અને તાજના સંબંધોને કશી અસર પહોંચાડશે નહિ.

૧૭. નામદાર સરકારે આ દરખાસ્તો હિંદના નેતાઓ સમક્ષ મૂકવાની વાઈસરૉયને સત્તા આપી છે. નામદાર સરકારને વિશ્વાસ છે કે હિંદી લોકોના નેતાઓ યોગ્ય પ્રતિસાદ આપશે. હિંદ આ યોજનાને સ્વીકારે અને તેને વચગાળાની કાર્યક્ષમ વ્યવસ્થા બનાવવાના હેતુથી હિંદના જવાબદાર રાજકીય નેતાઓ તેને સહકાર આપવા જેટલે અંશે તૈયાર થાય તેટલે અંશે જ આ યોજનાની સફળતાનો આધાર છે. આવી સર્વસંમત સ્વીકૃતિની અનુપસ્થિતિમાં અત્યારની વ્યવસ્થાઓ અનિવાર્યપણે ચાલુ રહેવી જ જોઈએ.

૧૮. જો કેન્દ્રમાં આવો સહકાર પ્રાપ્ત થાય તો પ્રાંતોમાં પણ તેની અસર પડશે જ અને જે પ્રાન્તોમાં બહુમતી પક્ષે સહયોગ પાછો ખેંચી લીધો હોવાથી ૧૯૩૫ના કાયદાની કલમ ૯૩ નીચે ગવર્નરોની સત્તાઓને અમલી બનાવવી પડી છે તે તે પ્રાન્તોમાં ફરીથી જવાબદાર સરકારો સ્થાપી શકશે. એવી આશા રાખીએ કે બધા જ પ્રાન્તોમાં આ સરકારો મુખ્ય પક્ષોના સહયોગને આધારે રચાઈ હોય. આથી કોમી મતભેદો ઉકેલવા સરળ બને અને પ્રધાનો તેમનાં અતિભારે વહીવટી કાર્યો પર ધ્યાન કેન્દ્રિત કરી શકે.

૧૯. જો આ દરખાસ્તો સ્વીકારાય તો એક બીજો ફેરફાર પણ થવો જોઈએ તેવું નામદાર સરકાર સૂચવવા ઈચ્છે છે.

૨૦. અને તે એ કે હિંદના સંરક્ષણના ભાગરૂપે હાથ ધરાતા આદિવાસી અને સંરક્ષણની બાબતો સિવાયના બધા જ વિદેશી વ્યવહારોનો હવાલો હિંદને લાગેવળગે છે ત્યાં સુધી વાઈસરૉયની કારોબારીના હિંદી સભ્યને આપવો જોઈએ અને વિદેશોમાં હિંદના પ્રતિનિધિત્વ માટે સંપૂર્ણ અધિકૃત પ્રતિનિધિઓ નીમવામાં આવશે.

૨૧. આ યોજનાનો સ્વીકાર કરી, તેમાં સહકાર આપવાથી હિંદના વ્યવહારોની દિશામાં હિંદી નેતાઓ તેમનું સત્વર પ્રદાન આપી શકશે એટલું જ નહિ પણ એવી પણ આશા રાખીએ કે સરકારમાં તેમના સહકારનો અનુભવ તેમને નવી

બંધારણીય વ્યવસ્થાઓ ઘડી કાઢવાની પદ્ધતિરૂપે થનારા તેમની વચ્ચેના સમાધાનને ત્વરીત બનાવશે.

૨૨. આખા પ્રશ્નના અતિ કાળજીપૂર્વકના અભ્યાસ પછી નામદાર સરકારને લાગે છે કે આ પ્રસ્તાવિત યોજના અત્યારની પરિસ્થિતિમાં શક્ય તેટલી વધુમાં વધુ પ્રગતિ ઉપલબ્ધ બનાવે છે. આમાં સૂચવાયેલા કોઈ પણ ફેરફારો હિંદના ભવિષ્યના સ્થાયી બંધારણ કે બંધારણોના મહત્ત્વના સ્વરૂપ અંગે કોઈ પણ પ્રકારનો પૂર્વનિર્ણય કરશે નહિ કે તે સ્વરૂપ પ્રત્યે કોઈ પણ પ્રકારે પૂર્વગ્રહ ઊભો કરશે નહિ.

૨૩. નામદાર સરકાર ચોકકસપણે માને છે કે જો અંગ્રેજોની અને હિંદીઓની સર્વ પ્રકારનો સહકાર આપવાની શુભેચ્છા અને સાચી ઈચ્છા હશે તો આ દરખાસ્તો હિંદની સ્વતંત્ર સરકારની દિશામાં અંગ્રેજો તથા હિંદીઓનું સંયુક્ત, સાચું, આગળ વધતું પગલું બની રહેશે, અને રાષ્ટ્રોની સલાહ મસલતોમાં હિંદની ન્યાયી સ્થિતિનું પ્રતિપાદન કરશે અને પ્રભાવ બળવાન બનાવશે.

(૨)

*૧૯૪૫ની ૧૪મી જૂને નવી દિલ્હીમાં માનનીય વાઈસરોયે આપેલું વાયુ પ્રવચન :*

વર્તમાન રાજકીય સ્થિતિને હળવી બનાવવા અને હિંદને તેના પૂર્ણ સ્વરાજયના ધ્યેય ભણી આગળ વધારવા માટે ઘડાયેલી આ દરખાસ્તો હિંદી રાજકીય નેતાઓ સમક્ષ મૂકવાની સત્તા મને નામદાર સરકારે આપી છે. અત્યારે તો આ દરખાસ્તો હિંદી વજીર બ્રિટનની સંસદને સમજાવી રહ્યા છે. દરખાસ્તોની, તેમની પાછળના વિચારોની અને તેમજ હું તેમને કઈ રીતે અમલમાં મુકવા માંગુ છું તેની સ્પષ્ટતા કરવાનો હેતુ મારા આ વાયુ પ્રવચનનો છે.

આ કોઈ બંધારણીય સમાધાન મેળવવાનો કે લાદવાનો પ્રયત્ન નથી. નામદાર સરકારે તો આશા રાખી હતી કે મુખ્ય અવરોધરૂપ બનેલા કોમી પ્રશ્ન અંગે હિંદી પક્ષોના નેતાઓ જ પરસ્પર વચ્ચે સમાધાન કરશે. પણ આ આશા હજી પૂરી થઈ નથી.

દરમ્યાન, હિંદે મહાન તકો ઝડપવાની છે અને મહાન પ્રશ્નો ઉકેલવાના છે.

અને આ માટે બધાં જ પક્ષોના અગ્રણીઓનો સંયુક્ત સહકાર અનિવાર્ય છે. આથી, નામદાર સરકારના સંપૂર્ણ સમર્થન સાથે, કેન્દ્રીય તથા પ્રાન્તીય રાજકારણમાં પડેલા હિંદી નેતાઓને, વ્યવસ્થિત રાજકીય અભિપ્રાયોનું વધુ પ્રતિનિધિત્વ ધરાવતી વાઈસરોયની નવી કારોબારીની રચના અંગે મારી પાસે ચર્ચામાં જોડાવા હું આમંત્રણ આપું છું. આ સૂચિત કારોબારીમાં મુખ્ય કોમોનું પ્રતિનિધિત્વ હશે અને તેમાં સવર્ણ હિંદુઓ અને મુસ્લિમોનો સરખા પ્રમાણમાં સમાવેશ થયો હશે. જો તે રચાશે તો વર્તમાન બંધારણ પ્રમાણે કામ કરશે. પણ વાઈસરોય અને સર સેનાપતિ જેનું સ્થાન યુદ્ધ સલાહકાર સભ્ય તરીકેનું હશે તે બે સિવાય આ કારોબારી હિંદી સભ્યોની જ બનેલી હશે. એમ પણ સૂચવવામાં આવ્યું છે કે વિદેશ વ્યવહાર અંગેનું ખાતું, જે અત્યાર સુધી વાઈસરોય પાસે હતું તે પણ, બ્રિટિશ હિંદના હિતોને લાગે વળગે છે ત્યાં સુધી કારોબારીના હિંદી સભ્યને હવાલે સોંપવું.

નામદર સરકારે અન્ય સંસ્થાનોની જેમ, હિંદમાં પણ બ્રિટિશ હાઈકમિશ્નરની નિમણૂંકનું એક વધુ પગલું પણ સૂચવ્યું છે. તે ભારતમાનાં ગ્રેટ બ્રિટનના વ્યાપારી. અને અન્ય હિતોનું પ્રતિનિધિત્વ કરશે.

તમે જોશો કે આવી નવી કારોબારી સ્વરાજ્યના માર્ગે થનારી નિશ્ચિત આગેકૂચનું ઉદાહરણ બનશે. તે લગભગ સંપૂર્ણતયા હિંદી હશે અને નાણાં તથા ગૃહખાતાંનો સભ્યો પહેલી જ વાર હિંદીઓ હશે. વળી એક હિંદી પણ હિંદના વિદેશ વ્યવહારોનો હવાલો સંભાળતો હશે. વળી, ગવર્નર-જનરલ રાજકીય નેતાઓ સાથે ચર્ચા-પરામર્શ કર્યા પછી આ સભ્યોની પસંદગી કરશે. અલબત્ત, તેમની નિમણૂંક નામદાર સમ્રાટની મંજૂરીને અધીન હશે.

અત્યારના બંધારણના માળખામાં રહીને આ કારોબારી કામ કરશે અને ગવર્નર-જનરલ નિયંત્રણની પોતાની બંધારણીય સત્તાનો ઉપયોગ કરવા અસંમત થાય તેવો કોઈ પ્રશ્ન જ ઉદ્‌ભવતો નથી. અલબત્ત, તેનો ઉપયોગ અનૌચિત્યભર્યો નહિ થાય.

મારે તે સ્પષ્ટ કરવું જોઈએ કે આ વચગાળાની સરકારની રચના આખરી બંધારણીય સમજૂતી પ્રત્યે કોઈ પણ પ્રકારે પૂર્વગ્રહ ઊભો નહિ કરે.

નવી કારોબારીનાં મુખ્ય કાર્યો આ પ્રમાણે હશે :

સૌ પ્રથમ તો, જાપાન સાવ પરાજિત થઈ જાય ત્યાં સુધી સંપૂર્ણ બળ સાથે જાપાન સામેનું યુદ્ધ ચાલુ રાખવું.

બીજું, નવા સ્થાયી બંધારણ અંગે સમજૂતી ન સધાય અને તે અમલમાં ન આવે ત્યાં સુધી તેની સામે પડેલાં બ્રિટિશ હિંદની સરકારનાં અનેક પ્રકારનાં યુદ્ધોત્તર વિકાસ કાર્યો ચાલુ રાખવાં.

ત્રીજું, સરકારના સભ્યોને જયારે યોગ્ય લાગે ત્યારે બંધારણ અંગેની આવી સમજૂતી કયા પ્રકારે સધાય તેની વિચારણા કરવી. આ ત્રીજું કાર્ય અતિ મહત્ત્વનું છે. હું તે સાવ સ્પષ્ટ કરવા માગું છું કે મેં કે નામદાર સરકારે લાંબાગાળાના ઉકેલ અંગે ઉપેક્ષા સેવી નથી અને આ વર્તમાન દરખાસ્તો પણ લાંબાગાળાના ઉકેલને વધુ સરળ બનાવવાના ઈરાદાથી જ કરાઈ છે.

આવી કારોબારી રચવા માટે શ્રેષ્ઠ માર્ગો મેં વિચાર્યા છે અને મેં નીચેની વ્યક્તિઓને, મને સલાહ આપવા માટે વાઈસરોયના નિવાસસ્થાને નિમંત્રી છે:

પ્રાંતીય ધારાસભાઓમાં પ્રધાનમંત્રીનો હોદ્દો જે ધારણ કરતી હોય તે અથવા તો અત્યારે સરકારની કલમ ૯૩ નીચે શાસિત પ્રાંતોમાં જેમણે પ્રધાનમંત્રી તરીકેનો હોદ્દો છેલ્લે ધારણ કર્યો હતો તેવી વ્યક્તિઓને.

કેન્દ્રીય ધારાસભામાંના કૉંગ્રેસ પક્ષના નેતા તથા મુસ્લિમ લીગના નાયબ નેતા, પ્રાંતીય ઉપલી ધારાસભામાંના કોંગ્રેસ પક્ષ તથા મુસ્લિમ લીગના નેતા, ઉપરાંત ધારાસભામાંના નેશનાલિસ્ટ પાર્ટી તથા યૂરોપિયન ગ્રુપના નેતાઓને.

બે મુખ્ય રાજકીય પક્ષોના અધિકૃત નેતાઓ તરીકે શ્રી ગાંધી તથા શ્રી ઝિન્નાને.

અનુસૂચિત વર્ગોનું પ્રતિનિધિત્વ કરવા રાવ બહાદુર એન. શિવરાજને.

શીખોનું પ્રતિનિધિત્વ કરવા માસ્ટર તારાસિંઘને.

આજે, આ સજ્જનોને નિમંત્રણ પાઠવવામાં આવ્યા છે અને તા. ૨૫મી જૂને સંમેલન સિમલામાં ભરવાનું નિર્ધાર્યું છે. ત્યાં દિલ્હી કરતાં આપણે ઓછી ગરમી અનુભવીશું.

...

મને શ્રદ્ધા છે કે જે બધાને નિમંત્રણ પાઠવવામાં આવ્યા છે તે બધા સંમેલનમાં હાજર રહેશે અને તેમની સહાય મને આપશે. હિંદના ભાવિ અંગેના આખરી સમાધાન માટે પ્રગતિ કરવાના આ નવા પ્રયત્નમાં મારા અને તેમના પર એક ગંભીર જવાબદારી રહેલી છે.

જો આ બેઠક સફળ થશે તો મને આશા છે કે કેન્દ્રમાં નવી કારોબારીની રચના અંગે અમે શક્તિમાન થઈ શકીશું. મને તે પણ શ્રદ્ધા છે કે અત્યારે બંધારણના કાયદાની ૯૩મી કલમ નીચે શાસિત થતાં પ્રાન્તોમાં પ્રધાનોને પોતાના હોદ્દા ફરી સંભાળી લેવાનું અને સરકારની જવાબદારી ફરી ધારણ કરવાનું શક્ય બનશે અને આ પ્રધાનમંડળ મિશ્ર પ્રધાનમંડળ હશે.

કમભાગ્યે જો આ સંમેલન નિષ્ફળ જાય તો જ્યાં સુધી પક્ષો સાથે બેસવા તૈયાર ન થાય ત્યાં સુધી અત્યારની જેમ જ આપણે તંત્ર ચાલુ રાખવું પડશે. જો બીજી કોઈ વ્યવસ્થાઓ અંગે સંમતિ ન સધાય તો જેણે હિંદ માટે આટલું મૂલ્યવાન કાર્ય કર્યું છે તે વર્તમાન કારોબારી તે તંત્ર ચાલુ રાખશે.

પણ મને આશા જ છે કે જો પક્ષના નેતાઓ મારી સાથે અને પરસ્પર સાથે કામ કરવાના સન્નિષ્ઠ ઈરાદાથી આ પ્રશ્ન પ્રત્યે પોતાનો અભિગમ કેળવશે તો આ સંમેલન સફળ જ થશે. હું તેમને ખાતરી આપી શકું છું આ દરખાસ્ત પાછળ હિંદની પ્રજાને તેનું ધ્યેય સિદ્ધ કરવા સહાય કરવાનો બ્રિટન તથા સમગ્ર બ્રિટિશ પ્રજાનો ઉચ્ચ શુભાશય જ રહેલો છે. મારું માનવું છે કે તે ધ્યેય તરફના એક ડગલાં કરતાં આ કૈં સવિશેષ છે. તે એક મહત્ત્વની આગળ ધસતી એક ફાળ છે અને તે ય સાચા માર્ગ પરની ફાળ.

મારે તે સ્પષ્ટ કરી લેવું જોઈએ કે આ દરખાસ્તો માત્ર બ્રિટિશ હિંદને જ સ્પર્શે છે અને તાજના પ્રતિનિધિ સાથેના રાજવીઓના સંબંધમાં કશો ફેર પાડતી નથી.

નામદાર સરકારની સંમતિથી અને મારી કારોબારી સાથે ચર્ચા કરીને હજી પણ જેઓ કારાવાસમાં છે તે કોંગ્રેસ કારોબારીના સહુ સભ્યોને છૂટા કરવાના હુકમો આપી દેવાયા છે. ૧૯૪૨નાં તોફાનોને પરિણામે હજી પણ જે કારાવાસમાં

છે તેમને અંગે આખરી નિર્ણય હું નવી કેન્દ્રીય સરકાર જો રચાય તો તેના પર અને પ્રાન્તીય સરકારો પર છોડવા માગું છું.

કેન્દ્રીય તથા પ્રાન્તીય ધારાસભાઓની નવી ચૂંટણીના યોગ્ય સમય અંગે આ સંમેલનમાં ચર્ચા થશે.

અંતે હું આપ સહુને શુભેચ્છા તથા પારસ્પારિક વિશ્વાસનું વાતાવરણ સર્જવામાં મને સહાય કરવા વિનંતી કરું છું. કારણ કે આપણે જો પ્રગતિ કરવી હશે તો તે બંને આવશ્યક છે. હિંદના ઈતિહાસની આ કટોકટીભરી ક્ષણે, આ મહાન દેશ તથા તેમાં વસતા કરોડો લોકોનું ભાવિ અંગ્રેજ તથા હિંદી નેતાઓનાં બંનેના કાર્ય તથા વિચારનાં ડહાપણ અને સુસમજ પર નિર્ભર છે.

હિંદની લશ્કરી ખ્યાતિ આજે વિશ્વમાં જેટલી વધુ ઊંચી છે તેટલી તે ક્યારેય નહોતી. આ માટે આ દેશના દરેક પ્રદેશમાંથી આવેલા તેનાં સંતાનોનાં પરાક્રમોને યશ આપવો ઘટે. આંતરરાષ્ટ્રીય સમારંભોમાં તેના પ્રતિનિધિઓએ તેમના મુત્સદ્દીગીરીભર્યા વલણ માટે ઉચ્ચાદર પ્રાપ્ત કર્યો છે. હિંદની મહેચ્છાઓ અને સમૃદ્ધિ ભણીની તેમની પ્રગતિ માટે ક્યારેય આટલી વિશાળ કે આટલી વ્યાપક સહાનુભૂતિ નહોતી. આમ, આપણી પાસે મહાન સાધનસંપત્તિ છે, જો આપણે તેનો સવિવેક ઉપયોગ કરીએ તો. પણ તે તેટલું સરળ નહિ હોય, એટલું ત્વરિત પણ નહિ હોય. ઘણું બધું કરવાનું છે. તેમાં ભયસ્થાનો છે અને જોખમો પણ. બધી જ બાજૂએ સહુએ કૈંક માફ કરવાનું છે અને કૈંક ભૂલવાનું છે.

મને હિંદના ભાવિમાં શ્રદ્ધા છે અને તે શ્રદ્ધા જ્યાં સુધી મારામાં છે તે તેની મહત્તાને ઓર વધારશે. હું આપનાં સહકાર અને શુભેચ્છા માટે આપને વિનંતી કરું છું.

## (૩)

## *શ્રી ગાંધીનું નિવેદન*

જેવું મેં વાયુપ્રવચન સાંભળ્યું કે તરત જ મેં નામદાર વાઈસરોયને તાર કરી તે હકીકત પ્રત્યે તેમનું ધ્યાન દોર્યું કે, 'કોંગ્રેસના માન્ય પ્રતિનિધિ' તરીકે

મારું કોઈ સ્થાન નથી. તે સ્થાન તો કોંગ્રેસના પ્રમુખનું છે અથવા તો જે તે પ્રસંગે કોંગ્રેસનું પ્રતિનિધિત્વ કરવા નિયુક્ત થયેલી વ્યક્તિનું છે.

અનેક વર્ષો સુધી કોંગ્રેસને જ્યારે જરૂર પડી ત્યારે મેં અનધિકૃત રીતે તેના સલાહકાર તરીકેનું કાર્ય કર્યું છે. લોકોને તે યાદ હશે કે કાયદે આઝમ ઝિન્ના સાથે પણ મારી વાટાઘાટો કરવા હું તેવા જ અપ્રતિનિધિના રૂપે ગયો હતો અને વાઈસરોયે રજૂ કરેલા આ પ્રસંગે પણ હું બ્રિટિશ સરકાર સાથે તેનાથી અલગ તેવી કોઈ સ્થિતિ ધારણ ન કરી શકું.

વાઈસરોયના વાયુપ્રવચનની એક વાત મારા કાનને ખટકી છે અને હું માનું છું કે રાજકીય માનસ ધરાવતા કોઈ પણ હિંદુને તે ખટકશે. 'સવર્ણ હિંદુઓ' એવો જે શબ્દ પ્રયોગ કર્યો તે પ્રત્યે હું ધ્યાન દોરું છું. હું દાવા સહિત કહું છું કે રાજકીય રીતે પોતાની જાતને 'સવર્ણ હિંદુ' તરીકે ઓળખાવતી કોઈ વ્યક્તિ નથી. સમગ્ર હિંદનું પ્રતિનિધિત્વ કરવાનો જે દાવો કરે છે અને જે રાજકીય આઝાદીને ઝંખે છે તે કોંગ્રેસને બાજૂએ મૂકીએ. પણ શું વીર સાવરકર અથવા તો હિંદુ મહાસભાના ડૉ. શ્યામા પ્રસાદ મુકર્જી સવર્ણ હિંદુઓનું પ્રતિનિધિત્વ કરે છે ? જ્ઞાતિના ભેદભાવ સિવાય તેઓ બધા જ હિંદુઓનું પ્રતિનિધિત્વ શું નથી કરતા ? તેઓ આ કહેવાતા અસ્પૃશ્યોનો શું સમાવેશ નથી કરતા ? શું તેઓ પોતે સવર્ણ હિન્દુ હોવાનો દાવો કરે છે ? મને શ્રદ્ધા છે કે તેઓ આવું તો નથી કરતા. જે રાજકીય માનસ ધરાવતા હિંદુઓને હું ઓળખું છું તેમાં પંડિત મદન માલવિયાજી જેવા ચુસ્ત હિંદુ જે જ્ઞાતિના ભેદભાવમાં માને છે તે પણ બીજા હિંદુઓ કરતાં પોતાને 'સવર્ણ હિંદુ' તરીકે ઓળખાવવાનો ઈન્કાર કરશે. હિંદુ ધર્મનું આધુનિક વલણ બધા જ જ્ઞાતિ ભેદભાવોનો નાશ કરવાનું રહ્યું છે અને હિંદુ સમાજના પ્રત્યાઘાતી તત્ત્વોની મને જાણ હોવા છતાંય હું મારા આ મતને વળગી રહું છું. આથી, હું એટલી જ આશા રાખી શકું કે વાઈસરોયે આ શબ્દપ્રયોગ સાવ અજ્ઞાનને કારણે થવા દીધો હશે. હિંદુ સમાજની લાગણીશીલતાને જાણી જોઈને દુભવવાનો કે તેનું વિભાજન કરવાનો તેમનો આશય હશે તેવું હું માનતો નથી. મેં આ વાત છેડી ન હોત પણ હકીકત એ

છે કે, તે રાજકીય માનસ ધરાવતા કોઈ પણ હિંદુના મર્મસ્થાનને સ્પર્શે છે અને તેના રાજકીય પ્રત્યાઘાતો પડે છે.

આ સૂચિત સંમેલનને તેના યોગ્ય રાજકીય વાતાવરણમાં મૂકવામાં આવે અને પ્રારંભથી જ કોઈ પણ વિભાજક તત્ત્વોથી તેને મુક્ત રાખવામાં આવે તો તે ઘણું ઉપયોગી કાર્ય કરી શકે. સહુ આમંત્રિતો નિ:શંકપણે હિંદના સ્વાભાવિક ધ્યેયના સંયુક્ત વલણ સાથે હિંદીઓ તરીકે આવશે, નહિ કે હિંદી સમાજના અનેક વિભાગોનું પ્રતિનિધિ કરતી વ્યક્તિઓ તરીકે.

આ જ પ્રમાણે મેં ભુલાભાઈ લિયાકતઅલી સમાધાનને વિચાર્યું છે અને હું માનું છું કે તેણે વાઈસરોયના આગામી સંમેલનનો પાયો નાંખ્યો છે. વાઈસરોયના પ્રવચનમાં જે કૈં રંગ દેખાય છે તેવો કોઈ રંગ શ્રી ભુલાભાઈ દેસાઈની દરખાસ્તમાં નથી. શ્રી ભુલાભાઈ દેસાઈએ તેમની દરખાસ્ત અંગે જયારે મારી સલાહ લીધી ત્યારે મેં જે ભાગ ભજવ્યો તેની મને કશી શરમ નથી. શ્રી ભુલાભાઈ દેસાઈની દરખાસ્તને, જે રીતે હું તેને સમજયો તે રીતે, કોમી કોકડું ઉકેલવામાં રસ છે અને એટલે જ તેણે મને આકર્ષ્યો અને મેં તેમને ખાતરી આપી કે કારોબારીના સભ્યો પર હું મારા પ્રભાવનો ઉપયોગ કરીશ અને તેમની દરખાસ્ત સ્વીકારવા માટેનાં કારણો આપીશ અને મને સહેજ પણ શંકા નથી કે આ દરખાસ્ત સાથે સંકળાયેલા બંને પક્ષો તેમનાં ઘટકોનું સાચી રીતે પ્રતિનિધિત્વ કરતા હોય અને હિંદની આઝાદી એ જ તેમનું સામાન્ય ધ્યેય હોય તો પરિણામ સારું નીપજશે.

આ મુદ્દા પર મારે અટકવું જોઈએ અને કારોબારીએ દોર સંભાળી લેવાનો છે. તોળાઈ રહેલા પ્રશ્ન અંગે કોંગ્રેસનું માનસ સ્પષ્ટ કરવાનું કામ હવે તેના સભ્યોનું છે - એસોસિએટેડ પ્રેસ ઈન્ફર્મેશન.

* * *

# શબ્દસૂચિ

## નામસૂચિ



આ પુસ્તક કોઈપણ જાતની શંકા વિના મુખ્યત્વે અસ્પૃશ્યોની ચળવળ અંગે છે. પરંતુ એ માનવું ખોટું છે કે આ પુસ્તક અન્ય બાબતોને સ્પર્શતુ નથી. હકીકતમાં સામાન્ય હિંદુ પ્રજાના બીજા ઘણા મહત્વના વિષયોને સ્પર્શે છે, જેને અવગણી શકાય નહી, તેવી, મુળભુતતા, ઉંડાણ, બ્રાહ્મણવાદ તથા લોકશાહી વચ્ચેના સંઘર્ષને આવરી લેવામાં આવેલ છે. ૧૯૩૭મી ચૂંટણીના પરિણામોનો અભ્યાસ આ પુસ્તકનો સૌથી વધારે ધ્યાન ખેંચનાર ભાગ છે. પુસ્તકમાં અસંખ્ય કોઠાઓ ખાનાઓને શુશોભીત કરે છે, અને ચૂંટણી પરિણામોનું સુંદર વિશ્લેપણ પણ કરેલ છે. આ બાબત બિન બ્રાહ્મણો માટે ભારતમાં સૌથી મહત્વની છે. જેઓ ગાંધીવાદમાં રસ ધરાવે છે તેઓ ને આ પુસ્તકમાંથી ઘણો ખોરાક મેળવી શકશે. આ વિપયના ખાસ પ્રકરણમાં ગાંધીવાદ અંગે વિશિપ્ટ સામગ્રી છે.

શ્રી એન જી. ગોરે "સાઉન્ડ" ના એપ્રીલ ૧૯૪૫માં ડૉ. આંબેડકર વિપે લખે છે કે કોઈપણ વ્યકિત ઝનુનપૂર્વક ડૉ. આંબેડકર સાથે અસહમત હોવા છતાં જાડા કાચના ચશ્માધારી ડૉ. આંબેડકર વિશે આદર ધરાવ્યા વિના રહી ન શકે. પછાત જાતિમાં અતિપછાત તરીકે જનમ્યા હોવા છતાં સારી જગ્યા પૈકીની શ્રેપ્ઠ જગ્યા સુધી તે પહોંચી શકયા છે. નિકોલસના મોટા ભાગના અવલોકનોની જેમ તે પણ અતિશોયકિત પૂર્ણ હોઈ છતાં પણ ડૉ. આંબેડકર ભારતના નેતાઓ પૈકી સૌથી શ્રેપ્ઠ વિધ્વાનો પૈકિના છે તે બાબતનો ઈન્કાર થઈ શકે તેમ નથી. ભારત, ઈંગ્લેન્ડ, અમેરિકા, તેમજ જર્મનિ આ તમામ દેશોએ તેમને શૈક્ષણિક પદવીઓ સમર્પિત કરેલ છે. તેમની કારકિર્દીમાં તેઓ અર્થશાસ્ત્રી, ધારાશાસ્ત્રી, શિક્ષણશાસ્ત્રી વિધ્વાન લેખક રાજકરણી અને લડવૈયા તરીકે રહેલ છે. ખરેખર કહી શકાય કે જે ક્ષેત્રોમાં ડૉ. આંબેડકર પ્રવેશે છે, તે ક્ષેત્રો તેઓ શોભાવે છે.

સાભાર

**કોંગ્રેસ અને ગાંધીએ અસ્પૃશ્યો માટે શું કર્યુ ? પુસ્તકના પ્રકાશકની નોંધમાંથી**